# મહમૂદુલ ફતાવા

## ભાગ-૨

હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)
સદર મુફતી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક

સંપાદન

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી

પ્રકાશક

મકતબએ અન્વર મહમૂદનગર
જામિઅહ ડાભેલ પાસે.

# મહમૂદુલ ફતાવા




હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)

સદર મુફતી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક

સંપાદન

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી

**:નોંધ:**

બે ગુજરાતી માસિક :
(૧) અલ ઈસ્લાહ (સિમલક) અને
(૨) બયાને મુસ્તફા (અક્કલકુવા) માં
પ્રગટ થયેલ ફતાવાનો સંગ્રહ.

પ્રકાશક

મકતબએ અન્વર મહમૂદનગર
જામિઅહ ડાભેલ પાસે.

કિતાબનું નામ : મહમૂદુલ્ફતાવા
(ભાગ બીજો)

લેખક : હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દામત બરકાતુહુમ

સંપાદક : મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી (મુઈન મુફતી મદ્રસા જામિઅહ ઈસ્લામિય્યહ તાલિમુદ્દીન, ડાભેલ.)

પાના : ૫૬૮

છાપણી વર્ષ : હિ.સ. ૧૪૩૧, ઈ.સ. ૨૦૧૦

કમ્પ્યૂટરાઈઝ્ડ બાય : કુરૈશી ગ્રાફિક્સ, ભાવનગર-૧.
મો :- 9824 786 864

-: મળવાનું સ્થળ :-
મકતબએ અન્વર
મહમૂદનગર, જામિઅહ ઈસ્લામિય્યહ પાસે,
ડાભેલ - ૩૯૬૪૧૫. જિ.નવસારી, ગુજરાત.
મોબાઈલ :- ૦૯૯૨૪૬૯૩૪૭૦

# મહમૂદુલ્ફતાવાના બીજા ભાગના વિષયો એક નજરમાં

મક્તબ-એ-અશરફ

મહમૂદુલ્ફતાવાના બીજા ભાગના મસાઈલની

# અનુક્રમણિકા

| ક્રમ નં. | વિષયો | પાના નં. |
| --- | --- | --- |

## (૧) ઝકાત

## (૨) ઉશ્રો ખિરાજ કિંવા ખેતીની ઝકાત



## (3) સદકાઓ



## (૪) રોઝા

## (૫) એ'તિકાફ

## (૬) હજ્જ અને ઉમરહ

## (૭) ઝિક્ર અને દુઆઓ



## (૮) નિકાહ

## (૯) તલાક

## (૧૦) ઈદ્દત

## (૧૧) નફકો કિંવા ભરણ - પોષણ



## (૧૨) હુરમતે મુસાહરત



## (૧૩) કસમ



## (૧૪) ચોરી

## (૧૫) તાઝીર કિંવા સજાઓ



## (૧૬) શહાદત કિંવા ગવાહી



## (૧૭) લુકતહ કિંવા મળેલી વસ્તુ



## (૧૮) વકફ

## (૧૯) મસ્જિદ

## (૨૦) કબ્રસ્તાન



## (૨૧) મદ્રસાઓ



## (૨૨) બુયૂઅ કિંવા વેપાર

## (૨૩) સંગ્રહખોરી



## (૨૪) મુઝારબત કિંવા ભાગીદારી



## (૨૫) સૂદ કિંવા વ્યાજ

## (૨૬) કરજ



## (૨૭) રહન કિંવા ગિરવી રાખેલી વસ્તુ



## (૨૮) હિબહ કિંવા હદયો

## (૨૯) વકાલત કિંવા કામ સોંપવું



## (૩૦) ઈજારહ

## (૩૧) ગસબ કિંવા છીનવી લેવું



## (૩૨) શુફઅહ કિંવા પડોશનો મિલ્કત ખરીદીનો હક



## (૩૩) મુઝારઅત કિંવા ખેતી



## (૩૪) કુર્બાની

## (૩૫) અકીકો



## (૩૬) જાઈઝ–નાજાઈઝ

## અ. તઆમ કિંવા ખાણું



## બ. રિશ્વત



## ક. મોબાઈલ



## ડ. ટી.વી. સીનેમા

## ઈ. ફિલ્મ - ગરબા



## ઉ. રમત - ગમત



## (૩૭) મુઆશરત કિંવા સામાજિક

## (૩૮) બંદાઓના હકો



## (૩૯) મિયાં - બીવી



## (૪૦) નામ

## (૪૧) લીબાસ



## (૪૨) પરદો



## (૪૩) ખસાઈલે ફિત્રત કિંવા સ્વભાવિક આદતો

## અ. ખત્ના



## (૪૪) ઈલાજ



## (૪૫) વારસા વહેંચણી

## (૪૬) વિવિધ મસાઈલ



મકતબે-અશરફ

# (૧) ઝકાત

## ૧. સોના સિવાય રકમ ન હોય તો ઝકાત કેવી રીતે અદા કરવી.

**સવાલ** : નિસાબ મુજબ સોનું છે પરંતુ તે સિવાય અન્ય રોકડ હાથમાં નથી આવા સંજોગોમાં ઝકાત કેવી રીતે અદા કરવી ?

**જવાબ** : તે સોનાનો જ ચાલીસમો ભાગ (૨.૫૦%) કાઢી ઝકાત રૂપે ગરીબને આપવાથી ઝકાત અદા થઈ જશે. બલકે અસલ હુકમ એ જ છે કે જે માલમાં ઝકાત ફર્ઝ થતી હોય તેનો જ અંશ ઝકાત રૂપે કાઢી ફકીરને દેવામાં આવે. અલબત્ત અગર કોઈ તેના બદલે તેની કિંમત ઝકાત રૂપે આપશે તો પણ ઝકાત અદા થઈ જશે.

## ૨. જયાં સુધી રકમ મુસ્તહીકના હાથમાં પહોંચે નહી ત્યાં સુધી ઝકાત અદા થતી નથી.

**સવાલ** : અમારા ગામમાં વેલફેર કમીટી છે. જે દર વર્ષે ઝકાતની રકમ ઉઘરાવે છે. પરંતુ ઘણીવાર એવું બને છે કે સદર ઝકાતની બચેલી રકમ સંસ્થાના બેંક એકાઉન્ટમાં જ પડી રહે છે. આમ પૂરે પૂરી ઝકાતની સદર રકમ મુસ્તહીક વ્યક્તિ કે કામમાં ઉપયોગમાં લેવાતી નથી. આ સંજોગોમાં ઝકાત આપનારની ઝકાત અદા થયેલી ગણાય કે કેમ ?

**જવાબ** : જ્યાં સુધી તે રકમ મુસ્તહીકના હાથમાં નહીં પહોંચે ત્યાં સુધી ઝકાત અદા થયેલી કહેવાશે નહીં. જેથી સંસ્થાના સંચાલકોએ વરસ પૂરૂં થવા પહેલાં જ રકમ હકદાર સુધી પહોંચાડવાની તકેદારી લેવી જરૂરી છે.

## ૩. મુદર્રિસના પગારમાં ઝકાત આપવા બાબત.

**સવાલ** : અમારી સંસ્થા મદ્રેસો (મકતબ) ચલાવે છે. તેના પગાર ચુકવવા ખાસ કોઈ આમદની નથી. મદ્રેસામાં ૨૦% સુખી અને ૮૦% ગરીબ

બાળકો તાલીમ હાસીલ કરે છે. હમણાં સુધી ડર્બનથી મદદ આવતી હતી. હાલ તે અનિયમિત અને નાકાફી છે. થોડીક ફી નાંખી છે પણ ગરીબોને તે દેવાના ફાંફા પડે છે. અમોએ લિલ્લાહ મદદની અપીલ કરી પણ એટલો પ્રતિસાદ મળતો નથી. ઝકાત દેવા ઘણાં તૈયાર છે. તો સવાલ એ છે કે :

(૧) આ ઝકાત મકતબના મુદર્રિસના પગારમાં વાપરી શકાય કે નહીં ?

(૨) નહીં આપી શકાય તો અન્ય સૂરત છે ?

(૩) આપણાં ચારે અઈમ્માના નઝદીક આ રીતે ડાયરેકટ પગાર આપી શકાતો નથી ?

(૪) હાલ ઘણાં મુસ્લિમ મમાલીકમાં ઝકાતનું ફંડ ઉભું કરી તેમાંથી મદારિસના ઉસ્તાદોના પગારો દેવાય છે. મદ્રેસા, સ્કુલો, દવાખાના, હોસ્પિટલો વગેરે બાંધકામમાં વપરાય છે. આ રીતે સહીહ છે ? આ માહિતી મળી છે અને વિદેશમાં ખૂબ જ ચર્ચાનો વિષય બન્યો છે. તેથી ગુસ્તાખી કરી આ બાબતે પુછાવ્યું છે. તો મહેરબાની કરી કિતાબોના હવાલાથી વિસ્તૃત જવાબ આપશો. થોડા ફેરફાર સાથે આ સવાલ જવાબ માસિક “અલ ઈસ્લાહ”માં છાપશો તો ઘણું ઉપયોગી થશે. કારણ કે હમણાં આ ખૂબ પેચીદો પ્રશ્ન ઉઠયો છે. મુસ્લિમ મમાલીકમાં રહેતા લોકોનું કહેવું છે કે આ તમે જ ના કહો છો વરના સર્વ જગ્યાએ ઝકાતના પૈસા જ મદ્રેસાના નિભાવ, પગાર વગેરેમાં આપવામાં આવે છે.

**જવાબ** : (૧) શરીઅતની પરિભાષામાં ઝકાત તે માલને કહેવામાં આવે છે જે ગરીબોને કોઈ પણ પ્રકારના મહેનતાણા વગર તેમજ કોઈ પણ પ્રકારની સેવાની અવેજી વગર આપવામાં આવે. અગર કોઈ ગરીબ મોહતાજથી કોઈ પ્રકારની સેવા તેમજ ખીદમત લઈને ઝકાતનો માલ આપવામાં આવશે તો ઝકાત અદા થશે નહીં. [મઆરીફુલ કુર્આન : ભાગ–૪ પેજ નં. ૩૯૮] માટે મકતબના મુદર્રિસના પગાર રૂપે ઝકાતનો માલ આપી શકાય નહીં, અગર આપવામાં આવ્યો તો ઝકાત અદા થશે નહીં.

(૨) આપે જે મુંઝવણ રજૂ કરી છે તેનું કારણ એ છે કે મા–બાપ પોતાના બાળકોને મઝહબની બુન્યાદી તાલીમ આપવાને પોતાની ફરજ

સમજતા નથી. અગર તેઓ પોતાના બાળકોની અન્ય જીવન જરૂરતો (જેમ કે ખાવા–પીવા, પહેરવા–ઓઢવા, રહેવા–સહેવા)ને પૂરી કરવાને પોતાની ફરજ સમજે છે અને ગમે તેવો ગરીબ માણસ પણ તેમની એ જરૂરતો પૂરી કરવા માટે પોતાની હેસિયત મુજબ પ્રબંધ અને વ્યવસ્થા કરે છે એવી જ રીતે પોતાના બાળકોને દીનની બુન્યાદી તાલીમ આપવાને પણ પોતાની ફરજ સમજે તો તેનો પણ એવી જ રીતે પ્રબંધ કરશે જેવી રીતે અન્ય જરૂરતો માટે કરે છે. લોકોને આ વાત સારી રીતે સમજાવવાની જરૂરત છે. તે છતાં પણ કોઈ ગરીબ તે માટે પ્રબંધ કરવા અશક્તિમાન હોય તો બાળકો માટે જે ફીસ નક્કી કરવામાં આવી છે તેટલી ઝકાતની રકમ તે બાળક અથવા તેના બાપને આપી એવું કહેવામાં આવે કે આ રકમ તમે એની ફીસમાં જમા કરાવી આપો, તો નક્કી કરેલી ફીસ અદા કરવામાં જે અડચણ ઉભી થાય છે તે દૂર થઈ જશે.

(૩) ચારે ઈમામોમાંથી કોઈના પણ નઝદીક આ રીતે ડાયરેકટ પગારમાં ઝકાતની રકમ આપી શકાતી નથી.

(૪) પાછલા યુગમાં એકાદ બે અરબ આલીમોએ કુર્આને પાકમાં વાપરવામાં આવેલ શબ્દ "ફી સબીલીલ્લાહ"ની મનમાની તફસીર કરી ઝકાતના હકદારોમાં તે તમામ કામોનો સમાવેશ કરી લીધો જે કોઈ પણ પ્રકારે નેકી અને ઈબાદતના કામો છે. જેમ કે મસ્જિદો, મદ્રેસાઓ, હોસ્પિટલો, મુસાફિર ખાનાઓ વગેરેનું બાંધકામ, કુવાઓ, પુલો તેમજ સડકો બનાવવા અને સાર્વજનિક સંસ્થાઓના કર્મચારીઓના પગારો તેમજ તેની અન્ય જરૂરતોને "ફી સબીલીલ્લાહ" કહી તેમાં ઝકાતનો માલ ખર્ચ કરવાની ઈજાઝત આપી દીધી, જે તદ્દન ગલત હોવાની સાથે ઈજમાએ ઉમ્મતના ખિલાફ છે. સહાબાએ કિરામ (રદિ.) જેઓએ કુર્આનને હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી સીધી રીતે પઢ્યું અને સમજ્યું તેઓથી તેમજ તાબેઈનમાં જે લોકો તફસીરના ઈમામ કહેવાયા તેઓથી આ શબ્દની જે કંઈ પણ તફસીર નકલ કરવામાં આવી છે, તેમાં આ વસ્તુનો જરા પણ ઉલ્લેખ નથી. આ બાબત હઝરત મુફ્તી મોહમ્મદ શફીઅ સાહબ (રહ.)એ

વિગતવાર ચર્ચા કરી છે.

[જુઓ મઆરીફુલ કુર્આન : ભાગ-૪ પેજ નં. ૪૦૬ થી ૪૦૮ સુધી.]

એ સિવાય આ વિષય ઉપર કેટલાય નાના મોટા પુસ્તકો પણ લખાય ચુકયા છે. જેમાં ઉપરોકત વિચાર સરણીને કુર્આન તેમજ હદીષની દલીલોથી રદ કરવામાં આવી છે. અગર એક વસ્તુ પર વિચાર કરો તો આ મસ્અલો સમજવા માટે પુરતી છે. તે એ કે અગર ઝકાતના મસ્અલામાં આટલી બધી વિશાળતા હોત કે દરેક નેકી તેમજ ઈબાદતના કામમાં ખર્ચ કરવાનો એમાં સમાવેશ થઈ જતો હોય તો પછી કુર્આનમાં ઝકાતના મસ્રફ રૂપે આઠ મસ્રફનો ઉલ્લેખ વ્યર્થ બની જાય છે.

[મઆરીફુલ કુર્આન : ભાગ-૪ પેજ નં. ૪૦૮]

## ૪. મરઘા અને ઈંડાના વેચાણ પર ઝકાત આવશે કે નહીં ?

**સવાલ** : હું મરઘા ઉછેર (પોલ્ટ્રીફાર્મ)નો ધંધો કરૂં છું. એમાંથી ઉત્પન્ન થયેલા ઈંડા, મરઘી, ખાતરના વેચાણ પર અમુક રકમ રાહે લીલ્લાહ કાઢવા માંગુ છું. એ રકમ ઝકાત ગણાશે કે લીલ્લાહ ગણાશે ?

**જવાબ** : એમાં ઝકાત આપવી પડશે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૨ પેજ નં. ૧૭]

## ૫. સગાઓ પૈકી કોઈ ઝકાત લેવા તૈયાર ન હોય તો ઝકાત કોને આપવી ?

**સવાલ** : સગાઓ પૈકી કોઈ ઝકાત લેવા માંગતા ન હોય તો ઝકાત કોને આપવી ?

**જવાબ** : સગાઓમાં કોઈ ઝકાતનું હકદાર હોય અને જરૂરતમંદ હોય તો અફઝલ એ છે કે તેને જ આપવામાં આવે અને હવે જો એવો ભય છે કે તે હકદાર અને જરૂરતમંદ હોવા છતાં ઝકાતના નામે દેવાથી લેવામાં શરમ અનુભવે છે અને એટલા ખાતર જ ના પાડે છે. તો તેમને ભેટ અથવા ઈદીના નામે દઈ દિલમાં ઝકાતની નિય્યત કરી લેવાથી પણ ઝકાત અદા થઈ જશે.

અલબત્ત જો સગા વ્હાલાઓમાં કોઈ મોહતાજ અને જરૂરતમંદ નથી તો પછી પાડોશીઓને, પછી પોતાના મહોલ્લાવાળાઓને પછી પોતાની વસ્તીવાળાઓને આપવું જોઈએ. [શામી : ભાગ–૨ પેજ નં. ૭૫] અલબત્ત અગર પોતાની વસ્તી સિવાય બીજી જગ્યાએ વધારે મોહતાજ અને જરૂરતમંદ લોકો મૌજૂદ છે અથવા નેક સાલેહ અથવા એવી વ્યક્તિઓ જેમને લઈ મુસ્લિમોને વધુ ફાયદો પહોંચી રહ્યો છે અથવા તાલિબે ઈલ્મો છે તો ત્યાં પણ મોકલાવી શકાય છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૭૫]

## ૬. પોતાના મુસલમાન નોકરને ઝકાત આપી શકાય કે નહીં ?

**સવાલ** : કોઈ આપણે ત્યાં મુસ્લિમ નોકર હોય તો તેને ઝકાત આપી શકાય કે કેમ ?

**જવાબ** : આપી શકાય છે, પરંતુ ઝકાત રૂપે અપાયેલ એ રકમને લઈ તેના ઉપર એહસાન ન ચઢાવવામાં આવે અથવા તેને લઈ એનાથી હકથી વધુ કામ ન લેવામાં આવે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૭૭]

## ૭. એક વ્યક્તિને વધારેમાં વધારે કેટલી ઝકાત અપાય ?

**સવાલ** : એક વ્યક્તિને વધારેમાં વધારે કેટલી ઝકાત અપાય ?

**જવાબ** : એટલી રકમ આપવી જેનાથી એની માલિકીમાં નિસાબે ઝકાત જેટલી રકમ થઈ જતી હોય તો તે મકરૂહ છે, એનાથી કમ આપવી જોઈએ. અલબત્ત અગર તે માણસ કરજદાર છે અથવા બચરવાળ છે અને આપેલી રકમમાંથી કરજ અદા કર્યા પછી અથવા ઘરની એક વ્યક્તિ ઉપર વહેંચવાની સૂરતમાં નિસાબ જેટલી રકમ નથી રહેતી તો વાંધો નથી.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ–૨ પેજ નં. ૭૪]

## ૮. ગેર મુસ્લિમ ભિખારીને ઝકાત આપી શકાય ?

**સવાલ** : ગેર મુસ્લિમ ભિખારીને ઝકાતના પૈસામાંથી ભીખ આપી શકાય કે કેમ ?

**જવાબ** : ગેર મુસ્લિમને ઝકાત આપી શકાય નહીં.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૭૩]

## ૯. માલદારની ગરીબ પત્નિ ઝકાત લઈ શકે છે ?

**સવાલ** : એક ઓરતનો પતિ સાહિબે નિસાબ હોય, પરંતુ પત્નિને ખસ્તા હાલ રાખે છે, જેમ કે તેને જરૂરત મુજબ ખર્ચ, કપડાં–લત્તામાં બુખ્લ કરતો હોય, ઓરત પોતે સાહિબે નિસાબ ન હોય. પોતાની અંગત તેમજ તેના પિતા તરફથી આપેલ કોઈ દાગીના રકમ કે માલ ન હોય તેવી ઓરત પોતાની પતિના છૂપેથી ગુપ્ત રીતે કોઈ પાસેથી ઝકાત લઈ શકે ?

**જવાબ** : માલદાર પતિની ગરીબ પત્નિ માટે ઝકાત લેવી જાઈઝ છે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૭૨]

## ૧૦. દેશની બહાર રકમ કાઢી શકાતી ન હોય તો તેનો શરઈ હુકમ.

**સવાલ** : મલાવી (સેન્ટ્રલ આફ્રિકા)ના રહીશોએ હાલ મલાવી છોડી યુ.કે.માં વસવાટ કર્યો છે. વસવાટ દરમિયાન એ લોકોના વેપારની આવકની રકમ ત્યાંની બેન્કમાં (મલાવી) જમા છે. એ રકમ ત્યાંની ગવર્મેન્ટના કાયદા મુજબ બહાર બીજા દેશોમાં મોકલી શકાતી નથી. તો મજકૂર રકમને એ લોકો પોતાના ઉપયોગમાં લેવા માટે અહિં ઈન્ડિયાની બેન્કોમાં જમા રકમનું જે વ્યાજ આવેલ એ વ્યાજની રકમ જેટલી મલાવી બેન્કના ખાતામાંથી ત્યાંના ગરીબોને આપી દે છે. અહિં ઈન્ડિયન બેન્કની રકમનું વ્યાજ પોતાની ચોખ્ખી આમદની ઠેરવે છે, તો શું મજકૂર હકીકત શરીઅત પ્રમાણે સહીહ છે કે નહીં ?

**જવાબ** : એ રીતે મુનાસિબ નથી. [શામી : ભાગ–૪ પેજ નં. ૧૪૪] અલબત્ત, અગર તેઓ ઉપર ઝકાત વાજીબ થતી હોય અને ઝકાત અદા કરવાની નિય્યતથી મલાવી વાળી રકમ ત્યાંના ગરીબોને આપશે તો ઝકાત અદા થઈ જશે.

## ૧૧. વધારાના મકાન ઊપર ઝકાત વાજીબ છે કે નહીં ?

**સવાલ :** શું વધારાના મકાનની ઝકાત કાઢવી જોઈએ? અગર કાઢવી જોઈએ તો મકાનની કિંમતની કે મકાનના ભાડાની ઝકાત કાઢવી જોઈએ?

**જવાબ :** જરૂરતથી વધારાનું મકાન અગર વેપારની નિય્યતનું નથી તો તેમાં ઝકાત વાજીબ નથી. પછી ભલે ચાહે ભાડે આપેલું હોય કે ન હોય.

## ૧૨. સોના ચાંદીના નિસાબની કિંમત પ્રમાણે રકમ કેટલી ?

**સવાલ :** હમણાં ઝકાતના નિસાબ પ્રમાણે અંદાજે રૂપિયા કેટલા થાય તે જણાવશો, એટલે કે ૫૨ (બાવન) તોલાની કિંમત અને ૭.૫ (સાડા સાત) તોલા સોનાની કિંમત પ્રમાણે આજે અંદાજે કેટલી રકમ થાય? એમાં વધઘટ થયા કરે છે પરંતુ અંદાજો જણાવશો.

**જવાબ :** સાડા બાવન તોલા અર્થાત્ : ૬૧૨.૩૫ ગ્રામ ચાંદી અથવા સાડા સાત તોલા અર્થાત્ : ૮૭.૪૭૯ ગ્રામ સોનાની જે કિંમત હાલના બજાર ભાવે થતી હોય એ બન્નેમાંથી જે ઓછી હોય તેટલા રૂપિયાનો માલિક હશે તો વરસ પુરૂં થતા ઝકાત વાજીબ થશે. આજની કિંમત કેટલી થાય છે તે એ લાઈનના જાણકારથી પુછી લેશો.

## ૧૩. પોતાની ઝકાત પોતાની ઔલાદને આપી શકાય નહીં.

**સવાલ :** એક ઓરત છે. જેને ત્રણ છોકરા છે અને એના ધણીએ તલાક આપી દીધી છે. જેને ચાર વર્ષ થઈ ગયા છે અને એના છોકરાઓ સાથે રહે છે. ઓરતના બાપની એટલી હેસિયત નથી કે છોકરાઓનું પોષણ કરી શકે અને છોકરાઓનો બાપ કોઈ મહીને ખર્ચ આપે છે અને કોઈ વખત નથી આપતો. હવે ઓરત જાતે મહેનત કરે છે. જાતે એનાથી થઈ શકે એવું કામ કરીને ગમે તેમ ગુજારો કરે છે અને ઓરત પાસે એના બાપને ત્યાંનું સોનું ૧૦ તોલા છે તો એની ઝકાત આપવી પડે કે નહીં? અને આપે તો

એના છોકરાઓની ખાધા ખોરાકીમાં વાપરી શકે કે નહીં ?

**જવાબ** : અગર તે સોનું બાપ તરફથી તેને બખ્શિશ રૂપે આપી દેવામાં આવ્યું છે તો તે ઓરત એ સોનાની માલિક છે અને કાયદા મુજબ એના ઉપર તે સોનાની ઝકાત ફર્ઝ છે. રોકડ રકમ ન હોય તો એ સોનામાંથી આપે અને છોકરાઓ એના પોતાના પણ છે. જેથી તેમની ખાધા ખોરાકીમાં એ ઝકાત વાપરી શકશે નહીં. પોતાની ઝકાત પોતાની ઔલાદને આપી શકાય નહીં.

## ૧૪. બીજાના શેર ઉપર ઝકાત લાગુ પડે કે નહીં ?

**સવાલ** : મારી પાસે ૩-૧/૨ (સાડા ત્રણ) તોલા સોનું છે. રોકડા ૪૫૦ રૂપિયા છે. શેર પણ છે, જેની ખરીદ કિંમત રૂા. ૩૨૦૦ તે વખતે હતી. આ શેર મારી છોકરી અસ્માના નામ સાથે છે. ઉપરોકત સૂરતમાં મને ઝકાત લાગુ પડે કે નહીં ? અને લાગે તો કેટલી લાગે ? એ ખુલાસાવાર જણાવશો.

**જવાબ** : સાડા ત્રણ તોલા સોનાની હાલની બજાર કિંમત સાથે રોકડા ૪૫૦ રૂપિયા મેળવ્યા પછી કુલ સાડા બાવન તોલા ચાંદીની કિંમત જેટલા રૂપિયા થતા હોય તો આપની ઉપર ઝકાત વાજિબ થશે.

શેરમાં છોકરીનું નામ જે સાથે છે, તેનો મતલબ એ હોય કે તેનો પણ અંદર અડધો હિસ્સો છે, તો બાકી અડધો હિસ્સો જે આપની માલિકીનો છે, તેની કિંમતમાં પણ ઝકાત વાજિબ થશે. અને જો છોકરીનું નામ માત્ર રિવાજ પૂરતું જ જોડાવેલું છે, અને ખરેખર શેર આપની માલિકીના છે તો શેરોની પૂરી કિંમત ઉપર ઝકાત લાગશે. શેરની હાલમાં જે બજાર કિંમત હશે, તે મુજબ તેના ઉપર ઝકાત લાગુ પડશે. કુલ જેટલા રૂપિયાનો બધો માલ થતો હોય, તેનો ચાળીસમો ભાગ (કિંવા સો એ અઢીનો હિસાબ) ઝકાત રૂપે આપવો પડશે.

## ૧૫. સોના-ચાંદીની ઝકાત તેમાંથી જ કાઢવું.

**સવાલ** : કોઈ માણસ પાસે ૨૫ તોલા સોનું હોય અને તે માણસ સોનામાંથી જ ઝકાત કાઢવા ઈચ્છતો હોય, તો એક તોલા સોના પાછળ કેટલું સોનું ઝકાતમાં કાઢવું ? અથવા ૨૦૦ તોલા ચાંદી હોય અને ચાંદીમાંથી જ ઝકાતમાં કાઢવી હોય તો એક તોલા પાછળ કેટલી ચાંદી ઝકાતમાં કાઢવી? આજના જમાનાના માપ, તોલાના હિસાબથી કેટલા ગ્રામ કાઢવી ?

**જવાબ** : જે સોનું એની પાસે છે અથવા જે ચાંદી એની પાસે છે તેમાંથી જ ઝકાત કાઢવા ઈચ્છતો હોય તો તે સોના અથવા ચાંદીનો ચાળીસમો ભાગ કાઢે. ઝવેરી પાસે લઈ જવાથી તે તોલીને બતાવી દેશે.

### ૧૬. હજજના સફરખર્ચની રકમ ઉપર ઝકાત.

**સવાલ** : એક માણસ આ વર્ષે હજજમાં જવાનો છે. સાથે સફર ખર્ચ રૂા. ૨૦,૦૦૦ લઈ જવાનો છે તો એ રકમની ઝકાત આપવાની રહેશે ? ઝકાતની મુદત રમઝાનમાં પુરી થાય છે.

**જવાબ** : આપવી પડશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૧૭. ઝકાત ફકીરના કબ્જામાં પહોંચે ત્યારે ઝકાત બને છે.

**સવાલ** : દારુલ ઉલૂમ માસિક કંથારીયા એપ્રિલ-૧૯૯૦ પેજ-૩૪ ઉપર નીચે લખાણ છે:

એક માણસે ઝકાતના કેટલાક નાણાં કાઢયા અને સાથે ચીઠ્ઠી મુકી કે આ નાણાં ઝકાતના છે. હવે આ રકમ કોઈને આપતા પહેલાં જ તે વફાત પામ્યો. એ પછી તે રકમ તેના વારસદારોના હાથમાં આવી. ચીઠ્ઠી મુકી હોવા છતાં આ રકમ વારસોની ગણાશે, વારસદારો પોતાની ઈચ્છા મુજબ તેનો ઉપયોગ કરી શકશે ? [દુર્રે મુખ્તાર]

તો પૂછવાનુંકે સાહિબે માલના ઈન્તિકાલ થવાથી તેના ઉપરની ઝકાત માફ થતી નથી, ઝકાત એ પણ મરહૂમ ઉપર શરીઅતનું એક કરજ હતું. તો

વારસદારો ઉપર એ ઝકાત કાઢવી જરૂરી થશે. માટે આ રકમ ઔલાદ માટે વારસો કેવી રીતે ગણાય ?

**જવાબ :** જ્યાં સુધી તે રકમ માલિકના પાસેથી ફકીરના હાથમાં નથી ગઈ ત્યાં સુધી તે ઝકાતમાં ગણાશે નહીં. માત્ર નકકી કરી દેવાથી ઝકાત બની જતી નથી. અગર તે રકમ માલિકની હયાતીમાં જ ગરીબને આપ્યા પહેલાં ચોરી થઈ ગઈ હોત તો શું ઝકાત અદા થઈ જતે ?

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. ઝકાત કાઢવાની જવાબદારી કોની ? કેટલી જણસ ઉપર ઝકાત ફર્ઝ છે ?

**સવાલ :** ઝકાત કાઢવા માટે કોણ જવાબદાર છે ? ઝકાત કાઢવા માટે કેટલી જણસ (સોનું યા ચાંદી) હોવું જરૂરી છે ? અગર જો તે ઈસમ જવાબદાર હોય તો કેટલી પર ઝકાત કાઢવી ફર્ઝ છે? પૂરેપૂરી બધી જણસ પર ઝકાત કાઢવી કે નકકી જણસથી વધારાની જણસ પર ઝકાત કાઢવી ?

**જવાબ :** જણસ જે વ્યક્તિની માલિકીમાં હોય, ચાહે તે પુરૂષ હોય અથવા સ્ત્રી, કુંવારી હોય અથવા શાદીશુદહ, અલબત્ત બાલીગ હોવું જરૂરી છે, તે વ્યક્તિ ઉપર તે જણસની ઝકાત આપવી શરઈરૂએ ફર્ઝ ઠરે છે, સોનું-૮૭:૪૭૯ ગ્રામ અને ચાંદી ૬૧૨:૩૫ ગ્રામ હોય તો તેના ઉપર ઝકાત ફર્ઝ ઠરે છે. અગર બન્ને વસ્તુઓ થોડી-થોડી હોય, પરંતુ બન્નેને મેળવીને તેની કિંમત બન્નેવમાંથી કોઈ એકના માટે નકકી નિસાબ જેટલી થાય છે તો પણ ઝકાત ફર્ઝ થશે, બન્ને અથવા બન્નેમાંથી કોઈ એક તેના માટે નકકી કરેલ નિસાબથી ઓછી છે, પરંતુ સાથે જ રોકડ (રૂપિયા, ડોલર અથવા અન્ય કરન્સી)ના રૂપમાં તેની માલિકીમાં કાંઈક છે અને તે બધું મળી સોના અથવા ચાંદી માટે નકકી કરેલ નિસાબની કિંમત જેટલું થઈ જાય છે, તો પણ ઝકાત ફર્ઝ ઠરે છે, પુરેપુરી જણસની ઝકાત કાઢવી જરૂરી છે, તેનો કોઈ અંશ ઝકાત કાઢવાથી બાકાત નથી.

## ૧૯. કુંવારા છોકરા-છોકરીના માલની ઝકાત કોણ કાઢે ?

**સવાલ :** કુંવારા અને બાલીગ (બીન શાદીશુદહ) છોકરા/છોકરી કમાતા નથી. પરંતુ તેમને મા–બાપ, ભાઈ, રીશ્તેદારો પાસેથી જે રોકડ રકમ બક્ષીશ તરીકે મળી હોય તો તે રકમ (રોકડા) યા જણસકે જેની પૂરેપૂરી માલિકી છોકરા/છોકરીની હોય તો તેની ઝકાત કાઢવાની જવાબદારી કોની અને કેટલી ?

**જવાબ :** કુંવારા અને બાલીગ છોકરા–છોકરી જેઓ કમાતા નથી, પરંતુ મા–બાપ, ભાઈ, રિશ્તેદારો તરફથી તેઓને રોકડ રકમ અથવા સોના–ચાંદીની જણસ બખ્શીશ રૂપે મળી હોય, તો તેની ઝકાત પણ તેઓ ઉપર ફર્ઝ થાય છે. તેઓને જોઈએકે તેની ઝકાત કાઢે અને તેઓ શરીઅતના આ હુકમથી અજાણ હોય, તો મા–બાપની ફરજ છે કે તેઓને શરીઅતના હુકમથી વાકિફ કરી ઝકાત કાઢવા માટે કહે. રોકડ હોય તો તેનો ચાલીસમો ભાગ કિંવા અઢી ટકા ઝકાત રૂપે કાઢવું જરૂરી છે, એ જ પ્રમાણે સોના–ચાંદીમાં પણ ચાલીસમો ભાગ કિંવા અઢી ટકા ઝકાત રૂપે કાઢવામાં આવે, અગર કોઈ વ્યક્તિ તે સોના અને ચાંદીના ચાલીસમા ભાગને કાઢી ઝકાત રૂપે આપવાના બદલે તેની કિંમત જેટલી રકમ ઝકાત રૂપે આપશે તો પણ ઝકાત અદા થઈ જશે.

## ૨૦. છોકરા–છોકરી માટે જણસ તૈયાર કરાવી તો ઝકાત કોણ કાઢે ?

**સવાલ :** વાલિદે તેની હયાતીમાં છોકરા/છોકરીઓની શાદીમાં બક્ષીશ આપવા માટે કેટલી સારી એવી જણસ (સોનું) લીધી છે અને તેની માલિકી વાલિદ પાસે જ હોય તો તે જણસ પર ઝકાત આપવાની જવાબદારી કોની ? અગર તે જણસ છોકરા/છોકરીઓને હીસ્સો પાડી તેમને માલિકીની નીસ્બતથી કબ્જો સોંપી દેવામાં આવે અને ત્યાર બાદ તે જણસ છોકરા/છોકરીઓ પાસે ૭ તોલાથી વધી આવે તો તે સંજોગોમાં ઝકાતની જવાબદારી કોની અને કેટલી ?

**જવાબ :** વાલિદે પોતાની હયાતીમાં છોકરા–છોકરીઓની શાદીમાં

તેઓને બખ્શીશ રૂપે આપવા માટે જણસ લીધી, પરંતુ હજુ સુધી તે જણસના હિસ્સા પાડી છોકરા–છોકરીઓને માલિક બનાવી તેમના કબ્જામાં સોંપી નથી, તો તે જણસની ઝકાત વાલિદ સા. ઉપર જ ફર્ઝ થાય છે. કારણ કે તેઓ જ એના માલિક છે, અને જો જણસના હિસ્સા પાડી છોકરા–છોકરીઓને બખ્શીશ રૂપે કબ્જા સાથે સોંપી દીધી હોય તો હવે એ જણસના માલિક છોકરા–છોકરીઓ હોવાને લઈ, અગર તેઓ બાલિગ છે તો તેની ઝકાત તેઓ ઉપર જ ફર્ઝ થાય છે, સોનું અથવા ચાંદી કેટલું હોવું જોઈએ તેની વિગત પહેલાં જવાબમાં આવી ચુકી છે.

## ૨૧. ભાગીદારીના સ્ટોર્સ ઉપર ઝકાત કાઢવાની વિગત.

**સવાલ :** એક ઈસમ અન્ય રીશતેદારો અને દોસ્તની સાથે ભાગીદારીમાં ૨ સ્ટોર્સની માલીકી ધરાવે છે. તે બે સ્ટોર્સમાંથી ૧ સ્ટોરમાં ૩૩ ટકા (ત્રીજો ભાગ) અને બીજા સ્ટોરમાં ૨૫ ટકા (ચોથો ભાગ) ભાગીદારી ધરાવે છે. બન્ને સ્ટોર્સ જમીન પર આવેલા છે. આ બન્ને સ્ટોર્સમાં વેચવા માટે રોકડે તેમજ ઉધારીથી માલ/વસ્તુ વેચવા માટે ખરીદ કરવામાં આવે છે અને વેપાર ચાલુ છે. ઉપરોકત સંજોગોમાં ઝકાતની અદાયગી કેવી રીતે કરવી અને જવાબદારી કેટલી ? સ્ટોર્સની જમીન/મકાનની કિંમત પર ઝકાત આપવી ફર્ઝ છે ?

**જવાબ :** બન્ને સ્ટોર્સમાં વેચવા માટે જે માલ મવજૂદ છે તેની હાલના સમયે જે કિંમત હોય તેમાંથી સ્ટોરનું કરજ બાદ કરી તે વ્યક્તિનો તેમાં જેટલા ટકા કિંવા પહેલાં સ્ટોર્સમાં ૩૩ ટકા અને બીજામાં ૨૫ ટકા ભાગ છે, તે મુજબ તેટલા માલની ઝકાત તે ઈસમ ઉપર ફર્ઝ છે, સ્ટોર્સની જમીન/મકાનની કિંમત ઉપર ઝકાત ફર્ઝ નથી.

## ૨૨. વૃદ્ધાવસ્થામાં ગવર્મેન્ટ પેન્શન લેનાર ઉપર ઝકાત છે કે નહિ ?

**સવાલ :** એક ૭૦ વર્ષની ઔરત અમેરીકામાં તેના ૩ છોકરા અને

પૌત્રા/પૌત્રીઓ સાથે રહે છે. તે ઔરત કોઈ કમાણી કરતી નથી. પણ અમેરીકન ગવર્મેન્ટ તેણીને વૃદ્ધાવસ્થા પેન્શનની શકલમાં રોકડ રકમ આપે છે. (દર મહિને રેગ્યુલર રકમ મળે છે.) તે રોકડ રકમમાંથી તે ઔરતે સારી જણસ/સોનું ખરીદયું છે, તેમજ બેંક બેલેન્સ પણ ધરાવે છે. તો તે માટે ઝકાતની જવાબદારી કોની અને કેટલી ?

**જવાબ** : ગવર્મેન્ટ તરફથી તે ઔરતને વૃદ્ધાવસ્થાના પેન્શન રૂપે જે રકમ મળે છે, તેની માલિક તે ઔરત જ છે, તે રકમ વડે જે કંઈ જણસ ખરીદવામાં આવી છે તેની માલિકી પણ તે ઔરતની જ છે. જે કંઈ બેંક બેલેન્સ છે, તેની માલિકી પણ તે ઔરતની જ છે, એટલે એ બધા (કિંવા રોકડ અને જણસ)ની ઝકાત તે ઔરત ઉપર જ ફર્ઝ થાય છે. તેણીએ જ અદાયગી કરવી જરૂરી છે. અગર તે અદા નહિં કરશે તો ગુનેગાર ઠરશે. અગર તેના દિકરા તેણીની જાણ બહાર અદા કરશે તો પણ અદા થયેલી કહેવાશે નહિં. હાં અલબત્ત તેણીના કહેવાથી દિકરા અદા કરશે તો અદા થયેલી કહેવાશે.

## ૨૩ સોનું અને કરજ હોય તો ઝકાત કેટલી ?

**સવાલ** : એક ઈસમ ૨૫ તોલા સોનું ધરાવે છે, તેમજ રહેવાનું મકાન ધરાવે છે, જેની હાલની કિંમત રૂા. ૪ાા લાખ છે. તે ઈસમનું ઘર પેટે રૂા. ૯૦ હજાર તેમજ બીજું દેવું રૂા. ૧,૫૦,૦૦૦/- મળી કુલ રૂા. ૨,૪૦,૦૦૦/- દેવું છે. પ્રોવીડન્ટ ફંડની રૂા. ૧,૭૫,૦૦૦/- ની રકમ ગવર્મેન્ટ તિજોરીમાં જમા છે. જેની હજી ચુકવણી થઈ નથી, તો ઝકાતની જવાબદારી કોની ?

**જવાબ** : રહેવાના મકાનમાં ઝકાત ફર્ઝ થતી નથી, માટે ઝકાતના હિસાબમાં રહેવાના મકાનની કિંમત ગણવામાં આવશે નહિં, અલબત્ત તે ઈસમ પાસે જ ૨૫ તોલા સોનું છે, તેમાં ઝકાત ફર્ઝ ઠરે છે. હવે તેની પાસે તે સોના સિવાય અન્ય પણ ઝકાતી માલ (કિંવા વેપારનો માલ, રોકડ વગેરે) હોય, તો તેને પણ સાથે લઈ બધાની કિંમત ગણી એના પર જે કંઈ દેવું હોય તે તેમાંથી બાદ કરી બાકી જે કંઈ વધતું હોય તે રકમ પર ઝકાત ફર્ઝ થશે.

પ્રોવિડન્ટ ફંડની રકમ અગર તે સંસ્થા પાસે જ હોય જયાં તે સર્વિસ કરે છે, તો જયાં સુધી તે રકમ એના કબ્જામાં આવશે નહિં, ત્યાં સુધી તેની ઝકાત આપવાની નથી, અને જો પ્રોવિડન્ટ ફંડની રકમ તે સંસ્થાએ સરકારી કાયદાને આધીન રહી કોઈક બેંકમાં જમા કરાવી આપી છે અને તેના સંચાલન બાબત નકકી કરેલ કમિટીમાં કર્મચારીઓનો પ્રતિનીધી પણ છે, તો એ સૂરતમાં તેની ઝકાત ફર્ઝ થશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. શેરોની પાછલા વર્ષોની ઝકાત કેવી રીતે અદા કરવી ?

**સવાલ :** અમે કેટલીક પબ્લીક કંપનીઓના શેરો આશરે ૧૨ વર્ષથી ૧૫ વર્ષ ઉપર ખરીદેલા. તેમાંથી કેટલાક શેરો તે જ અરસામાં અમારા ભાણેજ જે બર્મા રહેતા હતા તેમને આપેલા. તેની આજ સુધીની ઝકાત આપવાની છે તો અમારે કેવી રીતે ઝકાત આપવી તે જણાવશો.

દા.ત. લાર્સન ટોબ્રો કંપનીના શેરો નં. ૩૦ × ૧૫૦ (દર રૂા.) કુલ રકમ રૂા.૪,૫૦૦/– ના ખરીદેલા. તે શેરો ગઈ રમઝાન બાદ દર રૂા.૪૩૫/– લેખે ૧ નંગના પ્રમાણે વેચાણ કરી દીધા. તે શેરોની દર વર્ષની વેચાણ અંગેની કોઈ માહિતી (રેકોર્ડ) અમારી પાસે નથી. તેમજ સહેલાઈથી મળી શકે તેમ નથી તો તે શેરોની ઝકાતની રકમ અમારે કેવી રીતે આપવી ?

(૧) હાલમાં વેચાણ કરેલા શેરો પ્રમાણેના ભાવથી ઝકાત દર વર્ષની આપવી કે કેમ ?

(૨) રૂા.૧૫૦/– પ્રમાણે ખરીદેલા શેરો પ્રમાણેના ભાવથી ઝકાત દર વર્ષની આપવી કે કેમ ?

(૩) વર્ષ ૧૯૮૯ માં ખરીદેલા શેર નં. ૧ ની કિંમત રૂા.૧૫૦/– અને વર્ષ ૨૦૦૪ માં વેચેલા શેરો નં. ૧ ની કિંમત રૂા.૪૩૫/– છે. બન્નેનો સરવાળો કરી અડધી રકમ મુદ્દલ ગણી તે પ્રમાણે ઝકાત આપે તો કેવું ?

**જવાબ :** આપનું ઝકાતનું વર્ષ ઈસ્લામી તારીખના હિસાબે જે તારીખે

પુરૂં થતું હોય તે દિવસે એ શેરોનો બજારમાં જે ભાવ હતો એ મુજબ એની ઝકાત અદા કરવી જરૂરી છે. દા.ત. આપનું ઝકાતનું વર્ષ ૧લી રમઝાનમાં પુરૂં થાય છે તો પાછલા ૧૨ થી ૧૫ વર્ષના હર સાલ પહેલી રમઝાનમાં એ શેરોની બજારમાં જે કિંમત રહી તે મુજબ તે વર્ષની ઝકાત આપવી જોઈએ.

આપનું આ લખવું કે એ રેકોર્ડ સહેલાઈથી મળી શકે નહીં, આજના યુગમાં માનવા લાયક નથી. આપ સૌપ્રથમ પાછલા ૧૩ થી ૧૫ વર્ષમાં પહેલી મુહર્રમ ઈસવી સનના હિસાબે કઈ તારીખે આવતી હતી તેની માહિતી તૈયાર કરો અને એ પૂરો કોઠો કંપની ઉપર અથવા જે પેપરોમાં શેરોના ભાવો આવે છે. તેમાંથી કોઈકની ઓફીસ ઉપર મોકલાવી તે તારીખોમાં આ શેરોના ભાવ શું હતા તેની જાણકારી માંગો, એ માટે આપને કાંઈક ખર્ચ કરવો પડશે. તો અગર શરીઅતનો ફર્ઝ હુકમ બજાવવા ખર્ચ કરવો પડે તો તે પણ જરૂરી હોવાની સાથે સવાબથી ખાલી નથી. આજે કોઈ મિલકતનો સરકારી રેકોર્ડ સરકાર પાસેથી માંગશો પાછલા વર્ષનો, તો તે માટેની જરૂરી ફીસ અદા કરી મળી જાય છે અને લોકો જરૂરત ટાંણે એ બધું જ કરી છુટે છે. તે છતાં ખુદા ન કરે અગર પૂરી કોશિશ કર્યા પછી પણ આપ એમાં સફળ ન થઈ શકો તો એહતિયાતી રૂએ એ શેરોની ભૂતકાળમાં જે વધુમાં વધુ કિંમત રહી તે આંકી તે મુજબ ઝકાત અદા કરશો. જેથી આપ અલ્લાહના ત્યાં પોતાની ફરજથી મુકત થાઓ.

## ૨૫. ઝકાત લેનાર માણસ ઝકાતની રકમમાં મુખ્તાર છે.

**સવાલ :** એક માણસ બીજા માણસને ઝકાત આપતી વેળા કહે છે કે હું જે તને ઝકાતના પૈસા આપી રહયો છું તે ફલાણા–ફલાણા કામમાં વાપરવું. શું ઝકાત આપનાર માણસ આવી વાતો કરી શકે ? અને ઝકાત લેનારને તે જ કામમાં વાપરવું જરૂરી છે ? અને એવા કામમાં ન વાપરે તો ગુનેગાર થશે ?

**જવાબ :** જેને ઝકાત આપવામાં આવી રહી છે તે માણસ અગર ઝકાતનો હક્કદાર છે તો ઝકાત આપવું સહીહ છે. ત્યાર પછી તેની મરજીથી

તે જ્યાં ખર્ચ કરવા ચાહે ખર્ચી શકે છે. ઝકાત આપનાર કોઈ ચોક્કસ કામમાં ખર્ચ કરવા ઉપર મજબૂર કરી શકતો નથી. અલબત્ત ઝકાત લેનારે કોઈ ચોક્કસ કામમાં ખર્ચ કરવાનો વાયદો કર્યો અને કોઈ પણ સહીહ કારણ વગર તે મુજબ અમલ ન કર્યો તો વાયદા- ખિલાફીનો ગુનો લાગુ પડશે તેથી વધુ કાંઈ નહીં.

## ૨૯. ઝકાતનો નિસાબ કેવી રીતે મુકર્રર કરીશું ?

**સવાલ** : ઝકાત બાબત ઈસ્લામી વર્ષ પ્રમાણે સમય નક્કી કરવાને બદલે દર વર્ષે ૧લી રમઝાનથી લઈ ૩૦મી રમઝાન સુધીમાં અદા કરી દેવામાં આવે તો તે મુજબ કરી શકાય ?

ઝકાતનાં નિસાબની ગણતરી માટે ૧લી રમઝાનના દિવસને નક્કી ગણી તે દિવસે જેટલા પૈસા હાથ ઉપર રોકડા હોય, બેંકમાં બેલેન્સ હોય તથા ઉપર દર્શાવ્યા મુજબ બચત પત્રોની કુલ રકમ તથા કોઈને કર્ઝે-હસ્ના આપેલ હોય તથા સોના- ચાંદીના ઘરેણા વગેરે ગણતરીમાં લઈ, કરજ હોય તે બાદ કર્યા પછી જે નિસાબ થાય તે રકમ ઉપર ઝકાત ગણવામાં આવે તો તે બરાબર છે કે કેમ તે જણાવશો.

મેં વડોદરામાં રહેવા માટે મકાન બનાવેલ છે. બે-ત્રણ વર્ષ મારા બાલ બચ્ચાઓ રહેતા હતા પરંતુ બાળકોને ભણવામાં અનૂકુળ ન આવવાથી વડોદરાનું મકાન ભાડે આપેલ છે અને અહીંયાં ભાડાના મકાનમાં અમે સાથે રહીએ છે. તો વડોદરાના મકાનનું ભાડૂ ઝકાતના નિસાબમાં લેવું પડે કે કેમ ? નિસાબની ગણતરીમાં આખા વર્ષની ભાડાની આવક ગણતરીમાં લેવી પડે કે ઉપર દર્શાવ્યા મુજબ નિસાબની ગણતરી બતાવી છે તે મુજબ જે વર્ષના અંતે બેલેન્સ રહે તે ગણતરીમાં લેવું ?

**જવાબ** : માણસ જે દિવસથી સંપૂર્ણ શરઈ નિસાબનો માલિક બને તે જ દિવસથી વરસ શરૂ થયેલું ગણાશે. ચાહે તે પહેલી મોહર્રમ હોય કે પહેલી રમઝાન અથવા વરસનો બીજો કોઈ દિવસ. જો નિસાબ ઉપર વરસની સમાપ્તિ રમઝાન પહેલાં જ થઈ જતી હોય તો પછી ઝકાત અદા કરવા માટે

પહેલી રમઝાનની રાહ જોવાની જરૂરત નથી. હવે જે દિવસથી તમે શરઈ નિસાબના માલિક બન્યા તે હિસાબે વરસ પુરૂં થતા જે રોકડ રકમ તમારી માલિકીમાં છે (ચાહે તે હાથ ઉપર હોય કે કોઈની પાસે યા બેંકમાં અમાનતરૂપે મુકી હોય) તેમજ જે રકમ કોઈને કરઝ રૂપે આપી છે તેમજ સોના-ચાંદી જેટલું પણ હોય (ચાહે ઘરેણાંના રૂપમાં અથવા બીજા કોઈ રૂપમાં) તે સૌનો હિસાબ જમા કરી કરઝ બાદ કરી ઝકાત આપવામાં આવે. ઝકાતનું વરસ પુરૂં થતાં જેટલું ભાડૂ તમારા હાથમાં આવી તમારી પાસે જમા છે તે પણ હિસાબમાં ગણાશે. જે વસૂલ નથી થયું તેની ગણતરી નહીં થાય.

[શામી-૨]

## ૨૭. ઝકાત આપવામાં જાહેરી હાલ જોવામાં આવશે.

**સવાલ** : આજકાલ જાહેરી રીતે ગરીબ દેખાતા વ્યક્તિને ઝકાત આપવામાં આવે છે, પરંતુ જો વાસ્તવમાં જોઈએ તો ગમે તેવા ગરીબ પાસે પણ ઝકાતનાં નિસાબ જેટલા સોના-ચાંદીના ઘરેણાં હોય છે. તો આવા સંજોગોમાં ઝકાત કેવી રીતે અદા કરવી ? કારણ કે કોઈ પણ ગરીબ વ્યક્તિને એમ પુછી ના શકાય કે આપની પાસે કેટલા સોના-ચાંદીના દાગીના છે. તો આવા સંજોગોમાં ઝકાત આપવા માટે જાહેરી પરિસ્થિતી જોઈ ઝકાત આપવી કે પછી અંજુમન કે દારુલ ઉલૂમ જેવી સંસ્થાઓને પહોંચાડી આપવી કે જેથી કોઈ શંકાને અવકાશ ન રહે.

**જવાબ** : જેની જાહેરી હાલત ગરીબ સમજીને ઝકાત આપી દીધી અને વાસ્તવમાં તે માલદાર હતો, તો પણ ઝકાત અદા થઈ જશે. જાહેરી હાલત નજર સમક્ષ રાખી આપ તેને ઝકાતનો હકદાર સમજો છો તો આપ તેવા માણસને ઝકાત આપી શકો છો. પોતાના સગા-વ્હાલાંઓની હાલતથી માણસ સારી પેઠે જાણકાર હોય છે અને તેમને ઝકાત આપવામાં સવાબ પણ વધુ છે. એટલે જો તેઓમાં કોઈ હકદાર હોય તો તેને આપવી બેહતર છે.

[મઆરિફુલ કુર્આન-૪]

## ૨૮. કરજ આપેલ રકમની ઝકાત કોણ અદા કરશે ?

**સવાલ :** સાહિબે–નિસાબે એક વ્યક્તિને કરજ આપ્યું. કરજ લેનારે હજુ કરજ અદા કર્યું નથી તો, એ રકમની ઝકાત આપવી પડશે કે નહીં? એ ઝકાત કોણ અદા કરશે? કરજ લેનાર કે કરજ આપનાર?

**જવાબ :** એ રકમની ઝકાત કરજ આપનાર ઉપર વાજીબ થાય છે. જેમ જેમ એ રકમ હાથ ઉપર આવતી જશે, તેમ તેમ વિતેલી મુદતની ઝકાત હાથ ઉપર આવેલી રકમની અદા કરતો જશે. [શામી : ભાગ–૨ પેજ નં. ૩૮]

## ૨૯. શેરમાં મૂળ કિંમત પર ઝકાત આપવી યા નફા પર ?

**સવાલ :** શેરોમાં રોકાણ કરનારે શેરની મૂળ કિંમત ઉપર ઝકાત આપવાની રહેશે કે શેરોની આવક (નફો) ઉપર ઝકાત આપવી પડશે?

**જવાબ :** શેરની આજના બજાર ભાવે જે કિંમત થાય છે તેની ઝકાત આપે તેમજ નફાની રકમ જમા હોય તો તેની ઝકાત પણ આપે. અસલ ઉપર વરસ પુરૂ થતાં પહેલાં નફાની રકમ ખર્ચ કરી નાંખી હોય તો તેની ઝકાત આપવાની જરૂરત નથી.

## ૩૦. આજીવિકાના સાધનો પર ઝકાત નથી.

**સવાલ :** એક શખ્સ પાસે પોતાની માલિકીનું ભાડું કરી આમદની કરવા માટેની રૂા.૧૫ હજારની રીક્ષા છે. તે માણસ પાસે આ રીક્ષા સિવાય કોઈ પણ પ્રકારનો નિસાબ નથી. આ રીક્ષાની ભાડાની આવકથી તેના ઘરનો નિભાવ પૂરો થતો ન હોય તે વ્યક્તિ ઝકાત લઈ શકે? ટૂંકમાં ઘરની રીક્ષાની કિંમત નિસાબમાં શામિલ ગણાશે?

**જવાબ :** રીક્ષા તેની આજીવિકાનું સાધન હોય, નિસાબમાં તેનો શુમાર નહીં થાય.

## ૩૧. ઈસ્લામી ઝકાતનો નિયમ.

**સવાલ :** એક માણસ પાસે ૫૦ હજાર રૂપિયા છે. તે કહે છે કે હું ૫૦ હજારની ઝકાત આપી ચૂકયો છું. શું હવે મારે દર વરસે ૫૦ હજાર રૂપિયાની

ઝકાત આપવી પડશે ?

**જવાબ :** પચાસ હજાર રૂપિયાની એ રકમ જ્યારે એની પાસે બીજા વરસે પણ મૌજૂદ છે, તો બીજા વરસે પણ એની ઝકાત આપવી પડશે. પહેલાં વરસે આપી દીધેલ ઝકાત બીજા વરસ માટે કાફી નથી. એ જ પ્રમાણે જ્યાં સુધી એ રકમ તેની પાસે રહેશે, દર વરસે ઝકાત આપવી પડશે.

## ૩૨. વેચવાની નિય્યતથી ખરીદેલ જમીન પર એક વર્ષ જતાં ઝકાત વાજીબ થઈ જશે.

**સવાલ :** મારા વાલિદ સાહેબે ૧૯૮૬ માં ખેતીની ૧૦ એકર જમીન ત્રણ ભાગીદાર મળી ખરીદી હતી. જમીન ખરીદી વખતે નિય્યત એ હતી કે ભવિષ્યમાં આ જમીન પર રહેવાસી પ્લોટ કરીને વેચવાના હતા. એના બે વરસ પછી અમે રહેવાસી પ્લોટ માટેની જે સરકારી કાર્યવાહી હોય તેની શરૂઆત કરી. બે-ત્રણ વરસ સુધી એ જમીન એમને એમ પડતર હાલતમાં પડી રહી. એ અરસામાં એક ભાગીદાર રાજીખુશીથી છૂટો થયો, જેનો હિસ્સો મારા વાલિદે ખરીદી લીધો, એટલેકે અમારા બે હિસ્સા થયા. ત્યાર બાદ અમે નક્કી કર્યું કે જમીન એમને એમ પડતર પડી છે તો એમાં ખેતી કેમ ન કરીએ ? ખેતી કરવાના ઈરાદે જમીનનું લેવલીંગ કરી જમીનની ફરતે કાંટાતારનું કંપાઉન્ડ કરી ત્રણ વરસ સુધી ખેતી કરી. સમય જતાં અમને એમ લાગ્યું કે હવે જો આપણે રહેવાસી પ્લોટ કરીશું તો આપણને સફળતા મળશે, જેથી ૨૦૦૨માં રહેવાસી પ્લોટ માટેની જે સરકારી પ્રક્રિયા હોય તેની શરૂઆત કરી. એક વર્ષ બાદ એટલે કે ૨૦૦૩માં રહેવાસી પ્લોટ માટેની સરકારી મંજૂરી મળી ગઈ અને ૨૦૦૪માં પ્લોટનું વેચાણ અમે ચાલું કર્યું. એમાંથી અમુક પ્લોટનું રોકડેથી વેચાણ થયું, અમુક પ્લોટનું ત્રણ વરસના સરળ હપ્તાથી વેચાણ કર્યું અને અમુક પ્લોટ એમને એમ પડયા છે, જેના વેચાણની કોઈ સમય મર્યાદા નથી.

ઉપર જણાવેલ સર્વ હકીકત પરથી અમારા મનમાં જે સવાલો ઉદ્દભવેલ છે તેનો જવાબ શરીઅતની રોશનીમાં આપશો.

૧. આ જમીન પર અમને ઝકાત કયારથી લાગુ થયેલ ગણાય ?

ર. વેચાણ નહીં થયેલ પ્લોટની ઝકાતનો શરીઅતથી શું હુકમ હોઈ શકે ?

૩. ઝકાત અદા કરવાની કોઈ સમય મર્યાદા છે કે પછી તરત કાઢવી જરૂરી છે ?

૪. વેચાણ નહીં થયેલ પ્લોટની શું દર વરસે ઝકાત કાઢવી જરૂરી છે ?

૫. રોકડેથી તથા હપ્તેથી વેચાણ થયેલ પ્લોટનો શરીઅતથી શું હુકમ છે ?

**જવાબ** : આપે જમીન ખરીદતી વખતે તેના રહેવાસી પ્લોટ કરીને વેચવાની નિય્યત કરી હોવાને લઈ શરઈ રૂએ એ જમીન માલે-તિજારતમાં શુમાર થઈ તેના ઉપર ઝકાત વાજીબ થઈ ગઈ હતી અને તે મુજબ વરસ પુરૂં થયાના દિવસે એની જે કંઈ કિંમત હતી તેનો ચાલીસમો ભાગ (અઢી ટકા) ઝકાત રૂપે કાઢવો જરૂરી હતો, ત્યાર પછી જ્યારે આપે જમીનનું લેવલીંગ કરી તેમાં ખેતી કરવાનું શરૂં કર્યું ત્યારે પણ એના પ્લોટ કરીને વેચવાની નિય્યત ખતમ કરી ન હતી, તો ત્યાર પછી પણ રાબેતા મુજબ દસ વરસની ઝકાત વાજીબ થતી રહી અને જો પ્લોટીંગ કરી વેચવાની નિય્યત ખતમ કરી દીધી હતી, તો તે જ દિવસથી એના ઉપરની આગલા વરસોની ઝકાત ખતમ થઈ ગઈ અને ત્યાર પછી જ્યારે ૨૦૦૨ માં પ્લોટીંગની પ્રક્રિયા શરૂં કરી અને વેચવાનું ચાલુ કર્યું, તો પણ ફરીથી તેની ઝકાત આજ સુધી વાજીબ થઈ નથી, ચાહે આજે પ્લોટનું વેચાણ કામ ચાલુ છે. અલબત્ત, જે પ્લોટો વેચાય ચૂકયા છે અને તેની કિંમત આપના હાથમાં આવી ગઈ, તે રકમ ઉપર ઝકાત વાજીબ થઈ ચૂકી છે.

ઉપરની હકીકત ધ્યાનમાં રાખી આપે પુછેલ પ્રશ્નોના જવાબ નીચે મુજબ છે :

૧. જ્યારથી આપે એ જમીન ખરીદી છે ત્યારથી આપના ઉપર તેની ઝકાત લાગુ પડી ગયેલી ગણાશે.

ર. ઉપર જણાવ્યા મુજબ અગર આપે પ્લોટ પાડી તેને વેચવાની

નિય્યત ખેતી કામ ચાલુ કરતી વખતે ખતમ કરી ન હતી, તો રાબેતા મુજબ દર વરસે બધીજ જમીનની ઝકાત આપના ઉપર વાજીબ થતી રહી છે અને પ્લોટ પડી ચૂકયા પછી જે પ્લોટો વેચાય ગયા, તે આપની માલિકીમાં નહીં રહ્યા હોવાને લઈ તેટલા હિસ્સાની ઝકાત આપના શિરેથી ખતમ થઈ અને જે પ્લોટોનું વેચાણ થયું નથી તેની ઝકાત રાબેતા મુજબ દર વરસે કાઢવી પડશે.

૩. ઈસ્લામી રૂએ વરસ પુરૂ થતાં ઝકાત કાઢવી જરૂરી ઠરે છે અને જેટલા વહેલા પોતાની આ જવાબદારી અદા કરી આપવામાં આવે, તે આવશ્યક છે.

૪. એનો જવાબ ઉપર આવી ગયો.

૫. એનો જવાબ પણ ઉપર આવી ગયો.

### ૩૩. શું દર વર્ષે એકજ વસ્તુ પર ઝકાત વાજીબ થશે ?

**સવાલ :** બેંકમાં ૫,૦૦૦ રૂપિયા પડયા હોય ચાલુ ખાતામાં તેની ઉપર મેં આ વર્ષે ઝકાત આપી. શું આજ ૫,૦૦૦ રૂપિયા ઉપર આવતા વર્ષે પણ ઝકાત આપવી પડશે ? કે ૫,૦૦૦ રૂપિયા ઉપર જે બેંકમાં જમા થયા હોય વધારાના એની ઉપર ઝકાત આપવી પડશે ? ફિક્સ ડીપોઝીટ ઉપર ઝકાત વાજીબ છે ?

**જવાબ :** બેંકમાં ચાલુ ખાતામાં પાંચ હજારની જે રકમ જમા છે, તેના ઉપર દર વર્ષે રાબેતા મુજબ ઝકાત કાઢવી પડશે. પહેલાં વરસની ઝકાત કાઢવાથી પાછળના વરસોની ઝકાત માફ થઈ જતી નથી. એના ઉપર વ્યાજ રૂપે જે રકમ બેંક તરફથી વધારાની આવી છે તેની ઝકાત વાજીબ નથી અને વધારાની તે રકમને પોતાના વપરાશમાં લેવું પણ જાઈઝ નથી. સવાબની નિય્યત રાખ્યા વગર ગરીબો– મોહતાજોને માલિકી ધોરણે આપી દેવામાં આવે.

બેંકમાં ફિક્સ ડીપોઝીટ રૂપે જમા કરાવેલ રકમ ઉપર ઝકાત વાજીબ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૪. નિસાબના માલિક બનવા પછી કોઈ પણ ઉઝર ઝકાત બાબતે માન્ય નહીં રખાય.

**સવાલ :** એક છોકરી છે, જે કુંવારી હતી ત્યારે ટયુશન કરાવતી હતી અને તે ઝરીયાથી તેણીએ થોડી મૂડી જમા કરી છે. જેના પર આજે ઝકાત વાજીબ થઈ જાય છે. બાદમાં તેણીની શાદી થઈ ગઈ, પરંતુ તેણીના સસુરાલવાળાઓએ તેણીને કાઢી મૂકી છે. તેણી હાલ તેણીના મા-બાપને ત્યાં છે. મા-બાપને પોતાનું કોઈ મકાન-મિલ્કત કે ધંધો-નોકરી નથી અને બહુ મુશ્કેલીથી ગુજારો કરે છે. હવે પેલી છોકરી ટયુશન કરાવી શકે કે અન્ય કામ-ધંધો કરી શકે તેવી સ્થિતિમાં નથી. તેણીની બચત પર જો તેણી બા-કાયદા ઝકાત અદા કરે તો આવતા થોડા વર્ષોમાં તેણીની બચત ખલાસ થઈ જાય અને તેણીને ભરણ-પોષણનો ભયંકર મસ્અલો દરપેશ આવે. તેણી કહે છે કે આ સ્થિતિમાં હું ઝકાત ન કાઢું તો મારા પર કોઈ ગુનો લાગુ પડે ખરો ? તેણીના સસુરાલમાં તેણી થાળે પડે તેવા કોઈ અન્ય ચાન્સ જણાતા નથી. તેણીના મા-બાપ વધુ લાંબો સમય તેની સાર-સંભાળ રાખવા કાબિલ નથી. તો આ બાબત યોગ્ય ખુલાસો લખશો.

**જવાબ :** માલનો અસલ માલિક અલ્લાહ તઆલા છે. આપણી પાસે આ માલ અલ્લાહ તઆલા તરફથી મળેલ એક અમાનત છે. આપણે એના અસલી માલિક નથી, બલકે વહીવટદાર છીએ. આપણે એ માલમાં એ મુજબજ વર્તી શકીએ છીએ, જે મુજબ વર્તવાની અલ્લાહ તઆલા તરફથી ઈજાઝત મળી છે. ઝકાત અલ્લાહ તઆલા તરફથી માલમાં ફરજીયાત ઠેરવવામાં આવેલ એક શરઈ હક છે. જેની અદાયગી એક મુસ્લિમના નાતે દરેક ઉપર જરૂરી છે. હાં ! કોઈ વ્યક્તિ ઈસ્લામ અને ઈમાનથી જ નીકળી ગઈ હોય તેની વાત જુદી છે. વળી, ઝકાત રૂપે કાઢવામાં આવતી માત્રા ફકત અઢી ટકા જ (૨.૫૦%) છે. ૧૦૦/- રૂપિયામાંથી ૨-૫૦ રૂા. વરસ દહાડે કાઢવાથી ૧૦૦/- રૂપિયા ખતમ થઈ જતા નથી. તે છોકરી પોતાના ભરણ-પોષણ માટે રોજીંદો જે ખર્ચ કરશે, શું તેનાથી તેની પાસેની જમા રકમ ખતમ નહીં થઈ જાય ? હાલાંકે રોજીંદો ખર્ચ ઝકાત રૂપે દેવામાં આવતી

રકમની તુલનામાં ઘણો બધો વધારે છે. હવે જ્યારે એ ખર્ચથી રકમ પૂરી થઈ જશે તો તે શું કરશે ? અને એ ખર્ચથી રકમ પૂરી થઈ જવાના ડરથી શું ખાવા–પીવાનું છોડી ભૂખી રહેશે ? માટે આ બધી વાતો છોડી અલ્લાહનો હુકમ પૂરો કરવા ખરા દિલથી તૈયાર રહો. રોઝી આપનાર ઝાત અલ્લાહની છે.

### ૩૫. દુકાનના માલની ઝકાત કેવી રીતે કાઢવી ?

**સવાલ** : અમારી પાસે બે દુકાન છે અને એમાં જે માલ છે, એની ઝકાત કાઢવી પડશે ? અને જો જવાબ હકારાત્મક હોય તો એ ઝકાત કેવી રીતે કાઢવામાં આવે ? કારણ કે અમે અત્યાર સુધી મસ્અલો પુછાવ્યો તો અમને કહેવામાં આવતું હતું કે, દુકાન એ રોઝી–રોટી છે અને રોઝી–રોટીની ઝકાત કાઢવામાં આવતી નથી, પણ અમે ગયા વર્ષે જ્યારે મસ્અલો પુછાવ્યો તો કહેવામાં આવ્યું હતું કે, દુકાનમાં જે માલ છે, એની પણ ઝકાત કાઢવી પડશે અને એ મસ્અલા પર અમલ કરતા અમે ગયા વર્ષે એ માલ જે અમારી દુકાનમાં છે, તેની ઝકાત કાઢી હતી, પણ દુકાનમાં માલ ઘણો હોવાથી અને ગણતરી કઠિન હોવાથી (કારણ કે દુકાનમાં કોસ્મેટીક્સ, ગ્લોસરી જેવી અનેક નાની વસ્તુઓ પણ છે) અમે એ માલને અંદાઝીને ઝકાત કાઢી હતી અને જો મસ્અલો કહેતો હોય કે ઝકાત કાઢવી પડશે તો અમારી પાસે ૧૯૯૭ થી દુકાન છે. કોઈક સમયે એક દુકાન હતી, કોઈક સમયે બે હતી, તો અમે ફકત ગયા વર્ષેજ ઝકાત કાઢી હતી તો બાકીના વર્ષોનું શું ? હાલમાં અમારી પાસે બે દુકાન છે અને માલની ગણતરી કઠિન છે, તો અમારે કઈ રીતે ઝકાત કાઢવી પડશે તે વિગતવાર જણાવશો.

**જવાબ** : શરીઅતમાં તિજારતી માલ ઉપર પણ ઝકાત લાગુ કરવામાં આવી છે, માટે આપ પોતાની દુકાનમાં વેપાર રૂપે જે કાંઈ વેચો છો, તેના ઉપર હિસાબ કરી ઝકાત કાઢવી જરૂરી છે. હવે ઝકાત કાઢવાની એક રીત તો એ છે કે આપની પાસે જે માલ છે, તે દરેક પ્રકારના માલમાંથી તેનો ચાળીસમો ભાગ ઝકાત રૂપે અલગ કરી ઝકાતના હકદાર

ગરીબો—મોહતાજોને માલિકી ધોરણે આપી દેવામાં આવે. દા.ત. કોસ્મેટીકસની આઈટમોમાં ક્રીમની ૨૦૦ બોટલો હોય, તો તેમાંથી ૫ બોટલ ઝકાત રૂપે અલગ કરી હકદારોને આપી દેવામાં આવે. એ જ રીતે દરેક માલમાંથી ચાળીસમો ભાગ કાઢી લેવામાં આવે.

બીજી રીત એ છે કે દુકાનમાં જે કંઈ માલ છે, તેની કિંમત લગાવી તે કિંમતનો ચાળીસમો ભાગ (કિંવા અઢી ટકા) ઝકાત રૂપે કાઢવામાં આવે. કિંમત લગાવવા માટે એક રીત તો એ છે કે આપ એવું વિચારો કે હું પૂરો સ્ટોક એક સાથે વેચું તો એની શું કિંમત આવશે ? તેની એ કિંમત લગાવી તેનો અઢી ટકા ભાગ ઝકાત રૂપે કાઢવામાં આવે, અલબત્ત, એહતિયાત એમાં છે કે માલની હોલસેલ કિંમત બજારમાં જે ચાલતી હોય તે મુજબ હિસાબ લગાવી ઝકાત કાઢવામાં આવે.

[ફિકહી મકાલાત : ભાગ—૩ પેજ નં. ૧૫૦]

પાછલા વરસો જેમાં ઝકાત કાઢવામાં આવી નથી, તેમાં પણ તે વરસોમાં દુકાનમાં જે માલ હતો તેનો વધુમાં વધુ અંદાજો રાખી તેની કિંમત આંકી ઝકાત કાઢવામાં આવે.

**૩૬. ઝકાતની રકમથી કોઈને હજ કરવા માટે મોકલવાની વિવિધ શકલો, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક રહમતુલ્લાહિ અલયહનો લોકોને હજ કરાવવાનો અનુકરણપાત્ર અમલ.**

**સવાલ :** અલ્લાહ પાકે હાલ મને માલ અતા કર્યો છે. જેની વર્ષ દહાડે મોટી રકમ નીકળે છે. જેને હું અલગ અલગ શોબાઓમાં વ્હેંચું છું. દા.ત. મદારીસો, દવાખાનાઓ, સ્કોલરશીપ, સગા વ્હાલા (જેઓ ઝકાતના હકકદાર છે), અમુક વૃદ્ધોને દર મહિને, ગરીબોના બાળકોની શાદીમાં સાધન રૂપે વગેરે. તેમાં એક રીત મેં એ વિચારી કે કોઈ પણ દીનદાર અથવા હાફીઝ આલીમ હોય, તેઓના વિચાર જાણી કોઈ પણ જાતના સ્વાર્થ કે શોહરત વગર રકમ આપી, માલિક બનાવી, તેની ઈચ્છા હોય તો હજનો પૂરો ખર્ચ

અને આવે ત્યાં સુધીનો ઘરનો ખર્ચ આપું. તો આ રીતે કોઈ વ્યક્તિને માલિક બનાવી, ઝકાતના પૈસાથી હજ માટે મદદ કરી શકાય ? આ રીતે મદદ કરવી કેવી છે ?

મારા ગામમાં એક સાહેબ આ રીતે દર વર્ષે એક માણસને હજ માટે મોકલે છે. ત્યારથી મારી ઈચ્છા હતી. જેઓ ખરેખર દીનદાર છે. દિલમાં હસરત અને નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની મુહબ્બત લઈને બેઠા છે. તેઓને હજ માટે મોકલવું, આ બાબતે આપના મશ્વરાની જરૂર હોય આ પ્રશ્ન પુછાવ્યો છે. આ પ્રશ્ન એટલા માટે આવ્યો કે આવતા વર્ષે એક ભાઈને મેં વિચાર જણાવ્યો તો તે ખૂબ જ ખુશ થઈને મદદ મળે તો જવાની ઈચ્છા દર્શાવી. એ ભાઈ ખાતા પીતા છે, પણ ઝકાતના હક્કદાર છે.

**જવાબ** : આપ ઝકાતની રકમથી જે વ્યક્તિને હજ કરાવવા ઈચ્છો છો, તે વ્યક્તિ ઉપર હજ ફર્ઝ નથી અને તે વ્યક્તિ આપ સમક્ષ પોતાની હજની તમન્ના જાહેર કરી એવું કહે છે કે આપ તેને ઝકાતની એટલી રકમ આપો, જેના વડે એની હજ થઈ જાય. જાહેર છે આ વ્યક્તિ ઉપર હજ ફર્ઝ નથી. તેના માટે આ હજ નફલ છે અને નફલ હજ માટે સવાલ કરવું દુરૂસ્ત નથી. કારણ કે સખ્ત જરૂરત વગર સવાલ માટે હાથ લંબાવવા મકરૂહ છે અને માત્ર કોઈ મુસ્તહબને પ્રાપ્ત કરવા ખાતર મકરૂહનું આચરણ કરવું સહીહ નથી.

બીજી શકલ એ છે કે આ વ્યક્તિએ જેના ઉપર હજ ફર્ઝ નથી, આપના સમક્ષ પોતાને હજ કરવાની ઈચ્છા જાહેર કરી, આપ પાસે રકમની માંગણી કરી નથી. પરંતુ આપ પોતે જ પોતાની રીતે તેના અંદરના હાલાતથી વાકેફ થઈ ઝકાતની એટલી રકમ તેને આપો છો જેના વડે તે હજ કરી શકે, જાહેર છે આપણાં દેશથી હજમાં જવા માટે એક મોટી રકમની જરૂરત હોય છે જે ચોક્કસ રૂપે એટલી મિકદારમાં થઈ જાય છે જેના માલિક બનવા ઉપર તે વ્યક્તિ ઝકાતની હક્કદાર ન રહેતા તેના ઉપર ઝકાત ફર્ઝ થઈ જાય છે અને ઝકાત બાબત ફુકહાએ મસ્અલો લખ્યો છે કે ઝકાતના હક્કદારને ઝકાતની રકમ એટલી મિકદારમાં આપવું જેના માલિક બનવા પર તે પોતે સાહિબે

નિસાબ બની તેના ઉપર ઝકાત ફર્ઝ થઈ જાય, મકરૂહ છે. માટે એટલી રકમ આપવું દુરૂસ્ત નથી. આ હુકમ તો ત્યારે છે જ્યારે એક સાથે આટલી મોટી રકમ આપી હોય અને જો એ રકમ તે મુસ્તહિકને ટુકડે ટુકડે આપી, જ્યાં સુધી એ રકમ એના હાથમાં ગયા પછી તે નિસાબનો માલિક બન્યો નથી, ત્યાં સુધી તો આપની ઝકાત અદા થયેલી ગણાશે અને ત્યાર પછી કિંવા તેની માલિકીમાં નિસાબ જેટલી રકમ આવી ગયા પછી આપ ઝકાત રૂપે જે કંઈ આપશો, આપની ઝકાત અદા થશે નહીં.

ત્રીજી શકલ એ છે કે કોઈ વ્યક્તિ જેની પાસે માલ ન હોવાને લઈ તેના ઉપર હજ ફર્ઝ તો ન હતી, પરંતુ હજની વધુ પડતી તમન્ના અને અભિલાષાને લઈ અલ્લાહ તઆલાની ઝાત પર સંપૂર્ણ વિશ્વાસ રાખી કે તે માલિક મારૂં કરજ અદા કરાવી દેશે, કરજ લઈ પોતે જ હજ કરી આવ્યો, હવે તેના એ કરજની અદાયગી માટે આપ ઝકાતની રકમ આપો જે એટલી મિકદારમાં હોય જેનાથી એનું કરજ અદા થઈ જાય, તો એ સૂરત નિઃશંક દુરૂસ્ત અને સહીહ છે.

ચોથી શકલ એ છે કે તે વ્યક્તિ ઉપર કોઈક સમયે હજ પૂરતો માલ હોવાને લઈ હજ ફર્ઝ હતી. પરંતુ તેણે ગફલત કરી હજ અદા ન કરી અને તે માણસ પાછળથી માલ હાથમાંથી નીકળી જવાને લઈ મુફલિસ બની ગયો. શરઈ રૂએ મુફલિસ બની જવા છતાં તેમના ઉપર પેલા હજની અદાયગી જરૂરી અને વાજીબ છે. એવી વ્યક્તિ અગર પોતાના એ ફર્ઝની અદાયગી તેમજ પોતાને ગુનાહથી બાહર નિકાળવા માટે આપ સમક્ષ પોતાની ઈચ્છા જાહેર કરે તો તેની ગુંજાઈશ છે. કારણ કે તેના હક્કમાં હજ ફર્ઝ છે અને એવા માણસને તેનો ફર્ઝ અદા કરવા માટે જરૂરત મુજબ ઝકાતની રકમ આપી શકાય છે.

[કિતાબુલ ફતાવા : ભાગ–૩ પેજ નં. ૨૯૮–૨૯૯,
અહસનુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ૩૦૪,
ફતાવા મહમુદિય્યહ : ભાગ–૧૩ પેજ નં. ૯૪ ઉપરથી]

આપના લખ્યા મુજબ અલ્લાહ તઆલાએ આપને માલી વુસઅત આપી છે. તો પછી આપ અન્ય લોકોને હજ કરાવવાની આ નેકીનો સવાબ

હદયા રૂપે માલ આપી કેમ મેળવતા નથી ? આપણા પૂર્વજોમાં એવી માલદાર વ્યક્તિઓ થઈ ગઈ છે. જેઓ દર વર્ષે પોતાના ખાલિસ માલમાંથી કંઈ કેટલી વ્યક્તિઓ અને ઉલમાને હજ કરાવતા હતા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) જેઓ મહાન ઈમામ, ફકીહ, મુહદ્દીસ અને સુફી હતા. અલ્લાહ તઆલાએ આપને ઘણી બધી મહાન ખૂબીઓ અને કમાલાતથી નવાઝયા હતા. તેઓના હજના સફરનો અહવાલ બયાન કરતા હઝરત મૌલાના હબીબુર્રહમાન સાહેબ અઅઝમી (રહ.) પોતાની મશ્હૂર કિતાબ "અઅયાનુલ-હુજ્જાજ"માં લખે છે : તેમના સફરે હજની શાન બિલકુલ નિરાલી હતી. જ્યારે હજનો જમાનો નજદીક આવતો, એમના દોસ્ત બિરાદરો એમની પાસે આવીને કહેતા કે અમે પણ તમારા સાથવાળામાં ચાલીશું. તેઓ તેમની આ વાત મંજૂર કરી લેતા અને દરેક પાસેથી તેનો સફર ખર્ચ વસૂલ કરીને એક પેટીમાં મુકી, તેના ઉપર તાળું મારી દેતા. ત્યાર પછી બધાના માટે મરવ (જે એમનું વતન અને ખુરાસાનનું એક મશ્હૂર શહેર હતું)થી લઈ બગદાદ સુધી કિરાયાની સવારીઓનો ઈન્તિઝામ કરી રવાના થતા અને પૂરા રસ્તામાં તેઓને ઉચ્ચ પ્રકારનાં ખાણાં અને શાનદાર હલ્વાઓ ખવડાવતા. ખાણાં સિવાય પણ જે ખર્ચ થતો પોતે જ તે ઉઠાવતા. બગદાદ પહોંચ્યા પછી બધાના માટે ઉમદા પોશાક ખરીદી, ઘણી જ સુશોભિત સૂરત બનાવડાવી, મદીના મુનવ્વરા માટે રવાના થતા. મદીના પહોંચ્યા પછી દરેકથી અલગ અલગ પૂછતા કે તમારા ઘરવાળાઓએ મદીના મુનવ્વરાના કયા તોહફાઓ લાવવાની ફરમાઈશ કરી છે ? જે સાથી જે બતાવતો તે તેના માટે ખરીદતા. પછી જ્યારે મક્કા આવતા અને હજના આ'માલથી ફારીગ થઈ વાપસીના સફરની તૈયારી કરતા ત્યારે પણ દરેક સાથીથી પૂછતા કે તમારા ઘરવાળાઓએ મક્કા મુકર્રમાથી શું શું લાવવાની ફરમાઈશ કરી હતી ? ત્યાર પછી દરેક સાથી માટે ભેટ સોગાદની વસ્તુઓ ખરીદ કરી, વતન તરફ રવાના થતા અને વાપસીમાં પણ બધા જ સાથીઓના બધા જ ખર્ચાઓ પોતે ઉઠાવતા. વતન પહોંચ્યા પછી ત્રણ દિવસ બાદ તે સૌ સાથીઓની દાવત કરતા. દરેકને પોશાકનો જોડો આપતા, ત્યાર પછી પેલી

પેટી જેમાં સાથીઓનો સફર ખર્ચ મુકીને તાળું માર્યું હતું, તેને મંગાવી દરેકની રકમ જે અલગ અલગ થેલીમાં તેના નામની સાથે મુકેલી રહેતી, તેમાંથી કાઢીને હૂ-બ-હૂ તેને પરત કરતા. તેમના ખાદિમોનું બયાન છે કે તેમણે હજના છેલ્લા સફર પછી જે દાવત કરી હતી તેમાં ફાલુદાના પચ્ચીસ દસ્તરખાન લોકો સમક્ષ હતા.

[અઅયાનુલ-હુજ્જાજ : ભાગ-૧ પેજ નં. ૧૨૨, ૧૨૩]

આપણા મહાન પૂર્વજો અલ્લાહે આપેલ માલ આ રીતે ખર્ચ કરતા હતા. જે આજના તે માલદારો માટે સબક રૂપ છે જેઓ ફર્ઝ ઝકાત સિવાય બીજો કોઈ ખર્ચ અલ્લાહ વાસ્તે કરવાનું વિચારતા જ નથી. હાં..... પોતે અને પોતાના ઘરવાળાઓની જરૂરત માટે ફુઝૂલ ખર્ચીની મર્યાદાઓને પણ ઓળંગી જાય છે. જ્યારે કે ઉપરોક્ત બુઝુર્ગો પોતાની જાત ઉપર ઓછામાં ઓછું ખર્ચ કરવાનું માનસ રાખતા હતા.

**સવાલ :** બીજા મારા એક રિશ્તેદાર (ખૂબ જ કરીબી)ને આવતા વર્ષે લિલ્લાહ મદદ કરી હજ માટે મોકલવાનો ઈરાદો છે. પણ તે હાર્ટનો મરીઝ છે. તો સાથે તેની એહલીયાને ઝકાતના રૂપિયામાંથી મદદ કરી સાથે મોકલવું કેવું છે ? મઝકૂર ભાઈ તથા તેની એહલીયા બન્ને ઝકાતના હક્કદાર છે અને ઝકાત સ્વીકારે છે. તે રાજી હોય તો આવી રીતે મદદ કરી શકાય ?

**જવાબ :** એનો જવાબ ઉપર આવી ગયો.

## ૩૭. ઝકાતની રકમથી મદ્રેસા માટે રૂમો બનાવવાની એક સૂરત.

**સવાલ :** અમારા મદ્રેસામાં એક ખૂબ જ દીનદાર, પરહેઝગાર મુદર્રીસ છે. તેમને એક ભાઈએ ઝકાતની રકમ માલિક બનાવી આપી. તમે ખુદ વાપરો યા મુનાસિબ લાગે એવા દીનના કામમાં ખર્ચ કરો. મઝકૂર આલિમ પોતે ઝકાતના હક્કદાર છે. તેઓએ અમારી ટ્રસ્ટની કમિટીને વાત કરી કે મને એક પાર્ટી પૈસા આપી રહી છે. મારી ખુશી છે એ હું લઈ મારા તરફથી ટ્રસ્ટને આપવા માંગું છું કે આ રકમથી મદ્રેસાના બે રૂમ બનાવે. જો જરૂરત

હોય તો ઉસ્તાદ રહે અથવા એની ભાડાની રકમ મદ્રેસાના નિભાવના ખર્ચમાં વાપરે. આ રકમ મઝકૂર આલિમ પોતે આપે છે. તે લઈ તેમની ઈચ્છા મુજબ મદ્રેસાના ઉપયોગમાં લઈ શકાય ?

**જવાબ** : તે આલિમ અગર ઝકાતના હક્કદાર છે અને કોઈક વ્યક્તિ તેમને પોતાની ઝકાતની રકમ તેઓની માંગણી વગર આપતી હોય તો તેમના માટે એ રકમ લઈ પોતાના કોઈ પણ કામમાં વાપરવું અથવા અન્ય કોઈ વ્યક્તિ તેમજ સંસ્થાને ભેટ રૂપે, લિલ્લાહ રૂપે આપવું નિઃશંક જાઈઝ છે. અલબત્ત આપે સવાલમાં એ રકમથી મદ્રેસાના બે રૂમો બનાવવાનો ઉલ્લેખ કર્યો છે, જેનાથી ફલિત થાય છે કે તે કોઈ મોટી રકમ છે. તો એ બાબત આગળ પહેલાં જવાબમાં લખ્યા મુજબ કોઈક મુસ્તહિક્કે ઝકાતને એક સાથે એટલી રકમ આપવી જેનાથી તે સાહિબે નિસાબ બની જાય, મકરૂહ છે. હાં, એની એક જાઈઝ સૂરત એ છે કે તે ઝકાતની હક્કદાર વ્યક્તિ બે રૂમ બની શકે એટલી રકમ કોઈકની પાસેથી કરજ લઈ મદ્રેસામાં લિલ્લાહ રૂપે રૂમ બનાવવા માટે આપી દે, ત્યાર પછી પેલા ઝકાત આપનાર ભાઈ પોતાની ઝકાતની રકમમાંથી એટલી મિકદાર આ મુસ્તહિક્કે ઝકાતને આપશે તો એમાં કોઈ બાધ નથી.

## ૩૮. નિસાબના ત્રણ પ્રકાર અને તેના અહકામ.

**સવાલ** : આજના વખત જમાના પ્રમાણે કેટલી રકમ કોઈ વ્યક્તિ પાસે રોકડ હોય, અન્ય સ્વરૂપે હોય તો તેને ઝકાત આપી શકાય ? (ખુબ જ પેચીદો પ્રશ્ન છે) જે પાર્ટીને આપણે ઝકાતના હક્કદાર સમજીને મદદ કરીએ છીએ અથવા તે મદદ માંગે છે, પાછળથી ખબર પડે છે કે એની બેંકમાં સારી બેલેન્સ છે, ગાડી ખરીદી છે, પ્લોટો લીધા છે, ઘર બનાવે છે, શાદીમાં સારો એવો ખર્ચ કરે છે, હાલાંકે સવાલ તે ખુદ કરે છે, મને મદદ કરો, હું હક્કદાર છું. આવા માણસોને ઝકાત આપવી કે નહીં ? અને આપી હોય તો શું ? (આ બદગુમાની એઅતેરાઝ નથી. સામાજીક કામમાં જોડાયેલો છું. તેના અસંખ્ય દાખલા દલીલો સાથે મૌજૂદ છે.)

**જવાબ** : શરઈ રૂએ નિસાબનો મતલબ એ છે કે કોઈક વ્યક્તિ પાસે ચોક્કસ મિકદાર (માત્રા)માં એટલો માલ હોય, જેના ઉપર શરઈ રૂએ કોઈ હુકમ લાગુ પડે, એવા નિસાબના ત્રણ પ્રકાર છે.

(૧) કોઈની પાસે સવાલ કરવું હરામ હોવાનો નિસાબ : એક માણસ પાસે એક દિવસની ખોરાકીની વ્યવસ્થા છે, તેના માટે ખોરાકનો સવાલ કરવો જાઈઝ નથી. અલબત્ત અગર પોશાક નથી અને પોશાક માટે સવાલ કરે છે, અથવા અન્ય કોઈ વસ્તુની જરૂરત છે, દા.ત. દવા વગેરે, તેની વ્યવસ્થા નથી અને તેના માટે સવાલ કરે તો સવાલ કરવું જાઈઝ છે.

(૨) સદકતુલ–ફિતર અને કુર્બાની વાજીબ હોવા તેમજ ઝકાત વગેરે લેવું હરામ હોવાનો નિસાબ : અગર કોઈ વ્યક્તિ પાસે ૬૧૨.૩૫ ગ્રામ ચાંદી અથવા ૮૭.૪૭૯ ગ્રામ સોનામાંથી કોઈ એકની કિંમત બરાબર વધારાનો સામાન (કોઈ પણ વસ્તુની શકલમાં) હોય અને આ બધી વસ્તુઓ તેની રોજીંદી જરૂરિયાત ખાવા પીવાના વાસણો, પહેરવાના કપડાં, રોજીંદી વપરાશની સવારી તેમજ રોજીંદી વપરાશની અન્ય વસ્તુઓથી વધારે હોય અને તેના ઉપર કોઈ કરજ પણ નથી તો એવી વ્યક્તિ ઉપર સદકતુલ ફિતર અને કુર્બાની વાજીબ છે અને એવી વ્યક્તિને ઝકાત અથવા વાજીબ સદકાતનો માલ આપવો દુરૂસ્ત નથી અને તેણે લેવો પણ જાઈઝ નથી. આજના યુગમાં લોકો પોતાના ઘરોમાં ઘણી વસ્તુઓ અને સામાન રોજીંદી જરૂરિયાત સિવાયનો રાખે છે. જેમ કે શોકેસમાં રાખવામાં આવતી વસ્તુઓ, ટી.વી. અથવા એવા વાસણો જેને રોજ વાપરવાની નૌબત આવતી નથી અને એવી જ અન્ય ચીજ વસ્તુઓ, અગર આ પ્રકારના સામાનની કિંમત ઉપર જણાવેલ ૬૧૨.૩૫ ગ્રામ ચાંદીના બરાબર હોય અને તે માણસ કરજદાર પણ નથી, તો એવી વ્યક્તિને ઝકાત આપવું જાઈઝ નથી. શરઈ રૂએ તે મુસ્તહિક્કે ઝકાત નથી. અલબત્ત તેના ઉપર ઝકાત ફર્ઝ પણ નથી.

(૩) ઝકાત ફર્ઝ હોવાનો નિસાબ : જેની પાસે ૬૧૨.૩૫ ગ્રામ ચાંદી અથવા ૮૭.૪૭૯ ગ્રામ સોનું અથવા એટલી મિકદારના ઘરેણાં યા બન્નેમાંથી કોઈ એકની કિંમત બરાબર રોકડ રૂપિયા અથવા વેપારનો સામાન (કોઈ

પણ ચીજ વસ્તુ જે વેપાર માટે રાખી હોય) હશે, તો તેના ઉપર ઝકાત ફર્ઝ થઈ જશે. જેની અદાયગી સ્વરૂપે વર્ષ પૂરૂં થતાં તેના ઉપર ઝકાત લાઝીમ થાય છે. એવી વ્યક્તિ ઉપર સદકતુલ ફિતર અને કુર્બાની પણ વાજીબ છે અને એવી વ્યક્તિ ઝકાત તેમજ સદકાતે વાજીબાની હક્કદાર નથી. ઉપરોકત વિગતથી એટલું સમજમાં આવી ગયું હશે કે ઘણી એવી વ્યક્તિઓ જે શરઈ રૂએ ઝકાતની હક્કદાર ઠરે છે, પરંતુ તેની પાસે એક દિવસની ખાધા ખોરાકીની વ્યવસ્થા છે, તેના માટે મુસ્તહિક હોવા છતાં સવાલ કરવું હરામ છે અને એવી વ્યક્તિને તેના સવાલને લઈ આપવું પણ હરામ છે. કારણ કે આપનાર આ રીતે એક હરામ કામમાં મદદગાર ઠરે છે.

હવે આપે સવાલમાં ઉઠાવેલ મુદ્દાઓને જોઈએ. આપ જેને ઝકાતની રકમ આપી રહ્યા છો, તેની પાસે બેંકમાં સારું બેલેન્સ છે, પ્લોટો લીધા છે, શાદીમાં સારો એવો ખર્ચ કરે છે. હાલાંકે સવાલ તે ખુદ કરે છે કે મને મદદ કરો, હું હક્કદાર છું. એવા માણસને ઝકાત આપવી દુરૂસ્ત નથી અને આપવામાં આવે તો અદા થશે નહીં. માટે જેને ઝકાતની રકમ આપવામાં આવી રહી છે, તેના વિષે ખાનગી રાહે તપાસ કરી લેવી મુનાસિબ છે, કે ખરેખર તે ઝકાતનો હક્કદાર છે યા નહીં ? પોતાની તપાસ મુજબ તેને ઝકાતનો હક્કદાર સમજી ઝકાતની રકમ આપવામાં આવી અને પાછળથી ખબર પડી કે તેની પાસે તો ખાસી એવી મુડી છે, તો પણ આપનારની ઝકાત અદા થઈ જશે. અલબત્ત અગર તે લેનાર જાણે છે કે મને ઝકાત રૂપે આ રકમ આપવામાં આવી રહી છે, તો તેના માટે સ્વીકારવું જાઈઝ નથી.

## ૩૯. ઝકાતની રકમ બાંધકામ માટે અથવા બિદઅતી અકીદા ધરાવનાર સફીરોને આપવું.

**સવાલ :** હાલ ઘણાં મદ્રસાઓ મસ્જિદોમાંથી (ખાસ કરીને પરપ્રાંતના) સફીરો ચંદાના સિલસિલામાં આવે છે. તેઓ પાસે સહીહ તસ્દીક નામું, સહીહ જાણકારી હોતી નથી. તેઓ અહીંના અવામ, જેઓ ઝકાત અદા કરે છે, તેમને પણ યોગ્ય જાણકારી ન હોવાને કારણે પોતાના રૂપિયા મસ્જિદ,

મદ્રસાના બાંધકામમાં તેમજ મકતબ નિભાવમાં ઝકાતના આપી દે છે. સફીરોને પૂછવાથી તેઓ કહે છે : "ત્યાં બધું થઈ જશે." એવો ઉડાઉ જવાબ આપે છે. તો આવી જગ્યાએ ઝકાતના રૂપિયા આપવા કે નહીં ? સહીહ હીલો ન થતો હોય તો ઝકાત અદા થશે કે નહીં ? એ જ રીતે ઘણાં બિદઅતી ખયાલાતના સફીરો પણ મસ્જિદમાં ચંદો કરવા આવે છે. તેઓના મસ્જિદ મદ્રસામાં ચંદો આપી શકાય કે નહીં ?

**જવાબ** : ઝકાતની રકમ મસ્જિદ મદ્રસાના બાંધકામ અથવા મકતબના નિભાવમાં ખર્ચ કરવામાં આવશે તો તેનાથી ઝકાત અદા થતી નથી. એવી જગ્યાએ ઝકાત આપવી નહીં. બિદઅતી અકીદા ધરાવનારને ઝકાત આપવા બાબત ફતાવા મહમુદિય્યહમાં નીચે મુજબ લખ્યું છે : "ઝકાત મુત્તકી દીનદારને આપવામાં આવે જેમ કે ફિકહની કિતાબોમાં લખ્યું છે, જે વ્યક્તિ અથવા જમાઅત અથવા મદ્રસા હક્ક અને એહલેહક્કની મુખાલફત કરે, તેઓને કાફિર કહે અને આ પ્રકારની પ્રવૃતિઓમાં લાગેલ રહે, તેને ઝકાત આપવામાં ન આવે. એવાઓને ઝકાત આપવું હક્કની મુખાલફતમાં સહકાર આપવા બરાબર છે." [ફતાવા મહમુદિય્યહ : ભાગ–૨૨ પેજ નં. ૩૦૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૦. વકીલથી ઝકાતની અમુક રકમ ખોવાઈ ગઈ તો ઝકાત અદા થશે ?

**સવાલ** : મારા પાસે લંડનથી ઝકાતના પૈસા વહેંચવા માટે આવેલા હતા. હું છુટા લેવા માટે બજારમાં ગયો તો મારાથી રૂા.૧૦૦ ની એક નોટ ખોવાઈ ગઈ તો હવે એમની ઝકાત અદા થઈ કે નહીં ? અને નહીં થઈ હોય તો હું એમના તરફથી રૂા.૧૦૦ વહેંચી દઉં તો તેમના તરફથી ઝકાત અદા થશે કે નહીં ?

**જવાબ** : એટલી ઝકાત અદા થઈ નથી. હવે જો આપના તરફથી હિફાઝતમાં કોઈ જાતની પણ કોતાહી ન થવા છતાં આ બન્યું છે તો આપના ઉપર ઝિમાન (બદલો) વાજીબ નથી, આપ માત્ર અસલ માલિકને જાણ

કરી આપો કે આ પ્રમાણે બન્યું છે, જેથી એટલી ઝકાત બાકી છે અને જો આપની લાપરવાહીથી આ પ્રમાણે બન્યું છે તો આપના ઉપર ઝિમાન વાજીબ છે. તે સૂરતમાં પણ માલિકને જાણ કરી તેની ફરીવારથી રજા લઈ આપ વહેંચશો તો ઝકાત અદા થશે.

# (૨) ઉશ્રો ખિરાજ

# કિંવા ખેતીની ઝકાત

### ૧. ઉશ્ર ખેતરની પૂરી ઉપજ પર લાગશે.

**સવાલ** : ખેત પેદાશમાં (અગર જમીન ઉશ્રી હોય તો) જે પેદાશ થાય તેમાં ઝકાત ટોટલી પેદાશ ઉપર કાઢવી કે બી (બીયારણ) કે જે આવતા વરસે વાવવાનું હોય તેનો પણ ઝકાતની ગણતરીમાં શુમાર થશે ?

**જવાબ** : જમીનની પુરી પેદાશ ઉપર ઉશ્ર વાજીબ થાય છે. તેમાંથી બીયારણ અથવા બીજો ખર્ચ બાદ કરવામાં નહીં આવે.

[શામી : ભાગ–૨ પેજ નં. ૫૬]

# (3) સદકાઓ

### ૧. સદકએ ફિત્ર બાબત ચોખવટ.

**સવાલ** : જરૂરતથી વધારાના વપરાશના વાસણો ઉપર જે સદકએ ફિત્ર આવે છે તે માટે તેના ઉપર વર્ષ વીતવું જરૂરી છે ? શું સદકેએ ફિત્ર જરૂરિયાતથી વધારાના વાસણનો કફ્ફારો છે કે રોઝાનો કફ્ફારો છે?

**જવાબ** : સદકએ ફિત્ર વાજિબ થવા માટેનો જે નિસાબ શરીઅત તરફથી નકકી કરવામાં આવ્યો છે, તેના માટે માણસની જરૂરીયાતથી ઉપર

(વધારા)નો હોવું કાફી છે. તે વધનારો હોવો જરૂરી નથી. જેથી તેના માટે વર્ષ ગુજરવાની શર્ત પણ નથી. સદકએ ફિત્ર માણસની ઝાત અને તેના અમલની સફાઈ અને પાકીઝગી માટે નકકી કરવામાં આવ્યો છે. [મિશ્કાત–૪/૧૫૯] જેવી રીતે ઝકાત માલની સફાઈ અને પાકીઝગી માટે રાખવામાં આવી છે.

## ૨. સદકએ ગિના (ગિના)નો મતલબ.

**સવાલ** : જે ફઝાઈલે સદકાતમાં સદકો ગિનાથી આપવા તરગીબ આપેલ, તો ગિનાની તશરીહ શું છે?

**જવાબ** : ફઝાઈલે સદકાતમાં જ એની તશરીહ મવજૂદ છે. જેનો ખુલાસો એ છે જે વસ્તુ તમો સદકામાં આપો છો તેમાં તમારૂં દિલ અટકેલું ન હોય, બલકે પૂરેપૂરી દિલી ખુશીની સાથે આપે. હવે એની બે સૂરત છે : એક તો તમને અલ્લાહની જાત ઉપર એટલો પ્રબળ તવકકુલ છે કે જ્યારે તમો સદકો કરી રહયા છો ત્યારે તે વસ્તુ (જે તમો સદકામાં આપી રહયા છો તેના) સિવાય તમારી માલિકીમાં બીજું કાંઈ નથી. છતાં તમારા દિલમાં પૂરેપૂરો સંતોષ છે અને દિલ ખુશ છે, તથા તે વસ્તુના માલિકીમાંથી નીકળવા ઉપર જરાયે ગમ નથી, એ તો દિલનો ગિના થયો જેનું નામ ગિનાએ–બાતિન છે. બીજી સૂરત એ છે કે વસ્તુ સિવાય તમારી માલિકીમાં બીજો ઘણો માલ મવજૂદ છે, જેના લઈ તે વસ્તુ સદકામાં આપવા છતાં આપનું દિલ તેમાં અટકેલું નથી, બલકે ખુશીની સાથે આપી રહયા છો કારણ કે તમારી પાસે બીજો માલ હોવાને લઈ તે વસ્તુના માલિકીમાંથી નીકળી જવાનો ગમ નથી. એનું નામ ગિનાએ–ઝાહિર છે. હવે ગિનાથી સદકો આપવાનો મતલબ સ્પષ્ટ થઈ ગયો કે તે વસ્તુના જવાથી દિલ બેપરવા હોય, ચાહે તેનું કારણ ગિનાએ–બાતિન હોય અથવા ગિનાએ–ઝાહિર.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ગુનાહ કરવાવાળો ગરીબ માણસ મદદને પાત્ર છે ?

**સવાલ** : એક ગરીબ ઝકાતનો મુસ્તહિક અહલો અયાલવાળો

મુસલમાન છે. એક મુસલમાન તેને આર્થિક મદદ સાથે અમ્ર બિલ મઅરૂફ (નમાઝ) નો હુકમ કરી તેના ફાયદા બતાવે છે. તેમ છતાં તે ગરીબ મુસલમાન વરસો થયા મસ્જિદમાં ઘુસતો નથી.

અલ્લાહ તેને તંગદસ્તી આપી પોતાની તરફ ખેંચવાનો ઝરીયો બનાવે છે, પરંતુ આ ભાઈ તરફથી આર્થિક નુસરત થવાથી તેને હજુ અલ્લાહ યાદ આવતો નથી. માટે મદદ કરનારે મદદ બંધ કરવી શરઈ લાઈનથી કેવું છે?

**જવાબ** : એવા ગુનેગાર તંગદસ્ત સાથે વર્તાવ કરવામાં આપણને શરીઅતે બે અલગ અલગ આદેશો આપેલા છે. ગુનાહના કામોથી રોકવા માટે અમ્ર બિલ મઅરૂફ અને તંગદસ્તી દૂર કરવા માટે આર્થિક મદદ. હવે આપણી ફરજ છે કે બન્ને કરી છૂટીએ. જેને જેટલો અસર થવાનો હોય તેટલો થાય. એ જોવાની જવાબદારી આપણી નથી.

# (૪) રોઝા

## ૧. અય્યામે બીઝ એટલે શું ?

**સવાલ** : અય્યામે બીઝ એટલે શું ? ત્યારે શાના રોઝા રાખવામાં આવે છે?

**જવાબ** : ચાંદની ૧૩, ૧૪, ૧૫ તારીખોને અય્યામે બીઝ કહેવામાં આવે છે. તે દિવસોમાં રોઝા રાખવું મુસ્તહબ છે. હદીષ શરીફમાં ફઝીલત આવી છે. [શામી : ભાગ–૨ પેજ નં. ૯૧]

## ૨. કુલ્લી માટે લીધેલ પાણીનો અસર મ્હોંમાં રહી જવાથી રોઝામાં ઉણપ આવશે નહિં.

**સવાલ** : રોઝાની હાલતમાં વુઝૂ કરતી વેળા કુલ્લી કરતી વખતે મોઢામાં જે પાણી લેવામાં આવે છે, તે પાણીની તરી મોઢામાંથી કાઢવી જરૂરી છે?

**જવાબ** : કુલ્લી કરવા માટે મોઢામાં લીધેલું પાણી સારી રીતે કાઢી

નાંખવું. ત્યાર પછી તેનો અસર રહી ગયો હોય તો કોઈ વાંધો નથી.

**૩. પાંચ દિવસો જેમાં રોઝો રાખવો હરામ છે.**

**સવાલ** : વરસમાં પાંચ રોઝહ રાખવા હરામ છે. તેમાં એક રમઝાન ઈદનો અને બાકીના ચાર અય્યામે તશરીકના કહેવામાં આવે છે, તો અય્યામે તશરીકના દિવસો ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩ તો ટોટલ ૬ રોઝહ થાય છે. તો ખરેખર અય્યામે તશરીકના દિવસના રોઝહ હરામ છે ? તેનો સહીહ ખુલાસો અને સહીહ સમજૂતી તશરીક સાથે લખવા ગુજારીશ છે.

**જવાબ** : અય્યામે–તશરીક ત્રણ દિવસોને કહેવામાં આવે છે. ઝિલ્હજની ૧૧–૧૨–૧૩ તારીખો. ઝિલ્હજની ૯ મી તારીખને યવમેઅરફહ કહેવામાં આવે છે અને ઝિલ્હજની ૧૦ મી તારીખને યવમુન્નહર તેમજ ઈદુલ–અદહા કહેવામાં આવે છે. જે પાંચ દિવસોમાં રોજો રાખવાની મનાઈ છે, તે બન્ને ઈદ કિંવા ઈદુલફિત્ર–શવ્વાલની પહેલી તારીખ, ઈદુલ અદહા કિંવા ઝિલ્હજની દસમી તારીખ અને ત્રણ અય્યામે તશરીક કિંવા ઝિલ્હજની ૧૧–૧૨–૧૩ તારીખ. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૯૧]

# (૫) એ'તિકાફ

**૧. જનાઝા તથા ઈયાદત માટે બહાર જવાની નિય્યત સાથે રમઝાનના અશ્રએ અખીરહનો એ'તેકાફ કરવો.**

**સવાલ** : રમઝાનના અશરએ અખીરહનો એ'તેકાફ એ નિય્યત સાથે કર્યો કે અગર મસ્જિદમાં જનાઝો આવશે તો નમાઝે જનાઝા અદા કરીશ અથવા કોઈ બીમાર પડશે તો બીમારપુર્સી કરવા જઈશ. હવે મસ્જિદમાં જનાઝો આવ્યો અથવા કોઈ બીમાર પડયું તો નિય્યત મુજબ એ કાર્યો કરી શકશે કે નહીં ? ઉપરોકત નિય્યત મુજબના કાર્યો કયા પ્રકારના એ'તેકાફમાં કરી શકાય એ દર્શાવશો.

**જવાબ** : અગર કોઈ માણસ એ'તેકાફની નઝર માને અને નઝર માનતી વેળા બીમારની ખબરગીરી, જનાઝાની શિરકત તથા મજલિસે ઈલ્મની હાજરીને બાકાત કરે તો એ જાઈઝ છે અને નિકળવું દુરૂસ્ત છે. અલબત્ત એટલું જરૂરી છે કે જેવી રીતે નઝરના શબ્દો જબાનથી અદા કરે છે, એ જ પ્રમાણે ઉપરોકત કામોને બાકાત રાખવાને તે ટાણે પણ જબાનથી બોલ્યો હોય, માત્ર દીલની નિય્યત કાફી નથી. પરંતુ મસનૂન એ'તેકાફમાં જો આવી નિય્યત કરી હશે તો તે (એ'તેકાફ) નફલી બની જશે. સુન્નત અદા નહીં થાય. મસનૂન એ'તેકાફ માત્ર તે જ ગણાશે જેમાં એવું કોઈ કામ બાકાત રાખવાની નિય્યત ન કરી હોય. [મસાઈલે એ'તિકાફ : પેજ નં. ૪૩]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. રમઝાનના અશરએ અખીરહના એ'તેકાફમાં બેસવાનો ટાઈમ.. શું ઈશા પહેલાં બેસે તો ચાલશે ?

**સવાલ** : રમઝાનના અશરએ અખીરહનો એ'તેકાફ કરનાર મસ્જિદમાં કયારથી બેસે ? (કયારથી એ'તેકાફ શરૂ કરે ?) અગાઉથી એ'તેકાફમાં બેસવાનો ઈરાદો હોવા છતાં ઈશાની નમાઝ અગાઉ એ'તેકાફમાં બેસે તો ચાલે કે નહીં ?

**જવાબ** : રમઝાન શરીફની વીસમી તારીખના સુર્યાસ્તથી થોડી વાર પહેલાં મસ્નૂન એ'તેકાફ શરૂ થઈ જાય છે. [મસાઈલે એ'તિકાફ : પેજ નં. ૨૦] માટે પૂછેલી સૂરતમાં થયેલ એ'તેકાફ મસ્નૂન કહેવાશે નહીં.

## ૩. ઓછામાં ઓછો એ'તેકાફ કેટલા ટાઈમ સુધી કરી શકાય ?

**સવાલ** : ઓછામાં ઓછો એ'તેકાફ કેટલા ટાઈમ સુધી કરી શકાય ?

**જવાબ** : સુન્નતે મોઅકકદહ એ'તેકાફ રમઝાનના છેલ્લા અશરહનો હોય છે અને નફલ એ'તેકાફ એક ક્ષણનો હોય શકે છે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૨ પેજ નં. ૧૪૧-૧૪૨]

**૪. મોઅતકિફ મસ્જિદની હદથી બાહર જઈ શકે કે નહિ ?**

**સવાલ :** ખાવા પછી મોઅતફીક હાથ ધોવા, કોગળા કરવા, વાસણો ધોવા પોતાની હદ બહાર જઈ શકે છે ?

**જવાબ :** ખાવું ખાવા પહેલાં અને પછી હાથ ધોવા તેમજ કોગળા કરવા માટે મસ્જિદ (એ'તેકાફની જગ્યા)ની બહાર જઈ નથી શકતો. એ માટે ચલમચી અથવા કોઈ વાસણ રાખી તેમાં હાથ ધોઈ લીયે અથવા કોગળા કરી લીયે. વાસણ ધોવા માટે પણ નીકળવું જાઈઝ નથી.

**૫. મોઅતકિફને વાજીબ ગુસ્લ વગર ગુસ્લ કરવાની મનાઈ શા માટે ?**

**સવાલ :** મોઅતકિફને નાપાકીની હાલત સિવાય ગુસ્લ કરવાની કેમ મનાઈ છે ?

**જવાબ :** જનાબતના ગુસ્લ વગર બીજા કોઈ પણ પ્રકારના ગુસ્લ કરવાની મનાઈ છે.

**૬. મોઅતકિફ માટે અખબાર વાંચવા માટે શું નિયમો છે ?**

**સવાલ :** દૈનિક અખબારો અથવા મુસ્લિમ અખબારો જેમાં દીની–દુન્યવી વાતો ઉપરાંત ફોટા હોય તે વાંચી શકે છે ?

**જવાબ :** મુસ્લિમ અખબારો જેમાં વધુ પડતા દીની મઝમૂનો હોય અને તેમાં ફોટા ન હોય તેને વાંચી શકાય છે. બાકી જે અખબારોમાં ફોટો હોય તેને મસ્જિદમાં લાવવું જાઈઝ નથી. અને એ'તેકાફની હાલતમાં ત્યારે જ વાંચી શકે છે જયારે તેને મસ્જિદમાં લાવે, માટે મોઅતકિફે એનાથી બચવું જરૂરી છે અને જે મકસદ માટે એ'તેકાફ કર્યો છે તેમાં લાગવું જોઈએ.

[મસાઈલે એ'તિકાફ]

**૭. મોઅતકિફનું સૂવું પણ ઈબાદત છે.**

**સવાલ** : શબે કદ્રની શોધમાં મોઅતકિફ જુદી જુદી ઈબાદતો કરી થાકી અને સૂઈ જાય તો તેનું સૂવું શું ઈબાદતમાં ગણાશે?

**જવાબ** : જી હાં.

## ૮. મોઅતકિફ મસ્જિદનો સામાન વાપરી શકે કે નહિં ?

**સવાલ** : એ'તેકાફ માટે મસ્જિદની ચાદરો, ગોદડાં, તકિયા વગેરે મોઅતકિફ વાપરી શકે છે?

**જવાબ** : મસ્જિદમાં ચાદર, ગોદડાં, તકિયા આપનારાઓએ એ કામમાં વાપરવાની રજા આપી હોય, ચાહે એ રજા સ્પષ્ટ શબ્દોમાં હોય અથવા રિવાજ મુજબ એ કામમાં વપરાય છે એવું આપનારા જાણતા હતા, છતાં એમણે એમાં વાપરવાની મનાઈ નથી કરી તો એ બન્ને સૂરતમાં વાપરી શકાય છે. નહિં તો વાપરી શકાય નહિં.

## ૯. કયા સંજોગોમાં એ'તેકાફ ફાસિદ થાય છે ? અને કઝા જરૂરી થાય છે ?

**સવાલ** : કયા સંજોગોમાં એ'તેકાફ ફાસિદ થાય છે? મોઅતકીફ ગુનેગાર ગણાય? કયા સંજોગોમાં એ'તેકાફની કઝા કરવી જરૂરી ગણાય?

**જવાબ** : કોઈપણ તબઈ અથવા શરઈ જરૂરત વગર મોઅતકિફ પોતાની એ'તેકાફની જગ્યા કિંવા મસ્જિદથી બહાર નિકળશે, ચાહે એ નિકળવું ભૂલથી હોય અથવા ઈરાદાપૂર્વક હોય, હર હાલતમાં એનો વાજિબ અથવા સુન્નત એ'તેકાફ તૂટી જશે. વાજિબ એ'તેકાફ હશે તો પૂરા એ'તેકાફ કિંવા જેટલા દિવસનો એ'તેકાફ હતો, તે તમામ દિવસોની કઝા કરવી પડશે. અને સુન્નત એ'તેકાફ હોવાની સૂરતમાં જે દિવસે એ'તેકાફ તુટયો, તે દિવસની કઝા કરે. કેટલાક મોહતાત ઉલમાઓ એ સૂરતમાં પણ તમામ દિવસોની કઝાને બેહતર લેખે છે.

## ૧૦. એ'તેકાફમાં હદબંધી.

**સવાલ** : મુસ્તહબ કે વાજિબ એ'તેકાફમાં હદબંધી લાગુ પડે છે?

**જવાબ** : આપનો સવાલ અસ્પષ્ટ છે. અગર હદબંધીથી આપની મુરાદ મસ્જિદની હદબંધી હોય તો જાહેર છે કે એ'તેકાફમાં હદબંધી તો છે જ. કારણ કે એ'તેકાફની વ્યાખ્યા જ એ છે કે માણસ મસ્જિદમાં રહે. અને આપની મુરાદ બીજી હોય તો ચોખવટ કરી પુછી લેશો.

## ૧૧. પાછલા વર્ષના એ'તેકાફની કઝા.

**સવાલ** : ગયા વર્ષનો સુન્નત એ'તેકાફ તૂટેલો હોય તો તે તૂટેલા એ'તેકાફની કઝા આ વર્ષે રમઝાનમાં અદા કરી શકાયકે નહીં ?

**જવાબ** : કરી શકાય છે.

## ૧૨. નફ્લ એ'તેકાફની કઝા નથી.

**સવાલ** : આખા મહીનાના એ'તેકાફના ઈરાદાથી બેઠા પછી તબિયત ખરાબ થવાથી ઘરે ચાલ્યા ગયા તો એની કઝા કરવી પડશેકે નહીં ?

**જવાબ** : નફલ એ'તેકાફમાં મસ્જિદથી બહાર નીકળી જવાથી એ'તેકાફ ખતમ થઈ ગયો, કઝાની જરૂરત નથી. [મસાઈલે એ'તેકાફ]

## ૧૩. મોઅતકીફ સાબુથી હાથ ધોઈ શકે ?

**સવાલ** : મોઅતકીફ માણસ વુઝૂ કરતી વખતે ચીકાસવાળા વાસણ સાબુથી ધોઈ શકે કે નહીં ?

**જવાબ** : વુઝૂ કરતી વેળા ચીકાસવાળા હાથ સાબુથી ધોવામાં મોઅતકીફ માટે કાંઈ વાંધો નથી, અલબત્ત વાસણો ધોવામાં અગર વુઝૂમાં લાગતા સામાન્ય સમયથી વધુ સમય લાગતો હોય તો દુરૂસ્ત નથી.

## ૧૪. મસ્જિદની શરઈ હદ એ'તિકાફ માટે.

**સવાલ** : મસ્જિદમાં જમાઅતખાનું, સહેન, વરંડો, પેશાબખાનું, વુઝૂખાનું, આસપાસની ખુલ્લી જગ્યા, કદાચ માળવાળી મસ્જિદ હોય તો દાદર, માળ અને રૂમો હોય, તો આ બધામાંથી કઈ જગ્યા મુસ્તહબ–વાજીબ કે સુન્નત એ'તિકાફ માટે પાત્ર ગણાય ?

**જવાબ** : આમ બોલચાલમાં મસ્જિદની પૂરી બાઉન્ડરી મસ્જિદ કહેવાય છે. પરંતુ એ'તિકાફના બયાનમાં જ્યાં મસ્જિદ શબ્દ આવે છે, એનો મતલબ માત્ર તે જગ્યા હોય છે, જે સિજદો કરવા અને (જમાઅત સાથે) નમાઝ પઢવા માટે નક્કી કરવામાં આવી હોય. કિંવા મસ્જિદનો અંદરનો ભાગ, વરંડો અને સહેન. બીજા શબ્દોમાં કહીએ તો મસ્જિદના જે ભાગમાં આપ વુઝૂ નથી કરી શકતા, જનાબતની (કિંવા એવી નાપાકી જેમાં ગુસલ ફર્ઝ થાય છે તે) હાલતમાં ત્યાં નથી જઈ શકતા, તે જગ્યા મુરાદ છે. મોટે ભાગે જ્યાં સુધી મસ્જિદનું સહેન કહેવાય છે, ત્યાં સુધી મસ્જિદની હદ હોય છે. [મુકમ્મલ વ મુદલ્લલ મસાઈલે એ'તિકાફ : પેજ નં. ૭૭]

**નોટ** : આપણાં ગુજરાતમાં કેટલીક જગ્યાએ મસ્જિદનું સહેન મસ્જિદમાં દાખલ નથી હોતું અને કેટલીક જગ્યાએ દાખલ હોય છે. જે પ્રમાણે હશે, તે મુજબ અમલ થશે. વરંડો મોટા ભાગે મસ્જિદમાં દાખલ હોય છે. કેટલીક જગ્યાએ નથી પણ હોતો. એનો પણ એ જ હુકમ રહેશે. એ'તિકાફ કરનારાઓ માટે જરૂરી છે કે પહેલેથી જ એની જાણકારી મેળવી લે.

## ૧૫. કઈ હાજતોથી મુઅ્તકિફ બહાર જઈ શકે ?

**સવાલ** : ઉપર જણાવેલ હદબંધીમાંથી કયા કયા કારણે મુઅ્તકિફને બહાર જવાની ઈજાઝત છે ?

**જવાબ** : મુઅ્તકિફને જે–જે જરૂરતો મસ્જિદ (એ'તિકાફની હદ)માંથી બહાર નિકળવા બાબત પેશ આવે છે, તેને ફુકહાએ કિરામ (રહ.)એ ત્રણ પ્રકારમાં વહેંચી છે. (૧) શરઈ જરૂરત, (૨) તબઈ જરૂરત, (૩) હાજતે ઝરૂરીય્યહ.

**હાજતે શરઈય્યહ** : જે જરૂરતોની અદાયગી શરઈ રૂએ ફર્ઝ અથવા વાજીબ હોય, અને મસ્જિદમાં રહી મુઅ્તકિફ તેને અદા કરી ન શકતો હોય, એવી જરૂરતોને હાજતે શરઈય્યહ કહેવામાં આવે છે. દા.ત. જુમ્આની નમાઝ. આવી હાજત માટે એ'તિકાફની જગ્યાએથી નીકળવું જાઈઝ છે અને આમ

નીકળવાથી એ'તિકાફ તૂટશે નહીં. મુઅ્તકિફે જે મસ્જિદમાં એ'તિકાફ કર્યો છે, તેમાં જુમ્આની નમાઝ પઢાતી નથી, તો મુઅ્તકિફે જામેઅ મસ્જિદમાં એટલા વહેલાં જવું જોઈએ કે ખુત્બો શરૂ થવા અગાઉ ત્યાં બે રકઅત તહિય્યતુલ મસ્જિદ અને ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ ઈત્મીનાનથી પઢી શકે. એનો અંદાજ મુઅ્તકિફ પોતે જ કાઢી લે. અંદાજો કાઢવામાં કંઈ ઓછું વધતું થાય તો વાંધો નથી. પછી જુમ્આના ફર્ઝ અદા કર્યા પછી છ રકઅત સુન્નત અને નફલ પઢી પોતાની એ'તિકાફવાળી મસ્જિદમાં આવી જવું જોઈએ.

**હાજતે તબઈય્યહ** : કિંવા તે કામો જેને કરવા ઉપર માણસ મજબૂર છે અને તે મસ્જિદમાં નથી થઈ શકતા. દા.ત. પેશાબ, પાખાનું, ઈસ્તિન્જો, જનાબતનું ગુસલ વગેરે. એવી હાજતો માટે મુઅ્તકિફે મસ્જિદ (એ'તિકાફની હદ)થી નીકળવું જાઈઝ છે અને એનાથી એ'તિકાફ તૂટશે નહીં. હાજતે તબઈય્યહ માટે જ્યારે મુઅ્તકિફ મસ્જિદની બહાર નીકળે તો બનતી કોશીશે એવી જગ્યાએ જરૂરત પૂરી કરે જે નજીકમાં જ હોય. દા.ત. મુઅ્તકિફનું પોતાનું ઘર દૂર છે અને કોઈ બેતકલ્લુફ દોસ્તનું ઘર નજીક છે, અથવા ખુદ મુઅ્તકિફના બે ઘરો છે, એક નજીક અને બીજું દૂર છે, અથવા મસ્જિદની સમીપ સરકારી જાજરૂ મવજૂદ છે, અથવા મસ્જિદની બાઉન્ડરીમાં જાજરૂ બનેલું છે, તો એ બન્નેમાંથી જે જાજરૂ નજીક હશે, ત્યાં હાજત પૂરી કરવી પડશે. અલબત્ત, અગર નજીકવાળી જગ્યાથી ઘરોબો ન હોવાને લઈ ત્યાં ઝાડો થતો નથી વગેરે..... તો દૂરની જગ્યા, જ્યાં આ અડચણ ન હોય, જવું દુરૂસ્ત છે.

**હાજતે ઝરૂરિય્યહ** : કિંવા અચાનક કોઈ એવી સખત જરૂરત પેશ આવે જેને લઈ એ'તિકાફની જગ્યા છોડવી પડે તો એને હાજતે ઝરૂરિય્યહ (ઈમરજન્સી જરૂરત) કહેવામાં આવે છે. દા.ત. મસ્જિદ પડવા લાગે અને મુઅ્તકિફને તેમાં દબાય જવાનો ભય પેદા થાય અથવા જાલિમ સત્તાધીશ ધરપકડ કરવા આવે અથવા એવી ગવાહી દેવી જરૂરી થઈ જાય જે શરઈ રૂએ મુઅ્તકિફ માટે વાજીબ હોય કે દાવેદારનો હક મુઅ્તકિફની ગવાહી ઉપર એવો અવલંબિત હોય કે બીજા ગવાહો નથી અને અગર મુઅ્તકિફ

ગવાહી દેવા નથી જતો, તો પોતાનો હક મરાય જાય છે અથવા ઘરવાળાઓમાંથી કોઈની જાન-માલ, ઈઝ્ઝત-આબરૂનો ભય છે અથવા મુઅ્તકિફ પોતે સખત બીમાર પડી ગયો વગેરે....... આ પ્રકારની જરૂરતોને ઈમરજન્સી જરૂરત કહેવામાં આવે છે. એમાં મોટાભાગની સૂરતોમાં એ'તિકાફ છોડવો આવશ્યક થઈ જાય છે. એ સૂરતોમાં એતિકાફ છોડવાથી ગુનો લાગુ નહીં પડે. પરંતુ મસ્જિદથી બહાર નીકળવાથી એ'તિકાફ તૂટી જશે. [મસાઈલે એ'તિકાફ]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. એ'તિકાફની હાલતમાં વાતો કરવી, કાગળો વિ. વાંચવા.

**સવાલ** : મુલાકાતી મુઅ્તકિફ સાથે જમાઅતખાના (હદબંધી)માં બેસી વાતો કરી શકે ?

**જવાબ** : જે વાતો હરામ છે તેની હુરમત એ'તિકાફની હાલતમાં ઓર વધી જાય છે. દા.ત. ગીબત, ચુગલી, જૂઠ, બોહતાન વગેરે......... એનાથી બચવાની ખૂબ તકેદારી રાખે. જે વાતો જાઈઝ છે, જેને કરવામાં ન તો અઝાબ છે, ન તો સવાબ છે, જરૂરતને લઈ તેને કરવાની ઈજાઝત છે. વિના જરૂરત મસ્જિદમાં દુન્યવી વાતો કરવાથી નેકીઓ બરબાદ થાય છે. મુઅ્તકિફનું વિના જરૂરતે કોઈને જાઈઝ વાતો કરવા બોલાવવું અને વાતો કરવું મકરૂહ છે અને ખાસ આશયે મહેફિલ જમાવવું નાજાઈઝ છે. [મસાઈલે એ'તિકાફ]

## ૧૭. કાગળો, તારો વગેરે મુઅ્તકિફ પોતાની હદબંધીમાં બેસી વાંચી શકે ?

**સવાલ** : કાગળો, તારો વગેરે મુઅ્તકિફ પોતાની હદબંધીમાં બેસી વાંચી જવાબો લખી શકે ?

**જવાબ** : જરૂરત મુજબ વાંચી જવાબ લખી શકે છે.

# (૬) હજ્જ અને ઉમરહ

## ૧. વ્યાજુ લોન લેનાર હજ માટે જઈ શકે ?

**સવાલ :** પાંચ ભાઈઓ છે. તેમનો ધંધો પાંચેનો સાથે ચાલે છે અને તેમણે ધંધા માટે બેંક પાસેથી એક લાખ રૂપિયા લોન લીધી છે અને અત્યાર સુધી તીસ હજાર રૂપિયા ભરપાઈ કર્યા છે અને હર એક હપ્તો ત્રણ હજાર રૂપિયાનો છે અને હપ્તો બરાબર ભરે છે. હવે પાંચ ભાઈઓમાંથી બે ભાઈ પોતાની ઓરત સાથે હજ પઢવા જવા માંગે છે તો શું આ બે ભાઈઓ હજ પઢવા માટે જઈ શકે છે? ત્રણ ભાઈઓ અહીંયાં બરાબર હપ્તો ભરતા રહેશે તો શું એ બન્ને ભાઈઓ હજ પઢવા જઈ શકે છે? આવી હાલતમાં અને આ પાંચે ભાઈઓ પર હજ ફર્ઝ છે?

**જવાબ :** વ્યાજ લેવું અને દેવું બન્ને હરામ છે અને કુર્આન તથા હદીષમાં એના ઉપર સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે. બેંકથી લેવામાં આવતી લોન ઉપર વ્યાજ દેવું પડે છે જેથી એ પણ હરામ છે. જે ભાઈઓ હજ માટે જઈ રહ્યાં છે તે અગર હલાલ કમાણીથી મેળવેલી રકમથી હજ અદા કરી રહ્યાં છે અને તેમના ઉપર જે દેવું છે તેને ભરપાઈ કરવાની વ્યવસ્થા મૌજૂદ છે અથવા પાકી ઉમ્મીદ છે તો તેઓ હજ કરી શકે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હજ્જના સફરમાં વેપાર કરવું.

**સવાલ :** કોઈ માણસ હજ્જ અથવા ઉમરહના ઈરાદાથી જાય અને સાથે કોઈ વેપાર માટે એવી ચીઝ લઈ જાય, જે હુકૂમતની મનાઈની નહીં હોય, તો લઈ જઈ શકે કે નહીં?

**જવાબ :** એ માણસની નિય્યત તો હજ્જ ઉમરહના સફરની જ છે, તિજારત–વેપારની નથી, તો લઈ જઈ શકે છે.

## ૩. હજ્જમાં દુઆ કબૂલ થવાની જગ્યાઓ.

**સવાલ :** મને છેલ્લા અઢી વર્ષથી કમરનો દુ:ખાવો છે. તેથી મણકાની ગાદીનું ઓપરેશન પણ કરાવ્યું છતાં દુ:ખાવામાં ફર્ક પડયો નથી. હું ઈન્શાઅલ્લાહ હજજમાં જવાનો છું. આપણે પુછવાનું કે જયારે કોઈ હજજ પઢવા જાય ત્યારે પહેલી નજર કા'બતુલ્લાહ શરીફ પર પડે ત્યારે જે દુઆ માંગવામાં આવે તે કબૂલ થાય છે. એ સિવાય મને કોઈ એવો સમય બતાવો કે અલ્લાહ પાક મારી દુઆ કબૂલ કરી મારા દર્દને હંમેશા માટે સારૂં કરી દે.

**જવાબ :** હજજમાં નીચે મુજબ જગ્યાઓએ દુઆ કબૂલ થાય છે : (૧) કા'બા શરીફ ઉપર નજર પડતી વેળા (૨) મતાફ કિંવા જયાં તવાફ કરે છે ત્યાં (૩) મુલ્તઝમ કિંવા હજરે અસ્વદ અને કા'બા શરીફના દરવાજાની વચ્ચે જે જગ્યા છે તેની સાથે ચીમટી-વળગીને (૪) કા'બા શરીફની અંદર (૫) મીઝાબની નીચે (૬) મકામે ઈબ્રાહીમ (અલૈ.)ની પાછળ (૭) ઝમઝમના કુવા પાસે (૮) સફા ઉપર (૯) મરવહ ઉપર (૧૦) સઈની જગ્યાએ (૧૧) મીનામાં (૧૨) શયતાનને કાંકરીઓ માર્યા પછી (૧૫) રૂકને યમાની પાસે (૧૬) રૂકને યમાની અને હજરે અસ્વદના વચ્ચે.

[ઝુબ્દહ-૨૨૬]

## ૪. હજ્જ બાબત એક સ્કીમનો શરઈ હુકમ.

**સવાલ :** અમે ૫૦ માણસોનું એક ગૃપ બનાવવાના છીએ. આ તમામ સભ્યો હજજ કરવાનો ઈરાદો ધરાવે છે. દરેક સભ્ય દર મહિને રૂા.૧,૦૦૦/- જમા કરાવશે. આમ દર મહિને રૂા.૫૦,૦૦૦/- અને દર વર્ષના અંતે રૂા.૬,૦૦,૦૦૦/- જમા થશે. આ રકમ બધાની સંમતિથી અમાનતદાર સભ્યોને સોંપવામાં આવશે.

અમે એવો નિયમ બનાવવાના છીએ કે દર વર્ષે અમારા તમામમાંથી કુરઅહ અંદાઝી દ્વારા જે છ નામો નીકળે તેઓ હજ કરવા જશે. આ કુરઅહ અંદાઝી તમામની ખુશીથી અને તમામ સભ્યોની હાજરીમાં કરવામાં આવશે.

દર વર્ષની અંતે રૂા.૬ લાખમાંથી જે રકમ બચે તે રકમ તથા હાલમાં જમા રનીંગ રકમ કોઈ વેપાર ધંધામાં લગાડવામાં આવશે. તેમાં થતા નફા

નુકશાનમાં તમામ સભ્યો સમાન રીતે ભાગીદાર રહેશે. આમ તમામ ૫૦ સભ્યોનું હજ્જ અદા ન થઈ જાય ત્યાં સુધી ઈન્શાઅલ્લાહ આ સ્કીમ ચાલુ રહેશે. પછી તમામ સભ્યોને સમાન રકમ મળી રહે તે મુજબ આ સ્કીમ પૂરી કરવામાં આવશે.

અમે એવું નક્કી કર્યું છે કે સ્કીમ ચાલુ હોય તે દરમિયાન કોઈ સભ્ય મૃત્યુ પામે અને તેનું હજ્જ ન થયું હોય તો તેની કુલ જમા રકમ તેના વારસદારોને સોંપી દેવામાં આવશે.

ઉપરોકત રીત શરીઅત મુજબ જાઈઝ છે કે કેમ ?

જો નાજાઈઝ હોય તો સ્કીમના કયા નિયમોના લીધે નાજાઈઝ છે તે જણાવશો. આ નિયમમાં કેવો ફેરફાર કરવાથી સ્કીમ શરીઅતની હદમાં જાઈઝ બની શકે તે પણ જણાવવા નમ્ર વિનંતી છે.

ખુદા ન કરે સ્કીમ દરમિયાન કોઈ સભ્ય મૃત્યું પામે અને તેનું હજ્જ થઈ ગયું હોય તો તેની પાસે નીકળતી વધારાની રકમ તેના વારસદારો પાસેથી વસૂલ કરવાનો નિયમ બનાવી શકાય ? જો વારસદારો પાસેથી વસૂલ ન કરી શકાય તો આ વધારાની રકમ વસૂલ કરવાનો માર્ગ શરીઅત મુજબ જણાવશો ?

**નોંટ** : આ સ્કીમમાં હજ્જ માટે જવું જરૂરી છે. ભલે તે માણસ પહેલાં હજ્જ કરી ચુકયો હોય, મજકૂર નિકળેલ રકમ હજ્જ વિના બીજે વાપરી શકે નહીં. તો આ શર્ત શરઈ દ્રષ્ટિએ કેવી કહેવાય દુરૂસ્ત છે કે નહીં ?

**જવાબ** : આપની આ સ્કીમનો ખુલાસો ટૂંકમાં એ થાય છે કે પહેલાં વર્ષના અંતે જે છ લાખ રૂપિયા જમા થયા અને કુરઅહ અંદાઝી વડે જે છ નામો નિકળ્યા અને તેઓ હજ્જ માટે ગયા અને માની લ્યો કે તે દરેક ઉપર હજ્જમાં એક લાખ ખર્ચ થયા, તો એનો મતલબ એ થયો કે એ એક લાખની રકમમાં એના તરફથી જમા થયેલ રૂપિયા ૧૨,૦૦૦/– તો એના પોતાના અને બાકી રૂા.૮૮,૦૦૦/– બાકી રહેલ ૪૪ સભ્યો તરફથી જમા કરાવવામાં આવેલ રકમમાંથી કરજ રૂપે ખર્ચાયા. હવે સ્કીમ પુરી થતાં સુધી આ છ સભ્યો જે કંઈ જમા કરાવતા રહેશે તે એમણે લીધેલ કરજની અદાયગી રૂપે

કહેવાશે. એમની પોતાની રકમ રૂપે નહીં.

બીજા વર્ષે જે છ સભ્યો હજજમાં જશે અને તેઓમાંથી દરેક ઉપર એક એક લાખ ખર્ચ થશે. તેમાં તે વર્ષ જમા થયેલ રકમમાં તેઓએ પોતે જમા કરાવેલ રૂા.૧૨,૦૦૦/– અને આગલા વર્ષ એમણે જમા કરાવેલ રૂા.૧૨,૦૦૦/– જે ગયા વર્ષ હજજમાં ગયેલ સાથીઓ ઉપર કરજ રૂપે ખર્ચાયા હતા. તેની દરેકના હિસ્સા મુજબ વસૂલયાબી અને બાકી રૂા.૭૬,૦૦૦/– કરજ રૂપે વપરાયેલ ગણાશે. એ જ પ્રમાણે દર વર્ષે જતા સભ્યોનો હિસાબ બનતો રહેશે.

હવે જે રકમ એક વર્ષ પછી વેપાર ધંધામાં લગાડવામાં આવશે તે રકમમાં પહેલાં વર્ષે જે સભ્યો હજ કરી ચુકયા તેમની પોતાની તો કોઈ રકમ છે નહીં. કારણ કે પોતાની રકમ તો તેઓ પોતાના હજજમાં ખર્ચ કરી ચુકયા છે અને હવે પછી જે કંઈ જમા કરાવી રહ્યા છે. તે અન્ય સાથીઓની રકમમાંથી એમના હજજમાં કરજ રૂપે જે ખર્ચ થયો તે અદા કરી રહ્યા છે. તો પછી વેપાર ધંધામાં લગાડવામાં આવેલ રકમના નફા નુકશાનમાં તમામ સભ્યોને સમાન ભાગીદાર રાખવું કેમ કરી શકાય અને સહીહ બનેલું કહેવાય ?

બીજું આ સ્કીમમાં આપે હજજ માટે જવું જરૂરી ઠેરવ્યું છે. હાલાંકે જે કંઈ રકમ તે સભ્યોની જમા થઈ છે. પોતાની એ જમા રકમ બાબત તે સભ્ય માલિક અને મુખ્તાર છે. ચાહે તો તે પોતાની એ રકમ પોતે પહેલેથી નક્કી કરેલ ઈરાદા મુજબ હજજમાં ખર્ચ કરે અથવા તે છોડી અન્ય કોઈ કામમાં ખર્ચ કરે. કિતાબોમાં મસ્અલો લખ્યો છે કે જે વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ ઠરી છે તેણે વર્ષ પુરું થતાં ફર્ઝ થયેલ ઝકાત મુજબ એક ચોક્કસ રકમ ઝકાતની નિય્યતથી પોતાના માલમાંથી અલગ કાઢી પોતાની પાસે જ અલગ રાખી મુકી આપી. હવે આગળ જતા તે વ્યક્તિ ઝકાત રૂપે અલગ કરવામાં આવેલ એ રકમને પોતાની અન્ય જરૂરતમાં ખર્ચ કરવા ચાહે તો ખર્ચ કરી શકે છે. કારણ કે જ્યાં સુધી તે રકમ ઝકાતની નિય્યતથી ફકીરની માલિકીમાં નહીં જાય ત્યાં સુધી ખરેખર તે રકમનો માલિક તે વ્યક્તિ જ છે. જેથી તે પોતાના

અન્ય કામમાં પણ ખર્ચ કરી શકે છે. એવી જ રીતે આપે શરૂ કરેલ સ્કીમમાં ભલે સભ્યોએ જમા કરાવેલ રકમ હજ્જ કરવાના ઈરાદાથી ભેગી કરેલ હોય તે છતાં તેઓ માલિક હોવાને લઈ તેને અન્ય કામમાં ખર્ચ કરી શકે છે. જેથી આપે લગાવેલ આ શર્ત પણ શરઈ દ્રષ્ટિએ સહીહ નથી.

માટે આપની આ સ્કીમ શરઈ રૂએ વાંધા જનક છે. હવે જો એમાં રહેલ ઉપર મુજબની બન્ને ક્ષતિઓ દૂર કરી દેતા હોય તો એની ઈજાઝત હોય શકે છે, નહીં તો નહીં.

ઉપરોકત ક્ષતિઓ દૂર કરવા પછી અગર સ્કીમ પર અમલ કરવા ચાહો અને સ્કીમ દરમિયાન કોઈ સભ્ય મૃત્યુ પામે અને તેનો હજ્જ થઈ ચુકયો હોય તો તેની પાસે નિકળતી વધારાની રકમ તેના ઉપર કરજ હોવાને લઈ તેણે છોડેલ માલ મિલકતમાંથી શરઈ તરીકા મુજબ વસૂલ કરવામાં આવશે. શરીઅતનો ઉસૂલ છે કે માણસના મૃત્યુ પછી તેણે છોડેલ માલ મિલકતમાંથી સૌ પ્રથમ તેના કફન દફનનો મધ્યમસરનો ખર્ચ વસૂલ કરવામાં આવશે અને ત્યાર પછી તેનું તમામ કરજ અદા કરવામાં આવશે અને ત્યાર પછી જ તેના માલમાં વારસદારોનો હકક લાગુ પડે છે. તે પહેલાં વારસદારોને વારસાઈ હકક રૂપે કાંઈ પણ લેવાની ઈજાઝત નથી અને જો તે મરનાર સભ્યે કોઈ માલ મિલકત છોડી ન હોય તો તેના સંભવિત વારસદારો જે તેના સગા છે તેના લઈ તેમની પાસેથી તે રકમ વસૂલ કરી શકાય નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. હાજી તિજારતી માલ લાવી શકે કે નહી ?

**સવાલ :** બયતુલ્લાહ શરીફ હજ્જ માટે જનાર વ્યક્તિ હજ્જની સાથે સાથે (એટલે કે હજની નિય્યત મુકદ્દમ કરી) અગર આવતી વખતે કોઈ તિજારતી માલ સાથે લાવે તો તે જાઈઝ છે ?

**જવાબ :** હજ એક મહાન ઈબાદત છે અને ઈસ્લામના બુન્યાદી અરકાનમાંથી એક છે. એની અદાયગી માત્ર અલ્લાહની ખુશનૂદી પ્રાપ્ત કરવા, પોતાનો ફર્ઝ અદા કરવા અને અલ્લાહના આદેશને બજાવવા માટે જ

હોવી જોઈએ. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે આ'માલનો સવાબ નિય્યતો ઉપર અવલંબિત છે. [બુખારી શરીફ] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે એક સમય લોકો ઉપર એવો આવશે કે તેમના માલદારો સહેલગાહ માટે હજ કરશે અને વચલા વર્ગના લોકો વેપાર માટે અને ગરીબો ભીખ માંગવા માટે અને આલીમો ખ્યાતિ અને નામના મેળવવા. (કનઝુલ-ઉમ્માલ) માટે બેહતર એ છે કે તિજારતની નિય્યત પણ આ સફરમાં ન કરે. [મુઅલ્લિમુલ હુજ્જાજ : સફા નં. ૨૮] અલબત્ત નિય્યત તો ખાલિસ હજની જ હતી, પરંતુ વાપસીમાં પૈસા બચી રહયા હતા તેમાંથી કાંઈ ખરીદી લાવ્યો તો તેમાં કાંઈ વાંધો નથી અથવા ઘરેલુ જરૂરીયાતોમાં તંગી હતી તેને પૂરી કરવા કાંઈક ખરીદ કરી લીધું તો વાંધો નથી અને ઈખ્લાસના વિરૂદ્ધ નથી.

[મઆરિફુલ કુર્આન : ભાગ-૧ પેજ નં. ૪૮૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૬. સાવકો છોકરો પોતાની સાવકી માં તરફથી હજ કરી શકે છે.**

**સવાલ :** સાવકી માં છે અને તે ગરીબ છે. તેનો સાવકો દિકરો સાહિબે માલ છે અને તે ઈચ્છે છે કે મારી સાવકી માંની હજ્જે બદલ હું કરૂં. એનું એક કારણ એ પણ છે કે માં ઉમર રસીદહ છે, પથારીવશ છે અને ચાલી ફરી શકતી નથી એવી હાલત છે. છોકરો મક્કા વાદીએ-ફાતિમામાં છે, તો હજ્જે બદલ કરી શકે કે નહીં ? ખુલાસાથી જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :** જ્યારે તે ઓરત ગરીબ છે તો તેના ઉપર હજ્જ ફર્ઝ નથી, તે છતાં તેનો સાવકો છોકરો હજ કરી તે હજ્જનો સવાબ પોતાની સાવકી માંને બખ્શી શકે છે. [મુઅલ્લીમુલ-હુજ્જાહ પેજ નં. ૨૮૧]

**૭. નફીલ તવાફ બીજા તરફથી જાઈઝ છે.**

**સવાલ :** કોઈ હાજી બયતુલ્લાહ શરીફ હજ કે ઉમરા માટે જાય તો તે માણસને કોઈ વ્યક્તિ તરફથી તવાફ કરવું સાબીત તેમ જાઈઝ છે ?

**જવાબ :** નફીલ તવાફ બીજાના તરફથી કરી શકાય છે અને નફીલ તવાફ કરી બીજાને એનો સવાબ પણ બક્ષી શકાય છે.

[શામી : ભાગ-૨ પેજ નં. ૨૩૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. શું ઓરત માટે હજ ફર્ઝ થવા મહરમ જરૂરી છે ?

**સવાલ :** બેવહ ઓરત પર હજ ફર્ઝ હો ગયા હૈ. ઔર મહરમમેં કોઈભી નહીં સિવાયે ઉસ બેવહ ઓરત કે બાપ શરીક ભાઈ કા બચ્ચા યા'ની (ભતીજા) ઔર વહ ભી નાબાલિગ હૈ ઔર બેવહ ઓરત કે મામૂભી ઝઈફ હૈં તો ઉસ બેવહ ઓરત કે સાથ મહરમમેં ઉસ બેવહ ઓરતકા દેવરકા બાલિગ બચ્ચા જા સકતા હૈ યા નહીં ઔર વહ બચ્ચાભી ઉસ બેવહ ઓરતકા મુતબન્ના બેટાકી તરહ હૈ યા'ની (ખોળેમેં લીયા હુવા). નીઝ અગર નહીં જા સકતા હૈ તો બેવહ ઓરત હજ કિસકે સાથ કરેગી ? જો ઉપર દો મહરમ બતાયે વહ ભી તૈયાર નહીં. ઔર વહ બેવહ ઓરત કા દેવરકા બેટા હાફિઝ હૈ ઔર અરબી પન્જુમ પઢ રહા હૈ ઔર ઉસ બેવહ ઓરત કો ઉસકે સાથ જાનેકી બહુત તમન્ના હૈ. અગર વહ બચ્ચા ઉસ બેવહ ઓરત કે સાથ ન જા સકતા હો તો વહ બેવહ ઓરત અકેલી જા સકતી હૈ યા નહીં ? અગર ન જા સકતી હો તો ઉસ ઓરત કે ઝિમ્મે હજ ફર્ઝ હો ગયા હૈ ઉસકા કયા હોગા ? ઔર ઉસ બેવહ ઓરત કો હજકી બહુત તમન્ના હૈ. ઔર ઉસ બેવહ ઓરત કી ઉંમર ૫૦ બરસકી હૈ.

**જવાબ :** ઓરત જહાં રહેતી હૈ વહાંસે મક્કહ મુકર્રમહ ૪૮ મીલ યા ઉસસે ઝયાદહ દૂરી પર વાકેઅ હૈ તો ઉસ પર હજકી અદાયગી જરૂરી હોને કે લીયે ઉસકે સાથ સફર મેં મહરમ યા શવહરકા હોના જરૂરી હૈ. અગર કોઈ મહરમ મવજૂદ નહીં યા હૈ લેકીન સાથ જાને કે લીયે તૈયાર નહીં તો ઓરત કે લીયે હજ કો જાના વાજીબ નહીં, અગર હજ ન કર સકી તો હજ

કરાને કી વસિય્યત કરના વાજીબ હૈ. [મુઅલ્લીમુલ હુજ્જાજ ૮૪]

મામૂ મહરમ હૈં ઉનકે સાથ જા સકતી હૈ, અગર મહરમ અપને ખર્ચસે જાને પર તૈયાર ન હો તો ઉસકા ખર્ચભી ઓરત કે ઝીમ્મે હોગા, [મુઅલ્લીમુલ હજ્જાજ ૮૫] બાપ શરીક ભાઈ કા લડકા મહરમ હૈ ઉસકે સાથ હજમેં જા સકતી હૈ, અગર વહ નાબાલિગ હૈ લેકીન હોંશીયાર ઔર બાલિગ હોને કે કરીબ હૈ તો ઉસકે સાથ જાના જાઈઝ હૈ. [પેજ ૮૪]

દેવરકા બેટા મહરમ નહીં હૈ, ઉસકે સાથ યા અકેલી હજ મેં નહીં જા સકતી. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૯. ઉમરહના વિઝા પર આવી હજ કરવું.

**સવાલ :** અહીંયાં (સાઉદીઅરબીયા)માં ઘણાં લોકો ખાસ કરીને સાઉથ આફ્રિકા અને ઈંગ્લેન્ડથી ઉમરા કરવા માટે રમઝાન મહીનામાં આવે છે અને અહીંયાં રોકાઈ જાય છે અને હજ કરીને જાય છે. તો ઉમરાના વિઝા પર આવી હજના વિઝા વગર તેમજ હજની ફી આપ્યા વગર હજ કરવી ઈસ્લામિક દ્રષ્ટિએ શું જાઈઝ છે ? એવી હજ કાબિલે કબૂલ થશે કે કેમ ?

**જવાબ :** એ રીત શરઈ તેમજ કાનૂની બન્ને રીતે નાજાઈઝ છે. કાનૂની રીતે તો જાહેર છે કે વિઝામાં જે તારીખ નક્કી છે તેનાથી વધુ થોભવું કાનૂનનું ઉલ્લંઘન અને ગુનાહિત છે. શરઈ રૂઈએ નાજાઈઝ હોવાના કારણો નીચે મુજબ છે.

(ક) વિઝા મેળવવું એક પ્રકારનો કરાર છે અને કરારને તોડવું શરઈ રૂએ મહાન ગુનો છે.

(ખ) જાઈઝ વાતોમાં સરકારી કાયદાઓનું પાલન કરવું જરૂરી છે.

(ગ) જીવ તેમજ ઈઝ્ઝતને જોખમમાં નાખવું નાજાઈઝ છે.

[અહસનુલ ફતાવા : ભાગ-૮ પેજ નં. ૨૧૭]

## ૧૦. હજરે-અસ્વદ પર ખૂશ્બુ લાગેલ હોય બોસો આપવાથી દમ.

**સવાલ :** એહરામની હાલતમાં ખૂશ્બુ લગાડવાની મુમાનઅત છે પરંતુ તવાફનો એક ચક્કર પૂરો કરી હજરે અસ્વદનો બોસો દેતી વેળા તેના ઉપર લાગેલ અત્તર લાગવાથી એહરામની હાલતમાં ખૂશ્બુ છુવાનો દમ લાગશે કે નહીં ?

**જવાબ :** હજરે–અસ્વદ ઉપર ખૂશ્બુ લાગેલ હોય અને તવાફ કરનાર એહરામની હાલતમાં હોય તો હજરે અસ્વદને બોસો દેવો જાઈઝ નથી, બલકે હાથોથી ઈશારો કરી હાથોને બોસો આપી દે.

[મુઅલ્લિમુલ હુજ્જાજ પેજ નં. ૧૩૨]

તે છતાં હાથ લગાવ્યો અને હાથને ખૂશ્બુ લાગી ગઈ તો જો પુરા હાથને લાગી તો દમ વાજીબ થશે, અને જો પૂરા હાથ પર ન લાગી તો સદકો વાજીબ થશે. [મુઅલ્લિમુલ હુજ્જાજ પેજ નં. ૨૨૮]

## ૧૧. નાનો ઉમરો અને મોટો ઉમરો.

**સવાલ :** હજમાં જઈ આવેલ લોકો નાનો ઉમરો અને મોટો ઉમરો શબ્દ ઈસ્તિમાલ કરે છે. તો નાના ઉમરાથી શું મુરાદ છે? અને મોટા ઉમરાથી શું મુરાદ છે ?

**જવાબ :** મક્કામાં રહી જે માણસ ઉમરો કરવા ચાહે તેના માટે જરૂરી છે કે ઉમરાનું એહરામ બાંધવા માટે હરમની બહાર જાય. હવે હરમની બહાર જે જગ્યા સૌથી નઝદીક છે તે **''તનઈમ''** છે. જ્યાંથી ઉમરાનું એહરામ બાંધવા હઝરત આંઈશા (રદિ.)ને હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું હતું. ત્યાં જઈ કોઈ માણસ ઉમરાનું એહરામ બાંધે છે તો મક્કાવાળાઓની પરિભાષામાં એને નાનો ઉમરો કહે છે અને હરમની બહાર એક જગ્યા **''જિઈર્રાનહ''** છે. જ્યાંથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ગઝવએ હુનૈનથી વાપસીમાં ઉમરહનું એહરામ બાંધયું હતું. ત્યાં જઈ કોઈ માણસ ઉમરહનું એહરામ બાંધે છે તો મક્કાવાળાઓની પરિભાષામાં તેને મોટો ઉમરો કહે છે. અલબત્ત એટલું યાદ રહે કે 'તનઈમ' થી એહરામ બાંધવું અફઝલ છે. [મુઅલ્લીમુલ હુજ્જાજ : પેજ નં. ૨૦૭]

## ૧૨. હજ્જે તમત્તુઅ કરવાવાળી હાઈઝહ ઓરત ઉમરો-હજ કેવી રીતે કરે ?

**સવાલ** : એક ઓરત ઝિલ્હજ્જહની શરૂઆતની તારીખોમાં હજ્જે તમત્તુઅ કરવાના ઈરાદે ચાલી. પોતાના દેશના મીકાતથી ઉમરહનો એહરામ બાંધી મક્કા મુઅઝ્ઝમહ પહોંચી. હવે ઉમરહના અરકાન અદા કરવા પહેલાં એને હૈઝ શરૂ થઈ ગયું. હૈઝથી પાક થવા પહેલાં હજનો એહરામ બાંધવાનો સમય આવી ગયો, તો આવી ઓરત માટે હજ્જે તમત્તુઅ અદા કરવાનો તરીકો શું હશે ? ઉમરહના એહરામથી નીકળવા માટે ચોટલીના વાળ કાપવા પડશે કે નહીં ? ઉમરહની કઝા યા દમ લાઝિમ થશે કે નહીં ?

**જવાબ** : ઈમામ મુહમ્મદ (રહ.) એ "મુઅત્તા"માં આ મસ્અલાના સંદર્ભે એક આગવું—અલગ પ્રકરણ બાંધ્યું છે :

باب المرأة تقدم مكة بحج أو عمرة فتحيض قبل قدومها أو بعد ذالك.

[مؤطا امام مالك رواية محمد ابن الحسن الشيبانى مع تعليق الممجد على مؤطا محمد تعليق و تحقيق الدكتور تقى الدين الندوى ٣٥٥/٢]

આગળ એનો હુકમ બયાન ફરમાવે છે :

قال محمد : وبهذا نأخذ الحائض تقضى المناسك كلها غير ان لا تطوف ولا تسعى بين الصفا والمروة حتى تطهر. فان كانت اهلت بعمرة، فخافت فوة الحج، فالتحرم بالحج وتقف بعرفة وترفض العمرة. فاذا فرغت من حجها، قضت العمرة كما قضتها العائشة. و ذبحت ما استيسر من الهدى. [ايضا ٣٥٩/٢، ٣٦٠]

ઉપરોક્ત લખાણથી સ્પષ્ટ થયું કે જો ઓરત ઉમરહનો એહરામ બાંધીને મક્કા મુઅઝ્ઝમહ પહોંચી અને તે હાઈઝહ (રજસ્વલા) છે અને હજના

દિવસો આવવાને કારણે હજ છૂટી જવાનો ભય છે, અર્થાત્ ઉમરહનો એહરામ બાકી રાખી પાકીનો ઈન્તિઝામ કરવામાં એ ભય છે કે હજ છૂટી જશે, તો એણે હજનો એહરામ બાંધી લેવો જોઈએ અને અરફાતનો વુકૂફ કરી લેવો જોઈએ તથા ઉમરહનો એહરામ ખોલીને ઉમરહ જતો કરવો જોઈએ–છોડી દેવો જોઈએ. ત્યાર પછી હજથી ફારિગ થઈને ઉમરહની કઝા કરી લે. જેમ કે, હઝરત આઈશા (રદિ.)એ કરી હતી અને દમે રફઝ તરીકે જાનવર ઝબહ કરે.

ઉમરહના એહરામથી નીકળવા માટે એહરામના મહઝૂરાત (મમ્નૂઆત)– માંથી કોઈ કામ કરી લે. દા.ત. કાંસકી કરી લે–વાળ ઓળ્હી લે અથવા અન્ય કોઈ કામ (ચોટલી કાપવી વગેરે) કરી લે. "મિરકાત" માં છે :

فأمرني النبي ﷺ أن انقض رأسي أي شعره، و امتشط واهل بالحج، أي أمرني أن أحرم بالحج، وأترك العمرة أي أرفضها. قال ابن الملكؒ : أي أمرني أن أخرج من احرام العمرة واتركها باستباحة المحظورات من التمشيط وغيره لعدم القدرة على الاتيان بأفعالها بسبب الحيض الخ.

[مرقاة شرح مشكوة ٣٠٦/٥]

હઝરત શયખુલ હદીષ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. (રહ.) ફરમાવે છે :

"હનફી ઉલમાએ કિરામે પોતાના આ દાવાના સંદર્ભે કે હઝરત આઈશા (રદિ.)એ ઉમરહ ફસ્ખ (જતો) કર્યો હતો, વિવિધ દલીલો રજૂ કરી છે. એક, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ હઝરત આઈશા (રદિ.)ને ફરમાવ્યું હતું કે : "પોતાનો ઉમરહ છોડી દો." બીજું, હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આ પણ ફરમાવ્યું હતું : "પોતાનું માથું ખોલીને કાંસકી કરી લો. જાહેર છે કે એહરામમાં કાંસકી કરવી જાઈઝ નથી, કારણ કે વાળ ખરવાનો ભય છે." [હજ્જતુલ વિદાઅ્ વ ઉમરાતુન્નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ, ઉર્દૂ, પૃષ્ઠ ૬૦]

તે ઓરત ઉમરહની કઝા પણ કરે. જેમ કે, અગાઉ–ઉપર 'મુઅત્તા'ના

લખાણમાં આવી ચૂક્યું છે અને ઉમરહ છોડવાને કારણે તેણે દમ પણ આપવો પડશે. હઝરત શયખુલ હદીષ સા. (રહ.) લખે છે :

واهدت أى يجب عليها الهدى ايضا كما اهدى النبى ﷺ عن عائشة رضى الله عنها بقرة كما فى روايات مسلم الا ان ذاك الهدى عندهم هدى القران و عند الحنفية هدى الرفض. [اوجز المسالك ٨٨،٨٧/٥]

"ફત્હુલ કદીર" માં છે :

و كل من رفض نسكا فعليه دم لما روى ابو حنيفةؒ عن عبد الملك بن عمير عن عائشة رضى الله عنها ان النبى ﷺ امر لرفضها العمرة بدم.

[فتح القدير ١١٤/٣]

"ઝુબ્દતુલ્ મનાસિક" માં છે :

**મસ્અલહ** : જે ચીજને છોડી છે એને છોડવાને કારણે એક તો દમે રફ્ઝ આપવો વાજીબ થશે. બીજું, તે છોડી દીધેલી ચીજની કઝા કરવી પડશે. બસ, ઉમરહને છોડવાથી એની કઝા અને દમે રફ્ઝ લાઝિમ છે.

[ભાગ–૨ પેજ નં. ૧૪]

## ૧૩. શરઈ ઉઝરથી ઓરત એહરામ બદલી શકે ?

**સવાલ** : એ જ પ્રમાણે એક ઓરત હજથી પહેલાં ઉમરાના અરકાન અદા કર્યા પછી સમયના અભાવે મદીના મુનવ્વરહ ચાલી ગઈ અને એનો ઈરાદો હજ્જે તમત્તુઅ્ કરવાનો હતો. હવે પાછા ફરતી વખતે એને હૈઝ શરૂ થઈ ગયું, તો આવી શરઈ ઉઝર ધરાવનારી ઓરત મદીના મુનવ્વરહથી વાપસી પર હજ્જે ઈફરાદનો એહરામ બાંધે ? અથવા એના માટે બીજી કોઈ શકલ સૂરત આપની જાણમાં છે ? જાણમાં હોય તો લખવા વિનંતી.

**જવાબ** : આવી ઓરત ઈફરાદનો જ એહરામ બાંધે. "ઝુબ્દતુલ મનાસિક" માં છે.

મોટાભાગના હાજીઓ હજના મહિનાઓમાં આવીને ઉમરહ કરે છે. પછી હજના મહિનાઓમાં હજ કરતા પહેલાં મદીના તય્યિબહમાં રવઝ–એ–મુતહહરહની ઝિયારત માટે ચાલ્યા જાય છે. બસ પછી એમને જોઈએ કે તેઓ જ્યારે ત્યાંથી પાછા ફરે તો કેવળ હજ્જે ઈફરાદનો જ એહરામ બાંધીને આવે તો ઈમામ સાહેબના મતાનુસાર એમનો તમત્તુઅ સહીહ છે. આ સફર કરવાથી તમત્તુઅ્ બાતિલ થશે નહીં. કારણ કે તે લોકો હજના મહીનાઓમાં ઉમરહ કરી ચૂકયા છે અને ઉમરહ કર્યા પછી તેઓ હુકમના એ'તિબારથી મક્કાવાસીઓમાં સમાવિષ્ટ છે, ભલે હજના મહીનાઓમાં મીકાતથી પણ બહાર નીકળી ગયા હોય, કારણ કે તેઓ પોતાના અસલી વતનમાં ગયા નથી, તો એમનો સફર હુકમના એ'તિબારથી એક છે. એને *ઈસ્મામે ફાસિદ* કહે છે, જે તમત્તુઅ્ને બાતિલ કરનાર નથી. હવે એમના માટે મદીના તય્યિબહથી કિરાનનો એહરામ બાંધવાની મનાઈ છે, કારણ કે તેઓ મક્કા– વાસીઓના હુકમમાં છે. જો તેઓ કિરાનનો એહરામ બાંધશે તો દમે જિનાયત આપવો લાઝિમ ઠરશે. [શર્હુલ્લુબાબ અને ગુન્યહ : ભાગ–૨ પેજ નં. ૧૪–૧૫] અલબત્ત, આ સૂરતમાં એના ઝિમ્મે દમે તમત્તુઅ્ લાઝિમ છે. [ઝુબ્દતુલ મનાસિક : ભાગ–૨ પેજ નં. ૬૬]

## ૧૪. મદીનાથી પરત થતા મઅઝૂરનો એહરામ ફસ્ખ કરવું.

**સવાલ :** જો એ જ ઓરતે કિરાનનો એહરામ બાંધ્યો અને મક્કા મુઅઝ્ઝમહ પહોંચતા પહેલાં એને હૈઝ આવી ગયું અને હજના દિવસો સુધી પાકીની ઉમ્મીદ નથી, તો એના માટે શું હુકમ છે ? શું તે એહરામને ફસ્ખ કરી દે અને તે હજનો નવો એહરામ બાંધે ? અથવા એ જ એહરામથી હજ કરે ? જો એહરામ ફસ્ખ કરે તો કઝા કોની કરે ? અને કેટલા દમ દે ? અને જો એ જ એહરામથી હજ કરે તો શું હુકમ છે ?

**જવાબ :** બહુ તલાશ અને શોધ કરવા છતાં આપે પુછેલો મસ્અલહ વિશેષ રૂપે સ્પષ્ટ રૂપે જોવા–જાણવા મળ્યો નથી. અલબત્ત, "ઉમ્દતુલ

ફિક્હ''ના હજ પ્રકરણમાં કિરાનના બયાનમાં કંઈક એવું લખાણ મળ્યું છે, જેનાથી આપનો સવાલ હલ થઈ શકે છે.

કિતાબના સંપાદક કિરાનની શરતોના શીર્ષક હેઠળ ત્રીજી શર્ત બયાન કરતાં લખે છે કે :

**(૩) ઉમરહનો પૂરો યા મોટાભાગનો તવાફ અરફાના વુકૂફને એના વખતમાં અદા કરવાથી પહેલાં કરવો :**

બસ, જો કોઈ કારિને ઉમરહનો પૂરો યા મોટાભાગનો તવાફ કર્યો નહીં, દા.ત. તે મક્કા મુકર્રમહમાં દાખલ થયો નહીં, બલકે સીધો અરફાત ચાલ્યો ગયો યા એણે અલ્પતમ ભાગ અર્થાત્ ત્રણ ચક્કર યા એનાથી કમ તવાફ કરીને ઝવાલ પછી અરફાનો વુકૂફ કરી લીધો, ચાહે કોઈ ઉઝરને કારણે આવું કર્યું હોય, દા.ત. કોઈ ઓરતને હૈઝ આવી ગયું અને તે એના કારણે ઉમરહનો તવાફ કરી શકી નહીં, તો એનો ઉમરહ જતો રહયો, ભલે તેણે ઉમરહ ત્યજી દેવાની નિય્યત ન કરી હોય. બસ, એનો ઉમરહ જતો રહયો અને કિરાન સાકિત (અશક્ય અને અનાવશ્યક) થઈ ગયો, કારણ કે જ્યારે એનો ઉમરહ જતો રહયો તો એ બે નુસુક (બે ઈબાદતો) અદા કરવાનો ફાયદો પ્રાપ્ત કરી શક્યો નહીં અને તેના ઝિમ્મે દમે રફ્ઝ વાજીબ થશે, કારણ કે તેણે ઉમરહ શરૂ કરીને ત્યજી દીધો છે અને અય્યામે તશ્રીક પછી આ ઉમરહની કઝા કરવી વાજીબ છે, કારણ કે આ ઉમરહનો આરંભ સહીહ થઈ ગયો છે. બસ, તે મુહસર સમાન થઈ ગયો. એ કારણે હવે એનો અદા સંભવિત રહયો નથી, કારણ કે તે જો એને અરફાના વુકૂફ પછી અદા કરશે તો તે હજનાં કાર્યો પર ઉમરહનાં કાર્યોની બુનિયાદ મૂકનાર લેખાશે અને આ કૃત્ય શરીઅત માન્ય તરીકાની વિરૂદ્ધ છે.

[ઉમ્દતુલ ફિકહ, કિતાબુલ હજ્જ : પેજ નં. ૨૬૧]

**(અહકર તરફથી ઉમેરો)** : ઉપરોકત લખાણમાં કિતાબના સંપાદકે લખ્યું છે : ''ભલે તેણે ઉમરહ ત્યજવાની નિય્યત ન કરી હોય....... અંત સુધી.'' આથી સ્પષ્ટ થયું કે જ્યારે કિરાનનો એહરામ બાંધનારી ઓરતને મક્કા મુકર્રમહ પહોંચીને યા એ પહેલાં હૈઝ આવી જાય અને ઉમરહનાં

કામો અદા કરવાનો સમય બાકી ન રહે અને અરફાતમાં વુકૂફનો વખત આવી જાય તો એને જોઈએ કે ઉમરહ ત્યજી દેવાની નિય્યત કરી લે; પરંતુ યાદ રહે કે તમત્તુઅ્નો એહરામ બાંધવાની પરિસ્થિતિમાં તે ઓરત ઉમરહનો એહરામ ખોલવા માટે એહરામની વિરૂદ્ધ કોઈ કામ (દા.ત. વાળમાં તેલ નાખવું વગેરે) કરીને ઉમરહનો એહરામ ખતમ કરતી હતી. આવું અહીંયાં કરવામાં ન આવે, કારણ કે અહીંયાં આ ઉમરહનો એહરામ નથી; બલકે સાથે હજની પણ નિય્યત કરવામાં આવી છે. જાણે બન્નેનો સંયૂક્ત એહરામ છે. હવે જો અહીંયાં ઉમરહનો એહરામ ખતમ કરવા માટે એહરામની વિરૂદ્ધ કોઈ કામ કરશે તો આ અમલ હજના એહરામના હકમાં જિનાયત સાબિત થશે. જેમ કે : મુતમત્તિઅ્ ઉમરહનાં કામો અદા કર્યા પછી હલક કરાવીને ઉમરહનો એહરામ ખોલી દે છે; પરંતુ કારિન ઉમરહનાં કાર્યો અદા કર્યા પછી હલક (મુંડન) કરાવશે નહીં (જેમ કે ફિકહની કિતાબોમાં આ વિશે વિસ્તૃત વર્ણન કરાયું છે). સર્વથા, કિરાનનો એહરામ બાંધનારી ઓરત પુછાયેલી ઉપરોકત સૂરતમાં ઉમરહ ત્યજવાની–છોડવાની માત્ર નિય્યત કરી લે અને અરફાત ચાલી જાય અને જો નિય્યત નથી કરી તો પણ અરફાતનો વુકૂફ કરી લેવાથી આપો આપ ઉમરહ છૂટી જશે અને આ બન્ને સૂરતોમાં હજનાં કામો અદા કરી લીધા પછી એહરામ ખોલી દે અને એ ઓરત પર દમે કિરાન વાજીબ થશે નહીં, કારણ કે કિરાન થયું જ નથી. અલબત્ત, છૂટી ગયેલા ઉમરહની કઝા અને ઉમરહનો એહરામ બાંધ્યા પછી એને છોડી દેવાને કારણે એક દમ–જેને ફુકહાએ કિરામની પરિભાષામાં દમે રફ્ઝ કહે છે–વાજીબ થશે.

ફકત વલ્લાહુ તઆલા અઅ્લમ......

## ૧૫. ઉમરો બીજા તરફથી પણ કરી શકાય.

**સવાલ** : કોઈ શખ્સ પોતાના ઉમરા માટે જાય તો તે બીજા થકી કે તેની પૂરી ફેમીલી થકી ઉમરો કરી શકે ? એક ભાઈ મકકાથી લેટરમાં લખે છે કે મેં આપણી પુરી ફેમીલી થકી ઉમરો કરેલ, તો આ વસ્તુ બની શકે ?

**જવાબ** : પોતાના ઉમરહની અદાયગીથી ફારિગ થયા પછી ત્યાં

રહેવાના દરમિયાન બીજા ઉમરા પણ કરી શકે છે અને તેમાં બીજાઓના તરફથી કરવાની નિય્યત પણ કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. એક જગ્યાનો હાજી બીજી જગ્યાના કોટામાં હજ માટે જઈ શકે ?

**સવાલ :** હિન્દુસ્તાનમાં મુસલમાનોને હજ્જ પઢવા જવા માટે દેશના દરેક રાજ્યોને સરકારે અલગ—અલગ હજ્જ પઢવા જવા માટેના કોટા આપ્યા છે. એવી જ રીતે દમણ અને દીવને પણ હજ્જ પઢવા જવા માટેનો મુસ્લિમ લોકોને અલગ કોટો આપવામાં આવ્યો છે.

હવે કોઈ ભાઈ ગુજરાતના રહેવાસી અથવા બીજા કોઈ રાજ્યના રહેવાસી દમણના હજ્જ કોટામાં હજ્જ પઢવા માટે જઈ શકે છે ?

**જવાબ :** સરકાર તરફથી હજ પઢવા જવા માટે જે વ્યવસ્થા કરવામાં આવી છે, સરકારની એ વ્યવસ્થા હેઠળ હજ પઢવા જનાર માટે જરૂરી છે કે એ વ્યવસ્થાથી ફાયદો ઉઠાવવા માટે સરકાર તરફથી જે ધારા—ધોરણ અને શરતો નક્કી કરવામાં આવી છે એનું સંપૂર્ણ પાલન કરે. તેનાથી વિરૂદ્ધ (ધારા—ધોરણ અને શરતોનું ઉલ્લંઘન) કરી, તે સ્કીમ હેઠળ હજ કરવું દુરૂસ્ત નથી.

પૂછેલી સૂરતમાં અન્ય કોઈ રાજ્યનો રહેવાસી દમણનાં કોટામાંથી હજ કરવા માટે જઈ શકે નહીં.

## ૧૭. (અ) હજના ફોર્મમાં જૂઠ આચરીને હજ માટે જવું અને (બ) એવી વ્યકિતને મદદ કરવું કેવું છે ?

**સવાલ (અ) :** ગુજરાત અથવા બીજા કોઈ રાજ્યના મુસ્લિમભાઈ દમણના કોટામાં હજ પઢવા જવા માંગે છે. પરંતુ હજનું ફોર્મ ભરતી વખતે લખવું પડે છે કે હું દમણનો રહેવાસી છું. આવી રીતે જૂઠું બોલીને હજ પઢવા માટે જવું જાઈઝ છે ?

**જવાબ (અ)** : એ રીતે જૂઠ આચરીને હજ માટે જવું ગુનાહિત કૃત્ય છે.

**સવાલ (બ)** : ઉપરોક્ત હજ પઢવા માટે જનાર વ્યક્તિને એના કામમાં મદદ કરવું જાઈઝ છે ?

**જવાબ (બ)** : એવી વ્યક્તિને મદદ કરવું ગુનાહિત કૃત્યમાં મદદ કરવું હોઈ જાઈઝ નથી. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો હુકમ છે : "**વ લા તઆવનૂ અલલ્ ઈષ્મિ વલઉદવાન**" અર્થાત્ : "ગુનાહ અને નાફરમાનીનાં કામોમાં સહકાર ન આપો."

## ૧૮. શેતાનને મારેલ પથરીઓ ઉઠાવી લેવામાં આવે છે.

**સવાલ** : બયતુલ્લાહ શરીફ હજ્જ માટે જાય છે તે લોકોનું કહેવું છે કે જે શેતાનને કાંકરીઓ હાજી લોકો મારે છે તો તે કાંકરીઓ મારી લીધા બાદ તે કાંકરીઓ કુદરતી રીતે ત્યાંથી ગાયબ થઈ જાય છે તો હકીકત સહીહ છે ? બીજું અકસર લોકો શેતાનને ચંપલ મારે છે તો શું આ બાબત જાઈઝ છે ?

**જવાબ** : હઝરત અબૂસઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે : મેં અરજ કરી કે "અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આ કાંકરીઓ જે અમો દર વરસ શેતાનને મારીએ છીએ તો અમો જોઈ રહ્યા છીએ કે તે ત્યાં રહેતી નથી." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જવાબમાં ફરમાવ્યું કે "એમાંની જે કબૂલ કરી લેવામાં આવે છે તે ઉઠાવી લેવાય છે. જો એમ ન હોત તો ત્યાં પહાડ બની ગયો હોત." [શામી : ભાગ–૨ પેજ નં. ૧૮૧] ચપ્પલ મારવાથી રમીનો વાજીબ અદા થશે નહીં, એ કૃત્ય જહાલત છે.

## ૧૯. સબસીડીનો લાભ ઉઠાવી કરેલો હજ સહીહ છે કે નહી ?

**સવાલ** : હજ ઈસ્લામનો પાંચમો રૂકન છે. જે માલી રીતે સદ્ધર મુસલમાન ઉપર ફર્ઝ છે. હજની અદાયગી માટે હાજીની અંગત માલિકીની

રકમથી સફર ખર્ચ હોવું જરૂરી છે.

અમારા આ દેશમાં જે હાજીઓ હજ કમિટી દ્વારા આ ફર્ઝ અદા કરે છે તેનાં પ્રવાસ ભાડામાં ભારતીય સરકાર એક ભાગ સબસીડી આપે છે. જેના કારણે તેઓનો હવાઈ પ્રવાસનો ખર્ચ બીજા માર્ગો વડે હજ કરનારાઓની તુલનામાં ઘણો ઓછો થઈ જાય છે અને વિદેશી હુંડીયામણનો દર પણ એઓ માટે ઓછો હોય છે.

ગત વર્ષમાં મુંબઈના અખબારોમાં સઉદી અરબનાં ઉલમા તરફથી એ બયાન પ્રગટ થયું હતું કે સરકાર અથવા કોઈ અન્ય તરફથી સબસીડીનો લાભ ઉઠાવી કરેલો હજ સહીહ થશે નહીં અથવા અદા થશે નહીં. તો શું સરકારી સબસીડીથી લાભ ઉઠાવી કરેલો હજ સહીહ થશે યા નહીં ? અને અદા થશે યા નહીં ?

**જવાબ** : ભારતીય સરકાર તરફથી ભાડામાં આપવામાં આવતી સબસીડી એ વાસ્તવમાં એક *રીઆયત* છે, જે ભાડા બાબત હાજીઓને આપવામાં આવે છે. કારણ કે હાજીઓને લઈ જતી હવાઈ સર્વીસ પણ સરકારી માલિકીની છે. એવીજ રીતે હુંડીયામણનો દર પણ એક પ્રકારની *રીઆયત* છે.

અકદે ઈજારહમાં ભાડાનાં ઈવઝમાં લઈ જનારનો ઈખ્તિયાર હોય છે કે ભાડાની નક્કી થયેલ મીકદારમાં કોઈ માણસ અથવા ગ્રૃપ માટે ભાડાનો કોઈ અંશ ઓછો કરી આપે. એવી જ રીતે વેપાર વાણિજયમાં વેચનારને ઈખ્તિયાર હોય છે કે વેચાણ થયેલ વસ્તુની નક્કી થયેલ કિંમતમાં ઓછું કરી આપે.

પૂછેલી સૂરતમાં હાજીઓને ભાડાનાં ઈવઝમાં પ્રવાસ પર લઈ જનાર પણ વાસ્તવમાં ભારતીય સરકાર છે. એટલા માટે આ પગલું ભાડાનાં દરમાં એક પ્રકારની તખફીફ (છૂટછાટ) ગણાશે. એવીજ રીતે વિદેશી હુંડીયામણમાં ભારતીય સરકાર વેચનાર છે અને વિદેશી હુંડીયામણનાં દરમાં કમી એવી જ છે જેવી રીતે વેચાણ કરનાર તરફથી નક્કી થયેલી કિંમતમાં કરવામાં આવતી તખફીફ (છૂટછાટ). આ બન્ને બાબતો નિઃશંક દુરૂસ્ત છે.

આપણે આ દેશમાં રહી ઘણી બાબતોમાં સરકાર તરફથી આપવામાં આવતી આવી રીઆયતોથી વગર વાંધે લાભ ઉઠાવીએ છીએ. દા.ત. ગેસ સીલીન્ડરનાં ખરીદવામાં, સરકાર માન્ય રેશનીંગની દુકાનો ઉપર વેચાણ થતાં અનાજમાં, ખેડૂતોને વેચવામાં આવતા ખાતર વગેરે વગેરેમાં.

સારાંશ કે આ બુન્યાદ ઉપર એવું કહેવું કે હજ સહીહ થશે નહીં યા અદા થશે નહીં શરીઅતના ધારાધોરણ પ્રમાણે સમજમાં આવતી વાત નથી.

હજ માટે જે ચીજોને શર્તો, અરકાન, વાજીબો અને સુન્નતોનો દરજ્જો આપવામાં આવ્યો છે એના બજાવી લાવવાથી હજનાં સહીહ અને અદા થવાનો હુકમ લાગુ પડશે. હુકૂમત તરફથી મળતી સબસીડીનું કબૂલ ન કરવું અરકાન, શર્ત કે વાજીબોમાંથી નથી.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૧૫૨]

જે લોકો ભારતીય સરકાર અથવા સઉદી સરકાર અથવા દુન્યાની અન્ય હુકૂમતોમાંથી કોઈ હુકૂમતના ખર્ચે સંપૂર્ણ હજ અદા કરે છે ! શું આજ સુધી તેઓ માટે સઉદીનાં ઉલમા અથવા અન્ય કોઈ આલિમે એવું બયાન આપ્યું છે કે તેઓના હજ સહીહ થશે નહીં અથવા અદા થશે નહીં ?

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૭) ઝિક્ર અને દુઆઓ

### ૧. દુઆમાં આ શબ્દોનો ઈસ્તેમાલ "યા અલ્લાહ પૈસો આપ તો હઝરત ઉસમાન ગની રદિયલ્લાહુ અન્હુના ખઝાનાનો આપ."

**સવાલ :** અકસર લોકો દુઆમાં આ જુમલો ઈસ્તેમાલ કરે છે કે "યા અલ્લાહ પૈસો આપ. તો હઝરત ઉસમાન ગની (રદિ.)ના ખઝાનાનો આપ." તો વાસ્તવિક રીતે તો અલ્લાહને સંબોધન કરીને અલ્લાહ પોતાના ખઝાનાનો આપે તેમ કહેવું દુરૂસ્ત ગણાશે. પરંતુ ઉપરોકત જુમલો ઓકવર્ડ (કઢંગો)

ગણાશે કે કેમ ?

**જવાબ :** એનો મતલબ તો દુઆ માંગનાર જ બતાવી શકે છે કે તેઓની મુરાદ શું છે ? શક્ય છે કે તેમની મુરાદ એ હોય કે અય અલ્લાહ જેવી રીતે હઝરત ઉસમાન ગની (રદિ.)નો ખઝાનો તારી ખુશ્નૂદી અને તારા રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પેરવી તેમજ આદેશના પાલન કરવામાં ખર્ચાતો હતો એવો ખઝાનો હમને આપ કે અમો પણ તેના વડે તારી ખુશ્નૂદી મેળવીએ. એવું ન થાય કે એ દૌલત અમારા માટે નાફરમાનીનો સબબ બને. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. જમાઅતની નમાઝ બાદ દુઆ ઝોરથી પઢવી કે આહિસ્તાથી ?

**સવાલ :** મસ્જિદમાં જમાઅતની નમાઝ બાદ સલામ બાદ દુઆ (અલ્લાહુમ્મ અન્તસ્સલામ.....)ને જહરી પઢે કે સીર્રી ? એટલે કે જહરથી પઢવું મના છે કે સુન્નતના ખિલાફ છે ? અગર કોઈ ઈમામને જહરન્ પઢવાની આદત હોય તો તેને સીર્રન્ પઢવા બાબત તાકીદ કરી શકાય ?

**જવાબ :** આહિસ્તા દુઆ માંગવું અફઝલ છે. નમાઝીઓનો હરજ ન થતો હોય તો કોઈકવાર થોડીક અવાજથી દુઆ કરવી જાઈઝ છે. હંમેશા જહરી દુઆની આદત બનાવી દેવું મકરૂહ છે. [ફતાવા રહીમિય્યહ : ભાગ-૧ પેજ નં. ૧૮૩] તેને ઉપરોક્ત મસ્અલો વિગતવાર બતાવી દેવો.

## ૩. ગેર-મુસ્લિમની દુઆ.

**સવાલ :** ગેર-મુસ્લિમને મદદ કરવાથી, રોટી કે પૈસા આપવાથી કે અન્ય કોઈ કામમાં સહાય કરવાથી તે જે દુઆ આપે છે, તે આપણાને ફાયદો પહોંચાડશે ?

**જવાબ :** અલ્લાહ તઆલા દરેકની દુઆ સાંભળે છે. એટલે એ કારગર થવાની ઉમ્મીદ રાખી શકાય. બાકી આપે જે અહેસાન કર્યું છે, તેનો બદલો અલ્લાહ તઆલા તરફથી જરૂર મળશે. ચાહે પેલો માણસ દુઆ ન પણ કરે.

## ૪. ફજર અને અસર બાદ દુઆ માટે ઈમામ કઈ તરફ રૂખ કરે ?

**સવાલ** : ફજર અને અસર બાદની દુઆમાં રાજેહ કોલ મુતાબિક ઈમામે કઈ તરફ રૂખ કરી દુઆ કરવી જોઈએ ?

**જવાબ** : સલામ ફેરવ્યા પછી ઈમામને ઈખ્તિયાર છે, ચાહે જમણી તરફથી ફરી પોતાનું રૂખ મુસલ્લીઓ તરફ કરે. ચાહે ડાબી તરફથી ફરી પોતાનું રૂખ મુસલ્લીઓ તરફ કરી દુઆ કરે. અલબત્ત મુસલ્લીઓ તરફ રૂખ કરવાની સૂરતમાં ઈમામની સામે કોઈ નમાઝી (જેની રકઅત છૂટી છે) પઢતો હોય, તો જમણી તરફ અથવા ડાબી તરફ રૂખ કરીન બેસે જેથી નમાઝ પઢનારની સામે રૂખ ન થાય. [કબીરી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. "અઝમવાળી દૂઆ કરે" નો મતલબ.

**સવાલ** : જવાહિરૂલ ફિકહમાં દુઆના બયાનમાં છે કે દુઆના આદાબમાંથી છે કે "અઝમ કે સાથ દુઆ કરે (યાની યું ન કહે કે યા અલ્લાહ અગર તુ ચાહે તો મેરા કામ કર દે," તો અહીં અલ્લાહને તુ ચાહે કહેવામાં શરઈ દ્રષ્ટિએ શું હરજ છે ? ટૂંકમાં અઝમથી માંગવાનો મતલબ શું છે અને મીસાલની તૌર પર અઝમવાળી દુઆની ઈબારત લખવા ગુજારીશ છે.

**જવાબ** : હદીસ શરીફમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "જ્યારે તમારામાંથી કોઈ દુઆ માંગે ત્યારે દઢશબ્દોમાં માંગે અને એવું ન કહે કે અય અલ્લાહ અગર તુ ચાહે તો મને આપ." કારણ કે કોઈ પણ તેના ઉપર જબરદસ્તી કરનાર નથી. [બુખારી શરીફ : ભાગ-૨ પેજ નં. ૯૩૮] મતલબ કે 'તુ ચાહે તો મને આપ' એવું કહેવાનું કારણ એ હોય છે કે જેની પાસે તમે માંગી રહ્યા છો તેને એવું બતલાવવા માંગો છો કે મારા તરફથી કોઈ પણ જાતની જબરદસ્તી નથી, તારી મરજી પર આધારીત છે. તુ ચાહે તો મને આપ. આવું કહેવાની ત્યાં જ જરૂરત પડે છે જયાં તે માણસ એવો હોય જેના ઉપર જબરદસ્તી થઈ સકતી હોય. જ્યારે

તેનું વ્યક્તિત્વ જ એવું હોય જેના ઉપર કોઈ જબરદસ્તી જ કરી નથી શકતું ત્યાં એવા શબ્દો વાપરવાની જરૂરત જ નથી. કારણ કે તે ચાહશે તો જ આપશે તમારી જબરદસ્તી તેના ઉપર ચાલવાની જ નથી. બીજું કારણ એ પણ છે કે માણસ જ્યારે દુઆ માંગી રહ્યો છે તો પોતાની મોહતાજી અને જરૂરત જાહેર કરી રહયો છે જ્યારે આ શબ્દો કે "તુ ચાહે તો આપ" એક રીતની બેપરવાહી બતલાવી રહ્યા છે કે "મને નહીં મળે તો પણ વાંધો નથી તુ ચાહે તો આપ" અને આ વાત દુઆના અદબથી વિરૂદ્ધ છે.

[હાશિયએ બુખારી શરીફ : ભાગ–૨ પેજ નં. ૯૩૮]

## ૬. કાફીર–મુશ્રિકની દુઆ પણ કબૂલ થાય છે.

**સવાલ :** શું કાફીર–મુશ્રિક (ગેરમુસ્લિમ–હીન્દુ)ના ઉપર કોઈ વખત એહસાન કરે અને તે દુઆ આપે તો તેની દુઆ લાગે ખરી ? એટલે કે ભલી દુઆ જબાનથી આપે તો તેનો અસર થાય ખરો ?

**જવાબ :** અલ્લાહ તઆલા બધાની દુઆઓ કબૂલ કરે છે. શયતાને લાંબા આયુષ્યની દુઆ કરી તે પણ અલ્લાહ તઆલાએ કબૂલ કરી. જેમ કે કુર્આન શરીફમાં મવજૂદ છે.

## ૭. બેનમાઝીની દુઆ કબૂલ ન થવા બાબત ફતવો.

**સવાલ :** બેનમાઝીના દુન્યવી અઝાબ માંહેનો એક અઝાબ છે કે તેની દુઆ કબૂલ થતી નથી તો જે કોઈ ગરીબ, મીસ્કીન, બેવા તેમજ હાજતમંદ લોકોમાં જેઓ નમાઝ પઢતા ન હોય તેઓ અકસર દુઆઓ જરૂરિયાત પૂરી કરનારને આપે છે તો શું તે દુઆ કબૂલ થાય છે ?

શું ઉપરોકત બાબતમાં એવું હોય શકે કે તે દુઆ પોતાના બારામાં કબૂલ ન થાય પરંતુ બીજાના માટે કબૂલ થશે. માટે આ બાબતની સહીહ સમજૂતિ આપવા વિનંતી.

**જવાબ :** દરેક અમલ ચાહે તે નેક હોય અથવા બદ તે તેની આગવી ખાસીયત હોય છે જેના વિષે અલ્લાહ તઆલા અને તેના પાક રસૂલ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના કલામમાં અંગુલી નિર્દેશ કરવામાં આવ્યો હોય છે, જેનો મતલબ એ છે કે આ મતલબની વ્યક્તિગત ખાસીયત આ છે એ જ પ્રમાણે દરેક અમલ વિષે બતલાવવામાં આવ્યું હોય છે પરંતુ તે ખાસીયત ત્યારેજ છે જ્યારે કે તે એકલો હોય પરંતુ ઘણા અમલો (જુદી જુદી ખાસીયતવાળા) ભેગા થાય ત્યારે તે બધા મળીને શું પરિણામ લાવશે તે માટે કોઈ વખત ચોખવટ હોય છે, કોઈ વખત નથી હોતી. એવા વખતે એટલું સ્પષ્ટ છે કે બે—ચાર મળીને જે ખાસીયત પેદા કરશે તે જુદી જ હશે જે ઉપરવટ પામશે તેનો અસર જાહેર થશે. દાખલારૂપે એક દવાની તાસીર ગરમ છે. એવું જ્યારે તિબની કિતાબમાં લખ્યું હોય તો એનો મતલબ એ છે કે એકલી એ દવાની વ્યક્તિગત ખાસીયત આ છે. એ જ પ્રમાણે કોઈ દવા વિષે જ્યારે લખ્યું હોય કે ઠંડી છે તો તેનો મતલબ પણ એ જ હોય છે. હવે કોઈ માણસ એ બન્ને દવાઓ ભેગી કરીને વાપરે તો એનું પરિણામ શું આવશે ? તે આપ વિચારી શકો છો, આ ઉપરથી આપના સવાલનો જવાબ મળી રહેશે.

## ૮. અઝાન વખતે દુઆ કબૂલ થવાનો સમય.

**સવાલ** : દુઆની કબૂલિય્યતના મખ્સૂસ અવકાતમાંનો એક વખત તે છે જે અઝાન વખતે દુઆ કબૂલ થાય છે તો અહીંયાં અઝાન વખતે દુઆથી મુરાદ અઝાન થઈ ગયા પછી દુઆ કરવી મુરાદ છે કે ચાલુ અઝાને અલ્લાહથી દુઆ કરવી મુરાદ છે. (આ સવાલ અઝાન પછીની અઝાનની દુઆ બાબત નથી.)

**જવાબ** : અઝાનનો જવાબ આપ્યા પછી અથવા તે દરમિયાન પણ.

[બઝલુલ્મજહૂદ : ભાગ—૪ પેજ નં. ૯૬]

## ૯. દુઆમાં દિલની નજર અલ્લાહ તરફ.

**સવાલ** : દુઆના ઉસૂલ અને આદાબમાંથી છે કે જે માંગવું હોય તે અલ્લાહથી માંગો અને જે માણસ અલ્લાહથી માંગે અને નજર મખ્લૂક તરફ

રાખે તો તે અલ્લાહથી ધોકો કરવા બરાબર છે.

તો પૂછવાનું એ કે એક શખ્સને કરજ લેવું હોય તો તે પ્રથમ અલ્લાહથી માંગશે અને ત્યાર બાદ અસ્બાબ રૂપે જેની પાસે કરજ લેવું છે તેના ઉપર નજર રાખશે જ. તો ઉપરોકતમાં નજર ન રાખવાથી શું મુરાદ છે? અલ્લાહથી માંગવા છતાં દિલ મખ્લૂક તરફ જાય તો તેનો રૂહાની ઈલાજ શું છે?

**જવાબ** : હાજત પૂરી કરનાર તો અલ્લાહને જ સમજે, કારણ કે જ્યાં સુધી અલ્લાહ નહીં ચાહે અને તેના દિલમાં નહીં નાંખે ત્યાં સુધી તે પણ કંઈ કરશે નહીં, તે સૂરતમાં દિલની નજર અલ્લાહ ઉપર જ રહીને ! રૂહાની ઈલાજ રૂહાની તબીબથી પૂછો.

## ૧૦. દુઆ માંગવાનો મસ્નૂન તરીકો અને એક બિદઅત.

**સવાલ** : હમારી મસ્જિદમેં હર નમાઝકે બાદ દો દુઆએં હોતી હૈં. એક તો નમાઝ કે બા'દ ફવરન જો નમાઝકી દુઆ હોતી હૈ ઔર ઈમામ સાબ હમારી તરફ રૂખ કરકે તસ્બીહે ફાતીમા પળ્હ કર વાપસ કુછ હદીસ કી દુઆએં જૈસે હસ્બીયલ્લાહુ લા... રબ્બના આતીના ઔર ફીર ફાતિહા અલા નબીએ કરીમ પળ્હતે હુએ ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લૂન અલન્નબી... પળ્હતે હૈં. તો કયા શરીઅતકે એ'તેબારસે યહ પળ્હના જાઈઝ હૈ ? બાઝ લોગ ઈસે બિદઅત કહતે હૈ તો કયા યહ સહીહ હૈ ?

**જવાબ** : ફર્ઝ નમાઝસે સલામ ફેર કર ફવરન દુઆ માંગના સુન્નતસે સાબિત હૈ. લેકિન સુનન ઔર નવાફિલસે ફારિગ હોને કે બાદ યા એક મરતબા સલામ ફેર કર દુઆ કર ચૂકને કે બાદ ફિરસે જો દુઆએ સાની કી જાતી હય, જિસકે આખિર મેં સૂરએ ફાતિહા પઢતે હૈં ફિર આખિર મેં આયતે દુરૂદ પઢ કર દુરૂદ પઢતે હૈં ઈસકા શરીઅતમેં સુબૂત નહીં. ફિર ઈસ દુઆકા ઈસ કદર ઈલ્તિઝામ કિયા જાતા હૈ કે સારી જમાઅત કે ફારિગ હોને તક મુન્તઝિર બેઠે રહેતે હૈં, પહલે ઉઠ જાનેકો મઅયૂબ સમજા જાતા હૈ, ઉસ પર ઈન્કાર ઓર લઅનો તઅન કિયા જાતા હૈ. ઈમામ ભી ઈસ કદર ઈલ્તિઝામ કરતા હય કે અગર ઝયાદા દેર તક નવાફિલ– અવ્વાબીન વગેરે પઢના હો તો પેહલે

દુઆ માંગ કર મુકતદિયોંકો ફારિગ કરકે મઝીદ નવાફિલમેં મશ્ગૂલ હોતા હે, ગર્જ યહ કે ઈમામ વ મુકતદી દોનોંકી તરફસે વાજીબકી તરહ ઉસકા એહતેમામ કિયા જાતા હે, ફિર દુઆમેં ભી સવાલ મેં ઝિક્ર કિયા હુઆ મખ્સૂસ તરીકા ઝરૂરી સમજા જાતા હે, યહ સબ ઉમૂર શરઅન સાબિત ન હોનકી વજહસે નાજાઈઝ ઔર બિદઅત હૈં. મવ. અહમદ રઝાખાન સા. બરેલી અપને એક ફત્વેમેં તહરીર ફરમાતે હૈં કે "સુનન વ નવાફિલ સબસે ફારિગ હો કર ઈમામકા જમાઅતકે સાથ દુઆ માંગના કહીં મન્કૂલ નહીં." (આગે લિખતે હૈં) "યહ તરીક લાઈકે તર્ક હૈં."

## ૧૧. દુઆમાં દુરૂદ શરીફની સંખ્યા અને વખત.

**સવાલ :** દુઆમાં આગળ–પાછળ એક એક વાર દુરૂદ શરીફ પઢવાનું આવે છે કે એનાથી દુઆ રદ થતી નથી. પરંતુ અવરાદ, વઝાઈફ અને આમ તોર પર દુઆની કિતાબોમાં આગળ–પાછળ ત્રણવાર દુરૂદ પઢવાનું લખેલ હોય છે. તો ત્રણ વાર દુરૂદ પઢવાના અદદ પાછળ શી હિકમત અને મસ્લહત છે ?

**જવાબ :** એકવાર પઢવું કાફી છે. અવરાદમાં ત્રણ યા એથી વધુ પઢવામાં દુરૂદનો વિર્દ પણ નજર સમક્ષ હોય છે.

## ૧૨. પોતે દુઆ કરવી, બીજાથી દુઆ કરાવવી બરાબર છે.

**સવાલ :** પોતે પોતાના માટે દુઆ કરવું બેહતર છે કે બીજાને પોતાના માટે દુઆ કરવાનું કહેવું બેહતર છે ?

**જવાબ :** બન્ને પોત પોતાની રીતે સાબિત અને સહીહ છે. એમાંથી કયું અફઝલ એવી સ્પષ્ટતા કોઈ જગ્યાએ જોવામાં નથી આવી.

# (૮) નિકાહ

## ૧. શાદીઓના ફુઝૂલ ખર્ચાઓથી બચવું.

**સવાલ :** આજકાલ ઉલમાઓના બયાનોમાં અકસર સાંભળવા મળે છે અને આપણી શરીઅત પણ મના કરે છે કે શાદીઓના ફુઝૂલ ખર્ચાઓથી બચવું જોઈએ. બારાત લઈને જવું ન જોઈએ, એવી રીતે વલીમો ન કરો કે મર્દ, ઓરત સાથે ખાવા બેસે, ફોટાઓ ન પાડવા વગેરે છતાં આલિમ અને પ્રથમ આલિમના ઘરેજ આવું બધું થતું હોય તો આ બાબતે આપનો શો અભિપ્રાય છે ?

**જવાબ :** જે કામોથી શરીઅતે મનાઈ ફરમાવી છે તેવા કામોથી બચવું દરેક મુસલમાનની ફરજ છે અને તેનું આચરણ દરેક મુસ્લિમ માટે વખોડવા પાત્ર અને ગુનાહિત છે અને આલિમે દીન માટે તો વધારે ખરાબ તેમજ વખોડવા પાત્ર કહેવાય.

## ૨. નિકાહના શબ્દો કેટલીવાર બોલવા ?

**સવાલ :** નિકાહ પઢાવે ત્યારે નિકાહના શબ્દો ત્રણવાર બોલાવવા જરૂરી છે કે કેમ ? કોઈ બેજ શબ્દો ફકત એકજવાર બોલાવે તો નિકાહ થયા ગણાશે ?

**જવાબ :** નિકાહ માટે પઢાવવામાં આવતા ઈજાબ અને કબૂલના શબ્દો એકવાર બોલવાથી નિકાહ સહીહ થઈ જાય છે. ત્રણ વખત બોલવું જરૂરી નથી.

## ૩. પહેલાં નક્કી કરેલ ગવાહો સિવાય અન્ય વ્યક્તિઓને ગવાહ બનાવવા.

**સવાલ :** મારી છોકરીની શાદી માટે કેનેડા ખાતે વાત નક્કી થઈ ફોન મારફતે છોકરા સાથે મારી વાતચીત શાદી માટે થઈ ગઈ અને છોકરી કેનેડા ગયા પછી ત્યાં કેનેડામાં નિકાહ ખ્વાની થવાની હતી, પરંતુ કેનેડા છોકરી મોકલવા માટે સરકારી ખાતામાં નિકાહ સર્ટી વગેરેની જરૂર પડે તો અમોએ

ગવાહ બે અને છોકરી તરફથી વકીલ નક્કી કરી સર્ટી બનાવી કેનેડા જવા માટેની કોશીશ છોકરી માટે ચાલુ કરી, પરંતુ હવે છોકરો કેનેડાથી નવસારી આવે છે. માટે હવે નિકાહ ખ્વાની અહીંયાં રાખી છે. માટે જે ગવાહ વકીલ સરકારી કામ માટે નક્કી કર્યા હતા તેજ ગવાહ જોઈએ કે બીજા ગવાહ વકીલ નક્કી કરીએ તો ચાલશે કે નહીં ?

**જવાબ** : અન્ય વ્યક્તિઓને પણ નિકાહ વેળા વકીલ, ગવાહ નક્કી કરી શકાય છે.

## ૪. છોકરીના નિકાહ ક્યાં રાખવા ?

**સવાલ** : છોકરો કેનેડાથી આવે તો છોકરાના જ ઘરમાં નિકાહ પઢાવે તો ચાલે કે પછી છોકરીના ઘરે પઢાવે ?

**જવાબ** : છોકરાના ઘરે પણ નિકાહ સહીહ થઈ જશે. છોકરીના જ ઘરે કરવું જરૂરી નથી.

## ૫. નિકાહ વગર છોકરીને સાસરે મોકલી શકાય નહી.

**સવાલ ૧** : મારી પુત્રીના લગ્ન બાબતની વાતચીત લેસ્ટરના છોકરા સાથે નક્કી થઈ છે. મૂળ તેઓ દમણના જ છે. મંગણી હજી થઈ નથી. વાતચીત થયાને પાંચ મહીના થયા છે. હવે તેઓ છોકરીને લેસ્ટર બોલાવે છે અને ત્યાં લગ્ન કરવા માંગે છે જેથી નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

**સવાલ ૨** : લેસ્ટરમાં છોકરીના મહરમ નથી તો કોને ત્યાં મોકલવી ? હજી લગ્ન થયા નથી તો સાસરે મોકલી શકાય કે કેમ ?

**જવાબ ૧, ૨** : નિકાહ થયા વગર સાસરે મોકલી શકાય નહીં.

## ૬. ફોન પર નિકાહ કરવા, ફોન પર નિકાહ કરવાનો તરીકો.

**સવાલ** : અહીં વલસાડથી ફોન પર નિકાહ થઈ શકે કે કેમ ? નિકાહનો તરીકો જણાવશો.

**જવાબ** : છોકરી ત્યાં લંડન રહેતા કોઈ સગા-સંબંધી અથવા

પહેચાનવાળાને પોતાના નિકાહ જેની સાથે મંગણી થઈ છે તે છોકરા સાથે નિકાહ કરવાના વકીલ બનાવી આપે (ફોન અથવા પત્ર વડે વકીલ બનાવી શકાય છે.) ત્યાર પછી ત્યાં નિકાહની મજલીસ ગોઠવવામાં આવે તો મજલીસમાં છોકરીનો વકીલ ગવાહો સમક્ષ છોકરીની જાતને પત્નિ તરીકે છોકરાના નિકાહમાં આપે (દા.ત. એમ કહે કે ફાતેમા અહમદ યુસુફ મનીયાર મને પોતાના નિકાહ અબ્દુલ્લાહ મોહંમદ યુસુફ મનીયાર સાથે કરવાનો વકીલ બનાવ્યો છે તેથી મે ફાતેમાને અબ્દુલ્લાહના નિકાહમાં બીવી બનાવી આપી તેના જવાબમાં અબ્દુલ્લાહ એવું કહે કે ફાતેમાને પત્નિ તરીકે મારા નિકાહમાં બીવી તરીકે કબૂલ કરી.

## ૭. મહરમ તરીકે બાપ અથવા મામા સાથે જવામાં વીઝાની મુશ્કેલી હોય તો શું કરવું ?

**સવાલ** : મહરમ તરીકે બાપ કે મામાએ સાથે જવું પડે પરંતુ લંડન માટે વિઝા મળવું મુશ્કેલ છે તો આ બાબતે શું કરવું ?

**જવાબ** : છોકરો પોતે ત્યાંથી અહીંયાં આવી નિકાહ કરી છોકરીને પોતાની સાથે લઈ જાય. ફકત.

## ૮. કોર્ટમાં ગેર મુસ્લિમ મેજીસ્ટ્રેટના સામે ગવાહ વગર નિકાહ પઢવા.

**સવાલ** : છોકરો અને છોકરી પોતાની રાજી ખુશીથી અને મા-બાપના ઉપરવટ થઈને કોર્ટમાં ગેર મુસ્લિમ મેજીસ્ટ્રેટના રૂબરૂ સિવીલ મેરેજ કરી લીધા છે. સિવીલ મેરેજ વખતે કોઈ સાક્ષી (ગવાહ) ત્યાં મોજૂદ ન હતા અને કોર્ટના ફોર્મ ઉપર સહી કરીને આવ્યા છે. તો આ નિકાહ થયા કે નહીં ? હવે મા-બાપ આ નિકાહને તોડાવવા માંગી રહ્યા છે. તો આ નિકાહ તોડાવવાની જરૂરત રહેશે કે કેમ ? તેની રેહબરી ફરમાવશો.

**જવાબ** : છોકરા અને છોકરીએ ગેર મુસ્લિમ મેજીસ્ટ્રેટના સામે ગવાહ વગર ફક્ત ફોર્મ ઉપર સહી કરી સિવીલ મેરેજ કર્યા છે તો એ ઈસ્લામી

શરીઅતના ધારા ધોરણ પ્રમાણે ઈસ્લામી નિકાહ થયા જ નથી. એ સિવીલ મેરેજના આધારે બન્નેનું મીયાં બીવી માફક રહેવું જાઈઝ નથી. જ્યારે એ નિકાહ થયા જ નથી તો તેને તોડાવવાનો પ્રશ્ન જ રહેતો નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. સગાઈ-મંગની કરવી સાબિત છે ?

**સવાલ :** આજ કાલ શાદી પહેલાં જે મંગની સગાઈ કરવામાં આવે છે તો તે સગાઈ-મંગની સાબિત છે ? અને તેમાં છોકરીને ઝેવર કપડાં આપવા જોઈએ છે ?

**જવાબ :** મંગનીનો મતલબ માત્ર એટલો જ છે કે પોતાની છોકરી અથવા છોકરાના નિકાહ માટે સામે પક્ષવાળા સાથે વાત ચીત કરી વાયદો કરવો. બન્ને પક્ષ જબાની અથવા પત્ર વડે એક બીજાને વાયદો આપી દે એટલે મંગની થઈ ગઈ એટલું તો સાબિત છે. એ સિવાય બીજું જે કંઈ કરવામાં આવે છે તેને જરૂરી સમજવામાં ન આવે.

## ૧૦. નિકાહની રજા લેવા માટે દુલ્હનથી એક વખત પુછવું કાફી છે.

**સવાલ :** નિકાહની રજા લેવા માટે વકીલે દુલ્હનથી ત્રણ વાર પુછવું જરૂરી છે કે એક વાર પુછવાથી ચાલી જશે ?

**જવાબ :** એક વખત પુછવામાં જવાબ મળી ગયો તો ફરીવાર પુછવાની જરૂરત નથી.

## ૧૧. શું ઓરત ગુપ્ત રીતે નિકાહ કરી શકે ?

**સવાલ :** હું એક મુસ્લિમ બાઈ છું. મારે એક મુસ્લિમ જોડે મુહબ્બત થઈ ગઈ છે અને અમો વચનથી બંધાઈ ગયા છે. તે એવી રીતે કે અલ્લાહને હાજિર નાજિર રાખીને હું વચન આપું છું કે હું તમારા સાથે નિકાહ કરીશ, પછી મેં મારી વાલિદાને પૂછયું. મારે આના સાથે નિકાહ કરવા છે. વાલિદ સાહબ તો નથી. તો મારી વાલિદાએ ના પાડી, માટે હવે હું બન્ને તરફથી

વિચાર કરતી થઈ ગઈ છું. એક તરફ વચનથી બંધાઈ ગઈ અને બીજી તરફ વાલિદાએ ના પાડી તો મારે શું કરવું ? મને ખુદાનો ઘણો જ ડર લાગે છે, આખિરતમાં મારૂં શું થશે ? મને દિલથી મુહબ્બત છે માટે એકદમ છોડી પણ શકતી નથી. હું પૂરે પૂરી ઉમર લાયક છું. સામાવાળાનું કહેવું છે કે તારા ઘરના માણસ તને અટકાવે છે તો તું બાતિનમાં મારા સાથે નિકાહ કરી લે અને અલ્લાહને મંજૂર હશે તો આપણે દુનિયામાં મળીશું, નહીં તો આખિરતમાં ! તો મારે નિકાહ કરવા યા નહીં ? અને નિકાહ ન કરૂં તો વચન પુરૂં ન કરવાથી હું ગુનેગાર ખરી ?

**જવાબ** : ઈસ્લામી શરીઅતે એક મુસ્લિમ સ્ત્રી માટે જે ધારા ધોરણો નક્કી કર્યા છે, તે મુજબ તેના માટે જરૂરી છે કે પરાયા પુરૂષથી પોતાને બચાવેલી રાખે. તેઓ સમક્ષ આવવાને કે તેમની સાથે એકાંતમાં બેસવા કે તેમની સાથે (પ્રેમ મુહબ્બતની) વાત ચીત કરવાને હરામ ઠેરવ્યું છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ફરમાન છે કે : “(પરાઈ) ઓરત સાથે એકાંતમાં બેસવાથી બચો. તે જાતની કસમ જેના કબ્જામાં મારી જાન છે, જ્યારે પણ કોઈ મર્દ કોઈ (પરાઈ) સ્ત્રી સાથે એકાંત મેળવે છે તો શૈતાન બન્નેના દરમિયાન બેસી જાય છે.” [કન્ઝુલ ઉમ્માલ : ભાગ–૫ પેજ નં. ૩૨૩] બીજી એક રિવાયતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ફરમાન છે કે : “કોઈ પુરૂષ કોઈ (પરાઈ) સ્ત્રી સાથે એકાંત મેળવે છે તો એ બન્ને સાથે ત્રીજો શૈતાન હોય છે.” [કન્ઝુલ ઉમ્માલ : ભાગ–૭ પેજ નં. ૩૨૩] એક રિવાયતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : “પરાઈ ઓરત સાથે વાત ચીત કરવાથી બચો.” એ જ પ્રમાણે હદીષ શરીફમાં (પરાયા પુરૂષને) જોવાને આંખનો ઝિના અને તેની સાથે (પ્રેમ મુહબ્બતની) વાતો કરવાને જબાનનો ઝિના કહેવામાં આવ્યો છે. માટે આપે આવી મુહબ્બતના આવેશમાં આવી જે વચન આપ્યું છે તે વાસ્તવમાં શૈતાનની હરકત છે. એવા વચનને લઈ ગભરાટમાં પડવાની કોઈ જરૂરત નથી.

નિકાહ એક કાયમી અને જીવનભર માટેનું બંધન તથા રિશ્તો છે. એવા

અગત્ય અને મહત્વના નિર્ણયો ઘણાં પાસાઓ ઉપર વિચાર વિમર્શ કરીને કરવાના હોય છે, મુહબ્બતના આવશેમાં નહીં. માટે જ્યારે તમારી વાલિદા સાહિબા નારાજ છે તો આપ હરગીઝ એવું પગલું ભરશો નહીં. એક માણસે સહાબી હઝરત અબૂ દરદાઅ (રદિ.)ની સેવામાં હાજર થઈ અરજ કરી કે મારી ઓરત છે અને મારી માં મને હુકમ કરી રહી છે કે એને તલાક આપી દે. હું શું કરૂં ? હઝરત અબૂ દરદાઅ (રદિ.)એ ફરમાવ્યું કે મેં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે માં જન્નતનો શ્રેષ્ઠ દરવાજો છે, માટે અગર તું ચાહે તો એ દરવાજાને સાચવી રાખ અથવા બરબાદ કરી દે. [મિશ્કાત]

બાકી રહી બાતિનમાં નિકાહ કરવાની વાત તો એ જાહિરી નિકાહથી વધારે ખતરનાક પગલું છે, જેમાં આખિરતની સાથે દુનિયા પણ બરબાદ થવાનો ભય સમાયેલો છે.

## ૧૨. ઈદ્દતમાં નિકાહ કરવામાં આવ્યા તો ?

**સવાલ** : બે મુસ્લિમ ભાઈ છે. (૧) ખાલિદ (૨) સાજિદ, ખાલિદે શરીઅત પ્રમાણે એક ઓરત સાથે નિકાહ કર્યા અને સાજિદે પણ એક મુસ્લિમ ઓરત સાથે નિકાહ કર્યા. નાનો ભાઈ સાજિદ જેણે પોતાની ઓરત સાથે અણબનાવ થતાં તેને તલાક આપી દીધી અને મોટો ભાઈ ખાલિદની ઓરત સાથે હંસી મઝાકમાં ગુનાહિત રીતે સંબંધ બાંધી લીધા અને ખાલિદની ઓરતે પણ દિયર સાજિદ સાથે પોતાના શોહર ખાલિદના નિકાહમાં રહેવા છતાં પોતાના દિલમાં દિયર સાજિદને વધુ પ્રમાણમાં ચાહવા લાગી. આ બનાવ ગુનાહિત રીતે આગળ વધી ગયો. ખાલિદે પોતાની ઓરતને ઘણી વાર રોકવા છતાં પણ સાજિદ સાથે સંબંધ વધારતી ગઈ. બનાવ આગળ વધતા ખાલિદે પોતાની ઓરતને ત્રણ તલાક આપી દીધી. હવે ઓરત ઉપર ઈદ્દત ગુજારવી ફરજ થઈ ગઈ. પરંતુ ઈદ્દત ન ગુજારી અને તલાક આપતાની સાથે જ સાજિદ સાથે થઈ ગઈ અને સાજિદે તેની સાથે ઈદ્દતમાં જ નિકાહ પણ કરી લીધા. તો આ નિકાહ થયા કે નહીં ? જ્યારે ઓરતને તલાક

મળી તે સમયે ત્રણ મહીનાનો ઓરતના પેટમાં હમલ હતો અને હવે સાજિદ સાથે છ મહીના રહેવા બાદ છોકરીનો જન્મ આપ્યો તો સવાલ એ કે છોકરી ઈસ્લામમાં ગણાશે કે નહીં ? આ છોકરી જે થઈ તે પહેલાં શોહર ખાલિદની કહેવાશે કે નહીં ? અને હવે સાજિદના ફરી નિકાહ પઢાવવા કે નહીં ?

**જવાબ** : ખાલિદે પોતાની ઓરતને જ્યારે ત્રણ તલાક આપી ત્યારે એ ઓરત હમલથી હતી. માટે તેની ઈદ્દત સુવાવડ કિંવા બચ્ચું પેદા થાય ત્યાં સુધીની કહેવાશે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૮૫૮] હવે જ્યાં સુધી ઓરતની ઈદ્દત ચાલુ હતી કિંવા બચ્ચું પેદા થયું ન હતું, ત્યાં સુધી તે ઓરતના નિકાહ બીજા મર્દ સાથે દુરૂસ્ત ન હતાં. તે છતાં સાજિદે તેની સાથે જે નિકાહ કર્યા તે દુરૂસ્ત થયા નહીં. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૩૧૮] જે છોકરી પેદા થઈ છે તે ખાલિદની કહેવાશે અને ખાલિદથી જ એ છોકરીનું નસબ ગણાશે, તેમજ એ છોકરીના મુસલમાન હોવામાં કોઈ શંકાને સ્થાન નથી. નવ જન્મેલ બાળક સાથે જે જે સુન્નતો અદબો વગેરે શરીઅતે બતલાવ્યા છે તે સૌ આ છોકરી સાથે પણ છે. સાજિદે ઉપરોકત ઓરત સાથે પહેલાં કરેલા નિકાહ દુરૂસ્ત ન હોવાથી ફરીથી નિકાહ કરવા જરૂરી છે એ વગર બન્નેનું એક બીજા સાથે ધણી ધણિયાણી તરીકે રહેવું હરામ છે.

## ૧૩. ગવાહ વગરના નિકાહ.

**સવાલ** : મારા એક છોકરી સાથે નિકાહ થયા. જેમાં ત્યાં છોકરી અને હું પોતે તેમજ નિકાહ પઢાવનાર સિવાય કોઈ ગવાહ હાજર ન હતું અને મારા નિકાહ થઈ ગયા તો શું આવી હાલતમાં વગર ગવાહ અને વકીલે નિકાહ થઈ ગયા કે કેમ ?

**જવાબ** : નિકાહ વખતે ઓછામાં ઓછા બે આકિલ, બાલિગ મર્દ અથવા એક મર્દ અને બે ઓરતોનું મૌજૂદ હોવું જરૂરી છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૨૯૫–૨૯૮] પૂછેલી સૂરતમાં નિકાહ વેળા આપ તથા તે છોકરી (જેની સાથે નિકાહ કરવામાં આવ્યા) સિવાય માત્ર એક જ વ્યક્તિ (કિંવા નિકાહ પઢાવનાર) ત્યાં મૌજૂદ હતી. માટે એ નિકાહ સહીહ તથા

દુરૂસ્ત નથી, બલકે ફાસિદ છે. આપના માટે જરૂરી છે કે તે ઓરતને છોડી આપો અને જબાનથી એવું કહી દીયો કે "મેં તને છોડી આપી" અને ત્યાર પછી તેનાથી અલગ થઈ જવા પછી તે ઓરત ઈદ્દત ગુઝારી બીજા નિકાહ કરી શકે છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૩૮૧]

## ૧૪. નિકાહના ચાર મહીના બાદ બચ્ચું પેદા થવું.

**સવાલ :** નિકાહ થવાના ચાર (૪) મહીના બાદ બચ્ચું થયું તો શું એ બચ્ચુ મારૂં કહેવાશે કે નહીં ?

**જવાબ :** પૂછેલી સૂરતમાં નિકાહના ચાર મહીના પછી કિંવા છ માસની અંદર જે બચ્ચું થયું છે તે તમારૂં કહેવાશે નહીં.

## ૧૫. બે પત્નિની ઔલાદમાં પક્ષપાત કરનાર કેવો ?

**સવાલ :** એક માણસની બે બીવીઓ છે. પહેલી બીવીના ત્રણ છોકરાઓ છે, જે શાદીશુદહ છે. પહેલી બીવીની હયાતીમાં તેણે બીજી શાદી કરી. જેનાથી એક છોકરો અને ચાર છોકરીઓ થઈ. એ બધા પણ શાદીશુદહ છે. ત્યાર બાદ પહેલી બીવીનો ઈન્તિકાલ થઈ ગયો. આ માણસ બીજી બીવીના ફકત એક જ છોકરા માટે તમામ જાયદાદ સર્ફ કરવા ચાહે છે અને પહેલી બીવીના ત્રણ છોકરાઓની સદંતર દેખભાળ કરતા નથી. બીજી બીવીના છોકરાના મુસ્તકબિલ માટે બેહતરીન રાહ હમવાર કરે છે. જેમ કે થોડા સમય પહેલાં એક માતબર રકમ અઢી લાખ રૂપિયા બીજી બીવીના છોકરાને આપી માલિક બનાવ્યો. આ રવૈયો અખ્તયાર કરવાથી એ માણસ (બાપ) શરઈ એતબારથી ગુનેગાર ઠરશે ? નહીં તો શા કારણથી ?

**જવાબ :** ઔલાદમાંથી એકને આપવું અને બીજાઓને મહરૂમ રાખવું અથવા એકને વધારે આપવું અને બીજાઓને ઓછું આપવું કોઈ શરઈ કારણ વગર ગુનો છે. કિંવા અગર એકને નુકસાન પહોંચાડવું મકસદ હોય અને બીજાને ફાયદો પહોંચાડવું મકસદ હોય અને આ ફાયદા તથા નુકસાન માટે કોઈ શરઈ કારણ ન હોય તો એમ કરવું ગુનો છે. તે છતાં એવું કરવાથી

બખ્શિશ સહીહ થઈ જશે. કિંવા જેને ઓછું મળ્યું તેને હક્ક નથી કે વધારેવાળાથી માંગણી કરે અને જો કોઈ શરઈ કારણ હોય દા.ત. જેને વધારે આપે છે તે નેક અથવા દીનદાર હોય અને તે કારણને લઈને જ તેને વધારે આપી રહ્યો છે અને જેને ઓછું આપે છે તે બદચલન તથા ગેર દીનદાર છે અને તે કારણને લઈને જ તેને ઓછું આપે છે તો એવું કરવું ગુનો નથી, બલકે જાઈઝ છે. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–પ પેજ નં. ૬પ]

મુસ્લિમ શરીફમાં હઝરત નોઅમાન ઈબ્ને બશીર (રદિ.)થી રિવાયત છે કે મારી માં અમરહ (રદિ.)એ મારા વાલિદથી માંગણી કરી કે તેઓ એમના માલમાંથી કંઈક એમના દિકરાને આપે તો એક વરસ સુધી તો ટાળતા રહ્યાં. પછી એમને પણ (આ માંગણી પૂરી કરવાનો) ખ્યાલ આવ્યો. (જેથી મને તે મુજબ આપવા નક્કી કર્યું) તો મારી માં એ કહ્યું કે તમે મારા દિકરાને જે કાંઈ આપી રહ્યાં છો તેના ઉપર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને સાક્ષી નહીં બનાવો ત્યાં સુધી હું રાજી થઈશ નહીં. એટલે મારા વાલિદે મારો હાથ પકડયો. તે સમયે હું નાનો છોકરો હતો અને મને લઈ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને અરજ કરી : "અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આ છોકરાની માં (અમરહ) બિન્તે રવાહા એવું ચાહે છે કે હું એના છોકરાને જે કાંઈ બખ્શિશ આપી રહ્યો છું તેના ઉપર આપ સાક્ષી રહો." તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પુછયું કે "અય બશીર ! શું આ (છોકરા) ના સિવાય પણ તમારી કોઈ ઔલાદ છે ?" તો (મારા વાલિદે) ઉત્તર આપ્યો કે "હાં !" તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "શું તે સૌને તમે એ મુજબ આપ્યું ? (જેવું આ છોકરાને આપી રહ્યાં છો.)" મારા વાલિદે કહ્યું કે "નહીં." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું "તો મને સાક્ષી ન બનાવો. કારણ કે હું નાઈન્સાફીની વાત ઉપર સાક્ષી નથી બનતો." બીજી એક રિવાયતમાં છે કે "શું તમને એ વાત પસંદ છે કે ભલાઈ અને સદવર્તનમાં તમારી તમામ ઔલાદ બરાબર રહે ?" તો મારા વાલિદે કહ્યું કે "કેમ નહીં ?" તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ

ફરમાવ્યું કે "તો પછી આવું ન કરો. (કિંવા એકને આપો અને બીજાને ન આપો એવું ન કરો)" [મુસ્લિમ શરીફ : ભાગ–ર પેજ નં. ૩૭]

ઉપરોકત હદીસની શરહ કરતાં 'તકમિલએ ફત્હુલ મુલ્હિમ' ના કર્તા લખે છે કે : હઝરત નુઅમાન ઈબ્ને બશીર રદિયલ્લાહ અન્હુના કિસ્સાને લગતી તમામ રિવાયતો જોતાં એ વાત સ્પષ્ટ છે કે કોઈ પણ કારણ વગર માત્ર એક દિકરાને બીજી ઔલાદની તુલનામાં બખ્શિશ આપવામાં આવી કારણ કે હઝરત બશીર રદિયલ્લાહ અન્હુએ આ કાર્ય પોતાની બીવીના આગ્રહથી કર્યું હતું. પોતાની મરજીથી નહીં. માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમજી ગયા કે એમની બીવી પોતાના છોકરાને બીજી ઔલાદની તુલનામાં વધારે અપાવવા માંગે છે. આ કારણે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આને ગેર ઈન્સાફીની વાત કહી, પોતે એમાં સાક્ષી બનવાથી ઈન્કાર કર્યો અને તેમને આવું કરવાથી રોકયા. [ભાગ–ર પેજ નં. ૭૧]

આ હદીસને નજર સમક્ષ રાખી ફુકહા ફરમાવે છે કે ઔલાદને બખ્શિશ કરવામાં બરાબરી રાખવી મુસ્તહબ છે. માટે કોઈને કોઈ ઉપર શ્રેષ્ઠતા ન આપે અને જો કોઈકને આપ્યું અને કોઈકને ન આપ્યું તો ઈમામ શાફિઈ (રહ.), ઈમામ માલિક (રહ.) અને ઈમામ અબૂ હનીફહ (રહ.)નો મસલક એ છે કે : આ કૃત્ય મકરૂહ છે. હરામ નથી અને તમામ માલ એક છોકરાને આપી દીધો તો કઝાની રૂએ જાઈઝ છે અને ગુનેગાર બનશે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–પ પેજ નં. ૬૬]

## ૧૯. એક જવાન છોકરીની શાદી બાબત સમસ્યા અને તેનો ઉકેલ.

**સવાલ ૧** : ઓરતને વધુ ઈલ્મ આપવાથી લાયક જોડું શોધવામાં બેહદ તકલીફ ઊભી થાય છે. હવે જ્યારે જમાનો પલટાયો છે, જેમાં ઈન્ટરનેટ અને ચેનલો તેમજ ઉચ્ચ અભ્યાસને લઈને ઓરતો ઘરની બહાર આવી ચૂકી છે અને પોતાના સ્ટેટસ અંગે વિચારવા લાગી છે ત્યારે "જાત પર ભાત પડે" કહેવતને લક્ષમાં લઈ મા–બાપ પોતાની ભણેલી ગણેલી દીકરીને

પોતાના જ સમાજમાં ઊતરતી કક્ષા (ઈલ્મની દ્રષ્ટિએ)ના છોકરા સાથે પરણાવવા દબાણ કરે અને છોકરી ન જ માને તો ભલે કુંવારી બેસે પણ તેના નિકાહ ન પઢાવવામાં આવે, શું એ ઈસ્લામની દ્રષ્ટિએ યોગ્ય છે? સમાજમાં લાયક છોકરો ન મળે તો અન્ય સમાજ (મુસ્લિમ જ)ના છોકરા સાથે નિકાહ કરવામાં શું અડચણ? શું ઈસ્લામ તેની ઈજાઝત નથી આપતો?

હું કુરેશી સમાજની છોકરી છું. B.sc. થઈ છું, હાલમાં M.sc. કરૂં છું. અમારા સમાજના મારાથી મોટી ઉંમરના સગાના અને અન્ય સામાજીક રીશ્તેદારો (દૂરના) બધા જ છોકરા પાંચ સાત બહુ તો દસ ચોપડી ભણેલા છે. મટન વેચવાનો જ ધંધો કરે છે. એવા પણ કેટલાક છે જેઓ કોલેજ સુધી ભણ્યા હોય પણ તેમની સામાજીક ઈઝઝત નહિંવત્ હોય, જ્યાં મારા પપ્પા પાંચમાં પૂછાય એવી ખાનદાની વ્યક્તિ છે, જેથી મારી શાદી માટે મેળ જામતો નથી. વળી, આજે સાચા અને ઈમાનદાર ઈન્સાનને જૂઠો અને ગેર લાયક ઠેરવવાનો જમાનો છે. પપ્પાને પણ આવો જ અનુભવ સમાજ તરફથી મળ્યો છે. પપ્પા એક તરફ અને જમાઅત એક તરફ. હર દમ એવા જ અનુભવો થયા છે કે આખી જમાઅત મારા પપ્પા અને ખાનદાનની પેશાબની તરસી છે. પપ્પા અને ચાચા વચ્ચે પણ ફાટ ફૂટ પડાવી લડાવતા રહે છે. જે સમાજનો મારા ખાનદાન સાથે આ સૂલૂક છે એ સમાજમાં અભણ છોકરા સાથે પરણીને હું ખુશ રહી શકીશ? અન્ય મુસ્લિમ સમાજના ઉચ્ચ અભ્યાસ કરેલ યુવક સાથે શાદી કરવાનો મને હક્ક નથી? મારા ફોઈ પણ B.sc. છે, પણ આજ કારણોસર આજ સુધી કુંવારા છે. શું મારે પણ કુંવારા જ રહેવું? અમારા સમાજની જ કેટલીક છોકરીઓ બહારના છોકરાઓ સાથે ગઈ ત્યારે ઘરની ઓરતોએ વાતો બનાવી હતી, શું તેઓ પોતાની સામાજીક બદનામીના ડરથી મને રોકી રહ્યાં છે?

મારા ઘરના લોકો આમ ખૂબ જ દીનદાર છે, પણ "ઘરઘરમાં વાસણ ખખડે" કહેવત પ્રમાણે વહુ તરીકેનો જે વ્યવહાર મારી મમ્મી સાથે થયો એવો વ્યવહાર જો મારી સાથે પણ થાય તો મારાથી બરદાશ્ત ન જ થશે. કારણ?

લગ્ન વખતે પિયર પક્ષની થયેલ એક નાનકડી ભૂલ બદલ મારા મમ્મીને ખૂબ જ માનસિક યાતના સહેવી પડી, જેથી તેઓ મારા પપ્પાજી સાથે જુદા રહેવા જતા રહ્યાં. હું મારા ફોઈ કાકા સાથે રહીને મોટી થઈ છું. કાકી સાથે પણ મમ્મી જેવો જ વ્યવહાર થતો જોઈ રહી છું. અમારા સમાજમાં અચ્છાઈની કદરદાની કરતાં બુરાઈની વગોવણીની પ્રથા વધુ પ્રચલિત છે. જેથી ઘરકંકાસ હદબહાર જાય છે. પપ્પા જેમ મમ્મી સાથે જુદા થઈ ગયા એમ ધારો કે અમારા જ સમાજમાં પરણ્યા બાદ હું કંકાસ મીટાવવાના હેતુથી અલગ રહું તો લોકો કહેશે "જેવી માં તેવી જ દીકરી" બોલો સરકાર ! આવા સંજોગોમાં મારે શું કરવું ? સમાજ અને સગા વહાલાઓથી એટલી તો દાઝી છું કે અમારા સમાજમાં તો હું હરગીઝ શાદી નહીં કરૂં. ત્યારે શું કરૂં ? બળજબરીથી મારા માટે લાયક છોકરો શોધવા ઘરવાળા પર દબાણ કરૂં ? અથવા કુંવારી જ મરી જાઉં ?

ઈસ્લામની કઈ કિતાબમાં ક્યા લખ્યું છે કે આપણાં જ સમાજના, નજીકના જ સગાના છોકરા સાથે શાદી કરવી ? શું બીજાઓ મુસલમાન નથી ? આજે દરેક સમાજમાં ઓછા વત્તા અંશે આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેનાં ઉકેલો શું છે ?

(૧) શું છોકરીઓના ભણવા પર પ્રતિબંધ લાદી દેવો ?

(૨) બળજબરીથી સમાજમાં જ પરણાવી દેવી જેથી પાછળથી મનમેળ ન થતાં તલાકશુદા, આત્મહત્યા, શાદીશુદા છતાં અન્ય સાથે નાસી જવું જેવા બનાવો વધવા લાગે ? અથવા છોકરો બહાર અન્ય સંબંધ રાખીને છૂટે અને છોકરીનું પણ આમ જ ?

(૩) છોકરીઓને કુંવારી જ રાખવી ?

(૪) આ માટે ઉલમાએ દીનની સલાહ લઈ વિચારણા કરી મેરેજ બ્યુરો ખોલવું ? જેથી સમાન વિચારસરણી ધરાવતા છોકરા છોકરીઓની શાદી શક્ય બને અને મા–બાપનો ફર્ઝ ચૂકતે થઈ જાય ?

આનો સચોટ ઉપાય તમારે આવતા અંકમાં સૂચવવો નહીંતર હું અવિચારી પગલું ભરી બેસીશ. મને આ સમસ્યા રાત દિવસ સતાવે છે.

મારી ૨૩ વર્ષની ઉંમર વીતી ચૂકી છે.

**જવાબ ૧** : નિકાહ એક પવિત્ર સંબંધનું નામ છે. જે માત્ર પતિ પત્નિને જ નહીં બલકે તેઓના અન્ય સગા સંબંધીઓને પણ કાંઈ કેટલીય જવાબદારીઓ અને હકોના પાબંદ બનાવે છે અને એ તમામ હકો તેમજ પાબંદીઓની અદાયગી માત્ર પતિ પત્નિની એક રાગીતા તેમજ એમના મનમેળ ઉપર જ મર્યાદિત નથી બલકે બન્ને તરફના સંબંધીઓના વચ્ચે પણ આપસમાં સન્માન અને મનમેળનો તકાઝો કરે છે. બીજી બાજુ માનવ માનસની કમજોરીનો હાલ એ છે કે ઘણાં જ ઓછા અને ગણ્યાં ગાંઠયા લોકો એવા હશે જે માત્ર "ઈન્ન અકરમ કુમ ઈન્દલ્લાહી અત્કાકુમ" (અર્થાત્ : "તમારામાનો જે માણસ અલ્લાહથી વધુ ડરનારો હોય તે જ અલ્લાહના ત્યાં ઈઝ્ઝતવાળો છે.")ના સિધ્ધાંતને લગ્નની સગાઈમાં કાફી સમજતા હોય અને તેઓની નજર છોકરા છોકરીની અકલ અને શકલ તેમજ તઅલીમ–વ–તરબીયત અને રંગ તેમજ ખાનદાની તથા હોદા અને માલ ઉપર ન જાય. લગ્નનો સંબંધ માત્ર એક વૈચારિક વસ્તુ નથી બલકે જીવનના પરીક્ષાખંડમાં હર પળે અમલી અનુભવોથી પસાર થવું પડે છે અને આ સંબંધથી વધીને કોઈ સંબંધ એટલો નાજુક એટલો લાંબા ગાળાનો અને એટલા ફેલાયેલા સંબંધોવાળો તેમજ જવાબદારીવાળો નથી એટલે ઈસ્લામે જે સાચા અર્થમાં દીને ફિતરત છે. ઈન્સાની ફિતરતની આ કમજોરીઓની ઉપેક્ષા કરી નથી. એટલે જ્યાં તેણે એવું કહ્યું કે એક મુસ્લિમ ખાતુનના નિકાહ રંગ અને ખાનદાન તેમજ અકલ અને શકલ તેમજ માલ અને હોદાનો ખ્યાલ રાખ્યા વગર દરેક મુસ્લિમ સાથે જાઈઝ છે, ત્યાં જ એણે માનવ પ્રકૃતિને નજર સમક્ષ રાખી એ પાબંદી પણ લગાવી કે આ લગ્ન સંબંધથી અસર પામનારી દરેક વ્યક્તિઓની રઝામંદી વગર એ બેજોડ નિકાહ નકારવામાં આવે જેથી એના પરિણામ રૂપ કડવાશ અને લડાઈ ઝઘડાઓનું તોફાન ઉભું ન થાય અને આ કારણોને લઈને જ જ્યાં લગ્ન સંબંધથી જોડાનાર બન્ને વ્યક્તિઓના ખાનદાનને નજર સમક્ષ રાખવામાં આવ્યું છે. ત્યાં જ એવું પણ કહેવામાં આવ્યું છે કે છોકરી અને તેના મા–બાપની રાજીખુશીથી અન્ય ખાનદાન

તેમજ બિરાદરીનો છોકરો નેક ખૂબીઓવાળો હોય અને પોતાની બિરાદરીમાં એવો છોકરો પ્રાપ્ત ન હોય તો બીજી બિરાદરીના એવા છોકરાને પ્રાધન્ય આપવું જોઈએ.

નિકાહમાં જ્યાં મા–બાપની રઝામંદી લક્ષમાં લેવામાં આવી છે ત્યાં જ છોકરીની રઝામંદીને પણ મહત્વ આપવામાં આવ્યું છે. જેથી મા–બાપની ફરજ છે કે જ્યારે એમણે પોતાની છોકરીને ભણાવી ગણાવી સારા સંસ્કારોથી સુશોભિત કરી છે તો તેમને જોઈએ કે તેના માટે ખૂબીઓવાળો છોકરો તલાશ કરે અને જ્યાં તેઓ એવું ઈચ્છે છે કે પોતાની બિરાદરીમાં જ અમારી છોકરીના નિકાહ થાય ત્યાં જ તેઓએ અન્ય ખૂબીઓમાં પણ છોકરો તેમની છોકરીના લાયક હોય તે જોવું જરૂરી છે. નહીં તો લગ્ન જીવનમાં આગળ જતાં ઘણી જ અડચણો તેમજ ગુંચવણો ઉભી થઈ તેના અસફળ થવાનો ભય છે.

એક તરફ આપ લખો છો કે મા–બાપ પોતાની ભણેલી ગણેલી દીકરીને પોતાના જ સમાજમાં ઉતરતી કક્ષા (ઈલ્મની દ્રષ્ટિએ)ના છોકરા સાથે પરણાવવા દબાણ કરે.... (છેવટ સુધી) અને આગળ જતાં આપ લખો છો કે એવા પણ કેટલાક છે જેઓ કોલેજ સુધી ભણ્યા હોય પણ તેમની સામાજીક ઈઝઝત નહીંવત હોય.... જ્યાં મારા પપ્પા પાંચમાં પૂછાય એવી ખાનદાની વ્યક્તિ છે.... (છેવટ સુધી) આપની આ બન્ને વાતોમાં વિરોધાભાસ છે કારણ કે આપના લખવા મુજબ જ્યારે આપના પપ્પા પાંચમાં પૂછાય એવી ખાનદાની વ્યક્તિ છે તો પછી તેઓ સમાજમાં ઉતરતી કક્ષાના છોકરા સાથે તમારા નિકાહ કરાવવા માટે કેમ દબાણ કરે છે? શું તેમને પોતાની સામાજીક ઈઝઝતની પડેલી નથી ?

શું એવું તો નથી કે ભણતરને લઈ આપ પોતાના વિચારે અને પોતાની દ્રષ્ટિએ એટલા ઉંચે પહોંચી ચૂકયા છો કે કોઈને પણ પોતાની કક્ષાનો સમજવા તૈયાર નથી ? આ પાસાં ઉપર પણ વિચાર કરવાની જરૂરત છે. એટલું તો ચોક્કસ છે કે આપના લખવા મુજબ જ્યારે આપના સમાજ અને બિરાદરીમાં આપની કક્ષાનો (ઈલ્મની દ્રષ્ટિએ) કોઈ મૂરતિયો નથી અને તેને લઈ આપ બીજા સમાજ અને બિરાદરીમાં ઈલ્મની દ્રષ્ટિએ પોતાની

કક્ષાનો છોકરો જોઈ નિકાહનો વિચાર કરશો તો પણ એક રીતે ભલે એ તમારી કક્ષાનો હોય પરંતુ મા–બાપ તેમજ પૂરા સમાજની દ્રષ્ટિએ તે છોકરો સામાજીક રૂએ આપની કક્ષાનો ન હોવાને લઈ અડચણો અને ગુંચવણો ઉભી થશે એટલે કોઈ પણ એક કક્ષા પૂરતું આપે પોતાના મનને મનાવવું જ પડશે. બહરહાલ આજનો યુગ જ્યારે પ્રગતિ કરી રહ્યો છે અને મા–બાપ પણ એના અસર તળે આવી પોતાની છોકરીઓને પણ ઉચ્ચ તાલીમ અપાવી પ્રગતિના પંથે નાખી રહ્યાં છે તો હવે એ મા–બાપની પણ ફરજ છે કે ઉચ્ચ તાલીમ ના લઈ તેઓના વિચાર અને આચારમાં આવેલ પરિવર્તનને નજર સમક્ષ રાખી તેઓ આ બાબત પર ફૈંસલો કરે અને તેમના નિકાહ માટે મૂરતિયો તલાશ કરતી વખતે તેમની પસંદ નાપસંદ પણ ધ્યાન પર લે. આમેય ઈસ્લામ છોકરીની ના પસંદીદગી છતાં જબરદસ્તી પરણાવવાની ઈજાઝત આપતો નથી.

**સવાલ ૨** : અગર કોઈ છોકરો (લાયક) મળી જાય અને પોતાના જ સમાજનો ન હોવાના નાતે છોકરી સાથે પરણાવવામાં ન આવે એવા મા–બાપને આપ શું શીખ આપશો ?

**જવાબ ૨** : આપના આ સવાલનો જવાબ ઉપર આવી ગયો.

**સવાલ ૩** : એક છોકરો છોકરીને બધી જ રીતે લાયક છે, અન્ય સમાજનો છે, મા–બાપ રાજી છે પણ છોકરીમાં શારીરિક બિમારી છે. જેની નિયમિત દવા લેવી જરૂરી છે. યા અન્ય કોઈ શારીરિક ખામી છે. આ સંજોગોમાં શાદી પહેલાં છોકરાવાળા સાથે ખુલાસો કરવો જરૂરી છે? છોકરીના મા–બાપ રાજી ન હોય ત્યારે પણ ?

**જવાબ ૩** : અગર છોકરીમાં કોઈ શારીરિક બિમારી અથવા ખામી હોય જેની જાણ થયા પછી આગળ જતાં તેનું લગ્ન જીવન ભયમાં મૂકાતું હોય તો એવી બિમારી તેમજ ખામીથી છોકરાવાળાઓને વાકિફ કરવું જોઈએ જેથી પાછળથી પસ્તાવાનો વારો ન આવે.

**સવાલ ૪** : એક છોકરીની શાદી થઈ છે પણ શોહર નામર્દ છે. છોકરા છોકરી શર્મથી આ વાત કરી શકતા નથી. ઔલાદ માટે સાસરીયાવાળા

જુલ્મ કરે છે. આવા સંજોગોમાં ઈસ્લામી દ્રષ્ટિએ આપ શું ઉપાય સૂચવશો? છોકરી મુંઝાતી હોય, વ્યાભિચારનો ડર હોય તો તલાક માંગી શકે? છોકરો તલાક ન આપે તો? છોકરી અવિચારી પગલું ભરે તો તેની જવાબદારી કોના શીર પર?

**જવાબ ૪ :** શોહર અગર નામર્દ હોય તો તે માટે મહકમએ શરઈય્યહ અથવા ઈસ્લામી દારુલ કઝા સમક્ષ રજૂઆત કરી તેનાંથી છૂટકારો મેળવવા માટે આગવા અહકામ શરીઅતમાં મૌજૂદ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. પરિણીત ઓરત પહેલાં ધણીથી તલાક મેળવ્યા વગર બીજા સાથે નિકાહ કરી શકતી નથી.

**સવાલ :** એક ઓરતે શાદી નિકાહ એક મર્દ સાથે કર્યા છે. તેમને ૩ વર્ષની છોકરી પણ છે. પરંતુ મર્દ હાલમાં ફોરેન ગયો છે. અહીંયાં તે ઓરત નાની બેબી સાથે રહે છે. બાજુના મકાનના છોકરા સાથે પ્રેમ સંબંધ તે ઓરતને થઈ ગયો છે અને ત્યાં સુધી કે તેના શોહરની જાણ બહાર બન્નેએ નિકાહ પણ કરી લીધા છે. તો શું આ નિકાહ જાઈઝ છે? અને આ રીતે નિકાહ જાઈઝ "ન" હોય તો તેનો શું રસ્તો છે? પહેલાં શોહરે શું કરવું?

**જવાબ :** જે ઓરત કોઈ મર્દના નિકાહમાં ચાલુ હોય તે અન્ય કોઈ મર્દ સાથે નિકાહ કરી શકતી નથી અને કરશે તો તે નિકાહ રદબાતલ ગણાશે. કુર્આને પાકના પાંચમાં પારાની પહેલી આયતમાં એ જ હુકમ બયાન કરવામાં આવ્યો છે. એ ઓરતને જોઈએ કે પહેલાં શોહર પાસેથી તલાક મેળવી તેની સાથેના નિકાહ ખત્મ કરે અને ઈદ્દત વીત્યા પછી અન્ય સાથે નિકાહ કરે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. નિકાહ બાબત આમંત્રણ આપવું જાઈઝ છે.

**સવાલ :** શાદી (નિકાહ) બાબત અગાઉથી એક બે દિવસ પહેલાં આમંત્રણ આપવું તેમ તેની દાવત ફેરવવી કે ફલાણાં ફલાણાંને ત્યાં આવતી

કાલે આટલા વખતે નિકાહ છે. તેમ તથા કંકોત્રી મોકલવી ગામમાં કે ગામ બહાર સાબિત છે ? જાઈઝ છે ?

**જવાબ** : જાઈઝ છે. આજ કાલ લોકો કામ કાજમાં વ્યસ્ત હોય એને કારણે કોઈ હાજર રહેતું નથી જેથી વ્યવસ્થાની રૂએ પહેલેથી આમંત્રણ પાઠવવામાં વાંધો નથી. ખાવાની દાવતનો પણ એ જ હુકમ છે.

**નોટ** : આજ કાલ મોંઘી કંકોત્રીનો જે રિવાજ છે તે ફુઝુલ ખર્ચી છે.

## ૧૯. પહેલી ઓરતના છોકરાના નિકાહ બીજી ઓરતની કાકા બહેન સાથે જાઈઝ છે.

**સવાલ** : એક માણસે પહેલી ઓરતના ઈન્તિકાલ બાદ બીજી શાદી કરી છે. તે મરદને પહેલી ઓરતથી એક છોકરો છે. આ છોકરો તેના વાલીદના કાકા સસરા (બીજી ઓરતના કાકા)ની છોકરી સાથે શાદી કરવા માંગે છે. સગાઈના હિસાબે તે છોકરી મરદની સાળી થાય છે, અને એમ છોકરાની માસી પણ થાય છે, તો આ સંજોગોમાં એ છોકરાની શાદી તે છોકરી સાથે ઈસ્લામી શરીઅત મુજબ થઈ શકે કે નહીં ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં મરદના પહેલી ઓરતથી થયેલ છોકરાના નિકાહ એ મરદની બીજી ઓરતના કાકાની છોકરી સાથે વિના વાંધે થઈ શકે છે. [દુર્રે મુખ્તાર– શામી, ૨/૩૦૧–૩૦૨]

## ૨૦. અન્ય સમાજમાં નિકાહ માટે યુવક યુવતીને N.O.C. આપવાનો હુકમ.

**સવાલ** : સલામ બાદ મારી નમ્ર અરજ પોતાના વડીલોની પૂર્વ સંમતિથી અમારી ઘાંચી નાતનો દિકરો અથવા દિકરી કોઈ પણ મુસ્લિમ યુવક કે યુવતી સાથે બંને કુટુંબના મુરબ્બીઓની સંમતિ બાદ નિકાહ કરવા ઈચ્છે તો મુસ્લિમ ઘાંચી સમાજના આગેવાન તરીકે મારે તેને શાદીની સંમતિ માટેની જમાત તરફથી ઈજાઝત ચિઠ્ઠી (સફાઈ ચિઠ્ઠી) N.O.C. આપવાની હોય તો તેમાં હું અલ્લાહ તઆલાનો ગુનેગાર થતો નથી ને ? તો આપ એ

બાબતે ફતવો લખી મોકલવા મહેરબાની કરશો. મારી સમજ મુજબ આ કામ કોઈ ગુનાહનું નથી. પણ આમ મુસ્લિમ સમાજને તથા તેના આગેવાનોને આવા નિકાહનો વિરોધ કરતા અને તેને N.O.C. આપવાની ના પાડનારને હું આપના ફતવાના સહકારથી સમજાવી શકું.

**નોટ** : મુસ્લિમ સમાજમાં કદાચ વેવિશાળ કે શાદીના પ્રસંગે જે N.O.C. આપવામાં આવે છે. તે શાદી કરનાર વ્યક્તિ ઓરત હોય કે મર્દ જે સમાજના નક્કી કરેલા તમામ નિતી નિયમોનું પાલન કરે છે. તેઓની સામે સમાજનું કસુ લેણું બાકી નથી. તેમજ સમાજના સામાજીક ગુનાહમાં સંડોવાયેલા નથી. જેમ કે તેણે આ અગાઉ કોઈ બીજી જગ્યાએ લગ્ન અંગે એ તેવા કામમાં ફસાયા નથી કે તેઓએ અગાઉ કરેલા વેવિશાળ કે લગ્ન કરી તેમાં તોડ–ફોડ કરેલ નથી. તે માત્ર સામાજીક ચોકસાઈ માટે N.O.C. નો નિયમ હોય છે. જે આપ જનાબને ખ્યાલમાં આવે તે માટે અમે વિગતવાર જાણ કરી છે.

**જવાબ** : દરેક બિરાદરી અને સમાજના રહેવા સહેવા, ખાવા પીવા, પહેરવા ઓઢવા તેમજ એક બીજા સાથે વર્તવાની ટેવો તેમજ રીત ભાત પોતાની આગવી હોય છે. જેને લઈ અગર એક બિરાદરી અને સમાજનો યુવક બીજી બિરાદરી તેમજ સમાજની યુવતી સાથે નિકાહ શાદીનો સંબંધ કાયમ કરે, તો બન્ને બિરાદરીઓ અને સમાજની સામાજીક રીત ભાત અને જીવનશૈલી અલગ હોવાને લઈ બન્નેમાં મનમેળ તેમજ બન્નેનું દાંપત્ય જીવન વિના વાંધે પસાર થવામાં ઘણી રૂકાવટો પેદા થાય છે અને ઘણી વખત આ પ્રકારના નિકાહ તેમજ શાદી સફળ થતા નથી. એ કારણને લઈ અગર કોઈ સમાજ પોતાના જ સમાજમાં નિકાહ શાદીની પાબંદી લગાવે એની ગુંજાઈશ છે. પરંતુ સમાજની આ પાબંદીની હેસીયત એક પ્રકારના સલાહ મશ્વેરાની રહે છે. સમાજના આગેવાનો તરફથી આ મુજબની પાબંદી છતાં કોઈ બાલીગ યુવક અન્ય સમાજની બાલીગ યુવતી સાથે નિકાહ કરી લે તો શરઈ રૂએ તે યુવક યુવતીનું આ કૃત્ય જરા પણ ગુનાહિત અને શરીઅત વિરૂદ્ધ નથી. માટે એ સૂરતમાં સમાજના આગેવાનોનું તેઓને એનાથી રોકવું દુરૂસ્ત નથી.

પૂછેલી સૂરતમાં જ્યારે કે યુવક યુવતી પોતાના કુટુંબિક વડીલોની સંમતિથી અન્ય સમાજમાં નિકાહ કરી રહ્યા હોય તો સમાજના આગેવાને તે યુવક યુવતીને N.O.C. આપવી જરૂરી છે. અગર આગેવાન N.O.C. નહીં આપે અને તેના લઈ તે યુવક યુવતીને સમાજ તરફથી તકલીફો ઉઠાવવી પડવાનો ભય હોય તો આગેવાનનું આ કૃત્ય નાજાઈઝ કહેવાશે.

બુખારી શરીફમાં ઈમામ બુખારી (રહ.)એ આગવું પ્રકરણ બાંધી આ બાબતનું જાઈઝ હોવું સાબિત કર્યું છે.

અન્ય સમાજમાં નિકાહ શાદી કરવા ઉપર પાબંદી માત્ર, મોટાઈ અને આડંબર તેમજ પોતાના સમાજને બીજા સમાજોની તુલનામાં ઉંચો સમજી રહ્યા છે, તેના લઈ હોય તો એવી પાબંદી શરઈ રૂએ જાઈઝ નથી.

[અહસનુલ ફતાવા : ભાગ–૫ પેજ નં. ૧૮ ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. મુસ્લિમ છોકરો માની નારાઝગી સાથે ગેરમુસ્લિમા સાથે નિકાહ કરી શકે ?

**સવાલ** : અગર કોઈ ગેરમુસ્લિમની છોકરી અને મુસ્લિમ છોકરા સાથે મુહબ્બત થઈ ગઈ હોય અને દિલનો પણ સંબંધ થઈ ગયો હોય અને છોકરી પણ મુસ્લિમ ધર્મ અપનાવવા તૈયાર હોય પણ છોકરાની મા ગેરમજહબની છોકરી સાથે શાદી કરવા માટે તૈયાર ન હોય તો શું માના કહેવા પ્રમાણે કરવું કે પછી છોકરીને મુસ્લિમ ધર્મમાં લાવવી ? માનો મરતબો ઘણો મોટો હોય છે અને બીજી બાજુ છોકરી મુસ્લિમ થવા માંગતી હોય તો શું કરવું જોઈએ ? એ માટે જવાબ આપશો અને છોકરી સાથે દિલનો વ્યવહાર કર્યો છે માટે એ પણ ગુનાનું કામ થઈ ગયું છે માટે એ છોકરી સાથે શાદી કરવી જરૂરી છે કે નહીં ?

**જવાબ** : હદીસ શરીફમાં આવ્યું છે કે : એક માણસે હઝરત અબૂ દરદા (રદિ.)થી પુછયું કે "મારી એક ઓરત છે અને મારી મા મને કહે છે કે એને તલાક આપી દે. (તો હું શું કરૂં ?)" તો હઝરત અબૂ દરદા (રદિ.)એ

તેને કહ્યું કે : મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કહેતા સાંભળ્યા કે “મા જન્નતના દરવાજાઓમાં સૌથી શ્રેષ્ઠ દરવાજો છે. હવે તુ ચાહે તો આ શ્રેષ્ઠ દરવાજાને સંભાળી રાખ અથવા બગાડી નાંખ.” [મિશ્કાત શરીફ : ભાગ–૧ પેજ નં. ૪૧૯–૪૨૦] માટે તમારે જોઈએ કે માને નારાઝ કરવાથી બચો. હવે રહયો તે છોકરીના મુસલમાન થવાનો પ્રશ્ન તો અગર તેને ઈસ્લામ ધર્મથી મુહબ્બત છે અને ઈસ્લામનું સત્ય હોવું તેને જાહેર થઈ ચુકયું છે તો તેને જોઈએ કે, ઈસ્લામ સ્વીકારી લે. એ માટે તમો એની સાથે નિકાહ જ કરો એવી પૂર્વ શરત કેમ ? એનો મતલબ તો એ થયો કે એને ઈસ્લામથી મુહબ્બત નથી, બલકે ફકત આપનાથી નિકાહની ઈચ્છા છે અને તે ઈસ્લામ સ્વીકાર્યા વગર પૂરી થાય તેમ નથી એટલે જ તે મુસલમાન થવા તૈયારી બતાવે છે અને તેથી જ પૂર્વ શરત પણ મૂકી રહી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. દૂરના (સગા નહીં) મામા ભાણેજ વચ્ચે નિકાહ જાઈઝ છે.

**સવાલ :** બે ભાઈ. મોટા ભાઈનું નામ લતીફભાઈ તથા નાના ભાઈનું નામ હબીબભાઈ છે તો લતીફભાઈને એક દીકરી છે તેનું નામ અમીનાબેન છે અને તે અમીનાબેન સાસરે છે. તેને એક દીકરી છે તેનું નામ મુમતાજ છે તો નાના ભાઈ હબીબભાઈને એક છોકરો છે તેનું નામ ઈકબાલ છે તો ઈકબાલ અને મુમતાજ બન્ને દુન્યા અને સમાજની નજરોમાં મામા ભાણેજ છે અને બન્ને નિકાહ કરવાનું ઈચ્છે છે તો આપને મસ્અલો પુછવાનું કારણ એ છે કે ઈસ્લામી શરીઅત અને કાનૂને ઈસ્લામના મુતાબીક શું આ નિકાહ થઈ શકે ખરા ?

**જવાબ :** પૂછેલી સૂરતમાં ઈકબાલના નિકાહ પોતાની કાકાની બહેન આમેનહની છોકરી મુમતાજ સાથે જાઈઝ છે. શરીઅતની રૂએ એમાં કોઈ વાંધો નથી. એ બન્ને સગા મામા ભાણેજ નથી. [બહરૂર્રાઈક : ભાગ–૩ પેજ નં. ૯૮] સમાજની નજરે બન્ને મામા ભાણેજ હોવાથી કાંઈ ફરક પડતો નથી.

આમેનહ અને ઈકબાલ પણ સમાજની નજરે ભાઈ–બહેન કહેવાય છે પણ સગા ન હોવાથી બન્નેના નિકાહ થઈ શકે છે અને કોઈ પણ એને હરામ સમજતું નથી.

## ૨૩. શરીઅતમાં નાતરૂં (સગાઈ) કરવી સાબીત છે.

**સવાલ :** શરીઅતમાં નાતરૂ (સગાઈ) કરવી સાબીત છે? અને સાબીત હોય તો કયા દરજામાં છે, મુસ્તહબ છે કે સુન્નત ?

**જવાબ :** જાઈઝ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પાક બીવીઓ એક (હઝરત આઈશા રદિ.) સિવાય બધી જ પહેલાં બીજાના નીકાહમાં હતી. કોઈ જગ્યાએ નાતરૂ કરવાને અયબ અને બુરૂ સમજવામાં આવતું હોય ત્યાં એની જરૂરત અને મહત્ત્વ વધી જાય છે. તે સૂરતમાં સવાબ પણ મોટો છે.

## ૨૪. એક વ્યકિત સાથે મંગણી કર્યા પછી એના સિવાય બીજી કોઈ વ્યકિત સાથે નિકાહ કરવા.

**સવાલ :** મારી મંગણીને આશરે ૮ મહીના થયા હતા. હું શાદી કરવા માટે તૈયાર હતો. મારા એકથી પાંચ સાક્ષીના રૂબરૂ સામેની પાર્ટી સાથે વાત કરી છતાં પણ તે પાર્ટી એક તકરારનું રૂપ ખોટી રીતે મારા ભાઈઓ સાથે ઉભુ કરી ચાલી ગયા અને ત્યાર બાદ કોઈ પણ જાતનો ખુલાસો કર્યા વગર ઉભી મંગણીએ નિકાહ ગામના બીજા છોકરા સાથે પઢાવી દીધા તો તે નિકાહ થાય કે કેમ ? તે જણાવશો. બાદમાં મારી મંગણી વખત મેં મારી અમાનત એમને આપેલી તે પણ મને મળી નથી. તેના માટે મારે શું કરવું તે જણાવશો.

**જવાબ :** મંગણી એક વાયદો છે, જેનો મતલબ માત્ર એટલો જ થાય છે કે છોકરી પક્ષવાળાએ આપને વાયદો કર્યો હતો કે અમે અમારી છોકરીના નિકાહ તમારી સાથે પઢાવીશું. માત્ર વાયદાથી નિકાહ થઈ જતા નથી. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૩ પેજ નં. ૨૮૮] માટે પૂછેલી સૂરતમાં બીજા છોકરા

સાથે કરવામાં આવેલ નિકાહ સહીહ છે. અલબત્ત છોકરી પક્ષવાળાઓએ આ કૃત્ય કોઈ શરઈ ઉઝર વગર કર્યું છે તો વાયદા ખિલાફીના ગુનેગાર થશે.

[કિફાયતુલ મુફતી : ભાગ–૫ પેજ નં. ૩૬]

તમારી અમાનત જે મંગણી વખતે તમે આપી હતી તે તમો પાછી લઈ શકો છો. [કિફાયતુલ મુફતી : ભાગ–૫ પેજ નં. ૩૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૫. નિકાહખ્વાની પછી મસ્જિદમાં થતાં બેકાર કામો.

**સવાલ** : કંઈ એવી મસ્જિદો છે જેમાં અમારા જમાતીભાઈ નિકાહખ્વાનીનો પ્રોગ્રામ રાખે છે. ત્યાં બેઠા બેઠા દુનિયાની વાતો પણ કરે છે અને નિકાહ બાદ તે ખુશીમાં ખાવા માટે વસ્તુઓ વહેંચે છે તે પણ ત્યાં બેઠા બેઠા જ ખાય છે તો તે બદલ મસ્અલો શું બતાવે છે ?

**જવાબ** : મસ્જિદમાં દુન્યવી વાતો ગુનાહનું કામ છે. નિકાહખ્વાનીના પ્રોગ્રામ વેળા પણ એની ઈજાઝત નથી. નિકાહખ્વાની પછી વહેંચવામાં આવતી વસ્તુ ત્યાં બેસીને નહીં ખાતા બહાર લઈ જઈ ખાવી જોઈએ.

## ૨૬. કઈ સાત ઓરતો હરામ છે ?

**સવાલ** : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ને ફરમાવ્યું કે "અલ્લાહને એકી આંકડો પસંદ છે અને એકી આંકડામાં સાતનો આંકડો સૌથી પસંદ છે. માટે જ સાત આકાશ, સાત જમીન, સાત રાતો, સાત દિવસ" એવી ઘણી વસ્તુઓ ગણાવી છે. એમાં જ સ્ત્રીઓ સંબંધિત સાત વ્યવહારો હરામ છે એ પણ બતાવ્યું છે તો સ્ત્રીઓથી સંબંધિત સાત હરામ વ્યવહારો વિગતવાર જણાવશો.

[માસિક 'શબનમ' ૧૯૮૭ ડિસે.ના અંકમાંથી]

**જવાબ** : આપે "**શબનમ**" ના તે લેખની ઝેરોક્ષ મોકલાવી છે તેમાં પણ કોઈ કિતાબનો હવાલો આપવામાં આવ્યો નથી, અલબત્ત "દુર્રે મન્સૂર" માં અબૂ નુએમની "હિલયહ" ના હવાલાથી એક રિવાયત નકલ કરવામાં

આવી છે તેમાં "શબનમ" માં આપેલ પુરી વિગત તો નથી પરંતુ આપે પુછેલ વાતનો તેમાં ઉલ્લેખ છે. ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે "અલ્લાહ તઆલાએ સગાઓમાંથી સાત પ્રકારની સ્ત્રીઓ સાથે નિકાહ કરવાને પોતાની કિતાબ (કુર્આન શરીફ) માં હરામ ઠેરવ્યું."

[દુર્રે મન્સૂર : ભાગ–૬ પેજ નં. ૩૭૫]

ઈબ્ને અબ્બાસ (રદિ.)ના ઉપરોકત કથનમાં કુર્આને પાકના જે આદેશ તરફ અંગૂલી નિર્દેશ કરવામાં આવ્યો છે તે સૂરએ નિસાઅની આયત નંબર ૨૩ માં મવજૂદ છે : "તમારા ઉપર હરામ ઠેરવવામાં આવી તમારી માંઓ અને તમારી દીકરીઓ અને તમારી બહેનો અને તમારી ફોઈઓ અને તમારી માસીઓ અને તમારી ભત્રીજીઓ અને ભાણજીઓ"

[સૂ. નિસાઅ : પેજ નં. ૨૩]

ઉપરોકત વિગતથી એટલું સ્પષ્ટ થઈ ગયું કે લેખમાં એ વિષે કરવામાં આવેલી રજૂઆત ગેરસમજ પેદા કરનારી છે.

## ૨૭. સાવકી માંની બહેન સાથે નિકાહ જાઈઝ છે કે નહીં ?

**સવાલ :** સાવકી માંની બહેન સાથે નિકાહ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** એ સિવાય બીજી કોઈ સગાઈ (જે હુરમતનું કારણ બની શકે) ન હોય તો સાવકી માંની બહેન સાથે નિકાહ દુરૂસ્ત છે.

[શામી, દુર્રે મુખ્તાર : ભાગ–૨ પેજ નં. ૩૦૨, ૩૦૩]

## ૨૮. ઈજાઝત વખતે વકીલનું દુલ્હનથી પોતાની ઓળખાણ કરાવવું.

**સવાલ :** શું નિકાહ માટે દુલ્હનની ઈજાઝત લેવામાં વકીલે પ્રથમ પોતાની ઓળખાણ આપવી જરૂરી છે કે હું ફલાણો–ફલાણો તમારો વકીલ છું અને ફલાણા–ફલાણાના છોકરા ફલાણા નામવાળા સાથે નિકાહ માટે તમારી ઈજાઝત લેવા આવ્યો છું. શું ઉપર મુજબની રીત સહીહ છે ?

**જવાબ :** સહીહ છે.

## ૨૯. મહેરનો એહરામ.

**સવાલ :** નિકાહની ઈજાઝત વખતે દુલ્હનને મહેર ન આપી હોય અને નિકાહના બે–ચાર દિવસ બાદ મહેર આપવામાં આવે તો નિકાહમાં ઉણપ આવશે ખરી ? ઈજાઝત લેતી વખતે મહેર વિશે રોકડા–ઉધારનો કોઈ ઉલ્લેખ થયો ન હોય અને નિકાહ થઈ ગયા, દુલ્હા–દુલ્હન મુબાશરત પણ કરી ચૂકયા અને ત્રીજે ચોથે દિવસે મહેર યાદ આવી અને દુલ્હનને આપે તો નિકાહમાં કોઈ ઉણપ આવશે ખરી ?

**જવાબ :** બે–ચાર દિવસ પછી મહેર આપવાથી નિકાહમાં કોઈ ઉણપ આવશે નહીં, અગર ઉધાર કે રોકડાનો ઉલ્લેખ ન થયો હોય તો રિવાજ મુજબ વર્તવામાં આવશે અને તે છતાં દુલ્હન તરફથી અગર માંગણી થતી નથી તો પાછળથી આપવામાં પણ કોઈ વાંધો નથી.

## ૩૦. નિકાહમાં શું ફર્ઝ ?

**સવાલ :** નિકાહના ફર્ઝ કેટલા છે ? ફકત ઈજાબો–કબૂલ કે તે સિવાય અન્ય કોઈ ફર્ઝ પણ છે ?

**જવાબ :** ઈજાબ–કબૂલ તો નિકાહના રૂકન છે. તે વગર નિકાહ જ નહીં થાય. રહી મહેર, તો અગર નક્કી કરવામાં આવે છે, તો નક્કી થયા મુજબ આપવામાં આવશે અને અગર નક્કી કરવામાં નથી આવી તો મેહરે–મિસ્લ વાજીબ થશે. તે છતાં અગર નિકાહ પછી બન્ને મીંયા–બીવીએ પોતાની મરજી અને ખુશીથી કાંઈક નક્કી કરી લીધી તો તે આપવામાં આવશે.

મેહરે–મિસ્લ એટલે ખાનદાની મહેર. કિંવા તે ઓરતના બાપના કુટુંબમાં બીજી એવી ઓરત જે વય, રૂપ, કુંવારાપણા, માલદારી, વતન, દીનદારી, કેળવણી, હોશીયારી વગેરે ગુણોમાં એના જેવી જ હોય, તેની જે મહેર નક્કી થઈ હતી તેટલી જ મહેર આ ઓરતને મળશે. બાપના કુટુંબની

ઓરતોમાં એની બહેનો, ફોઈઓ, પિત્રાઈ બહેનો વગેરેનો શુમાર થાય છે.

## ૩૧. ખિલાફે શરઅ શાદીમાં ઉલમાએ કિરામની હાજરી.

**સવાલ :** સુન્નતનાં ખિલાફ શાદી પ્રસંગમાં મુફતીયાને કિરામ, ઉલમાએ કિરામે હાજરી આપવી કેવી છે, જેમાં ઓરતોની બેપરદગી, વિડીયો શુટીંગ, ટેબલ ખુરશી પર ખાવું અને હોટલોમાં રૂમ બુક કરાવવા એવી શાદીમાં શિર્કત કરવી કેવી છે ?

**જવાબ :** પહેલેથી જાણ હોય કે ફલાણી જગ્યાએ શાદીમાં શરીઅતે મના કરેલ કૃત્યો થઈ રહ્યા છે, તો એમાં હાજરી આપવાથી ઈનકાર કરી દેવામાં આવે. ખાસ કરી મુકતદા (આલિમ ઈમામ, વિ.)એ શરીક ન થવું જોઈએ. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૧૭ પેજ નં. ૪૫૯-૬૦] ટેબલ ખુરશી ઉપર ખાવું પણ ગુનાહ અને નાજાઈઝ નથી. અલબત્ત જમીન ઉપર બેસીને ખાવામાં સુન્નતથી વધુ નજીક હોવાની સાથે સુન્નતના અનુકરણનો સવાબ પણ છે. માટે શક્ય હોય ત્યાં સુધી કોશિશ કરવી જોઈએ કે જમીન પર બેસીને ખાય. તે છતાં ટેબલ ખુરશી પર બેસીને ખાવું પણ જાઈઝ છે, ગુનો નથી. માટે ટેબલ ખુરશી પર બેસીને ખાવાવાળા ઉપર નકીર કરવું (ટોકવું) દુરૂસ્ત નથી. [ઈસ્લાહી ખુત્બાત] હોટલમાં રૂમ બુક કરાવવું પણ જરૂરત ટાણે દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૨. જીવનસાથીની પસંદગી

**સવાલ ૧ :** આપણે ત્યાં છોકરો કે છોકરી જવાન થાય ત્યારે મા-બાપ શાદીની ફીકર કરે છે. મોટે ભાગે મા-બાપ અને છોકરો છોકરી પણ માલદારી ખૂબસૂરતી ફેશન વગેરે વસ્તુઓ નજર સમક્ષ રાખી પસંદગી કરે છે. તો શું શાદી માટે માલદારી, ખૂબસૂરતી, ઉચ્ચ કુળવાન વગેરેની શોધખોળ કરવી અને મા-બાપે આજ વસ્તુને નજર સમક્ષ રાખવું કેવું છે ?

**જવાબ ૧ :** નિકાહ માટે છોકરી અથવા છોકરાની પસંદગી માટે શું માપદંડ હોવો જોઈએ ? ઈસ્લામે એ બાબત સ્પષ્ટ માર્ગદર્શન પુરૂં પાડયું છે

અને એવો માપદંડ નક્કી કર્યો જેના વડે નિકાહનો ધ્યેય સિદ્ધ થઈ નિકાહના ફાયદા સંપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય. પતિ પત્નિ એક બીજાનાં સાચાં હિતેચ્છક બની એમનું દાંપત્ય જીવન સુખમય પસાર થાય, આ ધ્યેયોની પ્રાપ્તી વધુ ભાગે ઓરતના સ્વભાવ અને તેના ગુણો ઉપર અવલંબિત છે. અગર તેણી એવા ગુણો અને ખૂબીઓથી સુશોભિત છે જે સુખમય જીવન માટે આવશ્યક છે તો બન્નેનું જીવન સુખમય, ઈર્ષા થાય તેવું અને તેમની દુન્યા પણ જન્નતનો નમૂનો બની જાય છે, એટલાં જ માટે હદીષે પાકમાં સારી ઓરતને દુન્યાની સર્વશ્રેષ્ઠ નિઅમત બતાવવામાં આવી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : “દુન્યા ક્ષણિક લાભ પહોંચાડનારી વસ્તુ છે અને દુન્યાની લાભદાયક વસ્તુઓમાં નેક અને સારી ઓરતથી બેહતર કોઈ વસ્તુ નથી.” [ઈબ્ને માજહ શરીફ] અન્ય એક મવકા ઉપર સારી ઓરતના ગુણો થોડીક વિગતથી બયાન કરતાં, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ એને સૌથી વધુ ફાયદાકારક બતલાવી, ઈરશાદે નબવી છે : “મુઅમિનને તકવા પછી સૌથી વધારે ફાયદો સારી પત્નિથી પહોંચે છે (અને સારી પત્નિના ગુણો આ છે કે) જે ધણીના આદેશનું તુરંત જ પાલન કરતી હોય, ધણીને એના તરફ જોઈ ખુશી થતી હોય અને તેણી ઉપર વિશ્વાસ કરી ધણી કસમ ખાય લિએ તો તેણી એને પૂરી કરતી હોય અને ધણીની ગેર હાજરીમાં તેના માલને બરબાદ ન કરતી હોય અને પોતાની ઝાતથી પણ તેને કોઈ તકલીફ ન પહોંચવા દેતી હોય.” [મિશ્કાત]

માણસ પોતાના અવિચારી સ્વભાવ તેમજ લાગણીઓમાં તણાઈને ખૂબસૂરતીને ખૂબસૂરતીની તુલનામાં પ્રાધન્ય આપે છે અને જે ઓરત સુંદર તેમજ રૂપવાન હોય તેની સાથે નિકાહ કરવાની ખ્વાહિશ વધારે રાખે છે. હાલાંકે આ ગુણ ઘણો જ અલ્પ મુદતી છે કે વહેલી તકે દૂર થઈ જાય છે અને ખતમ ન થાય તો પણ એનો લાભ મર્યાદિત અને ક્ષણિક છે. જેથી અક્કલ હોશીયારી તેમજ દુરંદેશીનો તકાઝો એ નથી કે માત્ર શકલ સૂરત ઉપર એટલું બધુ ધ્યાન આપવામાં આવે કે અન્ય ગુણોનું કોઈ મહત્વ જ ન રહે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આ બાબત પણ કેવી સુંદર

રીતે માર્ગદર્શન આપ્યું છે : "ઔરત સાથે નિકાહ કરવાની રગબત (મોટે ભાગે) ચાર વસ્તુઓને લઈ થાય છે. (૧) દૌલત (૨) ખાનદાન (૩) ખૂબસૂરતી (૪) દીનદારી તમે દીનદાર ઔરતથી નિકાહ કરી સફળ થાઓ."

[બુખારી શરીફ]

આ હદીષથી જણાયું કે સૌથી વધુ ધ્યાન આપવા લાયક ગુણ દીનદારી છે, જે માણસને દીનદાર પત્નિ મળી જાય તે નસીબદાર અને કામયાબ છે, કારણ કે સાચી દીનદારી ઔરતને તમામ હકોની અદાયગી, બુરાઈઓથી બચાવ અને હર પ્રકારની ભલાઈ ચાહવા ઉપર તૈયાર કરશે. જેનું પરિણામ એ આવશે કે તેણી ધણીની ફરમાંબરદારી, પોતાની પાક દામનીની હિફાઝત માલ દૌલતની જાળવણી, ખર્ચમાં કરકસર, ઔલાદની તરબીયત અને ધણીનું હિત વગેરે તમામ બાબતો સુંદર રીતે કરી બતાવશે. મતલબ કે એક સારી જીવનસાથીમાં જે ખૂબીઓ હોવી જોઈએ તે તમામ ખૂબીઓ તેણીમાં હશે. એ જ ગુણોને લઈ (અરબોમાં) કુરૈશ કબીલાની ઔરતોને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ સર્વશ્રેષ્ઠ ઔરતો બતલાવી કે "અરબોમાં સર્વશ્રેષ્ઠ કુરૈશની નેક ઔરતો છે કે તેણીઓ બાળકો ઉપર ઘણું જ હિત ધરાવનાર (કિંવા બાળકોના ઘડતર કરવામાં સક્રિય) અને ધણીની માલ મિલકતને ખૂબ જાળવનાર."

[બુખારી શરીફ]

એક વેળા વઅઝમાં ઔરતોને સારા ગુણ અપનાવવાનું મહત્વ સમજાવતા ફરમાવ્યું કે "ઔરત જ્યારે પાંચ વખતની નમાઝ પઢતી હોય, રમઝાન માસના રોઝા રાખતી હોય, પોતાની શર્મગાહની (ઝિનાથી) હિફાઝત અને પોતાના ધણીની ફરમાંબરદારી કરતી હોય તો તેણી જન્નતના જે દરવાજાથી ચાહે જન્નતમાં ચાલી જાય." [મિશ્કાત] એક વેળા હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે શ્રેષ્ઠ પત્નિ કોણ ? તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જેને જોઈને પતિને ખુશી થાય અને ધણીના દરેક હુકમનું પાલન કરે અને કોઈ એવું કામ ન કરે જે ધણીને નાપસંદ હોય."

[મિશ્કાત]

જેવી રીતે ઔરતની પસંદગીમાં દીનદારીનો ગુણ જોવામાં આવે છે.

એવી જ રીતે ધણીની પસંદગીમાં પણ એ જ ગુણનું મહત્વ છે. કારણ કે દીનદારી અને અલ્લાહનો ડર તેને પત્નિના હકો અદા કરવા માટે જેટલો તૈયાર કરી શકે છે, અન્ય કોઈ વસ્તુ એટલો તૈયાર નથી કરી શકતી. પત્નિને શાદી પછી પતિથી મોટી ફરિયાદ એ જ હોય છે કે તે જુલ્મ પાડે છે અને તેના હકો બરાબર અદા નથી કરતો. માટે જે ઓરતનો ધણી બધા જ હકો અદા કરતો હોય તે ખુશનસીબ (ભાગ્યશાળી) અને તેનું લગ્નજીવન સફળ અને ઈર્ષા લાયક સમજવામાં આવે છે અને એવો માણસ શ્રેષ્ઠ પતિ કહેવાય અને સમજાય છે.

હઝરત હસન બસરી (રહ.)ની એક દાનાઈથી ભરપૂર સલાહ આ ટાણે નકલ કરવી યોગ્ય લાગે છે જેને મુલ્લા અલી કારી (રહ.)એ મીરકાત શર્હે મિશ્કાતમાં નકલ કરી છે. એક માણસે હઝરત હસન બસરી (રહ.)ની સેવામાં આવી અરજ કરી : હઝરત ! મારી છોકરી માટે વિવિધ જગ્યાઓથી માંગા (પૈગામો) આવી રહ્યાં છે, આપથી સલાહ પુછું છું કે કોનાથી નિકાહ કરાવું તો હઝરતે જવાબ આપ્યો કે "એવા માણસથી નિકાહ કરાવજે જે અલ્લાહ તઆલાથી ડરતો હોય કારણ કે અગર તે એને (તારી છોકરીને) પસંદ કરશે તો તો કદર કરશે જ અને નાપસંદ કરવાની સૂરતમાં પણ જુલ્મ નહીં પાડે." [મિરકાત ભાગ-૩ પેજ નં. ૪૦૩]

અસલ પ્રશ્ન નાપસંદ હોવા અથવા મનમેળ નહીં થવાના સમયે ઊભો થાય છે. (અને ગમે ત્યારે એવું થઈ શકે છે.) ત્યારે દીનદાર ધણી જુલમ નહીં પાડે, દિલ નહીં દુભાવે અને જો તેના દિલમાં અલ્લાહ તઆલાનો ડર નથી તો જુલમ પાડવાથી કોઈ શકિત એને રોકી નથી શકતી.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ દીનદારીના ગુણને મહત્વ અને પ્રાધન્ય આપવાની સાથે સાથે બીજા ગુણોમાં રહેલી ખરાબીઓ પણ વર્ણવી છે. ફરમાવ્યું : "માત્ર ખૂબસૂરતીને લઈ કોઈ ઓરતથી નિકાહ ન કરશો કારણ કે શક્ય છે કે ખૂબસૂરતી તેના માટે તબાહી તેમજ બગાડનું કારણ બને. માત્ર માલ દૌલતને લઈ પણ નિકાહ નહીં કરશો કારણ કે માલને લઈ મોટા ભાગે નાફરમાની અને સ્વચ્છંદતા આવી જાય છે (કે માલદાર

ઓરત ગરીબ ધણીની ફરમાબરદારી કરવાને બદલે તેને પોતાનો નોકર સમજવા લાગે છે.) દીનદારીને લક્ષમાં રાખી નિકાહ કરો.” [ઈબ્ને માજહ]

અન્ય એક હદીષમાં જુદી રીતે માલ વગેરેની ખરાબીઓ બતાવવામાં આવી છે : “જે માણસ માત્ર ઈઝઝત પ્રાપ્તી માટે કોઈ ઓરતથી નિકાહ કરશે તેની ઝિલ્લતમાં વધારો થશે. જે માત્ર માલ પ્રાપ્તી માટે શાદી કરશે, તેની ગરીબીમાં વધારો થશે અને જે ખાનદાની શરાફતને લઈ કોઈ ઓરતથી નિકાહ કરશે (અને મકસદ એ હોય કે તેને પણ લોકો શરીફ અને ખાનદાની સમજે) તેની ઈઝઝત વધશે નહીં, બલકે ઘટશે. અલબત્ત જેનો મકસદ નિકાહ કરવાથી એ હોય કે તેનું જીવન પવિત્ર બની જાય (કિંવા તેની આંખ તેમજ શર્મગાહની હિફાઝત થાય) અથવા તે રિશતેદારો સાથે સારૂં વર્તન કરી શકે તો એવો નિકાહ બન્ને માટે ખૈર અને બરકતવાળો રહેશે.” [ફત્હુલ કદીર]

ઉપરોકત સૂચનોની સાથે હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ અત્યંત વિચારવા લાયક અને દરેક બુધ્ધીશાળીને ચોંકાવનારી આગાહી ફરમાવી છે :

<u>“જ્યારે કોઈ એવી વ્યક્તિ તરફથી પૈગામ આવે જેના અખ્લાક તેમજ દીનદારીથી તમને સંતોષ છે તો (તુરંત જ) નિકાહ કરી દિયો, નહીં તો પૃથ્વી ઉપર મહાન ફિત્નો અને પહોળો (ફેલાયેલો) બગાડ ઉત્પન્ન થશે.”</u>

[તિરમીઝી શરીફ]

ઉપરોકત તમામ સૂચનો ખાસ કરી છેલ્લી વાત ઉપર અમલનું પરિણામ દુન્યામાં પણ સુખમય તેમજ આનંદ અને સંતોષભર્યા જીવનના રૂપમાં મળશે. કારણ કે સ્ત્રી પુરૂષ (ખાસ કરીને સ્ત્રી)ના જે ગુણોને લઈ નિકાહ માટે કહેવામાં આવ્યું છે તેનું આ કુદરતી પરિણામ હશે.

તટસ્થ રીતે વિચારશો તો એ હકીકત સમજાશે કે જે જે સદ્દગુણોને આ બાબત આવશ્યક બતાવવામાં આવ્યા છે, તેનાથી વધારે સારા ગુણોની ખોજ લગાવવામાં માનવ બુધ્ધી ભાગ્યે જ સફળ થાય છે અને માલદારો તેમજ મર્તબાવાળાઓ વગેરેના પૈગામની ઉમ્મીદમાં છોકરીઓની શાદી નહીં કરવાથી જે બગાડ ફેલાય શકે છે અથવા ફેલાય રહ્યો છે તેનો ઈન્કાર (આજે

એક જાણકાર માટે) શક્ય નથી. [મુઆશરતી મસાઈલ : પેજ નં. ૨૮ થી ૩૪]

### ૩૩. ફોરેનના માંગાની રાહ જોવી

**સવાલ ર :** સાથે જ આજે આપણા ગુજરાતમાં અને ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં માહોલ એવો છે કે બાહરના દેશોથી આવતા પેગામોની રાહ જોવામાં આવે છે. ઘણી જગ્યાએ બાહરના દેશોના પેગામની રાહ જોવામાં છોકરો તેમજ છોકરીની ઘણી લાંબી લાંબી ઉંમર થઈ જાય છે. જેને લઈ ઘણી બધી બુરાઈઓ થાય છે. તો આ કેવું છે ?

**જવાબ ર :** હદીષે પાકમાં છે : હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : 'અય અલી ! ત્રણ વસ્તુઓ એવી છે. જેમાં મોડું નહીં કરવું. (૧) નમાઝ, જ્યારે એનો વખત થઈ જાય (ર) જનાઝો, જ્યારે આવી જાય (૩) વગર નિકાહનું માણસ (મર્દ હોય કે ઓરત) જ્યારે તેનું જોડું મળી જાય." [મિશ્કાત : પેજ નં. ૬૧] જવાબ નંબર એકમાં શરીઅતે છોકરા છોકરીની પસંદગી માટે નક્કી કરેલ ધારા ધોરણ ખૂબ વિગતથી બયાન કરી આપ્યાં છે. જેથી વડીલો અને વાલીઓની ફરજ છે કે છોકરો છોકરી જ્યારે ઉંમર લાયક થાય કે તરત જ એના માટે યોગ્ય જોડું પસંદ કરી તરત જ તેના નિકાહ કરાવી પોતાની જવાબદારીમાંથી મુકત થઈ, છોકરા છોકરી માટે પણ પાકબાઝ તેમજ ઈફ્ફત, ઈસ્મતવાળું જીવન ગુઝારવાનો રસ્તો મોકળો કરી આપે.

માલી હેસીયત એટલી છે કે મહેર અદા કરી ઓરતનું ભરણ પોષણ કરી શકતો હોય અને જો નિકાહ નહીં કર્યા તો ઝિના (હરામકારી)માં સપડાય જવાનો યકીન છે તો એવી સૂરતમાં નિકાહ કરવા વાજીબ અને જરૂરી ઠરે છે.

[શામી : ભાગ–ર પેજ નં. ૩૮૩]

બહાર દેશના પૈગામની રાહ જોઈ છોકરા છોકરીના નિકાહમાં મોડું કરી તેઓને હરામકારી તરફ ધકેલવા મા–બાપ અને વડીલો માટે સખ્ત ગુનાહિત કૃત્ય છે. આ રીતે મોડું કરવાને લઈ જે કાંઈ ગુનાહો અને બુરાઈઓ અસ્તિત્વમાં આવશે તેની પૂરી જવાબદારી વડીલોની છે.

દરેક મુઅમીનના ઈમાનનો એક ભાગ તકદીર ઉપરનું ઈમાન પણ છે. તે વગર કોઈ પણ ઈમાનદાર બનતો નથી. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે : "બાળકને જ્યારે પોતાની માંના પેટમાં ચાર માસ ગુજરી જાય છે, ત્યારે અલ્લાહ તઆલા એક ફરીશ્તો મોકલાવે છે. જે એના અમલ, ઉંમર, રોજી અને નેકબખ્ત છે યા બદબખ્ત લખી આપે છે. ત્યાર પછી તે બાળકમાં રૂહ ફુંકવામાં આવે છે." માટે એના નસીબ બાબત ફેસ્લો થઈ ચુકયો છે. રોજી બાબત ચિંતા કરી તેના જીવનને દુઃખદાયક બનાવી આપવું એ દાનીશમંદી નથી અને બહાર દેશ મોકલવામાં આવતા છોકરા છોકરી શું બધા જ સુખી બને છે ? જ્યારે એવું નથી બલકે અનુભવ તો બીજુ જ કાંઈ કહી રહ્યો છે, તો એક શંકાસ્પદ તેમજ અચોક્કસ ઉમ્મીદ ઉપર નજર કરી, વાસ્તવિક નુકસાનો, બુરાઈઓ વેઠવા દુન્યવી દ્રષ્ટિએ પણ મુર્ખાઈ ભર્યું છે.

### ૩૪. પ્રેમ લગ્ન.

**સવાલ ૩** : આજનો યુગ જેને નવો જમાનો અને પ્રગતીનો સમય કહેવામાં આવે છે. આજના છોકરા છોકરી શાદી બાબતે પોતાના વડીલોથી મશ્વરો કરવો અથવા તેઓની પસંદગી વગેરેને જુનવાણી સમજવા લાગ્યા છે અને પોતે જ પોતાના જીવનસાથીની પસંદ કરવા લાગ્યા છે અને એ માટે પ્રેમ, મોહબ્બત, લવ, છુપા સંબંધો, છુપો પત્ર વ્યવહાર વગેરેનો સહારો લેવામાં આવે છે. તો શું આ રીતે પસંદગી કરવી અને મા–બાપની અવગણના કરવી કેવું છે ? સાથે જ ઘણા જવાન ભાઈ બહેનો એમ કહે છે કે અમારે જિંદગી ગુજારવાની હોય તેમાં મોટાઓની દખલગીરી કેવી ? ઘણી જગ્યાએ એ પણ જોવામાં આવ્યું છે કે ઘણા મા–બાપ જેઓ પોતાને સુધારેલા કહેવડાવે છે તેઓ પોતે પોતાના છોકરા છોકરીને જીવનસાથીની પસંદ બાબતે છૂટ આપે છે અને તેમાં ખાસ કરી લવ જેવી પધ્ધતીઓ અપનાવવા માટે પોતે આંખ મીંચામણા પણ કરે છે. આ બાબતે રહનુમાઈ ફરમાવશો.

**જવાબ ૩** : અલ્લાહ તઆલાએ આ સૃષ્ટીનું સર્જન કરી, તેમાં

માણસને વસાવ્યો અને ખુદાઈ ફેસલો એ છે કે કિયામત કાયમ થાય ત્યાં સુધી માનવરૂપી આ મખલૂક દુન્યામાં આબાદ રહે અને તેના માટે માણસના વંશ વેલાનો સિલસિલો ચાલ્યા કરે એ આવશ્યક છે. અલ્લાહ તઆલાએ અન્ય મખલૂકની તુલ્નામાં માણસને એક વિશિષ્ટતા એ આપી છે કે તેને પોતાના જીવન ગુજારવા બાબત સ્વતંત્ર અને આઝાદ નથી છોડયો, બલકે શરીઅતરૂપી જીવન બંધારણ ઉતારી તેનો પાબંદ બનાવ્યો છે. એટલે જ પોતાની જાતિય લાગણીઓ અને કામનાઓ પુરી કરવા માટે પણ અન્ય જાનવરોની જેમ પોતાની મરજીમાં આવે તેમ વર્તવાની એને છૂટ નથી. બલકે પુરૂં એક સામાજીક માળખું ઊભું કર્યું અને એ જ સામાજીક માળખાના એક ભાગ રૂપે નિકાહને લગતા તમામ પાસાંઓને આવરી લેતાં આદેશો આપ્યા. જેમાં હકોને લગતો એક વિભાગ પણ રાખ્યો. તેમા મા-બાપના હકો, ઔલાદના હકો, પતિના હકો, પત્નિના હકો, અન્ય સગા સંબંધીઓ (દાદા, દાદી, નાના, નાની, ભાઈ, બહેન વગેરે)ના હકો, પાડોશીના હકો વગેરે વગેરે અને દરેકના ઉપર અન્યોના જે હકો વાજીબ કર્યા તેની અદાયગી માટે પણ તેઓને બાધ્ય કર્યા, ત્યાં સુધી કે એક પક્ષે બીજા પક્ષના હકોની અદાયગીમાં કોતાહી કરી હોય અથવા બિલ્કુલ અદા નહીં કર્યા હોય તો પણ બીજા પક્ષને એ વાતની રજા નહીં આપી કે તે પહેલાં પક્ષના હકો મારે અને કુદરતી રીતે આપસમાં એવી લાગણીઓ અને પ્રેમનો રિશતો બન્નેમાં કાયમ કર્યો કે આપો આપ જ તે પક્ષ બીજા પક્ષના હકો અદા કરવા પ્રેરાય જેમ કે મા-બાપના દિલોમાં ઔલાદ બાબત અને ઔલાદના દિલોમાં મા-બાપ બાબત એવી મોહબ્બત, પ્રેમ, હેત ભરી દીધાં કે બન્ને એક બીજાના હકો કુદરતી રીતે જ અદા કરતા રહે અને સાથે જ શરીઅતના આદેશો વડે એ અદાયગીને વધારે બળ પહોંચાડયું.

કુર્આને પાકમાં અનેક જગ્યાએ અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદતના આદેશ અને પોતાના હકોના સાથે જ મા-બાપના હકો બયાન ફરમાવ્યા છે. જેમાં એ પ્રતિ પણ ઈશારો છે કે વાસ્તવમાં તો બધા જ ઉપકારો અને ઈનામો અલ્લાહ તઆલા તરફથી જ છે, પરંતુ જાહેરી અસબાબની

રીતે જોવા જઈએ તો અલ્લાહ તઆલા પછી માણસ ઉપર સૌથી વધુ એહસાનો તેના મા-બાપના છે. તેઓ જ એના અસ્તિત્વ માટે કારણરૂપ છે અને જન્મથી લઈ જવાની સુધી જેટલાય કઠણ તબક્કાઓ છે તેમાંય જાહેરી સબબ રૂપે મા-બાપ જ એના અસ્તિત્વ તેમજ પ્રગતિનું પ્રતિક છે.

[મઆરીફુલ કુર્આન : ભાગ-૨ પેજ નં. ૪૦૯]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના પવિત્ર ફરમાનોમાં પણ જગ્યાએ જગ્યાએ મા-બાપની ફરમાંબરદારી અને તેઓ સાથે સદ્‌વર્તનની તાકીદ. તેમજ તેઓની અસંખ્ય ફઝીલતો અને સવાબના દરજ્જાઓનો ઉલ્લેખ છે. [ભાગ-૨ પેજ નં. ૪૧૦]

નિકાહ માત્ર બે વ્યક્તિઓના સંબંધનું નામ નથી, બલકે બે કુટુંબોના અરસ પરસના સંબંધો, સમાજમાં તેઓનો માન મોભો, ઔલાદની તરબીયત, ઘડતર અને તેમની ભરણ પોષણની જવાબદારી અને એક નવું કુટુંબ જે રૂપ ધારણ કરી અસ્તિત્વમાં આવી રહ્યું છે તેની ભવિષ્યની તમામ બાબતો આ નિકાહથી સંકળાયેલી છે અને કાયદાની વાત છે કે કોઈક નિર્ણયથી જેટલા લોકોને અસર પહોંચતી હોય તે નિર્ણય કરતી વેળા તે તમામ લોકોના હિતોનો ખયાલ રાખવો જરૂરી છે.

[બય્યિનાત માસીક અંક માહે સફર ૧૪૧૭ હિજરી]

નિકાહના પરિણામ રૂપ પતિના મા-બાપ વગેરે પત્નિ માટે અને પત્નિના મા-બાપ વગેરે પતિ માટે શું પરાયાં જ રહે છે? ખુદ ઈસ્લામે પણ પતિ પત્નિમાંથી દરેકના ઉસૂલ (મા-બાપ, દાદા, દાદી, નાના, નાની વગેરે) અને ફુરૂઅ (બેટા, બેટી, પૌત્ર, પૌત્રી વગેરે)ને બીજા માટે ઉસૂલ ફુરૂઅ ગણ્યાં છે અને એટલે જ તેઓ સાથે નિકાહ હરામ ઠેરવ્યો છે. જેનો મતલબ એ થયો કે બન્ને એક બીજાના કુટુંબના સભ્ય બની જાય છે. તો શું છોકરો કે છોકરી નિકાહ વડે જે વ્યક્તિને પોતાના કુટુંબના સભ્યપદ અપાવી રહ્યા છે તે વ્યક્તિ બાબત પોતાનો મત જાહેર કરવાનો તે કુટુંબના વડીલોને હક ન હોવો જોઈએ?

આજે યુવક યુવતિઓમાં એ ખયાલ પ્રચલીત થતો જાય છે કે નિકાહ

તો બે વ્યક્તિઓની ખાનગી બાબત છે. એમાં વડીલોએ માથું મારવાની શી જરૂરત છે ? આ વિચાર આપણાં સમાજ માટે નવો ભલે કહેવાય, પરંતુ પશ્ચિમી સમાજમાં એ ઘણા સમય પહેલાં પ્રચલીત થઈ ચુકયો અને ત્યાંના વડીલોએ યુવક યુવતીઓના એ ખ્યાલ સામે હથીયાર નાખી તેઓને એ બાબત ખુલ્લી છૂટ અને સ્વતંત્રતા આપી દીધી. તેનું પરિણામ શું આવ્યું ? એ બાબત ચર્ચા કરતાં હઝરત મૌલાના ઝાહિદુર્રાશીદી (ઝી.મ.) લખે છે : વેસ્ટર્ન સિવીલાઈઝેશને અહીંયાં જ ધોકો ખાધો છે. પશ્ચિમી બુધ્ધીજીવીઓએ વ્યક્તિ સ્વતંત્રતા અને સ્ત્રી હકોના આકર્ષક શબ્દોના નામે નિકાહને બે વ્યક્તિનો મામલો બતાવી એના અન્ય પરિણામો અને અસરોથી નજર હટાવી લીધી. જેનું પરિણામ એ આવ્યું કે આજે પશ્ચિમી સમાજ કૌટુંબિક જીવન વ્યવસ્થા તેમજ સગાઈ સંબંધોની પવિત્રતાથી મહરૂમ થઈ ચુકયો છે અને પશ્ચિમની ફેમીલી સિસ્ટમ અંધાધુંધીની છેલ્લી સીમાઓ સુધી પહોંચી ચુકી છે. એનો ઉલ્લેખ ઉચ્ચ પશ્ચિમી બુધ્ધીજીવીઓની જબાનો ઉપર ઘણા જ અફસોસ સહિત થઈ રહ્યો છે. આ બાબતે અમેરીકાની પ્રથમ મહિલા મીસીસ હિલેરી બીલ કલીન્ટન (અમેરીકન પ્રમુખના પત્નિ)ના પાકિસ્તાનના પ્રવાસ ટાણે પ્રગટ થયેલ આ સમાચાર ટાંકવા જરૂરી સમજું છું : અમેરીકાની પ્રથમ મહિલા મીસીસ હિલેરી કલીન્ટન ઈસ્લામાબાદની ગર્લ કોલેજની પ્રાધ્યાપકો તેમજ વિદ્યાર્થીનિઓ સાથે હળી મળી ગઈ અને તેમની સાથે એક કલાકથી વધુ સમય સુધી ખુલ્લા મને ચર્ચા કરી. હિલેરી કલીન્ટને વિદ્યાર્થીનિઓથી તેમના વણ ઉકલ્યા પ્રશ્નો પુછયા અને તેઓએ પણ મિત્રતા ભર્યા વાતાવરણમાં કલીન્ટનની પત્નિને બધું બતાવ્યું. ચોથા વરસની વિદ્યાર્થીનિ નાઈલા ખાલીદે મીસીસ કલીન્ટનથી પુછયું કે : "અમેરીકી વિદ્યાર્થીનિઓનો બુન્યાદી પ્રશ્ન શું છે ?" તેના ઉપર તેમણે ખુલ્લા મને વાતચીત શરૂ કરી. તેમણે કહ્યું કે : "પાકિસ્તાની વિદ્યાર્થીનિઓની તકલીફ શિક્ષણની યોગ્ય સહૂલતો નહીં મળવાની છે. પરંતુ અમેરીકામાં અમારી સૌથી મોટી તકલીફ એ છે કે ત્યાં શાદી વગર જ વિદ્યાર્થીનિઓ અને છોકરીઓ ગર્ભવતી (હામિલા) બની જાય છે. એના લઈ બિચારી

જીવનભર બાળકના ઉછેરની જવાબદારી ઉઠાવે છે." બીજી એક વિદ્યાર્થીનિ વજીહા જાવેદે કહ્યું કે "આ તકલીફનો ઉકેલ શું છે ?" તેનો ઉત્તર આપતા હિલેરી કલીન્ટને કહ્યું "એનો ઉકેલ એ છે કે યુવક યુવતિઓએ ચાહે તે ખ્રિસ્તી હોય કે મુસ્લિમ પોતાના ધર્મ તેમજ સામાજીક મુલ્યોથી બળવો નહીં કરવો જોઈએ. ધાર્મિક તેમજ સામાજીક પ્રણાલિકાઓ તેમજ સિધ્ધાંતો મુજબ શાદીના બંધનમાં બંધાવું જોઈએ. પોતાની તેમજ પોતાના મા–બાપની ઈઝ્ઝત અને આબરૂ તેમજ શાંતીને બરબાદ નહીં કરવી જોઈએ." મીસીસ હિલેરી કલીન્ટને કહ્યું કે "તેઓ ઈસ્લામ તેમજ ઈસાઈય્યતની શાદીના વિરોધી નથી." તેમણે કહ્યું કે "પાકિસ્તાનમાં ધાર્મિક પ્રણાલિકાઓ મુજબ શાદી થાય છે એટલે અહીંયાં છોકરીઓના પ્રશ્નો ઓછા છે."

[જંગ, લાહોર ૨૮, માર્ચ ૯૫]

... એ કોઈ સમજદારીની વાત નથી કે પશ્ચિમ જે દલદલમાંથી નિકળવાના રસ્તાઓ શોધી રહ્યું છે આપણે સ્વતંત્રતા અને (સ્ત્રી) હકોની કહેવાતી પશ્ચિમી ફીલોસોફીના અનુકરણના શોખમાં કૌમને એ જ દલદલમાં ધકેલવાનું ચાલું કરીએ. [બય્યિનાત, માહે સફર, ૧૪૧૭ હિજરી.]

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે "નેક બખ્ત તે છે જે બીજાઓને જોઈને નસીહત હાસીલ કરે" આપણા મુસ્લિમ યુવક યુવતિઓએ શાદીના મામલામાં ધર્મ અને સમાજની દખલગીરી ખતમ કરવા માટે "શાદી અમારી વ્યક્તિગત બાબત છે" એવું કહેતાં પહેલાં પશ્ચિમી સંસ્કૃતિના દુઃખદ અંજામ તરફ નજર કરી લેવી જોઈએ.

જીવનસાથીની પસંદગી માટે લવ અને છૂપા સંબંધો તેમજ છુપા પત્રવ્યવહારનો સહારો લેવાની ઈસ્લામમાં કેમ કરી ઈજાઝત હોઈ શકે છે ? જ્યારે કે પરાઈ સ્ત્રી સાથેના એ મુજબના વ્યવહારને ઝિના (વ્યભીચાર)ની ઉપમાં આપવામાં આવી છે. હદીષમાં છે. "આંખો ઝિના કરે છે અને તેમનો ઝિના નામહરમને જોવું છે. કાન ઝિના કરે છે અને તેમનો ઝિના નામહરમની વાતો સાંભળવું છે અને જબાન ઝિના કરે છે અને તેનો ઝિના વાતો કરવી છે. હાથ ઝિના કરે છે તેમનો ઝિના નામહરમને પકડવું છે. પગો ઝિના કરે છે

તેમનો ઝિના નામહરમ તરફ ચાલીને જવું છે.” [મુસ્લિમ શરીફ]

એક હદીષમાં છે : “જે માણસ કોઈ ઓરતના રૂપ ઉપર શહવતથી નજર કરશે તો એની બન્ને આંખોમાં કિયામતના દિવસે પીગાળેલું સીસું નાંખવામાં આવશે.” [હીજાબ, ૯૦] એક હદીષમાં છે કે : “સારી રીતે સમજી લ્યો કે જે માણસ નામહરમોને જૂએ તેના ઉપર અલ્લાહ તઆલા લઅનત ફરમાવે છે અને તેના ઉપર પણ જે પોતાને નામહરમો સામે જોવા માટે રજુ કરે.” [હીજાબ, ૯૨] એક હદીષમાં છે કે : “કોઈ પુરૂષ જ્યારે કોઈ સ્ત્રી સાથે એકાંતમાં હોય છે ત્યારે તેઓ સાથે ત્યાં ત્રીજી વ્યક્તિ શૈતાન પણ હોય છે.” [હીજાબ, ૯૪]

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ખાદિમ હઝરત અનસ (રદિ.) કહે છે કે : હું જ્યારે બાલીગ થવાની ઉંમરે પહોંચ્યો તો મેં સવારમાં આવી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તેની જાણ કરી તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : “હવે તમે ઘરમાં ઓરતો પાસે જશો નહીં.” [જમ્ઉલ ફવાઈદ] હઝરત અનસ (રદિ.)થી વધીને નેક અને પાકબાઝ છોકરો કયો હોઈ શકે છે ? અને હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પાક બીવીઓ દુન્યાની સૌથી વધુ પાકબાઝ અને સર્વશ્રેષ્ઠ ઓરતો છે, તે છતાં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાના ખાદિમે ખાસ ઉપર પાબંદી લગાવી અને પરદાનો હુકમ કર્યો. [ફતાવા રહીમિય્યહ : ભાગ-૪ પેજ નં. ૯૬] હઝરત દાવૂદ અલય્હિસ્સલામએ પોતાના ફરઝન્દ હઝરત સુલેમાન અલય્હિસ્સલામને કહ્યું : “સિંહ અને સાપની પાછળ તો તું ચાલી શકે છે, પરંતુ નામહરમ ઓરતની પાછળ નહીં જતો (કે તેણી સિંહ અને સાપથી પણ ભયજનક અને ખતરનાક છે.)” [ઈહયાઉલ ઉલૂમ, ફતાવા રહીમિય્યહ : ભાગ-૪ પેજ નં. ૯૭] હઝરત યહ્યા અલય્હિસ્સલામથી કોઈએ પુછયું કે “ઝિનાની શરૂઆત કયાંથી થાય છે ?” તો આપ અલય્હિસ્સલામએ ફરમાવ્યું “નામહરમને જોવા અને તેની તરફ લલચાવાથી.” અને હઝરત ફુઝૈલ (રહ.)નું કથન છે કે : શૈતાન કહે છે કે (નામહરમ પ્રતિ) નજર મારૂં તે જૂનું તીર છે જે કદી ખતા નથી કરતું. [ફતાવા રહીમિય્યહ : ભાગ-૪ પેજ નં. ૯૮]

મા–બાપ તરફથી પોતાના છોકરા છોકરીઓને ઉપર મુજબની છૂટ આપવી ખરેખર તો એમના જીવનને બરબાદી તરફ ધકેલવાની છૂટ આપેલી કહેવાશે.

"ઓરત જ્યાં સુધી મર્દોથી છૂપાયેલી છે ત્યાં સુધી તેનો દીન સચવાયેલો છે. આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ પોતાની સાહબઝાદી હઝરત ફાતિમા રદિયલ્લાહુ અન્હાને પુછ્યું કે "ઓરત માટે સૌથી મોટી ખુબીની વાત કઈ છે ?" તેમણે જવાબ આપ્યો : "તેણી કોઈ મર્દને નહીં જુએ અને કોઈ પરાયો મર્દ તેણીને નહીં જુએ." આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમને આ જવાબ પસંદ આવ્યો.... સહાબાએ કિરામ (રદિ.) દિવારોના કાણાઓ બંધ કરી દેતા હતા જેથી ઓરતો મર્દોને ન જૂએ.

[મજાલીસુલ અબરારના હવાલાથી,
ફતાવા રહીમિય્યહ : ભાગ–૪ પેજ નં. ૧૦૦]

જે માણસ એ વાતની પરવા ન રાખતો હોય કે તેના ઘરની ઓરતો (બીવી, બેટી, બહેન વગેરે) પાસે કોણ આવ જા કરે છે તેને હદીષમાં દય્યૂસ કહેવામાં આવ્યો છે. આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "ત્રણ માણસો કયારેય જન્નતમાં નહીં જાય. (૧) દય્યૂસ (ર) મર્દો જેવી શકલ બનાવનારી ઓરતો અને (૩) હંમેશા શરાબ પીનાર." સહાબા (રદિ.)એ અરજ કરી કે "દય્યૂસ કોને કહે છે ?" તો આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "જેને એ વાતની પરવા ન હોય કે એના ઘરની ઓરતો પાસે કોણ આવ જા કરે છે."

[તબરાની, અહકામે પરદા : પેજ નં. ર૧, રર,
ફતાવા રહીમિય્યહ : ભાગ–૪ પેજ નં. ૧૦ર]

તાર્કિક રીતે જોઈએ તો પણ પ્રેમ, મોહબ્બત અને લવ વડે જીવનસાથીની પસંદગી ખતરનાક પગલું છે. કારણ કે કોઈ પણ વ્યક્તિ બાબત સહીહ અનુમાન કાયમ કરવા માટે જરૂરી છે કે માણસ દ્વેષ, નફરત અને પ્રેમ, મોહબ્બત બન્ને પ્રકારની લાગણીઓથી દુર રહી તટસ્થ મને વિચાર કરે તો જ સહીહ ફેસલો કરી શકે છે. પ્રેમ અને મોહબ્બતમાં સપડાયા પછી

તો તે આંધળો બહેરો બની જાય છે. હદીષમાં છે : حُبُّ الشَّيْءِ يُعْمِيْ وَ يُصِمِّيْ અર્થાત : "કોઈ પણ વસ્તુની મોહબ્બત તેને આંધળો બહેરો બનાવી દે છે." [અલ–મકાસીદુલ–હસનહ : પેજ નં. ૧૮૧] અરબીના એક શેરનો ભાવાર્થ છે : "પ્રેમની નજર દરેક અયબને જોવાથી અશકત છે અને નફરતની નજર (કાલ્પનિક) બુરાઈઓ પણ શોધી કાઢે છે." એટલા માટે જ અનુભવીઓનું કહેવું છે કે પ્રેમ લગ્નો મોટા ભાગે નિષ્ફળ જાય છે. કારણ કે પ્રેમ અને મોહબ્બતના જોશમાં વગર વિચાર્યે જ શાદી કરી લેવામાં આવે છે અને પછી જ્યારે વાસ્તવિકતા સામે આવે છે ત્યારે આંખો ખુલે છે અને પ્રતિક્રિયા (રીએકશન) રૂપે તે પ્રેમ સંપૂર્ણ નફરતમાં બદલાય જાય છે અને એ યુગલને સમજાવનાર અને સંભાળનાર કોઈ વડીલ ન હોય ત્યાં છેલ્લે જુદાઈની નોબત આવે છે.

માટે યુવક યુવતિઓ તેમજ સુધરેલા કહેવડાવનાર મા–બાપોએ પણ જોઈએ કે આ શરીઅત અને બુધ્ધી વિરૂદ્ધ રીતને તિલાંજલી આપે.

અલબત્ત એટલું જરૂરી તેમજ આવશ્યક છે કે રિશતો જોડતાં પહેલાં છોકરા છોકરી બાબત પૂરી તહકીક કરી લેવામાં આવે. જેમાં તેની ટેવો, અખ્લાક, દીનદારી, સાથે સાથે એમાં કોઈ શારિરીક ખોડ ખાપણ તો નથી તે જોઈ લેવામાં આવે અને એક બીજાને જોઈ લેવું (ચેહરો અને હથેળીઓ જ ખુલી હોય એ રીતે) પણ બેહતર છે જેથી પાછળથી માત્ર એ કારણને લઈ કે પસંદ નથી જુદાઈની નોબત ન આવે.

આગળ ઉપર અમે જે વિગતવાર ચર્ચા કરી તેનાથી એવું તારણ હરગીઝ કાઢવામાં નહીં આવે કે ઓરતમાં રૂપ અને ખૂબસૂરતી તેમજ કુળને બિલકુલ ધ્યાનમાં નહીં લેવું બલકે ઉપરની ચર્ચાનો સાર તો એટલો જ છે કે દીનદારીને અન્ય તમામ વસ્તુઓના મુકાબલામાં પ્રાધન્ય આપવામાં આવે અને કોઈ સ્ત્રી બે દીન, બદઅખ્લાક હોય તે છતાં માત્ર તેની ખૂબસૂરતીને લઈ તેની પસંદગી કરવામાં ન આવે. બાકી ખૂબસૂરતી અને કુળ પણ નિકાહ માટે પસંદગી કરવામાં ભાગ ભજવે છે, તેનો ઈનકાર થઈ શકતો નથી. બલકે હદીષોથી પણ આ વાતને પૃષ્ટી મળે છે. કારણ કે પતિ જ્યાં સુધી પોતાની

પત્નિથી સંપૂર્ણ સંતોષીત નહીં બને ત્યાં સુધી પાક દામની અને નજરોનું નીચે ઢળવું તેમજ પવિત્રતા (જે નિકાહના મૂળભૂત ધ્યેયોમાંથી છે તે) પ્રાપ્ત થશે નહીં. [તકમિલએ ફત્હુલ મુલ્હીમ : ભાગ-૧ પેજ નં. ૧૦૯]

## ૩૫. દીનદારી જોઈ ના કહેવું.

**સવાલ ૪ :** ઘણીવાર એવું પણ જોવા મળે છે કે કોઈ છોકરાએ કોઈ છોકરીવાળાને ત્યાં પેગામ આપ્યો. હવે તે છોકરો શરઈ કપડાં પહેરે છે. દાઢી રાખે છે તો છોકરીવાળા આ શરઈ લીબાસ અને શરઈ ચહેરાને સામે રાખીને જ ના પાડે છે તો એ કેવું છે. સાથે જ કોઈકવાર એવું પણ બને છે કે છોકરી પરદહવાળી દીનદાર હોવાના લઈ છોકરો ના પાડે કે મારે તો ફેશનેબલ જોઈએ આવી ન ચાલે તો એનો શું હુકમ છે?

**જવાબ ૪ :** છોકરા છોકરીની પસંદગી બાબત શરીઅતે નક્કી કરેલ માપ દંડ વિષે ઉપરના જવાબોમાં વિગતવાર ચર્ચા કરી દેવામાં આવી છે. એક મુસ્લિમની મુસ્લિમ હોવાના નાતે ફરજ બને છે કે તેનું આચરણ શરીઅત મુજબ જ હોય અને શરીઅતના નક્કી કરેલા માપ દંડ મુજબ જ છોકરા છોકરીની પસંદગી કરે, પરંતુ વર્તમાન યુગના મુસ્લિમ સમાજમાં દુન્યાની વધુ પડતી મોહબ્બત અને પશ્ચિમી સંસ્કૃતિના આંધળા અનુકરણ તેમજ ફેશન પરસ્તી અને પોતાને સુધરેલા કહેવડાવવાના મોહમાં છોકરા છોકરીની દીનદારી, તેમનો દીન મુજબનો લિબાસ, ચહેરો મહોરો જ પસંદગીમાં રૂકાવટ બનવા લાગ્યો, જે ઘણી જ અફસોસજનક અને દુઃખદ હકીકત છે.

આપે સવાલમાં ઉલ્લેખ કરેલ હકીકત ખરેખર તો કુદરતનો એક અકળ સિધ્ધાંત જ છે. જેનો કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ આ શબ્દોમાં ઉલ્લેખ કર્યો છે. સૂરએ નૂરમાં છે. "ગંદી ઓરતો ગંદા મર્દોના લાયક હોય છે અને ગંદા મર્દો, ગંદી ઓરતોને લાયક હોય છે અને પાક પવિત્ર, ઓરતો પાક પવિત્ર મર્દોના લાયક હોય છે અને પાક પવિત્ર મર્દો, પાક પવિત્ર ઓરતોના લાયક હોય છે." [સૂરએ નૂર આયત નં. ૨૬]

ઉપરોકત આયતોની તફસીરમાં હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ

(રહ.) લખે છે : એમાં એક સિધ્ધાંત બતાવી દેવામાં આવ્યો કે અલ્લાહ તઆલાએ તબીઅતો (સ્વભાવો)માં કુદરતી રીતે સંબંધ રાખયો છે. ગંદી અને બદકાર ઓરતો બદકાર મર્દો તરફ અને ગંદા તથા બદકાર મર્દો ગંદી તથા બદકાર ઓરતો તરફ આકર્ષાય છે. એ જ પ્રમાણે પાક પવિત્ર ઓરતોનું આકર્ષણ પાક પવિત્ર મર્દો તરફ અને પાક પવિત્ર મર્દોનું આકર્ષણ પાક પવિત્ર ઓરતો તરફ હોય છે. દરેક પોત પોતાની પસંદ મુજબ જોડું તલાશ કરે છે અને કુદરતી રીતે તેને તેવું જ મળી જાય છે.

[મઆરીફુલ કુર્આન : ભાગ-૬ પેજ નં. ૩૮૩]

## ૩૬. પેગામ કોણ આપે ?

**સવાલ ૫** : આપણે ત્યાં મોટે ભાગે છોકરીવાળાઓ પેગામ આપવાને ખરાબ સમજે છે. તો ઈસ્લામમાં પેગામ આપવાનો સાચો તરીકો શું છે ? સાથે જ શું છોકરીવાળા પેગામ ન આપી શકે ?

**જવાબ ૫** : સ્ત્રી સન્માન, કુદરતી શર્મ અને જાતિય નઝાકતનો અસલ તકાઝો એ છે કે નિકાહની રજુઆત છોકરી અથવા તેના વાલીઓના બદલે છોકરા પક્ષ તરફથી હોય, જેથી તે તાલિબ (ઉત્સુક) બને અને ઓરત મતલૂબ, જેથી યોગ્ય તો એ છે કે પેગામ મર્દ તરફથી જાય અને તે પણ સીધો ઓરત પાસે નહીં, બલકે તેના વાલીઓ અને વડીલો પાસે જાય. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તમામ નબીઓના સરદાર અને તમામ માનવોમાં સર્વશ્રેષ્ઠ હોવા છતાં કેટલીક પુનિત પત્નિઓ (જેમ કે હઝરત આઈશા રદિ., હઝરત ઉમ્મે સલમા રદિ., હઝરત ઉમ્મે હબીબા રદિ. વગેરે)ને પોતે જ પેગામ મોકલાવ્યો હતો. પરંતુ ખાસ ખાસ જગ્યાઓ અને જરૂરતો વખતે ઓરત (છોકરી) અને તેના વાલીઓ તરફથી પણ પેગામ મોકલાવી શકાય છે. એવા દાખલાઓ પણ હદીષોમાં મળે છે, બલકે પ્રખ્યાત મુહદ્દિસ ઈમામ બુખારી (રહ.)એ તો પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ સહીહ બુખારીમાં એક આગવું પ્રકરણ (માણસનું પોતાની દિકરી અથવા બહેનને નેક લોકો સમક્ષ નિકાહ માટે રજૂ કરવું) એ નામથી ખાસ કાયમ કર્યું અને

તેમાં હઝરત ઉમર (રદિ.)નો કિસ્સો નકલ કર્યો છે કે જ્યારે એમની સાહબઝાદી હઝરત હફસા (રદિ.) વિધવા બન્યા અને તેમના નિકાહની ફિકર થઈ તો એમણે પોતે જ પોતાના તરફથી હઝરત ઉસ્માન (રદિ.) સમક્ષ નિકાહની રજુઆત કરી. હઝરત ઉસ્માને (રદિ.) થોડાક દિવસ પછી ક્ષમા યાચના કરી દીધી તો પછી હઝરત અબૂબક્ર (રદિ.)થી કહ્યું કે તમે ઈચ્છતા હોવ તો હફસાને પોતાના નિકાહમાં સ્વીકારો, તે પણ ચુપ રહ્યા કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈરાદો હઝરત હફસા (રદિ.) સાથે નિકાહનો છે એવું તેઓ જાણી ચુકયા હતા. આ ઉપરથી જણાયું કે સારી જગ્યા મળતી હોય તો તેના માટે છોકરી અથવા તેના વાલીઓ પોતે પણ રજુઆત કરી શકે છે અને પેગામ મોકલાવી શકે છે, બલકે એવું કરવું હિતાવહ છે. ઈમામ બુખારી (રહ.)એ અન્ય એક શિર્ષક બાંધી એ પણ સાબિત કર્યું છે કે કોઈ નેક વ્યક્તિ સમક્ષ છોકરી પોતે પણ પોતાના નિકાહ માટે વાત મુકી શકે છે. હાલાંકે તે જમાનામાં પણ છોકરી તરફથી નિકાહનો પેગામ આપવું શર્મ વિરૂદ્ધ સમજવામાં આવતું હતું. [મુઆશરતી મસાઈલ : પેજ નં. ૪૬-૪૭]

માટે છોકરી પક્ષવાળાઓએ પોતે પેગામ નહીં મોકલાય એમ સમજવું ભૂલ ભર્યું છે, બલકે સારી જગ્યા મળતી હોય તો પોતે જ રજુઆત કરી આગળ વધવું જોઈએ અને પેગામની રાહ જોવામાં છોકરીની ઉંમર વધી જાય, જેના કારણે પછી જીવનભર નિકાહ વગર રહેવું પડે એની ઈસ્લામ ઈજાઝત આપતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૭. શાદી પછી પહેલી રાત હોટલમાં ગુઝારવાની ફેશન.

**સવાલ :** શાદી પછી નિકાહ બાદ પહેલી રાતે છોકરા છોકરી હોટલમાં જાય તો તે જાઈઝ છે ?

**જવાબ :** આજ કાલ એ ફેશન રૂપે અન્ય કોમોના દેખા દેખી આ રીતે કરવામાં આવે છે, તે મુનાસિબ નથી. હાં ! કોઈકની પાસે એકાંત મેળવવા માટે પોતાનું ઘર ન હોય તો વાંધાજનક નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૯) તલાક

## ૧. નાફરમાન ઓરતોને તલાક આપવા વિષે.

**સવાલ :** મારી ઉંમર ત્રીસ વર્ષની છે. મારી પત્નિની ઉંમર બાવીસ વર્ષની છે. મારે એક પુત્રી બે વર્ષની તથા એક પુત્ર એક વર્ષનો છે. હું મારા ઘરમાં મારા વાલીદૈન, એક ભાઈ, એક બહેન સાથે રહું છું. પરંતુ નીચેના કારણોસર આજ સુધી મારી પત્નિ સાથે અસંખ્ય ઝઘડા થઈ ચુક્યા છે અને છેલ્લે વર્ષ પહેલાં મેં એને એની માં ને ત્યાં બેસાડી દીધેલ હતી. ઝઘડા થયા હતા ત્યારે મેં શરીઅત પ્રમાણે શિક્ષા સ્વરૂપે એક બે થપ્પડ મારીને મારી પત્નિને ધમકાવી છે. ત્યારે એણે મારી પાસે માફી માંગી છે અને હવે એવું નહીં થાય એના વાયદા કરેલા છે અને મેં અસંખ્યવાર એ (મારી પત્નિ)ને માફ કરી છે. માટે હવે શું મારે એને તલાક આપવી કે બીજી પત્નિ કરવી કે બસ એવી જ રીતે જિંદગી વિતાવ્યા કરવી.

(૧) મારી પત્નિ મારા ઘરે રહે છે ત્યારે નમાઝની પાબંદી કરે છે અને એની માં ને ત્યાં જાય છે ત્યારે નમાઝની પાબંદી કરતી નથી. એ પોતે કબૂલ કરે છે. (એનું ઘર મારા ઘરથી પાંચેક મિનિટના રસ્તા ઉપર મારા જ શહેરમાં આવેલું છે) મારી પત્નિ મહીનામાં પાંચ સાત દિવસ જીદ કરીને એની માં ને ત્યાં જાય છે.

(૨) મારી પત્નિ પાકી નાપાકી તેમજ સાફી (સાફ સફાઈ)નું ધ્યાન બિલકુલ રાખતી નથી.

(૩) મારી પત્નિ બુરખો પહેરે છે પરંતુ નકાબ ફકત મારી સાથે હોય છે ત્યારે જ નાંખે છે.

(૪) ઘરમાં જરા જરા વાતમાં મારા વાલીદૈન, મારી બહેન અને ઘણી વખત મારી સામે ઊંચા અવાજે બોલીને અમારી જોડે ઝઘડો કરે છે. અમારી અમારા એપાર્ટમેન્ટમાં તેમજ અમારા મહોલ્લામાં ઈઝ્ઝત છે એ મારી પત્નિ જાણે છે, છતાંય આવો વર્તાવ અમારા જોડે કરે છે.

(૫) હું મારી પત્નિને અસંખ્ય વાર કહી ચુકયો છું કે હું બહારથી આવું ત્યારે જમતી વખતે અને થાકેલો હોઉં ત્યારે, સુતેલો હોઉં ત્યારે મને તારે કોઈ પણ વસ્તુની માંગણી કરવી નહીં અને ઘરમાં કોઈ પણ ઝઘડો થયો હોય તો મને એવા વખતે ફરીયાદ પણ કરવી નહીં. કયાંય જવાની જીદ કરવી નહીં. પરંતુ મારી પત્નિ આવા વખતે જ ફકત મને ગુસ્સે કરવાના જ આશયથી આવી વખતે જ મને હેરાન કરે છે અને જેના લીધે હું ઘણી વખત ગુસ્સે પણ થયો છું અને એણે દર વખતે માફીનો ઢોંગ કર્યો છે. હવે મહેરબાની કરીને મને કોઈ રસ્તો બતાવશો.

**જવાબ** : કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : "વઆશીરૂહુન્ન બિલ્ મઅરૂફ......... અર્થાત્ : "ઓરતો સાથે સદવર્તનવાળું જીવન ગુજારો. હવે જો તેણીઓ તમને ના પસંદ છે તો શકય છે કે કોઈ વસ્તુ તમને ના પસંદ હોય અને અલ્લાહ તઆલાએ તેમાં મોટો ફાયદો રાખ્યો હોય." [સૂરએ નિસાઅ આયત નં. ૧૯]

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે : "જાહેર છે ના પસંદ હોવું કોઈક કારણસર જ હશે અને મોટે ભાગે ઓરતોના ના પસંદ હોવાનું કારણ એ હોય છે કે તેણીઓના અખ્લાક સારા નથી હોતા અને આ વસ્તુ મર્દ માટે દુઃખદાયક હોય છે, પરંતુ અલ્લાહ તઆલાનો વાયદો છે કે ઓરતોની બદ અખ્લાકી વગેરેને પણ મહાન ભલાઈનું સાધન બનાવી આપશે. અલ્લાહ તઆલા હકીમ છે, તે સર્વ શકિતમાન છે." [અત્તબલીગ, કિસાઉન્નીસાઅ : પેજ નં. ૧૨૦
હુકૂકે મુઆશરત : પેજ નં. ૯૨]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે : "કોઈ ઈમાનદાર મર્દ (પતિ) કોઈ ઈમાનદાર ઓરત (પત્નિ)થી સદંતર દુશ્મની ન રાખે. (કિંવા એવું ન કરે કે તેણીને સંપૂર્ણ કન્ડમ (નકામી) સમજે અને એવું કહે કે એમાં તો કોઈ ખૂબી જ નથી) અગર તેણીની કોઈ વાત ના પસંદ છે તો એની અન્ય વાત પસંદ પણ હશે." [મુસ્લિમ શરીફ]

આ હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ એક

અજીબ ઉસૂલ બયાન ફરમાવ્યો કે જ્યારે બે વ્યક્તિઓ એક સાથે રહે છે તો બીજાની કોઈ વાત સારી લાગે છે તો કોઈક વાત ખરાબ પણ લાગે છે. અગર કોઈ વાત ખરાબ લાગે છે તો તેના લઈ તેને સંપૂર્ણ રૂપે ખરાબ ન સમજો, બલકે ત્યારે તેના સારા ગુણોનો વિચાર કરી લ્યો અને અલ્લાહનો શુક્ર અદા કરો કે આ સારી વાત તો એના અંદર છે. આવું વિચારવાથી શકય છે કે એમાં જે ખરાબીઓ છે તેનું તમારા દિલમાં વધારે મહત્ત્વ ન રહે. દુન્યાની કોઈ વસ્તુ એવી નથી જેમાં બુરાઈ ન હોય અને તેમાં કોઈને કોઈ ખૂબી ન હોય. અલ્લાહ તઆલાએ આ દુન્યાનું સર્જન જ એ રીતનું કર્યું છે કે એની દરેક વસ્તુમાં ખૂબી અને ખરાબી બન્ને મિશ્ર છે. [ઈસ્લાહી ખુતબાત : ભાગ–૨ પેજ નં. ૩૭, ૩૮ ઉપરથી] માટે આપની બીવી તરફથી આપને જે તકલીફ પડી રહી છે તે આશ્ચર્યજનક નથી. હવે એનો એક ઈલાજ તો એ છે કે આપ એવું વિચારી સાંત્વના મેળવો કે જ્યાં એના તરફથી તકલીફ પહોંચે છે ત્યાં એના વડે ઘણી રાહતો પણ પહોંચે છે. એવું તો નથી જ કે માત્ર તકલીફ જ પહોંચી રહી હોય. અને આ ઈલાજ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ બતાવેલો અને બુઝુર્ગોનો અજમાવેલો છે, જેનું ફળ એકંદરે સારૂં અને પરિણામ અલ્લાહ તઆલાના વાયદા મુજબ મહાન ભલાઈવાળું છે અને બીજો ઈલાજ તે છે જેના ખોટા વિચારો અને શયતાની વસવસા આપના દિલમાં આવે છે કે એને છુટી કરી બીજા નિકાહ કરવા, પરંતુ શું બીજા નિકાહ કરવાથી આપનો પ્રશ્ન ઉકલી જશે ? શું તે બીજી પત્નિમાં ખૂબીઓ જ ખૂબીઓ હશે ? ખરાબીનું નિશાન માત્ર નહીં હોય ? જાહેર છે એવું તો નહીં જ બને. તો તેની ખરાબીઓનો શું ઈલાજ ? પહેલો યા બીજો ? અગર ત્યારે પહેલો ઈલાજ અજમાવવાના હોય તો તે અત્યારે શું ખોટો છે ? આપ લખો છો કે આપ એને સજા કરી ચુકયા છો તો શું તમે એવું સમજો છો કે એક વાર એવું કરવાથી ફરી કોઈ ભૂલ જ નહીં કરે ? એ રીત તો અજમાવતા જ રહેવાની છે. બીમારીનો ઈલાજ દવા છે જ્યારે પણ બીમારી આવે એટલે દવા કરી તંદુરસ્તી મેળવવાની કોશીશ ચાલુ રાખવી. બીમારીનો ઈલાજ એ નથી કે બીમારીને જ મારી નાંખો. આપ લખો છો કે આપે અસંખ્ય વાર

એને માફ કરી છે. જો કે "અસંખ્ય" શબ્દનો વપરાશ અતિશયોકિત ભર્યો છે. તે છતાં એમાંની લઈને પણ આપ સમક્ષ હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સાહબ (રહ.)નું એક કથન રજૂ કરીશ. એક વ્યકિત પોતાના તાબા હેઠળની બીજી વ્યકિતને ધમકાવી રહ્યા હતા તે દરમિયાન તેમના મોઢેથી આ શબ્દો નીકળ્યા કે "હું તારી ભૂલો કેટલી વાર માફ કરૂં ? તો હઝરત મૌલાના ઈલ્યાસ સાહબ (રહ.) બોલ્યા : જેટલી વાર પોતાની ભૂલો અલ્લાહ તઆલા પાસે માફ કરવાની ઈચ્છા રાખતા હોય." ખરેખર જો માણસ આવું વિચારતો રહે તો ઘણી પરેશાનીઓમાંથી નજાત મેળવી શકે. (એટલું યાદ રહે કે પહેલું વાકય કહેનાર વ્યકિત પણ એક મહાન બુઝુર્ગ હતા)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ બન્ને જહાનના સરદાર હતા અને અઝવાજે–મુતહહરાત (પૂનિત–પત્નિઓ) પણ પોતાના યુગની સર્વશ્રેષ્ઠ ઓરતો હતી. તે છતાં તેમના હાથે ઘણી એવી બાબતો બનતી રહેતી હતી જેનાથી આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તકલીફ પહોંચતી હતી. (હદીસ અને સીરત પઢનારા તથા પઢાવનારા એનાથી ખૂબ જ પરિચિત છે) અને હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ એ બધું વેઠીને પણ તેઓ સાથે સદવર્તન કરતા હતા. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પવિત્ર ઈર્શાદ છે કે "તમારામાં સૌથી સારો તે છે જે પોતાની ઘરવાળી સાથે સારૂં વર્તન રાખતો હોય."

સદવર્તનનો મતલબ એ નથી કે તેણી સારી રીતે રહે તો તમે પણ સારી રીતે રહો. બલકે તેણી તરફથી તકલીફ પહોંચતી હોય તો પણ તેણી સાથે સારી વર્તણૂક કરવી એનું નામ છે સદવર્તન.

વળી તમારી આ પત્નિથી આપને બે ઔલાદ પણ છે, આપે તેઓ બાબત પણ વિચાર્યું ? આજ કાલ પહેલી પત્નિની ઔલાદ સાથે જે રીતનું વર્તન થાય છે અને મોટે ભાગે તેમની જે અવગણના થાય છે તે આપના ધ્યાન બહાર પણ નહીં હોય. આપ આને તલાક આપી બીજા નિકાહ કરશો તો આપને બીજી પત્નિ તો મળી જશે પરંતુ ઔલાદને માં નહીં મળે. આ બધા જ પાસાંઓ ઉપર વિચાર કરી લ્યો. આપે જે કારણો દર્શાવ્યા છે તે

એવા નથી જે સુધારી ન શકાય. આપ આપની કોશિશ ચાલુ રાખો, અલ્લાહ તઆલાથી દુઆ પણ કરતા રહો અને અલ્લાહના નેક તેમજ મકબૂલ બંદાઓ પાસે દુઆ પણ કરાવતા રહો. અલ્લાહ તઆલા ચાહશે તો એક દિવસ બધું ઠીક થઈ રહેશે. બુઝુર્ગોનો અજમાવેલો એક અમલ છે તે પણ કરો, નીચે મુજબનો મુબારક વઝીફો ૪૦ દિવસ સુધી ઈશાની નમાઝ પછી ૨૦૦ વાર પઢો. અવ્વલ, આખિર દુરૂદ શરીફ ૧૧/૧૧ વાર "યા મુકલ્લીબલ કુલૂબી વલ અબસારી, યા ખાલિકલ–લયલી વન્નહારી, યા અઝીઝુ, યા લતીફુ, યા ગફ્ફારુ" ૪૦ દિવસ પછી રોજ માત્ર ૨૧ વાર પઢી લેવું.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. એવા મરદથી તલાક માંગવી જેના વિર્યમાં બાળક પૈદા થવા માટે જે માદ્દો હોવો જોઈએ તે નથી.

**સવાલ** : મારા ભાઈની દીકરીની શાદી આજથી ૧૧ વર્ષ પહેલાં થઈ હતી. બે વરસ અને એક મહીનો સંસાર ચાલ્યો, ત્યાર પછી ઘરનાં સંસારમાં અનબન થવાથી એક મઅમૂલી વાતમાં ઝઘડો ઉભો થયો અને છોકરી પીયરે આવી ગઈ, ત્યાર પછી એક વખત સમજાવી પટાવીને છોકરીને તેના શોહરના ઘરે મોકલી, પરંતુ ચાર દિવસ રહીને ફરી પીયરે આવી ગઈ અને એ છોકરી એમ કહે છે કે મારો શોહર ના મરદ છે એટલે કે સંભોગ કરે છે પણ છોકરીને સંતાષ આપી શકતો નથી, ડૉકટરોથી દવા પણ કરાવી. ડૉકટરનું કહેવું છે કે આ મરદમાં બાળક થવા માટે વિર્યમાં જે માદ્દો હોવો જોઈએ તે નથી. એટલે કદી બાળક થશે નહીં અને મારી ભત્રીજી કોઈ પણ હાલમાં હવે તેના શોહર પાસે જવા તૈયાર નથી. અલબત્ત ખુલઅ કરવા તૈયાર છે, પરંતુ તેનો શોહર તેને છોડવા તૈયાર નથી, ઘણાં વર્ષથી કોર્ટમાં બન્ને તરફથી કેસ ચાલ્યો, એમાં અમે છોકરીવાળા હારી ગયા છીએ.

બીજું ખાસ એ કે છોકરીને કીધું હતુ કે મારા આ એબની કોઈને જાણ કરીશ તો તને છૂટી કરી આપીશ, છોકરીએ થોડોક સમય તો કોઈને કીધું નહીં, પછી ના છૂટકે એના બા (વાલિદા સાહિબા)ને હકીકત જાહેર કરી

આપી, ત્યાર પછી છોકરીના બા નો ઈન્તેકાલ પણ થઈ ગયો. હવે હમારા માટે શરીઅતની રોશનીમાં કોઈ યોગ્ય રસ્તો બતાવવા મહેરબાની કરશો.

**જવાબ** : નિકાહ એક પવિત્ર રિશ્તો છે, જેના વડે આપસમાં જોડાઈ જનાર મીયાં બીવી એક બીજા સાથે સુખ દુઃખમાં સહભાગી બની, જીવન ગુઝારવાનો કરાર કરે છે, આ સંબંધ થોડા સમય કે થોડાક વરસો માટે નહીં બલકે પૂરી જિંદગી માટે જ કાયમ કરવામાં આવે છે. બન્નેનું જીવન સુખી રહે અને બન્નેને એક બીજાથી રાહત અને સુખ મળતું રહે એ ખાતર ઈસ્લામે હર એકને સૂચનો કર્યા છે. જો તે સૂચનો મુજબ દરેક ચાલતું રહે તો જિંદગીભર કોઈ તકલીફ અથવા અડચણ ઉભી થતી નથી. અલબત્ત જ્યારે બન્ને અથવા કોઈ એક તે મુજબ અમલ નહીં કરે તો અનેક એવી પરેશાનીઓ પૈદા થઈ જાય છે જેને લઈ બન્નેનું જીવન દુઃખી થઈ જાય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જે સૂચનો મીયાં બીવીને કર્યા છે. તેમાંથી કેટલાક નીચે મુજબ છે.

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જે ઓરત પાંચેવ વખતની નમાઝ પઢતી રહે અને રમઝાનના રોઝા રાખે અને પોતાની ઈજ્જત આબરૂને સાચવી રાખે અને પોતાના ધણીની તાબેદારી (જાઈઝ અને નેક કામોમાં) કરતી રહે તેણીને ઈખ્તિયાર છે કે તે જે દરવાજામાંથી ચાહે જન્નતમાં દાખલ થઈ જાય." [મિશ્કાત પેજ નં. ૨૮૧]

(૨) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જે ઓરતનું મૃત્યુ એવી હાલતમાં આવ્યું કે તેનો ધણી એનાથી ખુશ છે તો તેણી જન્નતી છે." [મિશ્કાત પેજ નં. ૨૮૧]

(૩) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "અગર હું અલ્લાહ સિવાય અન્ય કોઈને સિજદો કરવા માટે કહેત તો ઓરતને હુકમ આપત કે તેણી પોતાના ધણીને સિજદો કરે અને જો ધણી પોતાની ઓરતને હુકમ આપે કે આ પહાડના પથ્થર ઉઠાવીને બીજા પહાડ પર લઈ જા અને ત્યાંના પથ્થર ઉઠાવી ત્રીજા પહાડ પર લઈ જા તો તેણીએ એ મુજબ જ કરવું જોઈએ." [મિશ્કાત પેજ નં. ૨૮૩]

(૪) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "તમારામાં સારો માણસ તે છે જે પોતાની પત્નિ સાથે સારો વર્તાવ કરતો હોય."

[મિશ્કાત પેજ નં. ૨૮૧]

(૫) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "ઈમાનવાળાઓમાં સંપૂર્ણ ઈમાનવાળો તે છે જે પોતાની ઓરત સાથે સારા અખ્લાક અને નરમાશથી રહેતો હોય." [મિશ્કાત પેજ નં. ૨૮૨]

(૬) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "ઓરતો સાથે સારો સુલૂક કરવા માટે મારી વાત માનો (કિંવા એમની સાથે સારો વર્તાવ કરો.) કારણ કે તેઓ પાંસળીથી પૈદા કરવામાં આવી છે અને પાંસળીનો સૌથી વાંકો ભાગ ઉપરવાળો ભાગ છે, જો તું સીધો કરવા જઈશ તો તૂટી જશે.... માટે ઓરતો સાથે સારો વર્તાવ કરો." [મિશ્કાત પેજ નં. ૨૮૦]

(૭) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "કોઈ ઈમાનદાર ધણી પોતાની ઈમાનદાર ઓરતથી દુશ્મની ન રાખે, જો એની કોઈ વાત નાપસંદ પડશે તો કોઈ વાત પસંદ પડશે."

[મિશ્કાત પેજ નં. ૨૮૦]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ઉપરોકત ફરમાનોને ધ્યાનમાં રાખવામાં આવે તો બન્નેનું જીવન સુખી થઈ જાય.

પૂછેલી સૂરતમાં અગર શોહરના વિર્યમાં બાળક પૈદા થવાની કાબેલિયત નથી, માત્ર એના લઈ ઓરતે શોહરના ઘરે જવાથી ના પાડવું નહીં જોઈએ. ઔલાદ આપવું—નહીં આપવું અલ્લાહ તઆલાના ઈખ્તિયારની વાત છે. ડૉકટરોએ બતાવેલ વાત મનમાં રાખી ધણી સાથે સંસાર માંડવાની ના પાડવી ઈમાનદાર ઓરતની શાન નથી. ઉપર હદીસ શરીફ નં. ૧ માં જણાવ્યા મુજબ ઓરત માટે આખિરતની કામ્યાબી શોહરની તાબેદારી કરવામાં છે, બાળક પૈદા થવામાં નહીં. શું એ વાતની કોઈ ગેરેન્ટી છે કે બીજો ધણી કરવાથી બાળક પૈદા થઈ જ જશે ? જ્યારે એવી કોઈ ગેરેન્ટી નથી તો અત્યારનું લગ્ન જીવન બરબાદ કરવાથી શું ફાયદો ? અલ્લાહના ફેંસલા ઉપર રાજી રહેવું એ જ ઈમાનનો તકાઝો છે.

અને જો ઓરત કોઈ પણ રીતે ઘર કરવા તૈયાર નથી તો પછી ધણીને જોઈએ કે તેણી સાથે ખુલઅ કરી, તેણીને છૂટી કરી આપે, કારણ કે કુર્આન પાકમાં નિકાહ બાબત અલ્લાહ તઆલાએ એક સિધ્ધાંત બતાવ્યો છે "ફ–ઈમ્સાકુમ–બિમઅરૂફિન અવ તસ્રીહુમ્–બિઈહસાન" (અર્થાત્) અગર (આપસના હકો અદા કરી) સુંદર રીતે નિકાહમાં રાખી શકે છે તો શ્રેષ્ઠ વાત છે, નહીં તો સારી ભલી રીતે છૂટી કરી લ્યો. પૂછેલી સૂરતમાં અગર ઓરત ઘર કરવા માટે રાજી જ નથી તો ધણી એવું નહીં વિચારે કે હું છૂટી જ નહીં કરૂં, બલકે રિબાવી રિબાવીને મારીશ, કારણ કે જ્યારે આપસમાં હકો બન્ને અથવા કોઈ એકના લઈ અદા નથી થતાં તો એવું લગ્નજીવન એક ભાર અને મુસીબત છે, જેનાથી જલ્દી છૂટકારો મેળવવામાં જ બન્નેની દીન–દુન્યાની ભલાઈ સમાયેલી છે. અલ્લાહ તઆલાએ તલાક આપવાનો હક અને ઈખ્તિયાર ધણીને આપ્યો છે, તેનો મતલબ એ નથી કે જ્યારે નિકાહનો ધ્યેય સિધ્ધ ન થતો હોય, ત્યારે પણ ધણી ઝીદ અને હઠ કરી તલાક આપવાથી ઈનકાર કરે. હદીસમાં છે કે : "હઝરત સાબિત ઈબ્ને કયસ (રદિ.)ની ઓરતે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કહ્યું કે : 'અય અલ્લાહના રસૂલ ! મને સાબિતના અખ્લાક તેમજ દીનમાં કોઈ ઉણપ નથી લાગતી.' (પરંતુ મને એવણ પસંદ નથી અને તેના લઈ હું એમના હક અદા કરવાથી અશકત છું.) અલબત્ત હું ઈસ્લામમમાં નાશુકી સારી નથી સમજતી.' (મતલબ કે મારે એમનાથી છૂટા થવું છે.)' તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પુછયું : 'શું એમણે તને (મહેરમાં) આપેલ વાડી પાછી કરવા તૈયાર છે ?' તો તેણીએ કહ્યું કે : 'હાં.' ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ હઝરત સાબિત (રદિ.)ને કહ્યું કે 'તમારી વાડી પાછી લઈ લો અને તેણીને તલાક આપી દીયો." [મિશ્કાત પેજ નં. ૨૮૩] જો કે વિના કારણે જે ઓરત ધણી પાસે તલાક માંગે તેના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે એવી ઓરત ઉપર જન્નતની ખુશ્બુ પણ હરામ છે. [મિશ્કાત પેજ નં. ૨૮૩] માટે અગર ઓરત ખોટી રીતે ઝીદ કરી તલાક ઈચ્છતી હોય તો તેણી માટે આ સખ્ત વઈદ છે, જે હદીસમાં આવી છે. તે છતાં ધણીને

જોઈએ કે તે બદલો અને વેરની ભાવનાથી તણાઈ કોઈ પગલું નહીં ભરે. બલકે અલ્લાહ અને તેના પાક રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના આદેશોને માથે ચડાવી તે મુજબ અમલ કરે, દુન્યામાં કોણ એવો છે જેમાં કોઈ અયબ ન હોય. આપણે બધાં જ વિવિધ પ્રકારના કેટલાય ગુનાહો અને અલ્લાહની નાફરમાની તેમજ નારાઝગીના કામો કરીએ છીએ. અલ્લાહ તઆલા સર્વ શકિતમાન બધું જુએ અને જાણે છે, છતાં માફ કરી આપે છે. જો તેના તરફથી આપણી દરેક ના ફરમાની પર પકડ થવા લાગે તો આપણાં માટે જીવન મુશ્કેલ બની જાય. બહર હાલ અગર ઓરત સમજદારી બતાવી જીવન ગુજારવા તૈયાર નથી, તો ધણીને જોઈએ કે તે એક મર્દ અને એક મોમિન હોવાને નાતે સમજદારી બતાવી સારી રીતે આનો અંત લાવે કિંવા ખુલ્અ ને મંજૂર કરી ઓરતને મુકત કરે. એમાં જ બન્નેનું હિત અને ભલું સમાયેલું છે.

છોકરાએ છોકરીને જે કહ્યું કે "મારા એબની કોઈને જાણ કરીશ તો તને છૂટી કરી આપીશ" અને ત્યાર પછી છોકરીએ એ વાત પોતાના માં સાહિબાને કરી તે છતાં એનાથી તલાક પડી નથી. કારણ કે "છૂટી કરી આપીશ" એ માત્ર ધમકી છે. એવું કહેવાથી તલાક પડતી નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. તલાકનો ફકત ઈરાદો કરવો. શું તલાક માટે ગવાહ જરૂરી છે ?

**સવાલ** : ફકત તલાકનો પાકો ઈરાદો યાને કે નિય્યત કરી લેવાથી તલાક થઈ જાય છે કે જબાનથી ત્રણ વખત બોલવાથી તલાક થઈ જાય છે ? બીજું ઘણાં લોકોથી સાંભળ્યું છે કે તલાક માટે પણ ગવાહ હોવો જરૂરી છે યાને કે ગવાહ ન હોય તો અને ત્રણ વખત તલાક બોલ્યો હોય તો પણ તલાક થતી નથી, ઓરતની ગેર હાજરીમાં અને મતલબ આજુ બાજુમાં પણ કોઈ ન હોય અને કોઈ માણસ પોતાની જબાનથી ત્રણ વખત તલાક, તલાક, તલાક બોલી દે અથવા કોઈ કાગળ પર ત્રણ વખત તલાક લખી નાંખે, કોઈએ

એ કાગળ જોયો કે વાંચ્યો નથી અને પછી વિચાર બદલાઈ જવાથી એ તલાક લખેલ કાગળને ફાડી નાંખે તો એ માટે શું હુકમ છે ? તે જણાવશો. પોતાની ઓરત હામેલા હોય અને તેની જાણ હોવા છતાં મર્દ એ ઓરતને તલાક આપી શકે છે યા નહીં ?

**જવાબ** : માત્ર તલાકનો ઈરાદો કે નિય્યત કરી લેવાથી જ્યાં સુધી જબાનથી બોલે અથવા કલમથી લખે નહીં, ત્યાં સુધી તલાક પડતી નથી. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૧ પેજ નં. ૩૯૫] તલાક પડવા માટે ગવાહનું હોવું જરૂરી નથી. માણસ અગર એકાંતમાં પણ (જ્યાં કોઈ ન હોય) તલાક આપશે તો પડી જશે.

હમલની હાલતમાં તલાક આપી શકાય છે અને એવી તલાક પડી પણ જશે. [શામી : ભાગ–૨ પેજ નં. ૪૫૪]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. નશામાં આપેલ તલાક પણ પડી જાય છે.

**સવાલ** : હમારા ગામમાં એક માણસે દારૂ પીને, નશામાં ચૂર થઈ રાતના પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી, ઓરત તલાક સાંભળી પોતાના બાપના ઘરે રાતો રાત ચાલી ગઈ. તલાક આપી ત્યારે ધણી ધણિયાણી અને તેમનો દશેક વર્ષનો છોકરો ઘરમાં હતાં. બીજું કોઈ હતું નહીં. હવે જ્યારે નશો ઉતર્યો ત્યારે ધણી પોતાની ધણિયાણીને લેવા ગયો તો તેણીએ જણાવ્યું કે તમે મને તલાક આપી દીધી છે માટે હવે હું આવી શકું નહીં. ધણી તલાક આપી નથી એમ કહે છે. તો એમાં બન્નેમાંથી સાચું કોણ અને સાચું શું છે ?

**જવાબ** : દારૂના નશાની હાલતમાં તલાક આપવાથી પણ તલાક પડી જાય છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૪૫૯] માટે પૂછેલી સૂરતમાં ધણીએ આપેલી ત્રણ તલાક ઓરત ઉપર પડી ગઈ અને ઓરત તેના ઉપર હરામ થઈ ગઈ, શરઈ હલાલા વગર તે મર્દના નિકાહ એ ઓરત સાથે થઈ શકે નહીં.

જ્યારે ધણી દારૂના નશામાં ચૂર હતો તો એ કયા આધારે કહે છે કે મેં તલાક આપી નથી ? ઓરતે જ્યારે ધણીના મોઢેથી નીકળેલી ત્રણ તલાક પોતે સાંભળી છે. તો હવે તેના માટે જાઈઝ નથી કે તે એને પોતાના ઉપર કાબુ આપે અને એની સાથે ઓરત બનીને રહેવું દુરૂસ્ત નથી. ઓરતને જોઈએ કે કોઈ પણ રીતે એનાથી અલગ થઈ જાય.

## ૫. બે સ્પષ્ટ તલાક આપ્યા પછી ધણી ધણિયાણીના સાથે રહેવા બાબત હુકમ...

**સવાલ** : એક માણસે ગુસ્સામાં એકી સાથે બે વાર કહ્યું કે (૧) હું તને તલાક આપું છું (૨) હું તને તલાક આપું છું અને સાથે કહ્યું કે હવે તારા માટે ફકત એક જ બાકી રાખું છું અને તને કહી દીધું એમ કહ્યું અને આ બનાવ પ્રસંગે ઘરના તેમના (તે માણસ)ના મોટા ભાઈ અને ઓરતો પણ હાજર હતા. તે જ સમયે તે માણસ (તલાક આપનાર) વુઝૂ કરી બે રકઅત નફિલ નમાઝ પઢી અલ્લાહથી દુઆ કરે છે અને કહે છે કે આવું થવું જોઈતું ન હતું અને ખરેખર હું મારી ઓરત માનું છું. આ રીતે અલ્લાહથી દુઆ કરી હતી. આ સાચી હકીકત છે. આ વાત પછી (તલાક આપનાર માણસ અને એની ઓરત) સાથે જ ઘરમાં રહે છે અને ત્યાર પછી કોઈ પણ ઝઘડો નથી અને બાલ બચ્ચાઓ સાથે ખૂબ જ પ્યાર અને મહોબ્બતથી રહે છે. (જે દિવસે તલાક બે વાર થઈ ત્યાર પછી એક કલાક અથવા થોડી જ વારમાં તે માણસ અને તેની ઓરત તરત જ આપુસમાં મળે છે અને ધણી ધણીયાણીના હકોના રૂપમાં સાબિત રાખે છે. આ બનાવને લગભગ એક વર્ષ ઉપર થઈ ગયું છે અને સાથે જ ઘરમાં રહે છે. આ મસ્અલાનો ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ** : પૂછેલી સૂરતમાં મજકૂર માણસની ઓરત ઉપર બે તલાક પડી ગઈ હતી. તલાક માટે ઉચ્ચારવામાં આવેલ શબ્દો શરીઅતની પરિભાષા મુજબ "સરીહ" હતા, જેથી પડેલી બન્ને તલાક "રજઈ" હતી. જેનો હુકમ એ હતો કે ઓરતની ઈદ્દતના દરમિયાન "રજઅત" કરી શકતો હતો. હવે જ્યારે એ બન્ને મીયાં બીવી જેમ રહેવા લાગ્યા તો "રજઅત" થઈ ગઈ.

પરંતુ એટલું યાદ રહે કે હવે પછી એક તલાકનો જ હક બાકી રહ્યો છે. આઈન્દા માત્ર એક વાર તલાક આપવાથી એ ઓરત તેના માટે હરામ થઈ જશે અને હલાલાના વગર ફરી નિકાહ થઈ શકે નહીં. [શામી : ભાગ-૨]

ઉપરોકત હુકમ ત્યારે જ છે જ્યારે કે આ પહેલાં તે માણસે પોતાની ઓરતને તલાક આપી ન હતી. અગર આ બનાવ પહેલાં એક તલાક પણ આપી ચૂકયો હોય તો પૂછેલી સૂરતમાં ઓરત તેના માટે હરામ થઈ ચૂકી છે.

## ૬. પત્ર દ્વારા અપાયેલ તલાક કયારથી લાગુ પડશે ?

**સવાલ** : એક માણસે પોતાની ઓરતને એક તલાકે રજઈ કાગળથી મોકલાવી તો એ એક તલાક કયારથી થયેલી ગણાશે. ઓરતને કાગળ મળ્યો ત્યારથી કે તલાક લખી તે દિવસથી ? (કાગળમાં હું મારી ઓરત ખદીજાને એક તલાકે રજઈ આપું છું આ મુજબ લખ્યું હતું.)

**જવાબ** : પૂછેલી સૂરતમાં તે માણસે તલાક લખી ત્યારથી એક તલાક પડી ગઈ. [શામી : ભાગ-૨ પેજ નં. ૪૬૫]

## ૭. ધણીને રુજુઅ કરવાનો હક કયાં સુધી છે ?

**સવાલ** : ધણીને રૂજૂઅ કરવાનો હક કયાં સુધી છે ?

**જવાબ** : ઈદ્દત પૂરી થતાં સુધી ધણીને રુજૂઅ કરવાનો હક છે.

[શામી ભાગ -૨, પેજ : ૫૭૪]

## ૮. ઈદ્દતની મુદ્દત પૂરી થતાં સુધી રૂજૂઅ ન કર્યું તો ?

**સવાલ** : જો માણસ ઈદ્દત પૂરી થતાં સુધી રૂજૂઅ ન કરે તો ઓરત નિકાહમાંથી નીકળી જશે કે નહીં ?

**જવાબ** : ઈદ્દત પૂરી થતાં સુધી અગર તેણે રૂજૂઅ ન કર્યું તો ઈદ્દત પૂરી થતાં જ તે ઓરત નિકાહમાંથી નીકળી જઈ (તે માણસ માટે) પરાઈ ઓરતના હુકમમાં આવી જશે.

**ઈદ્દત** : અગર તે ઓરતને હૈઝ આવતું હોય તો તેની ઈદ્દત તલાક

પડવા પછીના ત્રણ હૈઝ સુધી અને જો હમલની હાલતમાં હોય તો બચ્ચું પૈદા થાય ત્યાં સુધી અને હમલ તેમજ હૈઝ બન્નેમાંથી કોઈ ન હોય તો ત્રણ મહીના પૂરા ગણાશે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૨ પેજ નં. ૬૫૧–૬૫૨]

## ૯. દિલમાં વિચારવાથી તલાક પડતી નથી.

**સવાલ** : જો કોઈ માણસ દિલમાં તલાક આપે તો તલાક પડી જશે ?

**જવાબ** : તલાક જીભના શબ્દોથી યા હાથના લખાણથી પડે છે. દિલમાં વિચારવાથી તલાક થતી નથી.

## ૧૦. ત્રણ તલાક આપેલ પત્નિ સાથે જીવન ગુજારવું કેવું ?

**સવાલ** : મારો એક ખાસ રફીક છે. એણે ગુસ્સામાં આવી એમની પત્નીને ૮–૯ વરસ પહેલાં ત્રણ તલાક આપી પણ એ વાત પોતાની માંને ખબર હતી અને બીજા બધાથી છુપાવી રાખેલી અને પત્ની સાથે વગર સંબંધે રહેતો હતો, પણ એ દરમ્યાન બીજા કબીરહ ગુન્હા કરેલ છે (બીજી ઓરત સાથે). હવે એ પોતાની પત્ની સાથે રહે છે, પણ સંબંધ નથી. પોતે પલંગ ઉપર સૂઈ રહે છે અને ઓરત જમીન પર સૂએ છે. તો એમાં કબીરહ ગુનો છે કે સગીરો ? પોતાથી થયેલ ભૂલ (ઝીના) નો ગુન્હો કેવી રીતે માફ કરાવે અને એ ઓરત હલાલો કરવા તૈયાર નથી. એ ભાઈનું હાર્ટનું ઓપરેશન પણ થયેલ છે અને પોતાની ભૂલનો ઘણો જ અફસોસ કરે છે. મસ્જિદમાં ઘણો જ વખત કાઢે છે. ખુલાસવાર લખશો.

**જવાબ** : ત્રણ તલાક આપવાથી પત્ની એના માટે હરામ થઈ ગઈ અને પરાઈ બની ગઈ (ત્યારપછી અત્યાર સુધી એના સાથે જે સંબંધ રાખ્યો તે હરામ અને ઝિના છે. એ ઓરત જ્યાં સુધી બીજા મર્દ સાથે નિકાહ કરી તે મર્દ તેણી સાથે સંભોગ કરી (પૂર્વ શરત કર્યા વગર) પોતાની મરઝીથી તેને તલાક ન આપે અથવા ગુજરી ન જાય અને ઈદ્દત પૂરી ન થાય ત્યાં સુધી આ માણસ (પહેલાં ધણી) માટે હલાલ થશે નહીં). [દુર્રે મુખ્તાર શામી સાથે

ભાગ-૨ પેજ નં. ૫૩૭-૫૩૮] વહેલામાં વહેલી તકે એ પત્નીથી અલાયદગી ઈખ્તિયાર કરી લેવી વાજીબ અને જરૂરી છે. કુટુંબીઓ અને બીજા લોકોને જોઈએ કે બન્નેવને વિખૂટા રહેવા માટે ફરજ પાડે અને એમની વાત ન માનતો હોય તો એનાથી સંબંધ તોડી લે, નહીં તો તેઓ પણ ગુનેગાર ઠરશે. આ માણસ જ્યાં સુધી ગુનો છોડી અલગ રહેવાનું શરૂ નહીં કરે (ત્યાં સુધી તવબહ સહીહ થયેલી ગણાશે નહીં. દુન્યવી જિંદગી થોડા દિવસ પૂરતી જ છે, પછી અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થવાનું છે. માટે હીલા બહાના છોડી આવા કૃત્યોથી સાચી તવબહ કરી લેવી જોઈએ. હાર્ટનું ઓપરેશન થયું છે તો એવા માણસે વહેલી તકે ખરી તવબહ તરફ ધ્યાન આપવું જોઈએ. ન જાણે કયારે પ્રાણપંખેરૂ ઊડી જાય.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. તલાકે રજઈનો હુકમ

**સવાલ :** મારી શાદી તા.૧૮-૫-૧૯૮૫ નાં થયેલી. ત્યાર બાદ મારી ઓરત મારા કહયા પ્રમાણે વર્તણુંક ન રાખી અવગણના કરતાં મેં તા.૮-૧૨-૮૫ નાં એક તલાક આપેલી. ત્યાર બાદ તે જ દિવસથી મારી ઓરત મારી સાથે સંસર્ગમાં રહી અમારો વ્યવહાર ચાલુ રાખેલો અને એ જ તારીખે મેં એનો ઉપયોગ પણ કરેલો, છતાં મારી સાથેની તેની વર્તણુંક બદલાયેલી નહીં, એટલે ૨-૧-૮૬ નાં મારી ઓરતને તેના વાલી (પિતા)ને ત્યાં મૂકી આવી મારા સસરાને કહેલું કે આ તમારી અમાનત તમને સોંપુ છું, જરૂર પડયે લેવા આવીશ.

ત્યાર બાદ ૧૦ દિવસ પછી લેવા ગયેલો, ત્યારે તેમણે કહેલું કે પરંતુ તમે એક તલાક આપી છે એટલે મારી છોકરીને હું મોકલનાર નથી અને હજુ પણ મોકલવાનો ઈરાદો રાખતા નથી.

(૧) તો શું એક તલાક બોલવાથી તલાક પડી જાય છે ?

(૨) જો તલાક ન પડી હોય તો હું મારી ઓરતને લાવવા માંગુ છું, મારા સસરા મોકલવા માંગતા નથી, તો મારે શું કરવું ?

(૩) મારા સસરા એવું કહે છે કે, એક તલાક બોલવાથી ઈદ્દત વાજીબ થાય છે તો ઉલમાએ કિરામ આ બાબત શું ફરમાવે છે ?

**જવાબ** : આપે પોતાની ઓરતને "તલાક"નો શબ્દ વાપરી તલાક આપી હતી અને તે એક જ વખત મોઢેથી ઉચ્ચાર્યો હતો તો એનાથી આપની ઓરત ઉપર એક "રજઈ–તલાક" પડી ગઈ. તેનો મતલબ એ નથી કે આટલાથી જ તે તમારા ઉપર હરામ થઈ ગઈ, બલકે ઈદ્દતની મુદ્દત (હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ અને મોટી ઉંમરે પહોંચવાથી હૈઝનો સિલસિલો ખતમ થઈ ગયો હોય તો ત્રણ માસ અને હમલની હાલતમાં હોય તો બાળક જન્મયા સુધી) પૂરી થાય તે પહેલાં આપ રુજૂઅ કરવા (આપેલી તલાક પાછી લેવા) ચાહો તો કરી શકો છો. રુજૂઅનો મતલબ એ કે મોઢેથી એવું બોલી દે કે મેં આપેલી તલાક પાછી લીધી અને મોઢેથી એવું બોલ્યા વગર એની સાથે સંભોગ કરી લીધો (જેમ કે પૂછેલી સૂરતમાં થયું છે) તો પણ રુજૂઅ સહીહ થઈ ગયું. હવે ઈદ્દત ગુજર્યા પછી પણ તે ઓરત નિકાહમાં બાકી રહેશે. માટે આપની ઓરત આપના નિકાહમાં બાકી છે અને હલાલ છે, જેથી આપના સસરાનું આપની બીવીને ન મોકલવાનું પગલું અયોગ્ય છે. એમને જોઈએ કે મોકલી આપે, નહીં તો ગુનેગાર ઠરશે.

[શામી : ભાગ–૨]

**નોટ** : હવે પછી આપના હાથમાં બે જ તલાકનો હક બાકી રહયો છે. માટે ભવિષ્યમાં જો આપ બે તલાક આપશો તો એ ઓરત આપના માટે હરામ થઈ જશે. એનો અવશ્ય ખ્યાલ રાખશો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. સિનેમા જોવાથી નિકાહ નહી તૂટે.

**સવાલ** : શું સિનેમા જોવાથી નિકાહ તૂટી જાય છે ? અગર શોહર પોતાની બીવી સાથે સિનેમા જોવા ગયા હોય, જો કે ઈસ્લામમાં તો સિનેમા જોવું હરામ છે, પણ જો કોઈ શોહર બીવી સાથે ગયા હોય તો શું શોહરના નિકાહમાંથી બીવી નીકળી જાય કે શું ? તે જવાબ વિગતવાર આપવા

મહેરબાની કરશો.

**જવાબ** : પૂછેલી સૂરતમાં શોહરનું પોતાની ઓરત સાથે સિનેમા જોવા જવું હરામ અને નાજાઈઝ કામ છે; પરંતુ એનાથી નિકાહ નહીં તૂટે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. ત્રણ તલાકવાળી ઓરત સાથે રહેવું કેવું છે ?

**સવાલ** : હું શાદી સુદા માણસ છું મેં મારી ઓરતને ૩ તલાક આપી છે અને તે મને એમ કહે છે કે આપણે બીજા ગામ જતા રહીએ તો એની સાથે બીજા ગામ ભાગી જવું કેવું છે? તે ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ** : ત્રણ તલાક આપવાથી તે ઓરત તમારા માટે હરામ થઈ ગઈ. જેવી રીતે કોઈ પરાઈ ઓરત સાથે ભાગી જવું અથવા બીજા ગામ જઈ રહેવું હરામ છે એ જ પ્રમાણે ત્રણ તલાક આપેલી ઓરત સાથે (હલાલા વગર) ભાગી જવું હરામ અને સખ્ત ગુનાહનું કામ છે માટે આપ એવો વિચાર સુધ્ધાં દિલમાં લાવશો નહીં.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ-૨ પેજ નં. ૨૩૭-૨૩૮]

## ૧૪. ઘરના સભ્યોને ધણિયાણી ગમતી ન હોય તો તલાક આપી શકાય ?

**સવાલ** : એક છોકરાની શાદી થયેલ છે. બન્ને ધણી ધણિયાણી વચ્ચે કોઈ તકરાર નથી, પરંતુ ઘરમાં છોકરાની માં-બહેન, માંના ચાચા વગેરેને આ છોકરાની ધણિયાણી ગમતી નથી જેથી અવાર નવાર તકરાર કરતા હતા અને છોકરાને આ છોકરીને કાઢી મૂકવા માટે દબાણ કરતા હતા પરંતુ છોકરો છોકરી એક બીજાને ચાહતાં હતા અને આજે પણ ચાહે છે.

**જવાબ** : છોકરા (શોહર) અને છોકરી (બીવી)માં જ્યારે મુહબ્બત છે અને બન્નેનું દાંપત્ય જીવન સુખી છે તો માત્ર એટલા ખાતર કે છોકરાની માં-બહેન વિ. ને છોકરી ગમતી નથી. તલાક માટે ધણી ઉપર દબાણ કરવું દુરૂસ્ત નથી. હદીસ શરીફમાં છે કે જાઈઝ ચીઝોમાં સૌથી વધુ નાપસંદ

અલ્લાહના નજીક તલાક છે. એક હદીસમાં છે કે શયતાન પાણી ઉપર પોતાનું તખ્ત બિછાવી પોતાની ફોજને લોકોને બહેકાવવા માટે અને ફિત્નો—ફસાદ ફેલાવવા માટે રવાના કરે છે. આ શયતાની ફોજમાંથી જે સિપાહી ધણી ધણિયાણીમાં જુદાઈ કરાવે છે, શયતાન તેને શાબાશી આપે છે અને છાતીએ લગાડે છે કે તેં ઘણું જ સારૂં કામ કર્યું. [મુસ્લીમ શરીફ] અગર શકલ સૂરતમાં ખરાબી છે તો એને ન ગણકારતાં ઘર વેરાન ન કરે. દરેક વસ્તુનો અંજામ ખુદાને ખબર છે. શક્ય છે આ ઓરતમાં અલ્લાહ તઆલાએ તેઓ માટે ભલાઈ અને બરકત મૂકી હોય. અલ્લાહ તઆલા ફરમાવે છે : અગર તમો ઓરતોને નાપસંદ કરો, તો શક્ય છે કે કોઈ વસ્તુ તમે નાપસંદ કરો, પરંતુ અલ્લાહ તઆલાએ એમાં કોઈ મોટી ખૂબી અને ભલાઈ રાખી હોય [સૂરએ નિસાઅ]. આ વાતોને વિચારી તલાક માટે દબાણ કરનારાઓએ વિચારવું જોઈએ કે તેઓ સારૂં કામ નથી કરી રહયા, જેમાં અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની નારાઝગી છે અને શયતાનની ખુશનૂદી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. ખુલ્અ ન કરવું ઝુલ્મ છે ?

**સવાલ** : બે મીયાં બીબીનું ન બનતું હોય અને બીવી ખુલ્અ એટલે કે મહર—ઈદ્દત તેમ તે ઉપરાંત મીયાંને લગ્નનો ખર્ચ જે થયો હોય તે આપવા છતાં મીયાં (ખાવિંદ) તલાક ન આપે તો ઓરત શું કરે ? શું આમ કરવું જુલ્મ અને શરીઅતના વિરૂધ્ધ ગણાશે કે કેમ ?

**જવાબ** : ઈસ્લામી તાલીમની તાકીદ એ છે કે નિકાહનો સંબંધ જીવનભર માટે હોય એને તોડવા કે ખત્મ કરવાની કયારેય નવબત ન આવે. એટલા માટે જ એને તુટવાના જે કારણો હોઈ શકે છે, કુર્આન અને સુન્નતે તેને રસ્તામાંથી હટાવવાની પૂરી વ્યવસ્થા કરી છે. એટલા માટે જ અણ—બનાવની સૂરતમાં સૌપ્રથમ સમજાવટ પછી ધાક ધમકીની પણ સુચનાઓ આપી અને વાત વધી જાય તો કુટુંબના જ કેટલાક વડીલોને વચ્ચે નાંખી ગૂંચ ઉકેલવાની તાકીદ કરી. તે છતાં સુધારણા શક્ય ન બને તો તલાકની

ઈજાઝત પણ આપી અને ઓરત મહેર વિ. હકો માફ કરી તલાક મેળવે તેની પણ છૂટ આપી, પરંતુ આ બધું ત્યારે જ કે જ્યારે બન્નેમાં મેળમીલાપની કોઈ શકયતા જ ન રહી હોય, એટલા માટે જ વગર કારણે ખુલ્અની માંગણી કરનારી ઓરતોને મુનાફિક કહેવામાં આવી. [મિશ્કાત પેજ નં. ૨૮૪] માટે જો ઓરત વગર કારણે એવી માંગણી કરે તો ગુનેગાર ઠરશે અને જો શોહર માત્ર ઓરતને તંગ અને પરેશાન કરવા ખાતર જ રોકી રહ્યો છે હાલાંકે તે નિકાહના હકો અદા કરતો નથી તો તે ગુનેગાર ગણાશે.

## ૧૯. હલાલાની રીત.

**સવાલ** : મેં મારી ઓરતને ત્રણ તલાક આપી દીધી, પછી મારી ઓરતને એના મા–બાપ એના ઘરે લઈ ગયા, ત્યાં લગભગ ચારેક મહીના મારી ઓરત રહી, હવે મારે એને હલાલુ કરીને લાવવાનો વિચાર હતો, પરંતુ એના મા–બાપે કહયું કે અમો બીજા સાથે નિકાહ નહીં કરવા દઈએ, તમારે લઈ જવી હોય તો એમ જ લઈ જાઓ. ત્યાર પછી એક મહીનો ગુજરી ગયો પણ એના મા–બાપે બીજી જગ્યાએ નિકાહ કરવાથી ઈન્કાર કર્યો. હવે ઓરતને મારા સાથે આવવું હતું અને મારે એને જ લાવી હતી. પછી હું મજબૂર થઈને એમ જ લઈ આવ્યો, પછી હું તેના સાથે પતિ–પત્નિની જેમ રહેવા લાગ્યો. લગભગ છ મહીના થવા આવ્યા, પણ મને એહસાસ થયો કે આ ઘણું જ ગુનાહનું કામ છે, આનાથી ખુદા પણ નારાજ છે, તો હવે હું એને મારા સગા ભાઈ સાથે હલાલું કરાવવા માંગુ છું તો હવે એને ઈદ્દત ગુજારવી પડશે કે નહીં ? અને ગુજારવી પડશે તો કયાં ? પોતાના મા–બાપને ત્યાંતો ના જ કહે છે, પછી મારા ભાઈ સાથે હલાલુ કરવા પછી ઈદ્દત કયાં ગુજારે ? તે પણ જણાવશો.

**જવાબ** : ત્રણ તલાક આપવાથી ઓરત ધણી ઉપર હરામ થઈ જાય છે, ત્યાર પછી એની ઈદ્દત પુરી થતાં બીજા માણસ સાથે તે ઓરતના નિકાહ થાય અને તે એની સાથે સંભોગ કરી પછી એની વફાત થાય અથવા કોઈ કારણસર તલાક આપે અને તેની ઈદ્દત પુરી કરે ત્યાર પછી પહેલો ધણી

એની સાથે નિકાહ કરવા ચાહે તો ઓરતની રઝામંદીથી કરી શકે છે અને એનેજ શરીઅતની પરિભાષામાં હલાલા કહેવામાં આવે છે. [શામી : ભાગ-૨ પેજ નં. ૫૮૫] આપે હલાલા વગર એને પોતાના સાથે પત્ની જેમ રાખી ઘણો જ મોટો ગુનો કર્યો. વહેલામાં વહેલી તકે એનાથી અલગ થઈ પોતાના આ કૃત્ય ઉપર બન્ને ખરા દિલથી તવબા અને ઈસ્તિગફાર કરે. આપે તલાક જ્યારે આપી હતી ત્યારથી આજ સુધીમાં એની ઈદ્દત પુરી થઈ ચૂકી તો બીજા માણસ સાથે એ ઓરતના નિકાહ થઈ શકે છે. (દરમિયાનમાં વગર હલાલે જે સહવાસ રહયો તે *ઝિના* હોવાથી એ માટે કોઈ અલગ ઈદ્દત વાજીબ નથી.) બીજો માણસ તે ઓરતથી નિકાહ કરી તેની સાથે સંભોગ કર્યા પછી તેને તલાક આપે અને તે ઓરત ઈદ્દત ગુજારે (આ ઈદ્દત તે બીજા નિકાહ કરનાર અને તલાક દેનાર શોહરના ઘરમાં જ ગુજારવી જરૂરી છે. ઓરતના મા-બાપને ત્યાં નહીં) ત્યાર પછી આપ ફરીથી તે ઓરત સાથે નિકાહ કરી શકો છો. અલબત્ત એટલું યાદ રહે કે બીજા માણસ સાથે નિકાહ કરતી વેળા તેના સાથે કોઈ પૂર્વ શર્ત કરવામાં ન આવે. નહીં તો બન્ને ગુનેગાર ઠરશે. તે માણસ એવું વિચારે કે આ ઓરત સાથે નિકાહ કરવાથી આગળ જતાં એનું જીવન સુધરશે, નિકાહ કરે તો કાંઈ વાંધો નથી, બલકે એવી નિય્યત કરવાથી તે માણસ સવાબના લાયક ગણાશે. [શામી : ભાગ-૨ પેજ નં. ૫૮૭]

## ૧૭. શર્તી તલાકનો હુકમ.

**સવાલ** : મારા એક દોસ્તની શાદીના બે વરસ થયા છે, તેની પત્ની તેના શકમાં આવી ગઈ. મારા દોસ્તે ગુસ્સામાં આવી પોતાની પત્નીને કહ્યું કે જો તારો કોઈ ગેર મરદ જોડે ઝિનાનો સંબંધ હોય તો મારા તને ત્રણ તલાક છે. આવું કહેવાથી તલાક થઈ જશે કે પછી એ છોકરીએ એવું કામ કર્યું હશે તો થશે ?

**જવાબ** : શરઈ રૂએ શર્તી તલાક આપવું પણ દુરૂસ્ત છે. કોઈ વ્યક્તિ પોતાની પત્નીની તલાક કોઈ શર્ત ઉપર અવલંબિત કરે, તો અગર તે શર્ત અસ્તિત્વમાં આવે તો તેના ઉપર અવલંબિત તલાક પડી જાય છે. પૂછેલી

સૂરતમાં આપના દોસ્તે પોતાની પત્નીને કહેલાં શબ્દો આ મુજબ છે. "જો તારો કોઈ ગેર મરદ જોડે ઝિનાનો સંબંધ હોય તો મારા તને ત્રણ તલાક છે" જેનો મતલબ એ થાય છે કે પતિ જે સમયે પત્નીને આ શબ્દો કહી રહ્યો છે તે જમાનામાં (સમયગાળામાં) પત્નીના કોઈ પરાયા મર્દ સાથે ઝિનાના સંબંધ હશે તો તેણીને ત્રણ તલાક પડી જાય છે અને તે પત્ની પોતાના પતિના માટે હરામ થઈ જાય છે. શરઈ હલાલા વગર ફરીવાર તેણી સાથે નિકાહ પણ દુરૂસ્ત નથી.

## ૧૮. વગર નિકાહે બીજા પુરૂષ સાથે રહેનાર સ્ત્રી માટે શરઈ હુકમ.

**સવાલ** : આજથી આશરે ૨૪ વરસ અગાઉ બાનુબીબીના લગ્ન રાજકોટ મુકામે થયેલા. ત્યાર બાદ પતિના ગૃહકંકાસના કારણે માણસ ઘણોજ દારૂ જુગાર રમતો તથા દારૂ પીને ઘણું જ મારતો, જેથી કંટાળી જઈને ત્યાંથી પોતાના ઘર ભરૂચ આવી રહી હતી. લગભગ લગ્નના પાંચેક મહિના પછી ઘરે આવી હતી. ત્યાર બાદ પેલો માણસ લેવા આવેલ નંથી કે રાજકોટ ગયેલ નથી. પછી લગ્નના ફળ સ્વરૂપે પહેલાં છોકરાનો જન્મ થયો હતો તે દરમિયાન પણ પેલો માણસ લેવા માટે કે જોવા માટે પણ આવેલો નથી. તેથી ત્યાર બાદ ૨ વર્ષ પછી મોરબી કોર્ટમાં કેસ દાખલ કરેલો. તેમાં ન્યાયાધીશે ચુકાદો આપેલ કે તમે ગામના રીત રિવાજ પ્રમાણે છૂટાછેડા કરી નાંખો અને તમે તમારૂં જીવન ગુજારવા માટે સાથી શોધી લો. ત્યાર બાદ છૂટાછેડાના માટે જામનગર મુકામે બોલાવેલ અને તે આવેલો છતાં કોઈ પણ જાતના ન્યાય વગર પેલો માણસ જતો રહેલો. ચુકાદો આવેલ નહીં. આ માણસ કોઈ પણ રીતે સમજતો નથી તેથી આજ દિન સુધી આ કામ બાકી રહી ગયેલ છે. ત્યાર બાદ આજથી ૨૨ વરસ અગાઉ બાનુબીબી પોતાના આગલા ઘરના છોકરાને સાથે લઈને (વાંકાનેર) બાપુ સાથે જીવન ગુજારે છે. આ દરમિયાન પણ આ માણસ વાંકાનેર આવેલ નથી. આ દરમિયાન ૨૨ વરસની અંદર બાપુના ત્રણ છોકરી અને બે છોકરા થયેલ જે આજે બધા

પરણવા લાયક થઈ ગયેલ છે. બાનુબીબીને પતિ સિવાય બીજો કોઈ સહારો નથી. મા-બાપ પણ નથી, કોઈ સગાઓનો પણ સહારો નથી. આગલા ઘરનો છોકરો આજ દિન સુધી મારી પાસે છે જેનો ખર્ચ પણ આજ દિન સુધી આપેલ નથી. આવી ગંભીર બાબત હોય હવે પછી અમારે તથા છોકરાઓનું શું કરવું ? વિગતવાર જણાવશો તો આભાર થશે. છોકરાઓના લગ્ન દરમિયાન કંઈક વિક્ષેપ પડે તેથી આ બાબતમાં વિચાર કરશો.

**જવાબ** : જ્યારે બાનુબીબીના નિકાહ થઈ ચુકેલા હતા એના પતિએ એને તલાક આપી પોતાના નિકાહથી અલગ કરી નથી તો તેની સાથે બીજા માણસના નિકાહ થઈ શકતા નથી. કુર્આન મજીદના પાંચમાં પારામાં છે : "વલ મુહસનાતુ મિનન્નીસાઈ" (અર્થાત્) : "શોહરવાળી ઓરતો પણ હરામ કરવામાં આવી." માટે જયાં સુધી કોઈ ઓરત કોઈ પુરૂષના નિકાહમાં હોય બીજો પુરુષ એની સાથે નિકાહ નથી કરી શકતો. [મઆરિફૂલ કુર્આન : ભાગ-૨ પેજ નં. ૩૬૨] આ મસ્અલાનું ઈસ્લામમાં એટલું બધુ મહત્ત્વ છે કે ફકત એટલું જ નહીં કે કોઈના નિકાહમાં હોવા છતાં બીજા નિકાહને હરામ ઠેરવ્યો, બલકે કોઈ ઓરતનો ધણી એને તલાક આપી દે અથવા ગુજરી જાય તો જયાં સુધી એની ઈદ્દત પૂરી ન થાય ત્યાં સુધી બીજા માણસથી તે ઓરત સાથે નિકાહ થઈ શકતા નથી. [મઆરિફૂલ કુર્આન : ભાગ-૨ પેજ નં. ૧૬૪] અને પૂછેલી સૂરતમાં તો બીજો માણસ વગર નિકાહે તેની સાથે જીવન ગુજારી રહ્યો છે એ બીજો ગુનો લેખાશે. એ હાલતમાં જે અવલાદ પૈદા થઈ એમનું નસબ બીજા પુરૂષથી નહીં બલકે પહેલાં ધણીથી જ (જેના નિકાહમાં હાલ તે ઓરત છે) ગણાશે, શરીઅતનો કાયદો : "અલ વલદુ લિલ્ફિરાશી વલિલ્આહિરી અલ હજર" કિંવા "બાળક તે માણસનું કહેવાશે જેના નિકાહમાં ઓરત છે અને ઝીનાકારના માટે પથ્થર (ની સઝા) છે." હાલમાં ઓરત જે બાપુ સાથે જીવન ગુજારી રહી છે એ બન્ને સખ્ત ગુનેગાર અને હરામકારીમાં સપડાયેલાં છે. બન્નેને જોઈએ કે તુરંત જ એક બીજાથી અલગ થઈ જાય અને પોતાના ગુનાહથી અલ્લાહના હુઝૂરમાં સાચા દિલથી તવબહ કરે. હજુ સુધી એ ઓરત પહેલાં પુરૂષના નિકાહમાં જ છે, એટલે તે જયાં

સુધી તલાક આપી છૂટી કરી, તેની ઈદ્દત ગુજરી ન જાય ત્યાં સુધી બીજા સાથે એ ઓરત નિકાહ નથી કરી શકતી. પહેલો પુરૂષ એના હકો અદા નથી કરતો તો સારા અને વગવાળા માણસોને વચ્ચે નાખી એ માણસથી તલાક મેળવી લેવામાં આવે અને એ માટે તે તૈયાર ન હોય તો તેને પૈસા આપી તલાક મેળવી લે અને એ માટે પણ રાજી નથી તો પંચાયત (જેમાં આવા મસાઈલનો જાણકાર એક આલિમ પણ હોવો જરૂરી છે) તેની સામે એ ઓરત પોતાનો કેસ રજૂ કરે અને તે પંચાયત બન્નેની વાત સાંભળી જો બન્નેને અલગ કરવાનું યોગ્ય સમજે તો એમના નિકાહ ખતમ કરી આપે. ત્યાર બાદ ઈદ્દત ગુજાર્યા પછી જ એ ઓરત બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકે છે.

# (૧૦) ઈદ્દત

## ૧. વિધવા અને મુતલ્લકાની ઈદ્દતની મુદ્દત.

**સવાલ :** મુતલ્લકા ઓરત તેમ બેવા થયેલ ઓરતની ઈદ્દતનો ગાળો તેમજ ટર્મ તથા કન્ડીશન (નિતી નિયમો) સરખા છે?

**જવાબ :** અગર ઓરત હામેલા હોય તો તેની ઈદ્દત (ચાહે તલાકની હોય અથવા વફાતની) બચ્ચું પૈદા થવા સુધીની છે અને જો હામેલા ન હોય તો બેવા (વફાત)ની ઈદ્દત ચાર મહીના અને દસ દિવસ છે અને તલાકની ઈદ્દત અગર હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ અને જો હૈઝ ન આવતું હોય તો ત્રણ મહીના છે.

## ૨. ત્રણ તલાકવાળી ઓરત ઈદ્દત શોહરના ઘરે ગુઝારશે.

**સવાલ :** મારી ઓરત એના ગામ એટલે કે એના મા-બાપને ત્યાં જવા રાજી નથી તો મારે શું કરવું અને એની ઈદ્દત કયાં ગુજારવી જોઈએ? મારા ઘરમાં મારા મા-બાપ, બહેન બધા જ રહે છે તો મારા ઘરમાં ઈદ્દત

ગુજારી શકે છે કે નહીં તે લખશો.

**જવાબ :** તલાકની ઈદ્દત જે ઘરમાં તલાક પહેલાં રહેતી હતી ત્યાં જ ગુજારવી જરૂરી છે, પરંતુ તલાક આપનાર મર્દ અને તે ઓરતના દરમિયાન પરદો કરાવવો અને બન્ને એક બીજાને મળી ન શકે એવી સૂરત ઈખ્તિયાર કરવી જરૂરી છે અને જો તે ઘર એટલું નાનું હોય કે તેમાં પરદો થઈ શકે એમ નથી અથવા મર્દને ઓરત સાથે ગુનાહમાં સપડાઈ જાય એવો ભય છે તો પછી મર્દ માટે તે ઘરમાંથી નીકળી જવું બેહતર છે.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ–૨ પેજ નં. ૬૨૧]

ફકત ખુદા તઆલા વધુ જાણનાર છે.

## ૩. ત્રણ તલાક પછીના થોડા મસાઈલ.

**સવાલ :** અમારા ગામે એક માણસે પોતાની ઓરતને ત્રણ તલાક બધા ભાઈઓની વચમાં આપી દીધી. ત્યાર બાદ ગામના જમાતી ભાઈઓએ છોકરીના મા–બાપને ખબર આપી તો ત્યાંથી તેમના ઘરના માણસો આવી છોકરીને લઈ ગયા. ત્યાર બાદ છોકરીના મા–બાપે ગામની જમાત ઉપર કાગળ લખ્યો કે અમોને છોકરીનો હિસાબ જાઈએ છે. શરીઅત મુજબ તો અમારી ગામની જમાતે તેમને બોલાવી છોકરીના તલાકના અને ઈદ્દતના પૈસા ચૂકતે આપી દીધા. ત્યાર બાદ અમારે નીચે મુજબના સવાલો છે જેનો શરીઅત મુજબ ખુલાસો આપવા મહેરબાની.

(૧) આ છોકરી ઈદ્દતના ત્રણ મહીના કોના ઘરે ગુજારે ?

(૨) જો છોકરી ખાવિંદના ઘરમાં જ ગુજારે તો શરીઅત મુજબ ગુનો કે જાઈઝ છે તેનો ખુલાસો.

(૩) જો છોકરી ખાવિંદના ઘરમાં જ ગુજારે તો કેવી હાલતમાં ગુજારે જેનો વિગતવાર ખુલાસો.

(૪) છોકરીના હાથે પકાવેલું ખાવિંદને ખાવું જાઈઝ છે કે નહીં જેનો ખુલાસો.

(૫) ઘરમાં ખાવિંદ અને ઓરત બે જણાં જ રહે છે તો શરીઅતનું શું

કહેવું છે એ ગુનેગાર છે કે કેમ ?

**જવાબ** : (૧) જે ઓરતને હૈઝ આવતું હોય, તેની ઈદ્દત (તલાકમાં) ત્રણ હૈઝ પૂરા થવા સુધી છે ચાહે ત્રણ હૈઝ ત્રણ મહીનામાં પુરા થાય અથવા એનાથી ઓછી કે વત્તી મુદ્દતમાં. તલાક વેળા ઓરત ખાવિંદ સાથે ઘરમાં રહેતી હતી તે જ ઘરમાં ઈદ્દત ગુજારવી વાજીબ છે. [શામી : ભાગ-૨ પેજ નં. ૬૭૪] કોઈ શરઈ ઉઝર વગર બીજા ઘરમાં ઈદ્દત ગુજારશે તો ગુનેગાર ઠરશે.

[શામી : ભાગ-૨ પેજ નં. ૬૭૪]

(૨) ખાવિંદના ઘરમાં જ ગુજારવી જરૂરી છે.

(૩) ત્રણ તલાક આપી દેવાથી ઓરત પરાઈ બની જાય છે. એટલે જરૂરી છે કે ઈદ્દત દરમિયાન જ્યારે ઓરત ધણીના ઘરમાં રહે ત્યારે બન્નેના વચ્ચે આડ ઉભી કરી દેવામાં આવે જેથી પરાઈ ઓરત સાથે એકાંતના ગુનાહોથી બચેલો રહે અને ઘર જો એટલું સાંકડું છે કે તેમાં આડ ઉભી કરવી શક્ય નથી અથવા શોહર ફાસીક છે તો શોહરને જોઈએ કે એટલી મુદ્દત પોતે તે ઘરમાં ન રહે. [દુર્રે મુખ્તાર શામી : ભાગ-૩ પેજ નં. ૬૭૫]

(૪) ખાઈ શકે છે માત્ર શરત એટલી જ કે એમાં ફિત્નાનો ભય ન હોય.

(૫) જવાબ ત્રણમાં આનો જવાબ આવી ગયો. બંને એકલાં હોવાની સૂરતમાં અગર મોટી ઉંમરની કુટુંબની જ કોઈ બાઈને (જો તે રાજી હોય તો) ઈદ્દત પુરી થતાં સુધી રાખવામાં આવે તો બેહતર છે.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ-૩ પેજ નં. ૬૭૫]

## ૪. ઈદ્દતમાં દરેક જાતનો શૃંગાર છોડી દે.

**સવાલ** : જે ઓરતને એના ખાવિંદે તલાક આપેલ હોય અથવા જે ઓરત વિધવા (બેવા) થયેલ હોય તેવી ઓરત નાકમાં ઘરેણું (કાંટો-ફૂલી) ન પહેરી શકે તેમ શૃંગાર તેમજ બીજી શાદીસુદા ઓરતની જેમ સારા વસ્ત્રો તેમજ શૃંગાર કરી શકે કે કેમ ?

**જવાબ** : જે ઓરત વફાતની ઈદ્દતમાં હોય અથવા તલાકે બાઈનની

ઈદ્દત ગુજારી રહેલ હોય એવી ઓરત માટે જરૂરી છે કે ઈદ્દતની મુદતમાં દરેક જાતનો શૃંગાર છોડી દે જેમાં ઘરેણું, રેશમી કાપડ, સુગંધી તેલ, સુરમો, મેંહદી વગેરેનો સમાવેશ થાય છે. [શામી : ભાગ-૨ પેજ નં. ૬૭૦] ઈદ્દત ગુજરી ગયા પછી કાંઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ઈદ્દતની ગણતરી કયાર થી કરવી ?

**સવાલ :** ઓરતની ઈદ્દત કયારથી ગણાશે ?

**જવાબ :** જ્યારથી તલાક પડી ત્યારથી ઈદ્દત શરૂ થઈ ગઈ. પૂછેલી સૂરતમાં જ્યારે ધણીએ કાગળ પર તલાક લખી ત્યારથી ઈદ્દત શરૂ થયેલી ગણાશે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૨ પેજ નં. ૬૫૦]

# (૧૧) નફકો
# કિંવા ભરણ-પોષણ

### ૧. ભરણ-પોષણ અને મહેરની રકમ ઓરત ન સ્વીકારે તો શું કરવું ?

**સવાલ :** એક માણસની શાદી છોકરીવાળાઓ તરફથી સખ્ત દબાણના કારણે આજથી ૬ વર્ષ પહેલાં કરી પછી બીજી વાર શાદી કરી એ છોકરો ફોરેન ચાલ્યો ગયો. ત્યાર પછી બીજી વાર શાદી થયેલ ઓરતના ઉપર હેસીયત પ્રમાણે ખર્ચ મોકલતો રહ્યો. એ માણસને એ ઓરતની ગલત ચાલ ચલગતની જાણ થતાં બીજી ઓરતનું તલાક નામું અને મહેર, ઈદ્દતના પૈસા મોકલાવ્યા. તલાક શુદહ ઓરત પાછલાં ૬ વર્ષની ખાધા ખોરાકી માંગે છે તો શું પાછલાં વર્ષની ખાધા ખોરાકી લેવું દુરૂસ્ત છે અને મર્દને આપવું શરીઅતમાં જરૂરી છે ? ખુલાસા વાર જવાબ આપશો. ઓરત મહેર, ઈદ્દતના પૈસા ન લે તો મુસ્લિમ જમાત એ પૈસાનું શું કરે ? જ્યારે એ પૈસા અને તલાકનામું

મુસ્લિમ જમાત પર પોસ્ટ મારફતે આવેલું છે.

**જવાબ** : અગર તે માણસે બીજી શાદી થયેલ ઓરતને ખાધા ખોરાકી રૂપે દર મહીને એક ચોક્કસ રકમ આપવા માટે પહેલાંથી કબૂલ્યું હતું અને ત્યાર પછી એક મુદત સુધી તે નક્કી થયેલ રકમ ખાધા ખોરાકી રૂપે ચૂકવી નહીં તો હવે મુદત ગુજરી ગયા પછી પણ ઓરત તે રકમની હકદાર છે અને જો પહેલાંથી એવી વાત–ચીત અથવા કરાર થયો ન હતો અને તે માણસે દર મહીને કોઈ ચોક્કસ રકમ આપવા માટે કબૂલ્યું ન હતું તો હવે પાછળથી ઓરત ખાધા ખોરાકીની રકમની માંગણી કરી શકતી નથી. [શામી : ભાગ–૨ પેજ નં. ૭૧૫] મહેર અને ઈદ્દતના ખર્ચની રકમ જે જમાઅત ઉપર આવેલી છે તેને જમાઅત તે ઓરતના સામે મૂકીને એવું કહી દે કે આ તારી મહેર અને ઈદ્દતના ખર્ચની રકમ છે એને લઈ લે આટલું કરવાથી જમાઅતની જવાબદારી પૂરી થઈ ગઈ. હવે જો ત્યાર પછી પણ તે ઓરત એ રકમને ત્યાંથી નહીં ઉઠાવે અને તે રકમ વેડફાય જશે તો તે ઓરતની રકમ ગયેલી કહેવાશે. અલબત્ત જમાઅતને જોઈએ કે તે ટાંણે ગવાહો હાજર રાખે જેથી પાછળ જતાં તે ઓરત ઈન્કાર ન કરી શકે.

[શામી ભાગ–૪ પેજ નં. ૪૭–૪૮]

## ૨. ઓરતના ભરણ પોષણનો હક ધણીના શિરે કયાં સુધી ?

**સવાલ** : શરીઅતની રૂએ ભરણ પોષણનો હક ધણીના શિરે કયાં સુધી રહેશે ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં ઈદ્દત પૂરી થતાં સુધી ધણી ઉપર ભરણ પોષણ વાજિબ છે. ઈદ્દત પૂરી થયા પછી ભરણ પોષણની જવાબદારી ધણી ઉપર રેહતી નથી. [શામી, દુર્રે મુખ્તાર]

## ૩. ઓરત વગર કારણે પિયર જતી રહે તો તેને ખોરાકી મળશે ?

**સવાલ** : મારી ઓરત મારા નીકાહમાં છે, પરંતુ બે વર્ષથી કોઈ કારણ

વગર તેના બાપને ત્યાં રહે છે. ઝગડો કોઈ જાતનો નથી. હું તેને મારા નીકાહમાં હોવાથી લાવવા માંગુ છું. તે ના પાડે છે. હમણાં ચાર માસથી કોર્ટ કેસ કર્યો છે અને ખોરાકીનો દાવો કર્યો છે. રૂા.૧૫,૦૦૦/– (રૂપિયા પંદર હજાર) માંગે છે. જજ સાહેબ કહે છે ખોરાકી આપવી પડશે. હું ઓરતને લાવવા માંગુ છું તે ના પાડે છે. માટે મારે શું કરવું ? શરીઅત મુજબ માર્ગદર્શન આપવા મહેરબાની કરશો.

**જવાબ :** ઓરત પોતાના ધણીની રજા વગર એના ઘરેથી ચાલી જાય અને પછી ન આવે તો તે સમય–ગાળાની ખોરાકી લેવાની હક્કદાર નથી, શરત માત્ર એટલીજ છે કે તેનું આ ચાલ્યા જવું નાહક હોય.

[કિફાયતુલ–મુફતી ૫/૨૩૧]

## ૪. ઈદ્દત પુરી થયા પછી ઓરતનું કોર્ટ મારફત નિભાવ ખર્ચ માંગવું.

**સવાલ :** સલામ બાદ ગુજારીશ કે મુસ્લિમ સમાજમાં ઘણાં અંશે કંઈક વિશિષ્ટ પ્રકારની વિશેષતાઓ જોવા મળે છે. જે કુર્આન અને હદીસની રોશનીમાં સાબિત હોય તેમ જણાતું નથી. હું આપ હઝરાતને મારી મુંઝવણો દર્શાવી રહ્યો છું. જે કુર્આન અને હદીસની રોશનીમાં વિગતવાર જણાવવા દરગુજર કરશો.

સમાજની છોકરીની શાદી થયા પછી કૌટુંબિક કારણોસર થોડો વિવાદ ઉભો થયો છે. ત્યારે છોકરી પક્ષ તરફથી તલાકની માંગણી કરવામાં આવે છે. જ્યારે તલાક થયા પછી તેમને મહેર તેમજ ઈદ્દતના નાણાં પંચ કમીટી મારફતે છોકરા પક્ષ તરફથી ચૂકવી આપવામાં આવે છે. હવે છોકરી કોઈ પણ પ્રકારની શરીઅતની રૂએ હક્કદાર મારી જાણ મુજબ રહેતી નથી. છતાં એક યા બીજા કારણોસર કોર્ટમાં પોતાના નિભાવ ખર્ચ માટે લાખો રૂપિયાની માંગણી કરે છે. આવા કેસ ખાસ કરીને સમાજના વકીલો મૂકતા હોય છે. તેમજ તેઓ સમાજની કમીટીના ટ્રસ્ટી મંડળના સભ્ય કે પ્રમુખ તરીકે હોદ્દા ઉપર કાર્યરત હોય તેમજ છોકરી પક્ષ તરફથી સમાજના પ્રમુખ

કોર્ટ કેસ પાછો ખેંચી લેવા માટે પક્ષકારો વચ્ચે સમાધાન કરાવવા માટે અમુક રૂપિયાની માંગણી કરી રૂપિયા અપાવવામાં મદદ કરે છે. છોકરા પક્ષ તરફથી ૩૦, ૪૦ કે ૫૦ હજાર રૂપિયામાં નિકાલ કરાવવામાં આવે છે. તો ઉપરોકત બાબતો ધ્યાનમાં લઈ શરીઅતની રોશનીમાં પ્રત્યુત્તર પાઠવવા નમ્ર ગુઝારીશ છે.

છોકરીએ નિકાલ મારફતે મેળવેલા રૂપિયા હલાલ કે હરામ અને દુનિયા અને આખિરતમાં અલ્લાહ તરફથી શું સજા અને જઝા છે ?

સમાજના વકીલ જે આવા કેસ રજૂ કરી આપવામાં મદદ કરે છે. તે સમાજના ટ્રસ્ટી મંડળના સભ્ય / કમીટીના પ્રમુખ હોય તો આવું કરવા અને કરાવવા માટે દુનિયા અને આખિરતમાં શું સજા અને જઝા છે ? અને આવા માણસ સમાજના હોદ્દા ભોગવી શકે કે કેમ ? અને ભોગવી રહેલ હોય તો તેમને સમાજ ચલાવી લે કે કેમ ? સમાજે આવી પરિસ્થિતિમાં શું પગલા લેવા જોઈએ તેની વિગતો જણાવશો.

**જવાબ** : નિકાહ પછી જે ઓરત સાથે પતિએ સંભોગ કર્યા પછી અથવા "ખલવતે સહીહા" (એક ખાસ પ્રકારનું એકાંત) પછી તલાક આપી હોય તો એવી ઓરત માટે ઈદ્દત ગુઝારવી જરૂરી છે. અગર તેણીને હૈઝ (માસીક) આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ હૈઝ પૂરા થતા સુધીની છે અને જો મોટી ઉંમર હોવાને લઈ હૈઝ ન આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ માસ પૂરા થતા સુધીની છે અને જો તેણીને હમલ હોય તો તેની ઈદ્દત બચ્ચું પૈદા થવા સુધીની છે. આ ત્રણે પ્રકારની ઓરતોને ઈદ્દતના સમયગાળાનો ખર્ચ કિંવા ભરણ પોષણ પતિ તરફથી મળશે. કુર્આન અને હદીસથી એ જ સાબિત થાય છે કે તલાકવાળી જે ઓરતો ઉપર ઈદ્દત લાગુ પડે છે તેણીઓ ફકત ઈદ્દતના સમયગાળાનો ખર્ચ કિંવા ભરણ પોષણ મેળવવાની હક્કદાર છે. ઈદ્દત પછી હક્કદાર નથી. હિદાયામાં છે કે જ્યારે માણસ પોતાની પત્નિને તલાક આપી દે તો તેણીને ઈદ્દતના ઝમાનાનો ખર્ચ કિંવા ભરણ પોષણ મળશે. [હિદાયા : ભાગ-૨ પેજ નં. ૪૨૩] એ જ પ્રમાણે ફિકહની અન્ય કિતાબોમાં પણ સ્પષ્ટ રૂપે જણાવી દેવામાં આવ્યું છે કે તલાક પામેલી ઓરત ઈદ્દતના

ઝમાનાનો ખર્ચ પ્રાપ્ત કરવાની હક્કદાર છે. ઈદ્દત પૂરી થઈ જતાં જ તેણીનો કોઈ પ્રકારનો સંબંધ પતિ સાથે રહેતો નથી. સંપૂર્ણ પરાઈ ઓરત બની જાય છે. બીજા મર્દથી નિકાહ કરી શકે છે. માટે તેના ખર્ચનો જવાબદાર તલાક આપનાર ધણી રહ્યો નથી. તે પોતાની રાજીખુશીથી કાંઈ આપે તો તેની મનાઈ નથી. પરંતુ તેની મરજી વિરૂદ્ધ જબરદસ્તી તેની પાસેથી ભરણ પોષણ મેળવવું અને જો તે ન આપે તો તેને સજાના લાયક ઠેરવવું, જુલ્મ અને ઝયાદતી છે. તલાક પામેલ ઓરતનું કોર્ટ મારફત ઈદ્દત પૂરી થઈ ગયા પછી પણ નિભાવ ખર્ચ માંગવું શરઈ રૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી. સખ્ત ગુનાહિત કૃત્ય છે અને જે મુસલમાન આવા નાજાઈઝ કૃત્યમાં તેણીને સાથ સહકાર આપે તે પણ ગુનેગાર છે. મુસ્લિમ વકીલે આ પ્રકારનો કેસ લડવો પણ જાઈઝ નથી. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે જેનો ભાવાર્થ છે : "ગુનાહ અને નાફરમાનીના કામમાં સહકાર ન આપો." એ પ્રકારનો કેસ લડી જે આવક મેળવી છે તે પણ હલાલ નથી અને આવા કેસો કરી તલાક આપનાર ધણી ઉપર દબાણ લાવી સમાધાનના નામે જે રકમ વસૂલ કરવામાં આવે છે, હાલાંકે ધણી તે રકમ આપવા માટે દિલથી રાઝી નથી, માત્ર કેસના દબાણને લઈ આપી રહ્યો છે, તો આવી રકમ પણ હલાલ નથી. હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "કોઈ માણસનો માલ તેની દિલી રઝામંદી વગર લેવું હલાલ નથી." [મિશ્કાત] માટે ઓરત માટે પણ એ રકમ જાઈઝ ઠરતી નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૨) હુરમતે મુસાહરત

**૧. સ્પર્શ શહવત સાથે હોય તો હુરમતે મુસાહરત સાબિત થઈ જશે.**

**સવાલ :** એક ભાઈની ઓરત હામિલા હતી. તે અરસામાં તેની સાસુ

મળવા આવ્યા. રાત્રે શહવતની સાથે સાસુના પગમાં એ ભાઈના પગનું તળિયું સ્પર્શ થઈ ગયું. ત્યાર બાદ એ ઓરતને બાળક પેદા થયું અને તે બાળક બાદ બીજું બાળક પણ થયું. પછી મસ્અલો પુછવામાં આવ્યો. શું આ બન્ને બાળકો હરામના ગણાય?

**જવાબ** : અગર સ્પર્શ વખતે દરમ્યાનમાં કોઈ આડ (કપડું વિ.) ન હતી અથવા આડ હતી, પરંતુ તે એટલી પાતળી અને હલકી હતી કે તે આડ છતાં એકબીજાના બદનની ગરમીનો એહસાસ થયો હતો અને તે શહવત ઠંડી પડવા પહેલાં ઈન્ઝાલ ન થયું હતું તો 'હુરમતે મુસાહરત' સાબિત થઈ ગઈ. કિંવા તેની ઓરત તેના ઉપર હરામ થઈ ગઈ અને તેની સાથેનો નિકાહ ફાસિદ થઈ ગયો. પરંતુ જ્યાં સુધી તે ધણી 'મુતારકતે કવલી' નહીં કરે ત્યાં સુધી તે ઓરત બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકતી નથી. 'મુતારકતે કવલી'નો મતલબ એ છે કે ધણી ઓરતને કહી આપે કે : "મેં તને છોડી આપી" અથવા "મેં તારો રસ્તો ખૂલ્લો કરી આપ્યો" અથવા એવું કહે કે 'મેં તને તલાક આપી દીધી'. [હુરમતે મુસાહરત : ૧૭, ૧૮, ૬૮]

હવે રહ્યો બન્ને બાળકોનો પ્રશ્ન, તો પહેલું બાળક તો હલાલ અને સાબિતુન્નસબ છેજ, કારણ કે તે 'હુરમતે મુસાહરત' ના હુકમ માંગવા પહેલાં ગર્ભ ધારણ કરી ચૂકયું હતું અને ત્યાર પછીનું બાળક પણ સાબિતુન્નસબ ગણાશે. [શામી : ૨/૬૫૯] પરંતુ તે માણસ ઉપર જરૂરી છે કે તે ઓરતને છોડી આપે, નહીં તો સખત ગુનેગાર ઠરશે.

## ૨. શોહર ઓરતની માં (સાસુ) માટે હંમેશા હંમેશ હરામ છે.

**સવાલ** : હું એક ૪૨ વર્ષની વિધવા ખાતુન છું. મારો ખાવિંદ પાંચ વર્ષ પહેલાં ગુજરી ગયો. મારી દેખભાલ અને મારૂં ગુજરાન ચલાવવા માટે મેં મારા જમાઈને ઘરે મારા ઘર જમાઈ તરીકે રહેવા બોલાવ્યો. મારા જમાઈનો પોતાનો બિઝનેસ છે અને અમારા ત્રણેનું ગુજરાન સારી રીતે ચાલી રહ્યું છે. મારી દીકરીને ૪ વર્ષની બેબી છે. તે બેબી મારી જોડે એટલી હળીમળી ગઈ

છે કે તે મારા વગર એક પળ પણ અલગ રહેતી નથી. થોડા દિવસ પહેલાં મારી દીકરીનું સુવાવડમાં અચાનક મોત થઈ ગયું. તેને અવતરેલો પૂત્ર પણ સાથે મરી ગયો. હવે હું મારી નવાસીની દેખરેખ રાખું છું. મારો જમાઈ પોતાની નાની બેટી માટે બીજા લગ્ન (શાદી) કરવા માટે તૈયાર થઈ ગયો છે. જો તે બીજી કોઈ સ્ત્રી સાથે શાદી કરશે તો શું તે મારી અને મારી નવાસીની બરાબર દેખભાલ કરશે ? પણ મને નથી લાગતું કે તે સ્ત્રી અમારી સારી રીતે દેખભાલ કરે આ વિચારથી હું ખૂબ જ પરેશાન છું. એટલે હું વિચારૂ છું કે મારા જમાઈની જોડે હુંજ શાદી કરી લઉં. તો આ વાત શક્ય છે ? હું પોતે પણ શરીરે ખૂબ જ સુંદર અને જવાન દેખાવું છું. મારો જમાઈ ૩૦ વર્ષનો છે. તો આપણાં ઈસ્લામ શરીઅતમાં આ બાબત શક્ય છે? શરીઅતમાં આ નિકાહ યોગ્ય છે કે નહીં ?

**જવાબ :** ઈસ્લામમાં નિકાહ બાબત વિગતવાર સમજૂતિ અને હુકમો બતાવવામાં આવ્યા છે તે હુકમોમાંથી એક એ પણ છે, મરદ જે ઓરત સાથે નિકાહ કરવા ચાહે છે તે ઓરત તેના માટે હલાલ હોય, એવી ઓરત ન હોય જેના સાથે નિકાહ હરામ ઠેરવવામાં આવ્યા છે. જે ઓરતો સાથે નિકાહ હરામ છે તેવી ઓરતોને મહરમ કહેવામાં આવે છે. કઈ કઈ ઓરતો સાથે નિકાહ હરામ ઠેરવવામાં આવ્યા છે તેની વિગત કુર્આન તેમજ હદીસમાં વર્ણવવામાં આવી છે. એમાંની કેટલીક ઓરતોનું વર્ણન કુર્આનના ચોથા સીપારાના છેલ્લા રૂકૂઅમાં આવ્યું છે, તેમાં પત્નિઓની માંઓનો પણ સમાવેશ થાય છે. અલ્લાહ ફરમાવે છે : (તમારા ઉપર હરામ કરવામાં આવી) તમારી પત્નીઓની માંઓ [સૂરએ નિસાઅ, આયત નંબર-૨૩] કોઈ મરદ અગર કોઈ સ્ત્રીથી નિકાહ કરે તો તેની સાથે નિકાહ કરતા વેંત તેની માં તે મરદ માટે હરામ થઈ ગઈ. [મઆરિફુલ કુર્આન : ભાગ-૨ પેજ નં. ૩૬૧]

આપના જમાઈના નિકાહ જે ઘડીએ આપની દીકરી સાથે થયા ત્યારથી જ આપ તેના માટે હરામ થઈ ચુકયા છો. આપના સાથે તેના નિકાહ કોઈ કાળે દુરૂષ્ત નથી. અગર નિકાહ કરશો તો પણ તે નિકાહ સહીહ નથી. બલકે આપના લખવા મુજબ આપ જ્યારે જવાન અને શરીરે સુંદર દેખાવો

છો, તો આપનું પોતાના એ જમાઈ સાથે એક જ મકાનમાં રહેવું પણ જાઈઝ નથી, બન્ને માટે જરૂરી છે કે અલગ મકાનોમાં રહો, ફિત્નાનો ભય હોવાને લઈ આપના માટે એનાથી પરદો રાખવો જરૂરી અને વાજીબ છે.

[દુર્રે મુખ્તાર શામી ભાગ-૫ પેજ નં. ૨૬૦]

આપના દિલમાં એની સાથે શાદી કરી લેવાના વિચારનું આવવું અને તે ઉપર અમલ કરવાની શક્યતાઓ તપાસવું ફિત્નાના ભયની સ્પષ્ટ નિશાનીઓ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૩) કસમ

## ૧. કુર્આન પર હાથ મુકી કસમ ખાવું કેવું છે ?

**સવાલ :** અગર કુર્આન શરીફ પડી જાય તો એના માટે શું કરવું જોઈએ ? કોઈ પણ માણસ મર્દ હોય અથવા ઓરત કુર્આન શરીફ હાથમાં પકડીને સાચી અથવા જૂઠી કસમ ખાય અને દરગાહ પર જઈને પોતાના નાના છોકરા અથવા છોકરીના માથા ઉપર હાથ મૂકીને કસમ ખાય એ કેવું છે ? એના બારામાં ઉલમાએ દીનની શું રાય છે ?

**જવાબ :** ગયર ઈખ્તીયારી રીતે ભૂલથી કુર્આન હાથમાંથી પડી જાય તો એનાથી કોઈ ગુનો લાઝીમ આવતો નથી. કસમ ખાતી વખતે કુર્આન હાથમાં પકડવું સાબીત નથી. જેથી એવું ન કરવું જોઈએ અને જૂઠી કસમ ખાવી કબીરો ગુનાહ છે. નાના છોકરા છોકરીના શરીર ઉપર હાથ મૂકી કસમ ખાવું પણ સાબિત નથી.

## ૨. ફકત કુર્આન હાથમાં પકડાવાથી કસમ કહેવાશે નહી.

**સવાલ :** અકસર લોકો કુર્આનની કસમ ખાય છે તો જરૂરતના વખતે કુર્આનની કસમ ખાય શકાય ? કે અલ્લાહ સિવાય બીજાની (કુર્આન)ની

પણ કસમ ખાવી જાઈઝ નથી કે કેમ ?

**જવાબ :** કસમ અલ્લાહના નામો તેમજ તેની સિફતોની ખાય શકાય છે. બહેતર એ છે કે "અલ્લાહ" શબ્દ વડે કસમ ખાય. કોઈ માણસ અગર કુર્આનની કસમ ખાશે તો તે કસમ કહેવાશે (કારણ કે કુર્આન એટલે કલામુલ્લાહ અને કલામ અલ્લાહની સિફત છે.) બાકી માત્ર હાથમાં કુર્આન લેવાથી (જ્યાં સુધી કસમના શબ્દો મોઢેથી નહીં બોલે) કસમ થશે નહીં.

[શામી : ભાગ-૩ પેજ નં. ૫૬,
ફતાવા દારુલ ઉલૂમ : ભાગ-૨ પેજ નં. ૭૨૬]

### ૩. કસમનો કફ્ફારો શું છે ?

**સવાલ :** કસમનો કફ્ફારો શું છે ?

**જવાબ :** દસ (૧૦) ગરીબ મોહતાજોને બે વખત ખાવાનું ખવડાવે અથવા કાચું અનાજ આપી દે. (દરેકને એટલું આપે જેટલું સદકએ ફિત્રમાં આપવામાં આવે છે) અથવા દસ ગરીબ મોહતાજોને દરેકને એટલું મોટું કપડું આપે જેનાથી પૂરૂં શરીર ઢંકાઈ જાય. એક એક જોડ કાપડ આપવાથી પણ કફ્ફારો અદા થઈ જશે. અગર કોઈ માણસ એટલો ગરીબ હોય કે ગરીબોને ખાવાનું અથવા કપડું આપી ન શકતો હોય તો લગાતાર ત્રણ રોઝા રાખવાથી પણ કફ્ફારો અદા થઈ જશે. [બેહિશ્તી ઝેવર]

## (૧૪) ચોરી

### ૧. દળવાની ઘંટી રેસીડેન્ટ મીટર ઉપર ચલાવવું.

**સવાલ :** અમારો લોટ દળવાની ઘંટીનો ધંધો છે. તેના માટે લાઈટવાળા ધંધા માટે કોમર્શીયલ મીટર આપે છે. તેના લાઈટ બીલ ઉપર હુકૂમત ૬૦ ટકા ટેક્ષ ચઢાવે છે. બીજું ઘર વપરાશ માટે રેસીડેન્ટ મીટર આપે છે. તેના લાઈટ બીલ ઉપર હુકૂમત ૧૫ ટકા ટેક્ષ ચઢાવે છે. હવે અમે અમારી ઘંટી

ધંધાના કોમર્શીયલ મીટર ઉપર ચલાવીએ તો ૫૦ યુનીટના બીલના રૂા.૩૦૦ ભરવા પડે અને જો ઘર વપરાશના રેસીડેન્ટ મીટર ઉપર ઘંટી ચલાવીએ તો ૫૦ યુનીટના રૂા.૧૨૦ ભરવા પડે. એટલે અમને રૂા.૧૮૦ નો ફાયદો થાય તેમ છે. તો અમે અમારી ઘંટી ઘર વપરાશના રેસીડેન્ટ મીટર ઉપર ચલાવીએ તો શરઈ રીતે કોઈ વાંધો ખરો ? આ સવાલ લાઈટ બીલના ચોરીનો નથી, ફકત ટેક્ષ બચાવવાનો છે. જેવી રીતે હુકૂમત નાજાઈઝ રીતે સેલ ટેક્ષ, ઈન્કમ ટેક્ષ શરીઅત વિરૂદ્ધ લે છે તે બચાવી ઓછા વેરા ભરીએ એ જ હેતુ આ સવાલમાં છે.

**જવાબ :** વિજળીના કોમર્શીયલ વપરાશ માટે વિજળી બોર્ડે જે ધારો નક્કી કર્યો છે તે મુજબ જ વાપરવું જાઈઝ છે. ઘર વપરાશના નામે કોમર્શીયલ વપરાશ જાઈઝ નથી. વિજળીનો વપરાશ એક પ્રકારનો સોદો છે. જે આપની મરજી ઉપર છે. આપ ઘંટી ચલાવવા માટે સરકાર પાસેથી વિજળી નહીં લેતા ડીઝલ મશીન લાવી પોતાની રીતે ચલાવો, તો સરકાર તમને ફરજ પાડતી નથી. જેથી એને સેલ ટેક્ષ અથવા ઈન્કમ ટેક્ષ જેમ સમજવું ભૂલ ભરેલું છે.

## ૨. ટી.વી.નું લાઈટ બીલ ભરવાથી બચવાની એક રીત.

**સવાલ :** અમારે ત્યાં લાઈબ્રેરી છે. જેમાં મેગેઝીન તથા પેપર જેવા કે ગુજરાત મિત્ર, સંદેશ, સમકાલીન, ચિત્રલેખા, અભિયાન, બયાને મુસ્તફા, દારુલ ઉલૂમ વગેરે આવે છે. જેના લવાજમ માટે દર છ મહીને અમુક દર નક્કી કરી દરેક મેમ્બર પાસે ઉઘરાવે છે અને જે પૈસા જમા થાય છે તેમાંથી જ ટી.વી.નું લાઈટ બીલ પણ ભરવામાં આવે છે. હું પેપર, મેગેઝીન વાંચું છું, ટી.વી. નથી જોતો, તો શું આ પૈસા (ફી) હું ભરૂં છું તો મેં પણ ગુનાહના કામમાં મદદ કરેલી કહેવાશે ? જો હાં, તો એ પેપરો વાંચવા માટે બીજો કોઈ શરીઅતની દ્રષ્ટિએ રસ્તો ખરો ?

**જવાબ :** જ્યારે સંયૂકત રકમથી ટી.વી.નું લાઈટ બીલ ભરવામાં આવી રહ્યું છે અને તેમાં આપની રકમ પણ શામેલ છે, તો આપે પણ

ગુનાહના કામમાં મદદ કરેલી કહેવાશે. આપ એમ કરો કે લાઈબ્રેરીવાળાઓને કહી દો કે ફલાણા મેગેઝીન (દા.ત. બયાને મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ યા દારુલ ઉલૂમ)નું લવાજમ હું લાઈબ્રેરી તરફથી ભરી આપીશ, તેના બદલામાં મને મેમ્બર રૂપે સ્વીકારી લો અને મારી પાસેથી મેમ્બર ફી વસૂલ નહીં કરો. આમ આપની રકમ ટી.વી. બીલમાં ભરાતી બચી જશે અને લાઈબ્રેરીનો જાઈઝ લાભ પણ આપને મળી રહેશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વીજચોરીની વિવિધ યુક્તિઓ અને તેના શરઈ હુકમ.

**સવાલ** : નીચેના પ્રશ્નો અંગે શરીઅતની રોશનીમાં માર્ગદર્શન આપવા વિનંતી છે.

વિજળી (Electricity) આજે માનવ જીવનનું જાણે અવિભાજ્ય અંગ બની ગઈ છે અને માનવ જરૂરીયાતનો આ એવો સબબ છે જેના વપરાશથી અલિપ્ત રહેવું શક્ય નથી. સરકાર અથવા સરકારના નિયંત્રણ હેઠળની કંપનીઓ વીજળી નું ઉત્પાદન અને વિતરણ કરે છે. વીજ પુરવઠો મેળવવા ઈચ્છતા ગ્રાહકે જરૂરી આધારો સાથે અરજી કરવાની હોય છે અને વીજ કંપની નિર્ધારીત ડીપોઝીટ, લાઈન–ચાર્જ વગેરે વસૂલ કરી ચોક્કસ શરતોને આધીન ગ્રાહકને વીજ જોડાણ આપી દે છે. વીજ વપરાશની નોંધ માટે મીટર મૂકવામાં આવે છે. ગૃહવપરાશ, વાણિજ્ય અને ઔદ્યોગિક વપરાશ તથા સાર્વજનિક હેતુ માટે વીજળીના યુનિટ દીઠ અલગ અલગ ભાવ હોય છે.

ઘણાં ગ્રાહકો વીજળીના મોટા બિલથી બચવા માટે વીજ ચોરીની જુદી જુદી યુક્તિઓ અપનાવતા હોય છે. વીજ ચોરી કાયદાકીય રીતે ગુનો બને છે અને કોઈ ગ્રાહક વીજ ચોરીના કેસમાં પકડાય તો તેને આકરો નાણાંકીય દંડ ફટકારવામાં આવે છે. સંજોગો અનુસાર આવશ્યક જણાય તો વીજ કંપની પોલીસ કેસ પણ કરે છે અને સમાચાર પત્રોમાં પણ વીજ ચોરી કરનારનું

નામ છપાય છે. દંડની રકમ જો ગ્રાહક સમય મર્યાદામાં ન ભરે તો વીજ પુરવઠો કાપી પણ નાંખવામાં આવે છે.

વીજ ચોરી માટે ગ્રાહકો જે યુક્તિઓ અપનાવે છે તે પૈકીની અમુક આ મુજબ છે.

(૧) ડાયરેકટ વીજળીના જે તાર પસાર થાય છે તેના ઉપર લંગરિયું (વાયર) નાંખીને વીજ પુરવઠો લેવો.

(૨) વીજ મીટરની ઉપર લાગેલા સીલ (લોક)ને સિફતપૂર્વક ખોલી અંદરથી મીટરની ટેકનીકલ સિસ્ટમ સાથે ચેડા કરી મીટર ધીમું ફરતું કરવું.

(૩) વીજ મીટર ખોલી નિયમિત આંકડા રિવર્સ કરવા.

(૪) વીજ કંપનીના સર્વીસ વાયરમાંથી બાય પાસ લીંક મારીને વીજ પુરવઠો મેળવવો.

(૫) મીટરના કાચમાંથી પાતળી પટ્ટી અંદર નાંખીને મીટર બંધ કરવું.

(૬) જૂના મીટરો પર સશકત મેગ્નેટ (ચુંબક) મૂકી મીટર બંધ કરવું.

(૭) મીટર પર વજન મૂકીને કે મીટર ત્રાંસુ, આડું યા ઊંધુ કરીને બંધ કરવું અથવા ધીમું કરવું.

(૮) અત્યાધુનિક રિમોટ કંટ્રોલ પદ્ધતિઓથી મીટરને છેડછાડ કર્યા વગર રિવર્સ કરવું.

સાર એ કે યુક્તિ કોઈ પણ અપનાવવામાં આવે પણ તેનો આશય બિલ ઓછું આવે એ જ હોય છે. વીજ કંપનીના નિયમો મુજબ ઉપરોકત તમામ પ્રકારની યુક્તિઓ સજાપાત્ર અને દંડપાત્ર છે. હવે આ પૂર્વ ભૂમિકાની રોશનીમાં નીચેના પ્રશ્નોના ઉત્તર શરીઅતની રોશનીમાં આપી આભારી કરશોજી, જેથી મુસ્લિમ સમાજને એ રીતે અમલ કરવા માટે યોગ્ય કાર્યવાહી કરી શકાય.

**(૧)** "વીજ કંપની ભાવ વધારે લે છે." "ચૂપચાપ ભાવ વધારો કરે છે." "અન્યાયી રીત રસમો અપનાવે છે," "મીટરો ખામીવાળા અને વધારે ફરે તેવા મૂકે છે," "કશું ન કરીએ તો પણ મીટરમાં ખામી કાઢી દંડ કરે છે" વગેરે વગેરે પ્રકારના કારણો અને બહાનાઓ આગળ ધરીને અનેક લોકો

વીજ ચોરી કરે છે. તો શું આવા કારણો જો વાસ્તવમાં સાચા હોય તો વીજ ચોરી કરવી જાઈઝ ઠરે છે ખરી ?

(૨) વીજ લાઈનમાં ગેરરીતિ કે ચોરી કરનારને વીજ કંપની આકરો દંડ કરે છે, જેનાથી માણસની માનહાનિ થાય છે અને પ્રતિષ્ઠા ખરડાય છે. તો આ પ્રકારે એક મુસલમાન માટે પોતાની ઈઝ્ઝતને હાથે કરીને દાવ પર મુકવી જાઈઝ છે ?

(૩) વીજ ચોરીમાં મોટે ભાગે જાણકાર ઈલેકટ્રીશયનો મદદરૂપ થતા હોય છે. વીજ ચોરીમાં મદદરૂપ થનાર માટે શરીઅતમાં શું હુકમ છે ?

(૪) વીજ કંપની તરફથી અવારનવાર વીજ ચોરીના દૂષણને અટકાવવા માટે ગ્રાહકોના વીજ પ્રસ્થાન પર ઓચિંતું ચેકિંગ કરવામાં આવે છે. આ ચેકિંગ પાર્ટીઓ પર ઘણીવાર લોકો તરફથી હુમલા કરવામાં આવે છે. ચેકિંગ કરતાં અટકાવવાના પ્રયત્નો થાય છે અને કહેવામાં આવે છે કે "ફલાણી જગ્યાએ જાઓ, ફલાણાં વિસ્તારમાં કેમ જતા નથી ? પક્ષપાત આચરો છો, મીટરો ખરાબ મૂકો છો, ભાવ વધારે લો છો......" વગેરે વગેરે....... તો શું આ પ્રકારે ચેકિંગ કરતાં અટકાવવું જાઈઝ છે ?

(૫) મોટે ભાગે એવું જ બને છે કે વીજ વપરાશ વધારે હોય એવા લોકો જ ગેરરીતિ કરવા પ્રેરાય છે. ઘરમાં વીજ ઉપકરણો હોય તો વીજ બિલ મોટું આવવું સ્વભાવિક છે. એમાં વીજ કંપનીને ભારે નુકશાન હોય છે તથા પ્રમાણિક ગ્રાહકોને ભોગવવું પડે તેવી સ્થિતિ સર્જાય છે, કેમ કે ખોટ ભરપાઈ કરવા વીજ કંપની પાસે ભાવ વધારા સિવાય કોઈ ઉપાય હોતો નથી. તો આ દ્રષ્ટિએ વીજ ચોરી બીજાની હકતલ્ફીનો ગુનો ગણાશે ખરી ?

(૬) પ્રમાણિક ગ્રાહકો મોટે ભાગે વીજળીનો ખોટો વ્યય ન થાય તે બાબતનો ખ્યાલ રાખતા હોય છે. વીજ ચોરી કરનાર ગ્રાહકો બેફામ વપરાશ કરતા હોય છે. એવું પણ જોવામાં આવ્યું છે કે વીજ ચોરી કરનાર ગ્રાહકો રાંધવા માટે પણ વીજ સગડીનો ઉપયોગ કરતા હોય છે. ખાત્રી પૂર્વક કહી શકાય કે જો વીજ ચોરીની તક ન મળે તો આવા હાઈ પાવર ઉપકરણોનો વપરાશ ખૂબ સંયમથી કરવામાં આવે. આમ વીજ ચોરીનું બીજું ખરાબ

પાસું એ છે કે "આપણે કયાં બિલ ભરવાનું છે ?" એવી માનસિકતાને કારણે ગ્રાહક બિનજરૂરી ખોટો વપરાશ કરવા પણ પ્રેરાય છે. વીજ કંપનીને એમાં બમણું નુકશાન થાય છે. કારણ કે, વીજળીના વેપારનો વીજ કંપનીને કોઈ મોહ હોતો નથી. ઉલટાનું વીજ કંપની તો "વીજળી બચાવો"ની જાહેરાતો કરે છે અને વીજળીનો વપરાશ શકય તેટલો ઓછો કઈ રીતે થાય તે માટે ગ્રાહકોને સલાહ સૂચનો આપે છે. તો આ પ્રકારનું માનસ ધરાવતા વીજળીનો મફતમાં બેફામ વ્યય કરતા લોકો માટે શું હુકમ છે ? અલ્લાહની નેઅમતની નાકદરી ગણાશે ખરી ?

(૭) વીજ કંપનીના નિયમ મુજબ વીજ કનેકશન મેળવતી વખતે ગ્રાહકે પોતાનો વપરાશ કેટલો હશે તે કુલ લોડ ફોર્મમાં દર્શાવવાનો હોય છે અને એ મુજબ ડીપોઝીટ ભરવાની હોય છે. લોડ વધારે દર્શાવો તો વધારે રકમ ભરવાની થાય છે. વીજ કંપનીના નિયમ મુજબ માંગેલા લોડ કરતા વધુ લોડનો વપરાશ કરવો ઓવર લોડના ગુનાહ હેઠળ દંડપાત્ર છે. ભલે વીજ વપરાશમાં કોઈ ગેરરીતિ ન આચરે. અનઅધિકૃત વધારાના લોડના કારણે વીજ કંપનીને લાખો રૂપિયાની ડીપોઝીટનું નુકશાન ભોગવવું પડે છે અને ટેકનીકલ નિભાવ, ટ્રાન્સફોર્મરની ક્ષમતા, કેબલની કેપેસીટી વગેરે કાર્યોના આયોજનમાં મુશ્કેલીઓ સર્જાય છે. મશીનો હાઈ વોલ્ટેજ અને ક્ષમતાથી અધિક લોડના કારણે બળી જતા હોય છે. વોલ્ટેજ ડીમ થવાને કારણે બધા લોકોને તકલીફમાં મૂકાવું પડે છે. ગ્રાહકોની દલીલ એવી હોય છે કે અમે ગમે તેટલો લોડ રાખીએ વીજ ચોરી ન કરતા હોય તો મીટર તો એટલો વપરાશ બતાવે જ છે. પછી ગુનો કયાંથી બને ? તો શું નિયમ મુજબની ડીપોઝીટ અને ચાર્જ ભર્યા વગર વધારાનો લોડ વાપરવો શરીઅતની રૂએ પરવાનગી પાત્ર છે ?

(૮) વીજ ચોરી કરતા પકડાઈ જનાર ગ્રાહક મોટે ભાગે દંડથી બચવા ખૂબ ધમપછાડા કરે છે અને અધિકારીને રૂશ્વત આપીને બચવાના પ્રયત્નો કરે છે. તો દંડથી બચવા રૂશ્વત આપવી જાઈઝ છે ? રૂશ્વત લઈ ગ્રાહકને વીજ ચોરીના દંડમાંથી બચાવનાર કે દંડ ઓછો કરી આપનાર અધિકારી

વિષે શું હુકમ છે? તેણે અમાનતમાં ખયાનત કરી છે એવું ગણાશે?

(૯) વીજ ચોરી સાબિત થાય તો દંડની રકમની ગણતરી વીજ કંપની એ રીતે કરે છે કે ગ્રાહક ૩ વર્ષથી વીજ ચોરી કરતો હોય કે ૩ દિવસથી કરતો હોય, પણ એવું ગણવામાં આવશે કે ૩ માસથી વીજ ચોરી કરે છે. ત્યારબાદ ગ્રાહકનો છેલ્લો ૩ માસનો મીટર વાંચન મુજબનો વપરાશ જોવામાં આવે છે. સામે ગ્રાહકનો લોડ કેટલો છે તેના આધારે એવો અંદાઝ લગાવવામાં આવે છે કે આટલા લોડ પર ત્રણ માસમાં કેટલો વીજ વપરાશ થઈ શકે અને ગ્રાહકનું મીટર કેટલો વપરાશ બતાવે છે? જે તફાવત આવે તેને ચોરીના યુનિટ ગણવામાં આવે છે. ત્યારબાદ દરેક ચોરીના યુનિટનો ભાવ સામાન્ય ભાવ કરતાં લગભગ અઢી ગણો ગણીને દંડનું બિલ આપવામાં આવે છે. આ પદ્ધતિમાં એવા ગ્રાહકને અન્યાયની સંભાવના છે જે ત્રણ માસથી ઓછા સમયથી (દા.ત. ૧૦ કે ૧૫ દિવસથી) ચોરી કરતો હોય અને પકડાઈ ગયો હોય. આવો ગ્રાહક દંડની રકમ ન ભરે તો શરીઅતની દ્રષ્ટિએ શું હુકમ છે?

વીજળી રોજિંદા જીવન સાથે વણાઈ ગયેલી જરૂરત છે. ઉપરોકત પ્રશ્નો બાબતે મુસ્લિમ સમાજને શરીઅતની રોશનીમાં માર્ગદર્શન મળવું અત્યંત જરૂરી છે. કારણ કે મુસ્લિમ સમાજમાં સંખ્યાબંધ લોકો વીજ ચોરીમાં સંડોવાયેલા છે. પંચમહાલ જિલ્લાના એક શહેરમાં તો વીજ ચોરીના ક્ષેત્રમાં મુસ્લિમો એટલા બધા બદનામ છે કે કેટલાંક મુસ્લિમ વિસ્તારોમાં બાર બાર કલાકનો વીજ કાપ મુકવામાં આવે છે. ટ્રાન્સફોર્મર પણ હટાવી લેવામાં આવે છે. વીજ ચેકીંગ પાર્ટીઓ પોલિસ બંદોબસ્ત વગર પ્રવેશી શકતી નથી. લોકો તેને "કોમવાદ" સાથે સાંકળે છે પણ અતિ મોટા પ્રમાણમાં એ મુસ્લિમ વિસ્તારોમાં થતી વીજ ચોરી એક કડવું સત્ય છે. જેનો ઈન્કાર થઈ શકે એમ નથી. તો વીજ ચોરી કેટલે અંશે જાઈઝ છે તે બાબતનું માર્ગદર્શન ઉપરોકત સવાલોની રોશનીમાં આપી આભારી કરશોજી. અલ્લાહ તઆલા આપને બેહિસાબ બદલો અતા ફરમાવે, આમીન.

**જવાબ :** ચોરી ઈસ્લામમાં ઘણું જ સખ્ત ગુનાહિત કૃત્ય છે અને શરીઅતમાં એ બાબત ઘણી સખ્ત વઈદો આવી છે. જેવી રીતે વ્યક્તિગત

મિલકતમાંથી ચોરી કરવું ગુનાહિત કૃત્ય છે, તેવી જ રીતે દેશ અને કોમની સંપત્તિમાંથી ચોરી કરવું પણ ગુનાહિત કૃત્ય છે. બલકે કેટલીક હેસિયતોથી આ ચોરી વધારે સંગીન બની જાય છે. કારણ કે એક આદમી પાસે તો માફ કરાવવું પણ શક્ય છે જ્યારે પૂરી કૌમથી માફ કરાવવાની કોઈ સૂરત નથી.

[આપકે મસાઈલ ઔર ઉનકા હલ
ભાગ–૮ પેજ નં. ૨૮૪, ૨૮૫ ઉપરથી]

માણસ ગમે તે દેશમાં રહેતો હોય અને કોઈ પણ સત્તા વ્યવસ્થા હોય, મુસલમાનના માટે હરામ કૃત્યોથી બચવું વાજીબ છે. ચોરીનું હરામ કૃત્ય હોવું કુર્આન અને હદીસથી સાબિત હોવાની સાથે પૂરી ઉમ્મતનો એના ઉપર એકમત છે. એ હરામને હલાલ ઠેરવવા માટે યુકિતઓ અજમાવવી મુસલમાનનું કૃત્ય નથી હોઈ શકતું. ઈમામ અબૂ યૂસુફ (રહ.) ફરમાવે છે : "એક મુસલમાન ગમે ત્યાં રહે તે ઈસ્લામી અહકામનો બંધાયેલો છે."

[ફતાવા કાઝી : ભાગ–૨૨૨ પેજ નં. ૨૨૩]

એ જ પ્રમાણે ખિયાનત અને ગસબ તેમજ ગદર પણ ઈસ્લામી રૂએ સખ્ત ગુનાહિત કૃત્યો છે. તેનાથી બચવું મુસલમાન માટે જરૂરી અને વાજીબ છે.

હવે આપના સવાલોના જવાબ ક્રમવાર આપવામાં આવે છે :

(૧) સવાલમાં દર્શાવેલ કારણો અને બહાનાઓ આગળ ધરી વીજ ચોરી કરવું જાઈઝ નથી. એમાં દર્શાવેલ એ કારણો વાસ્તવમાં સાચા હોય, તો એના માટે સરકારી અને કાનૂની રૂએ જે કાર્યવાહી થઈ શકતી હોય તે કરવામાં આવે. કોર્ટ અથવા ગ્રાહક સુરક્ષા મંડળ વગેરે જે પણ રીતે એનો ઉપાય થઈ શકતો હોય તેની ઈજાઝત છે, પરંતુ વીજ ચોરી કરવી જાઈઝ નથી.

ઈસ્લામી શાસનકાળમાં જાનવરો તેમજ અન્ય માલની ઝકાત વસૂલ કરવા માટે સરકાર તરફથી માણસો નિયુકત કરવામાં આવતા હતા. તેઓ માલિકો પાસેથી કોઈક વાર જેટલી ઝકાત તેઓ ઉપર વાજીબ ઠરી હતી તેનાથી વધારે વસૂલ કરતા હતા. તે બાબત નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલય્હિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે : "ઝકાત વસૂલ કરનારાઓ અમારા ઉપર અત્યાચાર કરે છે. (કિંવા જેટલી ઝકાત માલમાં વાજીબ ઠરી હોય છે તેનાથી વધારે વસૂલ કરે છે.) તો શું અમે અમારા માલમાંથી એટલો માલ છુપાવી રાખી શકીએ છીએ ? જે હિસાબે તેઓ અમારા પાસેથી વધારે વસૂલ કરે છે." તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જવાબમાં ફરમાવ્યું : "નહીં !" [મિશ્કાત પેજ નં. ૧૫૭]

(૨) એક મુસલમાન માટે એવું કૃત્ય કરવું જેમાં એની ઈઝઝત દાવ પર મૂકાતી હોય, જાઈઝ નથી. શરઈ મર્યાદામાં રહી પોતાની ઈઝઝતની હિફાઝત કરવી જરૂરી છે.

(૩) આ પ્રકારની વીજ ચોરીમાં કોઈ મુસ્લિમ ઈલેકટ્રીશિયનનું મદદરૂપ થવું શરઈ રૂએ ગુનાહિત કૃત્ય છે. કુર્આને પાકમાં અલ્લાહ તબારક વ તઆલાનો ઈર્શાદ છે "ગુનાહ અને નાફરમાનીના કામોમાં સહાયરૂપ ન થાઓ."

(૪) આ પ્રકારે ચેકીંગ અટકાવવું શરઈ રૂએ પણ સખ્ત ગુનાહિત કૃત્ય છે.

(૫) જી હાં ! સવાલમાં દર્શાવેલ દ્રષ્ટિકોણ મુજબ વીજ ચોરી બીજાની હકતલફીનો પણ ગુનો ગણાશે.

(૬) ખરેખર સવાલમાં દર્શાવેલ માનસ ધરાવતા લોકો શરઈ રૂએ ટીકાપાત્ર અને વખોડવા લાયક છે.

વુઝૂ જેવી ઈબાદતમાં પાણીને જરૂરતથી વધારે વાપરવું (દા.ત. વુઝૂમાં ધોવામાં આવતા અવયવોમાં કોઈ અવયવને ત્રણથી વધારે વાર ધોવું વગેરે) શરઈ રૂએ મકરૂહે તહરીમી છે. જ્યારે કે તે પાણી પોતાની માલિકીનું હોય, ચાહે નહેરના કિનારા પર કેમ ન હોય ? જેમ કે ઈબ્ને માજહ શરીફની રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ હઝરત સઅદ (રદિ.)ની સમીપથી પસાર થયા, તેઓ વુઝૂ કરી રહ્યા હતા, તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "આ ફુઝૂલ ખર્ચી કેવી ?" તો તેઓએ પુછયું કે : "શું વુઝૂમાં પણ ફુઝૂલ ખર્ચી છે ?" તો નબીએ

કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જવાબ આપ્યો : "જી હાં ! ચાહે તમે વહેતી નહેર ઉપર વુઝૂ કરી રહ્યા હોય." અને જો તે પાણી વકફનું હોય તો જરૂરતથી વધારે તેને વાપરવું હરામ કહેવામાં આવ્યું છે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૧ પેજ નં. ૯૭, ૯૮]

તો પછી આ રીતે કોમી મિલકતની વસ્તુને ચોરીથી વાપરવું કેટલું સખ્ત ગુનાહિત કૃત્ય હોય શકે છે. તેનો માત્ર વિચાર જ કરવો રહ્યો.

(૭) વીજ કંપની પાસેથી વીજ કનેકશન મેળવતી વખતે વીજ કંપની તરફથી જે શર્તો જરૂરી ઠેરવવામાં આવી છે તેની પાબંદી કરવી જરૂરી છે. આ એક પ્રકારનો કરાર છે અને કરાર ઉપર અમલ કરવું ઈસ્લામી આદેશો મુજબ જરૂરી અને ફર્ઝ છે. કરારના વિરૂદ્ધ કરવું કબીરહ ગુનો હોવાની સાથે મુનાફિકની નિશાની બતાવવામાં આવી છે. વીજ કંપની પાસેથી માંગવામાં આવેલ લોડ કરતાં વધારે લોડનો વપરાશ કરવાથી વીજ કંપનીને ડીપોઝીટના નુકશાનની સાથે સાથે બીજા ઘણાં નુકશાનો થાય છે, જેની વિગત આપે સવાલમાં દર્શાવી છે. શરઈ રૂએ આ બધું જ ગુનાહિત અને વખોડવા પાત્ર કૃત્ય છે. ગ્રાહકો તરફથી કરવામાં આવતી દલીલ સહીહ નથી. વીજ ચોરી એ જ એક માત્ર ગુનો નથી, પૂછેલી સૂરતમાં ભલે મીટર પૂરો વપરાશ બતાવવાને લઈ વીજ ચોરીનો ગુનો લાગુ પડતો નથી, પરંતુ વીજ કંપનીને સવાલમાં દર્શાવવામાં આવેલ નુકશાનો પહોંચાડવાના ગુનાહની સાથે સાથે કરારના વિરૂદ્ધ કરવાનો કબીરહ ગુનાહ લાગુ પડે છે. આમેય કોઈ વસ્તુને તેના વાપરવાની સહીહ રીત છોડી ખોટી રીતે વાપરવું, જેનાથી તે વસ્તુ ખરાબ થઈ જતી હોય, પોતાની માલિકીની વસ્તુ હોવા છતાં શરઈ રૂએ એ મુજબનો વપરાશ મના છે.

હદીસે પાકમાં ચામડાની મશકનું મોઢું વાળીને તેનાથી પાણી પીવાની મનાઈ આવેલી છે. તેના કારણો ઉપર ચર્ચા કરતાં હદીસની શરહ કરનાર ઉલમાએ એક કારણ એ પણ લખ્યું છે કે એ રીતે મશકનું મોઢું વાળવાથી થોડી મુદ્દત પછી તે તૂટી જાય છે અને એ રીતે એ મશક વપરાશના લાયક રહેતી નથી. સારાંશ કે આ રીત વસ્તુને ખરાબ કરનારી હોવાને લઈ એ રીત

અપનાવવાથી રોકવામાં આવ્યા. [બુખારી શરીફ પેજ નં. ૮૪૧ તેમજ હાશ્યો]

કેટલીક હદીસોમાં એક જાનવર ઉપર ત્રણ અથવા એથી વધારે વ્યક્તિઓના સવાર થવાની મનાઈ આવે છે. તેનું કારણ દર્શાવતા લખવામાં આવ્યું છે કે આ મનાઈ ત્યારે છે જ્યારે કે તે જાનવર ત્રણ અથવા એથી વધુ સવારીઓની શકિત ધરાવતું ન હોય. જેનો મતલબ એ થયો કે કોઈ પણ વસ્તુથી તેની કેપિસીટી કરતાં વધારે કામ લેવું ચાહે તે નિર્જીવ વસ્તુ હોય અથવા જાનવર હોય શરીઅત તેને પસંદ કરતી નથી.

(૮) વીજ ચોરી કરતાં પકડાય જનાર ગ્રાહક પોતાને થતી સજાથી બચવા માટે પ્રયત્નરૂપ એ અધિકારીને રૂશ્વત આપે છે તો એ સખ્ત ગુનાહિત કૃત્ય છે અને અધિકારીનું પણ રૂશ્વત લઈ તે ગ્રાહકને સજાથી બચાવી લેવું પોતાની ડયુટીની બજવણીમાં એક પ્રકારની ખિયાનત કહેવાશે.

(૯) ગ્રાહકે આજ સુધી જે વીજ ચોરી કરી છે તેની રકમ ભરપાઈ કરવું તેના માટે જરૂરી છે. વીજ ચોરી કરવાની સૂરતમાં તેની પાસેથી આ રીત મુજબ રકમ વસૂલ કરવામાં આવશે એવી ચોખવટ વીજ કંપની તરફથી કરી આપવામાં આવી હોવા છતાં ગ્રાહકનું વીજ ચોરી કરવું એ વાતની દલીલ છે કે તે વીજ કંપની તરફથી નક્કી કરવામાં આવેલ આ રીત ઉપર રાજી છે અને તે છતાં તે રકમ નહીં ભરશે તો કરારના વિરૂદ્ધ કરનાર ઠરશે.

અને છેલ્લે આપે મુસ્લિમ સમાજના સંખ્યાબંધ લોકો વીજ ચોરીમાં સંડોવાયેલા હોવા બાબત જે કડવું સત્ય લખ્યું છે અને તેના લઈ ઈસ્લામ અને ઈસ્લામી આદેશોનું જે ખોટું પ્રતિનિધિત્ત્વ ગેરકોમોના સમક્ષ થાય છે તેનાથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પવિત્ર તાલીમાત તેમજ ઈસ્લામી છબી જે રીતે ખરડાય રહી છે અને તેનાથી જે નુકશાન પહોંચી રહ્યું છે તેનો માત્ર એક અંદાજ જ લગાવવો રહ્યો. આપણાં આ કૃત્યો અને આપણી આ ક્ષતિયો જે ઈસ્લામના વિરોધીઓ અને દુશ્મનોને બળ પુરૂં પાડી રહી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. વીજચોરીથી ખલાસીની રીત અને એ ચોરીના પાણીથી**

## બનાવેલ વસ્તુઓ

### તેમજ વુઝૂ, ગુસલનો શરઈ હુકમ.

**સવાલ ૧ :** અત્યાર સુધી જેણે વીજચોરી કરી છે તો તેની ખલાસી માટે શું કરવું? જે વીજળી ઉપયોગ કરી છે, પરંતુ બીલ ઓછું ભરેલ છે તો બાકી વીજળીનો વપરાશ કર્યો એના વપરાશનું બીલ તેમના જિમ્મે બાકી રહી ગયું હોય તે માટે શું કરવું? જેમ કે વપરાશનું રૂા.૧૦૦૦/- નું બીલ આવતું હોય અને કોઈ યુકિત દ્વારા બીલ રૂા.૪૦૦/- નું ભર્યું તો બાકી રૂા.૬૦૦/- જિમ્મે રહી ગયા તો તેનું શું કરવું?

**સવાલ ૨ :** વીજચોરી દ્વારા ઉપયોગમાં લેવાયેલ વીજ ઉપકરણો થી મેળવેલ નફો જેમ કે પંખો, ફ્રીઝ, પાણી ભરવા માટે મોટર વગેરે તેના દ્વારા ઉપયોગમાં આવેલ વસ્તુ પોતાની જાત માટે, મહેમાનો માટે, ઘરના સભ્યો માટે થતો હોય છે. તે દ્વારા આપણી જાતને ફાયદો પહોંચે છે. જેમ કે ઈલેકટ્રીક સગડી દ્વારા પકાવેલું ખાણું, જ્યુસ-મીકસર દ્વારા બનેલ મસાલા, ચટણી જ્યુસ વગેરે, ફ્રીઝ દ્વારા ઠંડા પીણાં, બરફ, સરબત વગેરે અને પાણીની મોટર દ્વારા ટાંકીમાં ભરેલ પાણીનો ઉપયોગ વગેરે આ બધી વસ્તુનો ઉપયોગ કર્યો છે અથવા કરી રહ્યા છે. તેના વિશે શરઈ શું હુકમ છે?

**સવાલ ૩ :** આ મોટર દ્વારા પાકી હાસીલ કરવા માટે ઉપયોગ કરેલ પાણી જેમ કે ગુસલ, વુઝૂ તેનાથી પાકી હાસીલ થશે કે કેમ? અને જેટલી નમાઝ, ઈબાદત, તિલાવત વગેરે અદા કર્યા તેના વિશે શું હુકમ છે?

**સવાલ ૪ :** આવા ઘરોમાં જેમાં વીજચોરી થતી હોય તેવા ઘર માં આવેલ મહેમાનો જેમને આની જાણ હોતી નથી. તેઓ રહે છે, જમે છે, સુવે છે. ઘણી વખત દીનની નીસ્બતથી પણ આવતા હોય છે. તાલીમ, તર્બીયત, વાઅઝનો પ્રોગ્રામ પણ હોય છે, તો આવા ઘરોમાં આવા દીની પ્રોગ્રામો રાખવા કે કેમ? આવા ઘરોમાં જે મહેમાનો રહી ગયા અને પાણી વગેરેનો ઉપયોગ કર્યો તો હવે તેમના માટે શું હુકમ છે?

મહેરબાની કરી શરીઅતના દ્રષ્ટિકોણથી રહબરી ફરમાવશો.

જઝાકલ્લાહ. કેમ કે આ દુષણમાં ઉમ્મતનો બહુ મોટો તબકો સંડોવાયેલો છે અને તેને ગુનાહ પણ નથી સમજતો. દીનના એ'તેબારથી મુકતદા પણ શામેલ છે. માટે અત્યંત જરૂરી છે. જલ્દી આ બાબતમાં ઉમ્મતને બેદાર કરવામાં આવે.

**જવાબ ૧** : અત્યાર સુધી જે વીજચોરી કરી છે. તો તેનો અંદાજો લગાવી કિંવા કેટલી વીજચોરી થઈ છે તેનો હિસાબ કરી એટલી રકમ વીજળી કંપનીમાં અદા કરવી જરૂરી છે. તેમ કરવાથી અને સાથે જ તેની માફી માંગી લેવાથી આખિરતની પૂછપરછથી નજાત મળશે. વીજળી કંપનીને તેની બાકી પડતી રકમ કેવી રીતે અદા કરવી તેની રીત આ લાઈનના જાણકારોથી મશ્વેરો કરી અપનાવી શકો છો.

એટલું યાદ રહે કે આપવામાં આવી રહેલ રકમ વીજળી કંપનીના એકાઉન્ટમાં જમા થવી જોઈએ. ઓફીસરોના ગજવામાં ન જાય.

**જવાબ ૨** : વીજચોરી દ્વારા ઉપયોગમાં લેવાયેલ વીજ ઉપકરણોથી ફાયદો ઉઠાવવું (જેની વિગત આપે સવાલમાં દર્શાવી છે) શરઈ રૂએ નાજાઈઝ અને ગુનાહિત કૃત્ય છે અને તેની તૌબા એ જ છે કે ઉપરના જવાબમાં જણાવ્યા મુજબ ચોરી કરેલ પાવરનું કાયદેસરનું બીલ અદા કરી માફી માંગી લેવામાં આવે. એમ કરવાથી આખિરતની પકડથી બચી જવાની ઉમ્મીદ છે. પરંતુ એમ કરવા પહેલાં તે માણસ શરઈ રૂએ સખ્ત ગુનેગાર અને ચોરી કરનાર કહેવાશે અને તેના તરફથી ઉઠાવવામાં આવી રહેલો ફાયદો નાજાઈઝ હોવાને લઈ ખાવા-પીવા તેમજ વાપરવાની એ વસ્તુઓનું ખાવું-પીવું શરીઅતે મના કરેલ હોવાને લઈ હરામ અને નાજાઈઝ ઠરશે અને હરામ અને નાજાઈઝના વપરાશ પર કુર્આન અને હદીસે પાકમાં જે વઈદો આવી છે તેનો હકદાર ઠરશે.

**જવાબ ૩** : વીજચોરી કરી મોટર દ્વારા મેળવેલ પાણી વડે પાકી હાસીલ કરવામાં આવી હોય જેમ કે વુઝૂ, ગુસલ તેમજ નાપાક કપડાઓને પાક કરવા માટે તે પાણી વપરાશમાં લીધું હોય તો તેનું આ કૃત્ય અને તેનો આ વપરાશ શરઈ રૂએ નાજાઈઝ હોવા છતાં તે ગુસલ અને વુઝૂ શરીઅતે

બતાવેલ ગુસલ અને વુઝૂની રીત મુજબ હોવાને લઈ દુરૂસ્ત ગણાશે. એવી જ રીતે શરીઅતે બતાવેલ કપડાને પાક કરવાની રીત મુજબ હોવાને લઈ કપડું પાક ગણાશે. તેનાથી પઢવામાં આવેલ નમાઝ શરઈ રૂએ ફાસીદ ઠરતી નથી, સહીહ થઈ જાય છે. કિંવા તેનો ફર્ઝ અદા થઈ જાય છે અને એ નમાઝને લોટાવવાની જરૂરત નથી. તે છતાં એવી નમાઝ કબૂલ થતી નથી. એટલું યાદ રહે કે નમાઝનું સહીહ થવું એક અલગ વાત છે અને કબૂલ થવું એક અલગ વાત છે.

**જવાબ ૪** : જે ઘરોમાં વીજચોરી થતી હોય તેવા ઘરોમાં આવેલ મહેમાનો જેમને આ વસ્તુની જાણ હોતી નથી અને તેઓ ત્યાં રહે છે, જમે છે, સુવે છે અને ઘણી વખત દીનની નિસ્બત પર પણ આવતા હોય છે. તો અગર તે આવનારાઓને આ વસ્તુની જાણ નથી તો તેઓ ગુનેગાર ઠરશે નહીં. પરંતુ સ્થાનિક જિમ્મેદારોની ફરજ છે કે આવા ઘરોમાં દીની પ્રોગ્રામો ન રાખે અને દીનની નિસ્બત પર આવતા લોકોને આવા ઘરોમાં ઉતારો ન આપે. તેઓના આ રીતે ઉતારો આપવાથી સ્થાનિક લોકો જેઓ તે ઘરની વ્યક્તિથી વાકીફ છે તેઓના દિલોમાંથી દીનની અઝમત અને એહતેરામ નીકળી જશે, જે દીનનું મહાન નુકશાન છે અને તેની પૂરી જવાબદારી સ્થાનિક જિમ્મેદારોના શિરે રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મકાન તથા વાડીમાં લાઈટ ચોરી કરવું તેમજ આ કૃત્ય પર લાંચ આપવું નાજાઈઝ છે.

**સવાલ** : મારા મકાનમાં મેં લાઈટ કનેકશન લીધેલ છે અને લાઈટ ચોરી કરતાં મને બોર્ડના માણસોએ રૂબરૂમાં પકડી લીધેલ અને મેં તેને આગળ કાર્યવાહી કરવાની ના પાડેલ. પછી રૂશ્વત આપી સમજાવટ કરી આપેલ. માટે તે તરીકો જાઈઝ છે કે નાજાઈઝ છે કે હરામ છે? તે જણાવશો.

**જવાબ** : લાઈટ ચોરી કરવું એ પણ અન્ય ચોરીની જેમ કબીરહ ગુનાહ છે અને બોર્ડના માણસોએ પકડી લીધા પછી આગળની કાર્યવાહીથી બચવા તેઓને આપવામાં આવેલી લાંચ–રૂશ્વત પણ હરામ કૃત્ય છે. હદીસે

પાકમાં તેના ઉપર સખ્ત વઈદો આવી છે.

આપની ફરજ છે કે આપે બોર્ડનો જેટલો પાવર ચોરી કરી વાપર્યો છે તેની કાયદેસરની કિંમત બોર્ડને અદા કરવાની સાથે માફી પણ માંગો. આમ કરશો તો જ આખિરતની પકડથી બચી શકાશે.

**સવાલ :** મારી વાડીમાં મેં ૧૦ હોર્સ પાવરનું કનેકશન લીધેલ છે. માટે તેના દર વર્ષે ૧૦ હોર્સ પાવરના કનેકશનના અમે પૈસા ભરીએ છીએ અને અમે કુવામાં ૫ હોર્સ પાવર વધારાનું વાપરીએ છીએ. માટે તેના પૈસા અમે નથી ભરતા અથવા તે વધારાની માંગણી પણ નથી કરેલ કે બોર્ડમાં કોઈ દિવસ જાણ પણ નથી કરેલ માટે આ તરીકો જાઈઝ છે અથવા નાજાઈઝ છે કે હરામ છે તે જણાવશો.

**જવાબ :** આપે પોતાની વાડીમાં ૧૦ હોર્સ પાવરનું કહી કનેકશન લીધેલ છે અને કુવામાં ૫ હોર્સ પાવર વધારાનું મશીન વાપરી રહ્યા છો. એ પણ એક પ્રકારની ખિયાનત તથા ચોરી છે. જે શરઈ રૂએ મહાન ગુનાહિત કૃત્ય છે. વધારાના હોર્સ પાવરનું મશીન લગાવવા ઉપર કાયદાની રૂએ જેટલી વધારાની રકમ ભરવી પડતી હોય તે ભરવી આપના ઉપર જરૂરી છે. સાથે જ આ કૃત્ય આચરવા ઉપર માફી પણ માંગવી જરૂરી છે, નહીં તો આખિરતની પકડથી બચી શકશો નહીં.

**સવાલ :** મારી વાડીમાં લાઈટ કનેકશન છે. એક તરીકો તે છે કે દર વર્ષમાં હોર્સ પાવર ઉપર પૈસા ભરવાના અને બીજો તરીકો મીટરનો ઉપયોગ કરીને જે વપરાય તેના પૈસા ભરવાના માટે મારી વાડીએ મીટર લીધેલ છે. તો તે મીટરમાં રીડીંગ ન ચઢે અને ઓછા રીડીંગ ચઢાવવા માટે એ મીટર ઉંધુ કરી આપ્યું છે અથવા બીજા તરીકાથી રીડીંગ નથી ચઢવા દેતા. માટે આ તરીકો જાઈઝ છે કે નાજાઈઝ છે કે હરામ છે તે જણાવશો.

**જવાબ :** મીટરમાં રીડીંગ ન ચઢે તે માટે કોઈ રીત અપનાવવી એ પણ શરઈ રૂએ ચોરી અને ખિયાનત હોવાને લઈ મહાન ગુનાહિત કૃત્ય છે. એનો પણ હુકમ આગળ ઉપર જણાવ્યા મુજબ છે.

**સવાલ :** એક ડૉકટરે એક કાર્ડ શરૂ કર્યું છે. એ કાર્ડનું નામ "સંપૂર્ણ

સુરક્ષાકાર્ડ" છે. એટલે હમલ અને હામેલાની હિફાઝત. આ કાર્ડ હામેલા ઓરતને જ આપવામાં આવે છે. આ કાર્ડ ડીલીવરી પછી એક માસ સુધી ચાલે છે. આ કાર્ડની કિંમત રૂા.૧૫૦૦/– છે. આ કાર્ડ લેવાથી નીચે મુજબની સુવિધાઓ આપવામાં આવે છે.

(૧) ડૉકટરને બતાવવાની ફીસ માફ.

(૨) ડીલીવરીની ફીસ માફ.

(૩) જનરલ રૂમમાં બેડની ફીસ માફ.

(૪) (જરૂરત પડે તો) ઓપરેશનથી બાળક લેવાની ફીસ માફ.

(૫) ડૉકટરના મેડીકલમાંથી દવા લો તો પાંચ ટકા રાહત મળે છે.

(૬) ડૉકટર બતાવે ત્યાં લેબોરેટરી કરાવો તો દસ ટકા રાહત મળે છે.

ડીલીવરી થતા પહેલાં કોઈ કારણસર કાર્ડ પાછું આપવું હોય તો રૂા.૭૦૦/– પાછા મળે છે.

તો શું આ કાર્ડ શરીઅત પ્રમાણે લઈ શકાય છે ? જો આ કાર્ડ ન લઈ શકાય તો લીધેલ કાર્ડનું શું કરવું ?

**જવાબ :** આજ કાલ ડૉકટરો પાસે ઈલાજ કરાવવામાં ખર્ચાઓ દિવસો દિવસ વધી રહ્યા હોવાને લઈ વીમાના આયોજકો તરફથી એક સ્કીમ આ બાબત પણ ચાલુ થઈ છે. આપે સવાલમાં દર્શાવેલ કાર્ડ તેનું જ એક રૂપ છે. એ કાર્ડ ખરીદ કર્યા પછી એના બદલામાં જે સેવાઓ પ્રાપ્ત કરવામાં આવે છે. તેમાંથી કેટલીક એવી છે જેના બાબત ચોક્કસ રીતે કહી શકાય નહીં કે એની જરૂરત પડશે. દા.ત. ઓપરેશનથી બાળક લેવું, લેબોરેટરી કરાવવું. જેથી તેમાં એક પ્રકારની અચોક્કસતા આવી જાય છે અને અકદે ઈજારહમાં જહાલત (કિંવા અચોક્કસતા) અકદને ફાસિદ કરનાર છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. લાઈટમાં ચોરી કરવી નાજાઈઝ અને હરામ છે.

**સવાલ :** વિજળી (લાઈટ) એ આજ કાલના માનવી સાથે જોડાયેલું (જરૂરીયાતનું) અવિભાજય અંગ સમાન છે. પરંતુ જેમ દરેક ચીજોમાં

બદી-બેઈમાની ઘુસી ગઈ છે તેવી જ રીતે આ લાઈટમાં પણ ચોરી તથા મીટર બંધ કરી દેવા તથા ગેર કાનૂની રીતે ડાયરેકટ સપ્લાય લાઈન પરથી વીજ કરંટ ચોરી કરવો વગેરે જેવી ગેર કાનૂની ગેર શરઈ પ્રવૃતિ આમ થવા માંડી છે, તો આ રીતે કરવું શરીઅતની દ્રષ્ટિએ કયા દરજ્જાનો ગુનાહ બને છે અને આમ મુહાવરામાં હકારત ભર્યા કયા ગુનાહ સાથે તેને સરખાવી શકાય છે ? જેથી તેની ગંભીરતાનો ખ્યાલ આવે.

અમુક લોકો એમ કહે છે કે સરકાર આપણી પાસેથી ત્રણ ગણો ચાર્જ વસૂલ કરે છે તો ચોરી કરવામાં શો વાંધો છે ?

અમુક લોકો કહે છે કે આ સરકારવાળા મુસલમાનોને બંધારણીય હક્કો બરાબર આપતા નથી તો સરકારની ચોરી કરવી કાંઈ ગુનો કહેવાય ? વગેરે.

ઉપરોકત વાતોને ધ્યાનમાં રાખી ઉપરના સવાલનો જવાબ આપવા મહેરબાની કરશો તથા ગુનાહ કરવો અને ગુનાહમાં મદદ કરવામાં જેમ કે અમૂક માણસો આ બાબતમાં ખૂબ જ પાવરધા (નિપૂંણ) હોય લોકો તેઓ પાસેથી આની સલાહ લઈ તથા તેઓ પાસે આવું કામ કરાવે છે તો આવું કામ (ધંધો) કરનારા પણ ગુનેગાર ગણાશે ?

**જવાબ** : લાઈટ બીલ ઓછું કરવા માટે સવાલમાં દર્શાવવામાં આવેલ રીતો અપનાવવી શરઈ રૂએ નાજાઈઝ અને હરામ છે. એ બધાનો શુમાર ચોરી અને ખિયાનતમાં થાય છે અને એ બન્ને શરઈ દ્રષ્ટિએ મોટા ગુનાહ છે. એ માટે બતાવવામાં આવતા બહાના નફસ અને શયતાનનો ધોકો છે. અગર સરકાર તરફથી લેવામાં આવતો ભાવ આપને માન્ય નથી તો આપ સરકારી કનેકશન ખતમ કરી પોતાની રીતે રોશનીનો ઈન્તિઝામ કરી શકો છો. સરકાર તરફથી એવી ફરજ પાડવામાં આવી નથી કે તમે વીજળીનું કનેકશન ફરજીયાત લો. આ તો એક સોદો છે, આપને પસંદ અને માન્ય ન હોય તો આપ ઉપર કોઈ જબરદસ્તી નથી.

જે લોકો ચોરી અને ખિયાનતના આ કૃત્યમાં સલાહ સહકાર આપે છે તેઓ પણ શરઈ રૂએ ગુનેગાર છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે "ગુનાહ અને અત્યાચારના કામમાં સહકાર ન આપો."

# (૧૫) તાઝીર કિંવા સજાઓ

## ૧. ભત્રીજીના કાકા સાથે કુસંબંધોને કારણે કાકીને તલાક થાય તો એવી માટે શું સજા ?

**સવાલ :** એક નેક 'આલિમા ખાતૂન' પોતાના જ કાકા જોડે કુસંબંધો રાખે અને એના લીધે કાકીને 'તલાક' થઈ જાય તો શરીઅતની રૂએ એ આલિમાને દુનિયામાં અને આખિરતમાં કયાં જગ્યા મળશે?

**જવાબ :** એવી ઔરત જેના સાથે શરઈ રૂએ નિકાહ કરવું દુરૂસ્ત હોય, જેને શરીઅતની પરિભાષામાં ગેરમહરમ ઔરત કહેવામાં આવે છે, તેની સાથે પણ અગર નિકાહ ન થયા હોય અને કોઈ સંભોગ કરે તો તેનું આ કૃત્ય સખ્ત ગુનાહિત અને વખોડવા પાત્ર ઠરે છે. અને શરીઅતની પરિભાષામાં એને 'ઝિના' કહેવામાં આવે છે. જેનાથી ઘણાં જ સખ્ત શબ્દોમાં કુર્આન અને હદીસમાં મનાઈ ફરમાવવામાં આવી છે. અને ઈસ્લામી શાસનમાં આ ગુનાહ માટે ઘણી જ સખ્ત સજા રાખવામાં આવી છે. કિંવા અગર 'મુહસન' હોય તો પથ્થર મારી, મારી નાંખવાની સજા છે. અને મુહસન ન હોવાની સૂરતમાં ૧૦૦ કોરડાઓની સજા ફટકારવામાં આવે છે. અને કેટલાક સંજોગોમાં એક વર્ષ માટે તડીપાર કરવામાં આવે છે. કેટલીક ઔરતો એવી પણ છે જેની સાથે જીવનમાં કોઈ પણ કાળે નિકાહ કરવું દુરૂસ્ત નથી. જેઓને શરીઅતની પરિભાષામાં 'મહરમ' ઔરત કહેવામાં આવે છે એવી ઔરતમાં ભત્રીજીનો પણ શુમાર છે. કાકાનો ભત્રીજી સાથે ઝીનાનો સંબંધ રાખવું અને ભત્રીજી પણ આલિમા હોય અને કાકા-ભત્રીજીના સંબંધોને લઈ કાકીને (જે જાઈઝ રીતે નિકાહમાં આવી હતી) તલાક થઈ જવું શરઈ રૂએ કેટલું બધું વખોડવા પાત્ર હોય શકે છે, તેની તો માત્ર કલ્પના જ કરવી રહી.

**નોટ :** 'મુહસન' શરીઅતની પરિભાષામાં એવી વ્યક્તિને કહેવામાં આવે છે, જેમાં નિકાહ કર્યા હોવાની સાથે અન્ય કેટલીક શરતો પણ મવજૂદ

હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સ્ત્રીને હલાલહ વગર રાખનારને જમાઅતથી ખારિજ કરી શકાય ?

**સવાલ** : એક માણસે નશાની હાલતમાં તેની ધણીયાણીને સાત થી સાડા સાત મહિના હતા તે સમયે એક મુસ્લિમ મર્દ અને સ્ત્રીને ગવાહ બનાવી ત્રણ તલાક આપી દીધા. પછીથી જમાત રાખીને બન્નેને છૂટા કરી દેવામાં આવ્યા અને છોકરીને તેના ભાઈના ઘરે લઈ જવામાં આવી. પંદર દીવસ પછી બન્ને સ્ત્રી–પુરૂષ મળી ગયા અને ઘરેથી ચોરી–છુપીથી ભાગી અને બેથી અઢી મહિના પછી તે સ્ત્રીને છોકરાનો જન્મ થયો. હાલ એ સ્ત્રી પાક થઈ ચુકી છે. મહેરબાન મુફતી સાહેબ ! હવે અમે એ માણસને જમાતમાં રાખી શકીએ કે કેમ ?

**જવાબ** : નશાની હાલતમાં પોતાની હામિલહ (સગર્ભા) ઔરતને આપેલી ત્રણ તલાક પડી ગઈ અને તે ઔરત એના ધણી ઉપર હરામ થઈ ચુકી છે. હવે શરઈ હલાલહ વગર તે ઔરત સાથે એ ધણી નિકાહ કરી શકતો નથી. અત્યારે પણ બન્નેને છૂટાં જ રાખવું જરૂરી છે. અલબત્ત હવે જયારેકે તે ઔરતને બાળક જન્મવાથી તેની ઈદ્દત પૂરી થઈ ચુકી છે, તે ઔરત સાથે બીજો કોઈ મર્દ નિકાહ કરવા ચાહે તો કરી શકે છે. બીજા મર્દના એ ઔરત સાથે નિકાહ કરવા પછી તેણી સાથે તેનો સંભોગ પણ થાય. ત્યાર બાદ કોઈ કારણસર એ તલાક આપે અથવા તેની વફાત થાય અને તેની ઈદ્દત ગુજરી જાય, ત્યાર પછી પહેલો ધણી નિકાહ કરવા ચાહે તો કરી શકે છે. એનું જ નામ શરઈ હલાલહ છે. એ વગર જો બન્ને જણાં સાથે રહેતા હોય તો એમને છૂટા પાડવા જરૂરી છે, અને ન માને તો જમાતથી ખારિજ કરવામાં આવે.

## ૩. પોતાની બિરાદરીની છોકરીથી શાદી ન કરનારથી પ્રવેશ ફી લેવું અને એનાથી તઅલ્લુક ન રાખવો.

**સવાલ** : અમે લોકો સુન્નીવ્હોરા કોમ આબાદનગરમાં એક લાંબા સમયથી મુકીમ છીએ. અમારી જમાઅતના છોકરા છોકરીઓની શાદી નિકાહ આપસ આપસમાં જ કરીએ છીએ. બીજી મુસલમાન બિરાદરીમાં કરતા નથી. આ સિલસિલો હમણાં સુધી સારી રીતે ચાલ્યો. પરંતુ થોડા સમય પહેલાં આ કાનૂનના વિરૂદ્ધમાં બનાવ બનવાથી અમારી બિરાદરી કોમના ઝિમ્મેદાર હઝરાત એમ વિચારીને કે આવી રીતે થતું રહેશે તો બિરાદરી જમાતની છોકરીઓ રહી જાય, તકલીફ થાય. એથી કાનૂન થોડો સખ્ત એવો બનાવ્યો કે જે શખ્સ પોતાના છોકરાને બીજી બિરાદરી કોમની છોકરી સાથે શાદી કરાવશે તો એને રૂા.૫૫૧/– લાગો દેવો પડશે. જ્યારે સમજમાં આવ્યું કે આવો લાગો લેવો ઠીક નથી જેથી લાગાને બદલે પ્રવેશ ફી રૂા.૫૫૧/– રૂપે લેવાનું શરૂ કર્યું છે. પ્રવેશ ફીનો હેતુ એમ સમજવામાં આવે છે કે બીજી કોમની છોકરી અમારી જમાઅતના માલ અસ્બાબથી ફાયદો ઉઠાવશે જેથી પ્રવેશ ફી દુરૂસ્ત છે.

માટે આ પ્રવેશ ફી લેવું અને તેને ઈસ્તેમાલમાં લાવવું દુરૂસ્ત છે કે નહીં ? સાથમાં આ કાનૂન કે જે શખ્સ પ્રવેશ ફી નહીં આપે એની શાદી નિકાહમાં કોઈ નહીં જાય અને તેનાથી વ્યવહાર તઅલ્લુક બંધ કરવામાં આવશે. અગર કોઈ ત્રીજો શખ્સ ઉપરોકત શખ્સથી વ્યવહાર કરશે તો એને પણ તંબીહ કરાશે કે એને ત્યાંના શાદીના પ્રસંગોમાં જમાઅતને રોકવામાં આવશે. આ ફૈંસલો શરઈ રૂએ ઠીક છે કે નહીં ?

**જવાબ** : શરીઅત તરફથી છોકરા ઉપર એવી કોઈ પાબંદી લાગુ કરવામાં નથી આવી કે તેણે પોતાની બિરાદરીની છોકરીથી જ નિકાહ કરવા, માટે આપની જમાઅત તરફથી એવો કાનૂન મુકર્રર કરવો જેનાથી એવી પાબંદી આવતી હોય દુરૂસ્ત નથી. જ્યારે એવો કાનૂન જ શરઈ રૂએ અયોગ્ય ઠર્યો તો પછી એના ઉપર અમલ કરાવવા માટે બીજી પાબંદીઓ પણ આપોઆપ નાદુરૂસ્ત કહેવાશે. આપે પ્રવેશ ફી બાબત જે કારણ દર્શાવ્યું છે તે પણ સુસંગત નથી, કારણ કે બીજી કૌમની છોકરી તમારી કૌમના સામાનથી જે ફાયદો ઉઠાવશે એનાથી આપનો આશય એ હોય કે તે છોકરી

જે છોકરા સાથે નિકાહ કરશે તેના ઘરે તે આવી તે ઘર તેમજ કુટુંબના સામાનથી ફાયદો ઉઠાવશે, તો પ્રશ્ન એ છે કે તે સામાન તો તે છોકરીના ધણીનો થયો જમાઅતનો કયાં છે ? અને ધણી ઉપર પોતાની બીવીની જરૂરતો પૂરી કરવાની જવાબદારી તો શરઈ અને કાનૂની રાહે લાગુ પડે જ છે પછી, એ ઉપર ફીસ કેવી ?

બીજી વાત એ કે આપ એ ફીસ ખુદ તે છોકરા અથવા તેના વાલીથી વસૂલ કરશો તો એ કયાંનો ન્યાય કહેવાય કે સામાન પણ તે છોકરા તથા તેના વાલીનો વપરાય રહ્યો છે અને તેની પાસેથી જ ફીસ પણ વસૂલ કરવામાં આવી રહી છે અને ફીસ વસૂલ કરનાર તે લોકો છે જેની કોઈ વસ્તુ વપરાય રહી નથી, ભલા એ ફીસ થઈ કે દંડ થયો ?

નામ બદલવાથી હકીકત તો બદલાય જતી નથી અને જે લોકો એ ફીસ અદા ન કરે તેમના ત્યાં કોઈએ શાદી નિકાહમાં ન જવું, એ કાનૂન પણ શરીઅતના વિરૂદ્ધ છે. હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "એક મુસલમાનના બીજા મુસલમાન ઉપર પાંચ હક્કો છે : (૧) સલામનો જવાબ આપવો (૨) બીમારની ખબર લેવી (૩) જનાઝા સાથે જવું (૪) દાવત સ્વીકારવું અને (૫) છીંકનો જવાબ આપવો." [બુખારી શરીફ] "દાવત સ્વીકારવું" શરીઅત તરફથી એક હક્ક રૂપે બતાવવામાં આવ્યું છે. હવે જો આપની જમાઅત તે માણસના ત્યાં શાદી નિકાહમાં જવાથી રોકશે તો ઉપરોકત હદીસથી વિરૂદ્ધ કહેવાશે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તો જવા માટે તાકીદ ફરમાવે છે અને આપ તેનાથી રોકો છો.

બીજી એક હદીસમાં છે : "આપસમાં કત્એ-તઅલ્લુક ન કરો અને એક બીજાની પાછળ ન પડો. આપસમાં વેર ન રાખો અને અદેખાઈ ન કરો. અય અલ્લાહના બંદાઓ ! બધા ભાઈ ભાઈ બની રહો." [બુખારી શરીફ] એક હદીસમાં છે કે "સગાં-વ્હાલાઓથી સંબંધ તોડનારો જન્નતમાં નહીં જાય !" [બુખારી શરીફ]

ખરેખર આપની જમાઅત પ્રવેશ ફી ન આપનારથી બીજાઓનો સંબંધ

તોડાવી બીજાઓ માટે જન્નતના પ્રવેશ ઉપર પાબંદી લગાવી રહી છે. કોઈ વ્યક્તિ શરીઅતનો કોઈ એવો હુકમ તોડતી હોય જેના લઈને પૂરા સમાજમાં બદીનું વાતાવરણ સર્જાતું હોય તો એવા સાથેનો સંબંધ તોડવાની ગુંજાઈશ છે. પરંતુ આપે સવાલમાં જે મુદ્દો ઉઠાવ્યો છે તેમાં તો જરાપણ શરીઅત વિરૂદ્ધ કામ થઈ રહ્યું નથી. અલ્લાહ તઆલા સૌને સિરાતે મુસ્તકીમની તૌફીક આપે, આમીન.

## ૪. જમાઅત વિરોધીને મકાન વેચનારનો બહિષ્કાર.

**સવાલ :** અમારા ઈલાકામાં મુસ્લિમ બિરાદરી જે વર્ષો પહેલાં મુસ્લિમ થયેલા જેથી શેખના નામથી જાણીતા છે. આ બિરાદરી અકસર તબ્લીગી જમાઅત સાથે મુનાસબત ધરાવે છે.

હવે આ જમાઅતી બિરાદરીના એક શખ્સ ઝૈદે બકરને કે જમાઅતી (તબ્લીગી) કામનો મુખાલિફ તેમ ઈદના ફસાદમાં (બકરે) ભાગ લીધેલ તેને ઝૈદે મકાન વેચાણ આપેલ.

તો જમાઅતી લાઈનની બિરાદરીના લોકોએ નાત ભેગી કરી ઝૈદનો બહિષ્કાર કરેલ કે તેણે બકર કે જે મુખાલિફ તેમ ઈદના ફસાદમાં ભાગ લીધેલ તેને મકાન કેમ વેચ્યું ? બીજા ગમે તેને વેચ્યું હતું પણ આને કેમ વેચ્યું ? આ ગુનાહના સજા બદલ ઝૈદનો નાત (જમાઅત)માંથી બહિષ્કાર (નાત બહાર) કરેલ અને તેની સાથે કૌમનો કોઈ શખ્સ વાતચીત, વ્યવહાર, લેણદેણ, નાત–જમાઅત તેમ મોત મૈયતમાં પણ ન જાય અને તેની દુકાનેથી માલ લેવો નહીં. તેમ તેને વેચવો નહીં. આવી રીતે પામાલ કરવાનો હેતુ છે. ઝૈદે નાત આગળ માફી માંગેલ તેમ નાત જે દંડ કરે તે સ્વીકારી ચુકવવા પણ તૈયાર છે, પરંતુ નાત તે સ્વીકારવા પણ તૈયાર ન થયેલ.

તો શું શરઈ લાઈનથી આવું કરવું જાઈઝ છે ? શું આવી રીતે પગલું ભરવામાં નાતના ઝિમ્મેદારો તેમ આગેવાન ચૌધરી ગુનેગાર ગણાશે ? અને આમ કરવું વ્યાજબી છે ?

**જવાબ :** ઉપરોકત જમાઅતી બિરાદરીના લોકો ઉપર જરૂરી હતું કે

આ પ્રકારનો કોઈ પણ ફેંસલો માન્ય ઉલમાએ કિરામથી લેખિત ફતવો મેળવ્યા વગર ન કરતે. ઝૈદનું બકરના હાથ પોતાનું મકાન વેચવું એક જાઈઝ સોદો છે. એ કોઈ એવું કૃત્ય નથી જેને લઈ એક મુસ્લિમભાઈનો બહિષ્કાર કરી એને જમાઅત બહાર મુકવામાં આવે અને તેની સાથે વાતચીત, વ્યવહાર વગેરેથી બીજા ભાઈઓને રોકવામાં આવે આ રીત નાજાઈઝ અને હરામ છે.

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "એક મુસલમાન ઉપર બીજા મુસલમાનના પાંચ હક્ક છે. સલામનો જવાબ આપવો, બીમારની ખબર પુછવી, જનાઝા સાથે જવું, દાવત સ્વીકારવી અને છીંક ખાનારને (જ્યારે 'અલ્હમ્દુલિલ્લાહ' કહે ત્યારે 'યરહમુકલ્લાહ' કહી તેનો) જવાબ આપવો." [બુખારી શરીફ]

એક હદીસમાં છે કે : "મુઅમિન માટે જાઈઝ નથી કે ત્રણ દિવસથી વધુ પોતાના મુઅમિન ભાઈથી અબોલા રાખે." [બુખારી શરીફ]

એક હદીસમાં છે કે : "કામીલ મુસલમાન તે છે જેના હાથ અને જબાનથી મુસલમાનો મહફૂઝ રહે." [બુખારી શરીફ]

એક હદીસમાં છે : "આપસમાં સંબંધ ન તોડો અને એક બીજાની પાછળ ન પડયા રહો. આપસમાં વેર ન રાખો અને હસદ ન કરો. અય અલ્લાહના બંદાઓ ! સૌ ભાઈ ભાઈ બનીને રહો." [બુખારી શરીફ]

જે લોકોએ શરઈ યોગ્ય કારણ વગર આ પગલું ભર્યું છે તે સૌ સખ્ત ગુનેગાર છે અને તેઓ ઉપર જરૂરી છે કે પોતાના આ ગુનાહિત કૃત્યથી તૌબા કરે. પોતાને તબ્લીગી લાઈનથી નિસ્બત ધરાવતા બતલાવી આવા કૃત્ય કરવાથી તબ્લીગી કાર્યને પણ ધોકો પહોંચે છે.

[ફતાવા રહીમિય્યહ : ભાગ-૬ પેજ નં. ૩૧૫-૩૧૬]

# (૧૬) શહાદત કિંવા ગવાહી

**૧. સાચી-જૂઠી ગવાહી આપવા-ન આપવા બાબત સ્પષ્ટતા.**

**સવાલ** : હઝરત હારિસ મુહાસબી (રહ.)ના કિસ્સામાં આપની નસીહતોમાંની એક નસીહત છે. કિસી કિસમકી ગવાહી સચ્ચી હો યા જૂઠી ન દો. તો અહીં પૂછવાનું એ કે સાચી ગવાહી દેવામાં શું વાંધો શરઈ લાઈનથી છે ?

**જવાબ** : જેનો હક તે ગવાહી વડે સાબિત થતો હોય તેના તરફથી ગવાહી આપવાની માંગણી ન થાય ત્યાં સુધી સાચી ગવાહી આપવી પણ વાજીબ થતી નથી. [શામી : ભાગ–૪ પેજ નં. ૪૧૧]

શક્ય છે તે માણસ હક લેવા ન માંગતો હોય. માટે પોતાના તરફથી ગવાહી દેવા માટે તત્પરતા બતાવવાની જરૂરત નથી. હારીસ મુહાસબી (રહ.)ની નસીહતમાં પણ એવી ગવાહીની જ મુરાદ હોય એ શક્ય છે.

# (૧૭) લુકતહ
# કિંવા મળેલી વસ્તુ

## ૧. લુકતહ (પડેલી ચીજ)ને ઉઠાવવાનો હુકમ.

**સવાલ** : અગર રસ્તા ઉપરથી ગીરી પડી ચીજ જેમ કે રૂપિયા–પૈસા તેમજ વપરાશની કોઈ ચીજ વસ્તુ (જે ખરાબ થાય તેવી ન હોય) તેને કેટલો વખત સુધી માલિકની રાહ જોવા બાબત રાખી મૂકવી જરૂરી છે અને તેટલો વખત પૂરો થયા બાદ તેનો શો ઈસ્તેમાલ કરવો ?

**જવાબ** : પડેલી વસ્તુ માલિકને પહોંચાડવાની નિય્યતે ઉઠાવે અને લોકોના ભેગા થવાની જગ્યાઓ ઉપર તેનું એલાન કરતો રહે ત્યાં સુધી કે તેનો માલિક મળી જાય અથવા એટલો સમય પસાર થઈ જાય કે હવે ઉઠાવનારને એ યકીન થઈ જાય કે હવે એનો માલિક એને તલાશ નહીં કરતો હોય ત્યાર પછી જો ઉઠાવનાર પોતે મોહતાજ હોય તો વાપરે, નહીં તો

કોઈ મોહતાજને સદકો કરી આપે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૩ પેજ નં. ૩૨૦]

# (૧૮) વકફ

## ૧. વકફની મિલ્કત ઓછા ભાડાથી આપી શકાય નહિ.

**સવાલ :** મસ્જિદના મુતવલ્લી તરીકે કે અન્ય રાહે મસ્જિદની કોઈ ભાડાની મિલ્કત ઓછા ભાડાથી તેની સેવાની કદર રૂપે, તેના કહેવા વગર, જમાતી પોતાની રીતે સમજી, ઓછા ભાડેથી, એટલેકે બજાર ભાડાથી અડધા ભાડેથી મકાન આપી શકાય ?

**જવાબ :** વકફની મિલ્કતનું આજની રાહે જે ભાડું ચાલી રહ્યું હોય, તેનાથી ઓછા ભાડે આપવું દુરૂસ્ત નથી. જેને આપવામાં આવી છે તેને કહેવામાં આવે કે કાયદેસરનું જે ભાડું થતું હોય, તે મુજબ વધારી આપે, અને જો તે વધારી આપવા તૈયાર ન હોય તો બીજી વ્યક્તિ જે કાયદેસરનું ભાડું આપતી હોય, તેને ભાડે આપવામાં આવે.

## ૨. વકફ જમીન વેચી આવક મેળવવાની યોજના બાબત.

**સવાલ :** અમારા ગામે મસ્જિદ ટ્રસ્ટની માલિકીની જમીન છે. જે પડતર અને બિનઉપજ છે. હાલે સારા ભાવોની ઓફર આવતી હોય, અમે સદર જમીન સંસ્થાના હિતમાં વેચાણ કરનાર છે. જમીનના વેચાણની ઉપજમાંથી મસ્જિદ માટે સારી જગ્યાએ શરીઅતના માતહતમાં રોકાણ કરી અથવા નવીન મકાન બનાવી ભાડે આપી ઉપજ મેળવવાની યોજના છે. સદર મસ્જિદ ટ્રસ્ટની વેચાણ થનાર જમીનના નાણાંમાંથી અમે મુસ્લિમ કોમ્યુનીટી હોલનું બાંધકામ કરતા હોઈએ જે બાંધકામમાં વધુ ખર્ચ થાય એમ છે. હાલ અમારી પાસે ભંડોળ ઓછું છે. જેથી અમે મસ્જિદ ટ્રસ્ટની વેચાણ થનાર જમીનના આવેલ નાણાંમાંથી જરૂરીયાત પુરતા નાણાં હોલના

બાંધકામમાં લોન પેટે લઈ, એ હોલનું બાંધકામ પુરૂં કરવા વિચારેલ છે. આ બાબતે ગામની જનરલ સભામાં ઠરાવ પણ કરેલ છે. ઠરાવમાં જણાવેલ છે કે હાલ હોલના બાંધકામમાં ખૂટતી રકમ મસ્જિદની જમીન વેચાણની રકમમાંથી વાપરી હોલની આવકમાંથી મસ્જિદ ટ્રસ્ટની લીધેલ લોનની રકમ અદા કરવાનું નક્કી કરેલ છે. હોલમાં મસ્જિદ ટ્રસ્ટની રકમ લોન પેટે લીધેલ એ રકમ અદા ન થાય ત્યાં સુધી હોલની ભાડાની આવકમાંથી સપ્રમાણસર રકમ મસ્જિદ ટ્રસ્ટમાં ફાળવવા નક્કી કરેલ છે. આ બાબતે અમે ગામના કોમ્યુનીટી હોલના બાંધકામમાં મસ્જિદની જમીનના વેચાણના નાણાં ઉપયોગમાં લઈ શકીએ કે કેમ ? એ બાબતે શરીઅતની રોશનીમાં યોગ્ય ખુલાસાવાર જવાબ આપવા અરજ છે.

**અથવા** ઉપરોકત સવાલમાં જણાવ્યા મુજબ મસ્જિદ ટ્રસ્ટમાંથી લીધેલ લોન મસ્જિદ ટ્રસ્ટને પરત કરવાની થાય છે. જો મસ્જિદ ટ્રસ્ટમાંથી જમીનની ઉપજમાંથી ગામના મુસ્લિમ કોમ્યુનીટી હોલ બાંધકામમાં લીધેલ લોન મસ્જિદ ટ્રસ્ટમાં હોલમાં ભાગ પેટે લેવામાં આવે અને હોલની આવકમાંથી મસ્જિદ ટ્રસ્ટ અને હોલને રોકેલ રકમ મુજબ ભાડું ફાળવવામાં આવે તો ચાલે કે કેમ ? આમ કરવાથી હોલની અને મસ્જિદ ટ્રસ્ટની સંયુકત રકમમાંથી હોલનું બાંધકામ કરવામાં આવે અને હોલ ભાડાની રકમમાંથી સપ્રમાણસર વહેંચવામાં આવે તો તે યોગ્ય છે કે કેમ ? તેનો પણ ખુલાસો કરવા અરજ છે.

**જવાબ** : જે મિલકત (જમીન અથવા અન્ય કોઈ પણ) કોઈ પણ ધ્યેય ખાતર વકફ કરવામાં આવે તો વકફ કરતાની સાથે જ તે મિલકત વકફ કરનાર માલિકની માલિકીમાંથી નીકળી અલ્લાહ તઆલાની માલિકીમાં આવી જાય છે અને વકફ થઈ ગયા પછી તેને અન્ય કોઈની માલિકીમાં (વેચાણ અથવા અન્ય કોઈ રીતે) આપી શકાય નહીં [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૩ પેજ નં. ૪૦૧- ૪૦૨] અને જો જાણે અજાણ્યે વેચાણ આપવામાં આવી હોય તો શરઈ રૂએ તે વેચાણ રદ બાતલ છે અને ખરીદનાર તેનો માલિક બનતો નથી. [શામી : ભાગ-૩ પેજ નં. ૪૩૧] વકફ મિલકતની બાબત

શરીઅતમાં એટલી સખ્ત તાકીદ કરવામાં આવી છે કે જે આશય માટે વકફ કરવામાં આવી હોય તે સિવાય અન્ય કોઈ કામમાં વાપરી શકાય નહીં. દા.ત. જે જમીન મદ્રેસા માટે વકફ કરવામાં આવી હોય તેનો ઉપયોગ મસ્જિદમાં કરવો જાઈઝ નથી. બલકે અગર તે જમીન મદ્રેસાના મુદર્રીસોના પગાર માટે વકફ કરવામાં આવી હોય તો તેની આવક તે જ મદ્રેસાના અન્ય કોઈ કામ (તઅમીર, મરમ્મત વગેરે)માં ઉપયોગમાં લેવી જાઈઝ નથી. મુતવલ્લી અને ટ્રસ્ટની ફરજ છે કે તે શરીઅતના આ બધા આદેશોને આધીન રહી વકફ મિલકતોની વ્યવસ્થા કરે. અગર તે એમાં શરઈ આદેશોનું ઉલ્લંઘન કરશે તો શરીઅતની રૂએ ભ્રષ્ટાચારી ગણાય અને પોતાના હોદ્દાથી બરખાસ્ત કરવામાં આવશે. માટે સવાલમાં દર્શાવેલ મસ્જિદ ટ્રસ્ટની માલિકીની જમીન વકફ હોય તેનું વેચાણ શરઈ રૂએ જાઈઝ નથી. મુતવલ્લીઓની ફરજ છે એ જમીનને પડતર ન રહેવા દેતાં એમાં ઉપજ પ્રાપ્ત થાય એવી રીત અપનાવે નહીં તો તેઓ ગુનેગાર ઠરશે અને પોતાની ફરજ બજાવવામાં કોતાહી કરનાર કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વકફની ઈમારતો વચ્ચે કોઈ બીજી ઈમારતથી નુકશાન પહોંચે તો શું કાનૂની દ્રષ્ટિએ મળનાર વળતર લઈ શકાય ?

**સવાલ** : એક મસ્જિદ કમીટીએ મસ્જિદના પૈસાથી કેટલીક દુકાનો વેચાણ રાખી છે જેને લગભગ આઠ દસ વર્ષ થઈ ગયાં છે. જે પાર્ટી પાસેથી દુકાનો વેચાણ રાખી હતી તે પાર્ટીએ ત્યાં એક કોમન પ્લોટ પણ રાખ્યો હતો જે દુકાનોની બિલ્કુલ સીધમાં હતો અને તે કોમન પ્લોટને અડીને એક રોડ જૂનો નેશનલ હાઈવે લાગે છે. કોમન પ્લોટની ખૂલ્લી જગ્યાને કારણે રોડ ઉપર અવર જવર કરનાર વ્યક્તિઓ દુકાનો જોઈ આકર્ષાતા હતા. છેલ્લા બે વર્ષો દરમિયાન તે પાર્ટીએ કોમન પ્લોટ વેચી નાંખ્યો અને વેચાણ રાખનાર પાર્ટીએ ત્યાં એક ગેસ્ટ હાઉસ બનાવ્યું, જેથી દુકાનો રોડથી અલોપ થઈ ગઈ અને ગ્રાહકોનું આકર્ષણ પણ ઓછું થઈ ગયું. કોમન પ્લોટોનું વેચાણ

ચેરીટી કમિશ્નરના નિયમોનું ઉલ્લંઘન હતું અને દુકાનોની વેલ્યુ ડાઉન થઈ જવાથી મસ્જિદ કમીટીએ ચેરીટી કમિશ્નરમાં વાંધો ઉઠાવ્યો અને નુકસાનીનો દાવો કર્યો. ચેરીટી કમિશ્નરે ફેંસલો કર્યો કે કોમન પ્લોટમાં વ્યક્તિગત બાંધકામ ખોટું છે અને ધાર્મિક સંસ્થાને તેનાથી નુકસાન પણ છે તેથી તે કોમન પ્લોટનું વેચાણ રાખનાર પાર્ટીને આદેશ આપ્યો કે ધાર્મિક સંસ્થાને ખુશ કરી સમાધાન કરી લો. હવે તે પાર્ટી બે લાખ રૂપિયા દેવા તૈયાર છે તો શું મસ્જિદ કમીટી આ પૈસા લઈ મસ્જિદમાં જમા કરાવી શકે છે? શું મસ્જિદ કમીટી સમાધાન કરી શકે ?

તા. ક. કોમન પ્લોટ વેચાણ રાખનાર પાર્ટીને કોમન પ્લોટ હોવાની માહિતી પહેલેથીજ પ્રાપ્ત હતી. પોતાની પહોંચના આધારે વેચાણ રાખ્યું હતું.

**જવાબ :** દુકાનો રોડ ઉપરથી અલોપ થઈ ગઈ અને ગ્રાહકોનું આકર્ષણ ઓછું થઈ ગયું એ બુન્યાદ પર તો નહીં પરંતુ દુકાનોની માલિકીને લઈ કોમન પ્લોટથી લાભ મેળવવાનો હક મસ્જિદનો પણ હતો. લેન્ડબોર્ડ પાર્ટીએ તે કોમન પ્લોટ ત્રાહિત વ્યક્તિને વેચી અને તેણે એમાં ગેસ્ટ હાઉસ બનાવીને મસ્જિદને પોતાના હકથી વંચિત કરી મસ્જિદને નુકસાન પહોંચાડયું તેથી મસ્જિદ પોતાનો હક છોડી આપવાના બદલારૂપ સુલેહ તરીકે કાંઈક લેવા ચાહે તો લઈ શકે છે. [તકમીલએ ફત્હુલ મુલ્હીમ : ભાગ–૧ પેજ નં. ૩૬૪]

## ૪. વકફની જમીનનો રસ્તો બાજુવાળી જમીનમાં હોય વર્ષો પછી તે ખાનગી જમીનનો માલિક અંવર જવરથી રોકે.

**સવાલ :** અમારા ગામની મસ્જિદ ટ્રસ્ટની ખેડખાતાની જમીન છે. સદરહુ મસ્જિદની જમીનની બાજૂમાં એક હિન્દુ બહેનની જમીન આવી છે. તે હિન્દુ બહેનની જમીનમાંથી છેલ્લા ૨૫ થી ૩૦ વર્ષથી બળદગાડા, ટ્રક, ટ્રેકટર, ઢોર તથા માણસોની આવ–જાવ કરીએ છીએ અને હિન્દુ બહેને આજ દિન સુધી કોઈ પણ વખત આવ– જાવ કરવાની ના પાડી નથી કે

અટકાવ્યા નથી. સદરહુ જમીન પડતર હતી. તે બહેને એ પોતાની જમીન છેલ્લા બે વર્ષથી એક મુસ્લિમભાઈને વેચાણ આપી છે. તે જમીન એ ભાઈએ ખેડી નાંખી છે અને ખેડવા પછી એક વર્ષ એમણે પણ મસ્જિદની જમીનમાં આવવા-જવા દીધા છે અને શેરડીનો પાક પણ ટ્રક મારફત કાઢવા દીધો હતો અને એમણે કાયમ માટે આવવા-જવા દેવાની મૌખિક બાંહેધરી આપી હતી, પરંતુ ચાલુ વર્ષમાં એ ભાઈએ મસ્જિદના ખેતરમાં આવવા-જવા માટેનો રસ્તો બંધ કરી આપ્યો છે. મસ્જિદના ટ્રસ્ટી તેમજ કમિટી સભ્યોએ તથા ગામના અન્ય માણસોએ ઘણી સમજાવટ કરી છતાં એમણે રસ્તો આપવા માટે ચોખ્ખી ના પાડી દીધી. એ મસ્જિદની જમીનમાં જવા માટેનો બીજો કોઈ રસ્તો ન હોવાથી અથવા ઘણાં વર્ષોથી આવ-જાવ કરતા હોવાથી ટ્રસ્ટીએ નાછુટકે કાયદાનો આશરો લેવો પડયો. સદરહુ જમીનમાં આજુબાજુ ખેડતા જમીન માલિકોએ કોર્ટમાં એફીડેવિટ કરી કે આ જ ખેતરમાંથી મસ્જિદની જમીનમાં આવ-જાવ કરતા છે તથા મૂળ માલિક જેણે મુસ્લિમભાઈને જમીન વેચાણ આપી છે એ માલિકે પણ કોર્ટમાં એફીડેવિટ કરીકે મારા ખેતરમાંથી જ મસ્જિદની જમીનમાં આવ-જાવ કરતા હતા જેથી એમને આવ-જાવ કરવા દેવા જોઈએ. અને એ ભાઈ જો જવા દેવાની ના પાડતા હોય તો એ મારી વેચેલી જમીન મને પાછી સોંપવામાં આવે જેથી હું વિના મુલ્યે રસ્તો કાઢી આપું. છતાં રસ્તો આપવા માટે મુસ્લિમભાઈ ના પાડે છે. અગર જો મસ્જિદની જમીનમાં જવા માટેનો રસ્તો નહીં મળે તો મસ્જિદની જમીન પડી રહી ઘણું નુકશાન થાય તેમ છે. તો આ બાબતે શરીઅતથી મસ્અલો શું કહે છે તે વિગતવાર જણાવવા મહેરબાની કરશો તથા સદર રસ્તા માટે જે ટ્રસ્ટીએ તથા કમિટી સભ્યોએ કોર્ટમાં દાવો કર્યો હતો તે ટ્રસ્ટીને વિદેશ જવાનું હોવાથી એમણે ટ્રસ્ટમાંથી રાજીનામું આપ્યું છે અને એમની જગ્યાએ જમાતે બીજા એક ટ્રસ્ટીની નિમણૂંક કરી છે. હવે રસ્તો નહીં આપનાર મુસ્લિમભાઈના નવા ટ્રસ્ટી સગા થાય છે. નવા ટ્રસ્ટીએ મસ્જિદ ટ્રસ્ટનું હિત નહીં જોતા એક સગાને ફાયદો કરાવી આપવા માટે એમના સગાઓ સાથે મળી કોર્ટમાંથી દાવો ખેંચી લીધો છે. જેના કારણે

રસ્તાના આખા પ્રકરણ ઉપર પડદો પડી ગયો છે અને સદર ટ્રસ્ટી સ્થાપિત હીતો ધરાવનાર સગાઓ સાથે મળી જઈ ટ્રસ્ટી તથા એમનો ખોટો સહકાર આપનારાઓ માટે મસ્અલો શું કહે છે? શરીઅતનો શું હુકમ છે તે વિગતવાર જણાવશો.

**જવાબ** : મસ્જિદની વકફ ખેડાણ જમીનમાં અવર–જવર માટેનો રસ્તો બાજુમાં આવેલ ખાનગી માલિકીની જમીનમાં હતો અને વર્ષોથી એ જ રસ્તેથી અવર–જવર થતી હતી તો એ જમીનમાંથી અવર–જવરનો હક છે. હવે જ્યારે બાજુની એ જમીન તેની માલિક બાઈએ બીજા માણસને વેચી તો ખરીદનાર નવા માલિકને હક નથી કે અવર–જવરની મનાઈ કરે. માલિક બદલાઈ જવાથી એ જમીનમાં આવેલ અવર–જવરનો હક ખતમ થઈ જતો નથી, બલકે પહેલાંની જેમ અત્યારે પણ મસ્જિદની જમીનમાં આવવા–જવા માટેનો હક પડોશની જમીનમાં કાયમ રહે છે. નવો માલિક એ રસ્તો બંધ કરી શકતો નથી, બંધ કરવાની સૂરતમાં ગુનેગાર ઠરશે.

[શામી : ભાગ–૫ પેજ નં. ૩૧૫, કવાઈદુલ ફિકહ પેજ નં.૯૮]

હવે જ્યારે નવા માલિકે રસ્તો બંધ કર્યો અને સમજાવટ છતાં એ રસ્તો આપવા તૈયાર ન થયો અને છેવટે મજબૂર થઈ ટ્રસ્ટીઓ તથા કમિટીએ રસ્તો મેળવવા કાયદાનો આશરો લીધો, એમનું એ પગલું ઘણું જ વ્યાજબી બલકે જરૂરી છે, કારણ કે વકફની સાચવણી અને એને નુકસાનથી બચાવવું ટ્રસ્ટીઓની ફરજ છે અને એ માટે કાયદાનો સહારો લેવાનો સમય આવે તો એ પગલું ભરી સાચવણીની ફરજ અદા કરવી એમના માટે શરીઅતની રૂએ જરૂરી થઈ જાય છે. [કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૨૨૨]

હવે જ્યારે કાયદાકીય કાર્યવાહી ચાલુ હતી એ દરમિયાન એ કાર્યવાહી શરૂ કરનાર ટ્રસ્ટીને વિદેશ જવાનું થતાં જે નવા ટ્રસ્ટીની જમાતે નિમણૂંક કરી તેમની ફરજ હતી કે તેઓ આ કાર્યવાહીને છેવટ સુધી પહોંચાડી, નવા માલિક (ખરીદાર) પાસેથી મસ્જિદનો હક મેળવે. કારણ કે ટ્રસ્ટી એટલા માટે જ બનાવવામાં આવે છે કે તે વકફની જાળવણી અને સારી વ્યવસ્થા કરે. એટલા માટે જ ટ્રસ્ટીની લાયકાત વિષે શરીઅતમાં સ્પષ્ટ આદેશ એ છે કે તે

એવો માણસ હોવો જોઈએ જે અમાનતદાર હોય અને ટ્રસ્ટની વ્યવસ્થા તથા જાળવણી પોતે અથવા પોતાના નાયબ વડે કરી શકતો હોય. [શામી : ભાગ–૩ પેજ નં. ૪૨૧] મસ્જિદને નુકસાન પહોંચાડવાનો ટ્રસ્ટી અથવા વ્યવસ્થાપકને હક નથી. [કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૯૩]

અગર ટ્રસ્ટીની કોઈ નિતીથી મસ્જિદને નુકસાન પહોંચી રહયું છે તેણે પોતાની એ નિતી સુધારી લેવી અથવા રાજીનામું આપવું જરૂરી છે.

[કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૧૬૭]

વકફ કોઈની વ્યક્તિગત માલિકી નથી, બલકે એનો માલિક અલ્લાહ છે. મુતવલ્લી (ટ્રસ્ટી) તો અલ્લાહના નાયબ રૂપે કામ કરે છે. નાયબ ત્યાં સુધી જ નાયબ કહેવાશે જયાં સુધી તે નાયબ બનાવનારની મરજી અને આદેશ મુજબ કામ કરે અને જ્યારે એ તેની મરજી તથા આદેશ વિરૂધ્ધ કામ કરશે તો પદભ્રષ્ટ કરવા લાયક ઠરશે.

[ઈમદાદુલ ફતાવા : ભાગ–૨ પેજ નં. ૫૮૬]

હવે જ્યારે નવા ટ્રસ્ટી માટે જરૂરી હતું કે તેઓ એમના પુરોગામી તરફથી શરૂ કરવામાં આવેલ કાર્યવાહી ચાલુ રાખી, મસ્જિદનો રોકી રાખવામાં આવેલ હક મેળવે તો હવે એમનું એ કેસ પાછો ખેંચી લઈ મસ્જિદના હકને જતો કરવું જાઈઝ નથી, કે જેમાં એ પોતાની મરજી મુજબ વહીવટ કરી શકે, બલકે મસ્જિદનું હિત જેમાં જળવાઈ રહેતું હોય એવો જ વહીવટ કરવા તેઓ બંધાયેલા છે અને પૂછેલી સૂરતમાં જ્યારે સામા પક્ષે એમના સગા જ છે તો એમનું આ પગલું એમની વિશ્વસનીયતાને શંકાસ્પદ બનાવવા માટે પૂરતું છે, બલકે ખરેખર તેઓ પોતાના આ પગલાથી શરીઅતની દ્રષ્ટિએ પોતાની વિશ્વસનીયતના ગુમાવી ચુકયા છે. એટલે આ રીતે કેસ પાછો ખેંચી લેવાથી મસ્જિદનો હક માફ થતો નથી બલકે એ ટ્રસ્ટી સાહેબને જોઈએ કે તેઓ રાજીનામું આપી દે અને જો તેઓ પોતે રાજીનામું ન આપતા હોય તો કમિટી તેમજ ગામ જમાતના સભ્યો એમને ટ્રસ્ટીપદેથી અલગ કરે. [કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૧૪૮] અને મસ્જિદનો હક મેળવવા માટે ફરીથી

કાર્યવાહી આરંભી મસ્જિદનો હક મેળવી મસ્જિદને નુકસાનથી બચાવે. [કિફાયતુલ મુફ્તી : ભાગ–૭ પેજ નં. ૨૨૨] જે લોકો આ ખોટા કૃત્યમાં સદર ટ્રસ્ટીને સાથ સહકાર તથા ટેકો આપી રહયા છે તેઓ પણ ગુનેગાર ઠરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. વકફના માલમાં કોઈ પણ આદમી હિસાબ લઈ શકે ?

**સવાલ :** બે વર્ષ ઉપર મારા ભાઈએ જમાતના મુતવલ્લી પાસે વાર્ષિક હિસાબની માંગણી કરી. જે માંગણી મુતવલ્લી તથા ટ્રસ્ટીઓએ ઠુકરાવી દીધી. ત્યાર બાદ આ માંગણી અંગે અને હિસાબ માટે મદદનીશ ચેરીટી કમિશ્નરની સૂરત ખાતે દાદ માંગતા સદર મસ્જિદ/મદ્રેસા વિ.ના રજીસ્ટ્રેશન નંબર સને ૧૯૮૬ માં ફરજીયાત નોંધાતા સને ૧૯૫૩ થી હિસાબ ન આપી મનસ્વીપણે વહીવટ ચલાવવાના ગુન્હાસર ચેરીટી કમિશ્નરશ્રીએ રૂા.૧૬૪૦/– નો દંડ કરતાં ટ્રસ્ટીઓએ આ દંડની રકમ તથા વકીલ ફી વગેરે મારા ભાઈ પાસેથી વસૂલ લેવા તથા ભવિષ્યમાં કોઈ પણ વ્યક્તિ હિસાબ ન માંગે તે માટે ભયની લાગણી ઉત્પન્ન કરવા સારૂ અમારી ભાણેજના લગ્ન સમયે મુતવલ્લીએ તથા ટ્રસ્ટીઓએ પેશઈમામને નિકાહ પઢાવવા માટે મોકલવાનો ઈન્કાર કરી અમારી પાસેથી માફી પત્ર લખાવવા સારૂ દબાણ કર્યું. મેં સમગ્ર જવાબદારી મારા શિરે લઈ શાંતિથી આ પ્રકરણના નિવેડા માટે તથા અમારી ઈજ્જતને ધ્યાનમાં લઈ શાંતિ જાળવવા સારૂ વિનંતી કર્યા બાદ બે કલાક પછી પેશઈમામે નિકાહ પઢાવ્યાં. આ બનાવથી અમારી ઈજ્જતને ધોકો પહોંચ્યો છે તથા જમાતમાં ડર પેસી ગયો છે. અહીંના ટ્રસ્ટીઓનું કહેવું છે કે એક વ્યક્તિ હિસાબ માંગે તો જમાતનો હિસાબ આપવા તેઓ બંધાયેલા નથી. તો આ પ્રસંગે નીચે પ્રમાણેના પ્રશ્નો ઉપસ્થિત થતા હોય જરૂરી માર્ગદર્શન આપવા નમ્ર અરજ છે.

(૧) શું કોઈ એક જમાતીભાઈ મુતવલ્લી પાસે મસ્જિદના વહીવટનો હિસાબ માંગી શકે કે નહીં ?

(૨) મુતવલ્લી સાહેબની હિસાબ અંગેની શી મર્યાદા છે ? એમણે વાર્ષિક હિસાબ રજૂ કરવો જોઈએ કે નહીં ?

(૩) હિસાબ માંગવો ગુન્હો છે ?

(૪) મુતવલ્લી સાહેબ કે ટ્રસ્ટીઓ આ પ્રમાણે નિકાહ અટકાવી શકે કે કેમ ?

(૫) હિસાબ માંગનાર પાસે મુતવલ્લી કે ટ્રસ્ટી માફી પત્ર લખાવી શકે કે કેમ ?

(૬) વાર્ષિક હિસાબના પ્રશ્ને અને ચેરીટી કમિશ્નરશ્રીના દંડ વગેરેના પ્રશ્ને જે ખર્ચ થયો હોય એ માટે જવાબદાર કોણ ? હિસાબ માંગનાર ફરિયાદી કે હિસાબ ન રજૂ કરનાર મુતવલ્લી તથા ટ્રસ્ટી ?

(૭) દંડની રકમ તથા અન્ય થયેલ ખર્ચ મુતવલ્લી ફરિયાદ કરનાર પાસે વસૂલ લઈ શકે છે કે કેમ ?

(૮) આ બાબતે કોઈ કાનૂની મદદ લઈ શકાય કે કેમ ?

(૯) આ મનદુઃખ મિટાવવા સારૂ અન્ય કોઈ રાહ છે કે કેમ ?

**જવાબ :** (૧–૨–૩) વકફ (ચાહે તે મસ્જિદ હોય અથવા બીજી કોઈ મિલ્કત) કોઈની વ્યક્તિગત માલિકી નથી, બલકે એનો માલિક અલ્લાહ છે. મુતવલ્લી તો અલ્લાહના નાયબરૂપે કામ કરે છે.

[ઈમદાદુલ ફતાવા : ભાગ–૨ પેજ નં. ૫૮૬]

કોઈને મુતવલ્લી અથવા ટ્રસ્ટી એટલા જ માટે બનાવવામાં આવે છે કે તે વકફની સાચવણી અને સારી વ્યવસ્થા કરે એટલા માટે જ ટ્રસ્ટીની લાયકાત વિષે શરીઅતમાં સ્પષ્ટ આદેશ એ છે કે મુતવલ્લી એવો માણસ હોવો જોઈએ જે અમાનતદાર હોય અને ટ્રસ્ટની વ્યવસ્થા તથા જાળવણી કરી શકતો હોય.

[શામી : ભાગ–૩ પેજ નં. ૪૨૧]

મસ્જિદ મુતવલ્લીના હાથમાં અમાનત છે. તેની સુંદર વ્યવસ્થા અને જાળવણી તથા તેનો સહીહ હિસાબ–કિતાબ રાખવો મુતવલ્લીની ફરજ છે. એટલા માટે જ શરીઅતનો સ્પષ્ટ આદેશ છે કે અગર મુતવલ્લીના તરફથી હિસાબમાં ખયાનત સાબિત થાય તો એમની પાસેથી કારોબાર લઈ એને

પદભ્રષ્ટ કરવું જરૂરી છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૩ પેજ નં. ૪૨૧] એ જ પ્રમાણે એની કોઈ નિતીથી મસ્જિદને નુકશાન પહોંચી રહયું છે તો એમણે પોતાની એ નિતી સુધારી લેવી અથવા રાજીનામું આપવું જરૂરી છે. [કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૧૬૭] અને જો એ પોતે રાજીનામું ન આપતા હોય તો કમિટી તેમજ ગામ–જમાતના સભ્યોને જોઈએ કે એમને ટ્રસ્ટી પદેથી અલગ કરે. [કિફાયતુલ મુફતી : ભાગ–૭ પેજ નં. ૧૪૮]

હવે જો મુતવલ્લી ગામ–જમાત સમક્ષ હિસાબ જ રજૂ કરતા ન હોય તો કેવી રીતે માલૂમ પડે કે તેવણ અમાનતદારીથી પોતાની ફરજ બજાવી રહયા છે એટલે મુતવલ્લી માટે આવશ્યક છે કે તેમણે દરેક મહિને અથવા દરેક વર્ષે (જેવો ધારો હોય) સંપૂર્ણ અને સચોટ હિસાબ ગામ–જમાત સમક્ષ રજૂ કરતા રહે. એમના હિસાબ રજૂ ન કરવાની સૂરતમાં ગામ–જમાતના દરેક સભ્યને હક પહોંચે છે કે તે હિસાબની માંગણી કરે અને કોઈના તરફથી હિસાબ માંગવા ઉપર મુતવલ્લીએ ખોટું લગાડવાની જરૂરત નથી બલકે તેનો એહસાન માનવું જોઈએ કે તેણે એની ફરજની બજાવણી તરફ ધ્યાન દોર્યું અને ભૂલ તરફ અંગૂલી નિર્દેશ કર્યો.

હઝરત ઉમર (રદિ.)નું કથન છે કે : "લોકોમાં તે માણસ મને સૌથી વધુ વહાલો છે જે મારા અયબોથી મને વાકિફ કરે." [તારીખે ઉમર (રદિ.) પેજ નં. ૧૩૨] એક વેળા એક માણસે કેટલીયે વાર હઝરત ઉમર (રદિ.)ને સંબોધી કહયું કે : "અય ઉમર ! અલ્લાહથી ડર." હાજરજનોમાંથી એક માણસે તેને રોકયો અને કહયું કે : "બસ હવે બહુ થયું." હઝરત ઉમર (રરૂદિ.) એ ફરમાવ્યું કે : "કહેવા દો, અગર એ લોકો કહે નહીં તો એ નકામા છે. અને અમે માનીએ નહીં તો અમો નકામા છીએ." [અલ ફારૂક પેજ નં. ૨૮૯] એક વખત હઝરત ઉમર (રદિ.) એ મિમ્બર ઉપર ફરમાવ્યું કે : "અય લોકો ! જો હું દુનિયા તરફ ઝુકી જાઉ તો તમો શું કરશો ?" એક માણસ તુરંત જ ઉભો થયો અને તલવાર મ્યાનમાંથી ખેંચી બોલ્યો કે : "તમારૂં માથું ઉડાવી દઈશું." હઝરત ઉમર (રદિ.) તેને અજમાવવા ખાતર ધમકાવીને કહયું : "તું મારા વિશે આ શબ્દો ઉચ્ચારે છે ?" તેણે કહયું : "હા, હા,

તમારા વિશે.'' હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે : ''અલ્હમ્દુ લિલ્લાહ ! કૌમમાં એવા લોકો મવજૂદ છે કે હું વાંકો થાઉં તો મને સીધો કરી દે.''

[અલ ફારૂક પેજ નં. ૫૧૧]

મુતવલ્લીઓથી હિસાબ માંગવો જમાઅતના દરેક સભ્યનો હક છે, અને તેના આ હક ઉપર પાબંદી લગાવી શકાય નહીં. અલબત્ત એમાં એટલું આવશ્યક છે કે એ માટે એવી રીત ઈખ્તિયાર કરવી જોઈએ જેનાથી તેઓના માન–મોભો પણ જળવાઈ રહે, અને જમાતી સભ્યનો હક પણ મળી રહે. બાકી માત્ર હિસાબની માંગણીને જ (ચાહે તે ગમે તેટલી સભ્યતાથી કેમ ન હોય ?) મુતવલ્લીઓ પોતાનો માન–ભંગ સમજતા હોય એ પણ મુતવલ્લીઓની હટધર્મી અને ખોટું છે.

(૪) મુતવલ્લીઓ તરફથી હિસાબ માંગનાર જમાઅતી સભ્યના નિકાહ અટકાવવાનું પગલું સદંતર ખોટું અને વેરવૃત્તિવાળું છે.

(૫) માત્ર હિસાબ માંગવા ઉપર માફીપત્ર લખાવી શકાય નહીં, અલબત્ત એ માટે જમાઅતી સભ્યે એવી રીત અપનાવી હોય જેનાથી મુતવલ્લીઓની માન– હાની થતી હોય તો ભવિષ્યમાં એવી ખોટી રીત ઉભી ન થાય એ માટે માફીપત્ર લખાવી શકાય છે.

(૬) ચેરીટી–કમિશ્નર તરફથી કરવામાં આવેલ દંડ મુતવલ્લીઓએ હિસાબ રાખવામાં કરેલી બેદરકારી ઉપર લેવામાં આવ્યો છે. તેની જવાબદારી મુતવલ્લીઓની જ છે. હિસાબ માંગનાર જમાતી સભ્ય ઉપર એ જવાબદારી નાખી શકાય નહીં.

(૭) નહીં.

(૮) પોતાના ઉપર થતા અત્યાચારથી બચવા માટે કાનૂની મદદ લેવામાં વાંધો નથી.

(૯) મુતવલ્લીઓ અને જમાઅતી ભાઈઓ મળી, ગઈ–ગુજરીને ભૂલી આપસમાં એકબીજા સાથે થયેલ અતિરેક માફ કરી ભવિષ્યમાં શરીઅતે ચિંધેલ રાહ ઉપર ચાલવાનો નિર્ધાર કરે. મુતવલ્લીઓ પોતાની જવાબદારી બરાબર અદા કરતા રહી કોઈ પણ જમાઅતી ભાઈ સાથે વેરવૃત્તિ

ન રાખે અને કાયદેસર હિસાબ રજૂ કરતા રહી પોતાની અમાનતદારી સાબિત કરતા રહે અને જમાઅતી ભાઈઓ પણ મુતવલ્લીઓની માન મર્યાદા જાળવતા રહે તો મનદુઃખ ઉભું નહીં થાય.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. કબ્રસ્તાનના કમ્પાઉન્ડની રકમ બીજી કોઈ ઈમારતમાં ન ખર્ચી શકાય.

**સવાલ** : અમારે ત્યાં શહેરમાં ઘાંચી મુસ્લિમ કોમના બે કબ્રસ્તાનો છે. એક મોટું, બીજું નાનું. એકનો ૨૦ એકર, બીજાનો ૮ એકર અંદાજીત એરિયા છે. બન્ને કબ્રસ્તાનમાં કોઈ વાડ નથી જેથી ઝાડ વગેરેની કોઈ હિફાઝત થતી નથી અને ચોમાસા સિવાય બન્ને કબ્રસ્તાનમાં લોકોના જાનવરો કબ્રસ્તાનના ખુણે ખુણે હરે-ફરે છે અને કબરો રગદોળે છે. કબર ઉપર પેશાબ-પાખાના કરે છે. આવી હાલતમાં કબ્રસ્તાનનો કોટ (કમ્પાઉન્ડ) કે વાડ કરવું જરૂરી છે. આ પોઝીશન જોઈ કોમના આગળ પડતા ભાઈઓએ મોટા કબ્રસ્તાનનો પાકો કોટ કરવાનું વિચાર્યું છે. ઘણાં લોકો જાની-માલી કુર્બાની આપવા તૈયાર છે અને એક ભાઈ તરફથી આ કામમાં મોટી રકમ મળે એમ છે, જેનાથી આ કામ થઈ કબ્રસ્તાન અને કબરોની હિફાઝત થાય એમ છે. પણ અમુક ભાઈઓનું કહેવું છે કે આ કામ ઘણું મોટું છે અને ટાઈમ તથા રકમ ઘણી જ જોઈશે. એટલે હમણાં તો આ રકમથી કોઈ ઈમારત બાંધી આવકનો જરીઓ કરવો જોઈએ અને કબ્રસ્તાનનો કોટ કરવાથી કોઈ આવક કે ફાયદો નથી. તો શું આવું સોચનાર ગુનેગાર થશે ખરા ?

**જવાબ** : કબ્રસ્તાનમાં આવેલી કબરોની બેહુરમતી રોકવા માટે એનું કમ્પાઉન્ડ (વાડ કે કોટ) કરવું દુરૂસ્ત છે અને એ માટે મદદ કરવું પણ સવાબનું કામ છે. રકમ આપનારે રકમ જે કામમાં લગાવવા માટે આપી છે, તે કામમાં જ રકમ વાપરવી જરૂરી છે. તે કામ વગર બીજા કામમાં આપનારની ઈજાઝત વગર વાપરી શકાય નહીં. માટે કમ્પાઉન્ડ કરવા માટે આપવામાં આવેલી રકમથી ઈમારત બનાવવી અથવા આવકનું કોઈ સાધન

ઉભું કરવું દુરૂસ્ત નથી. જે ભાઈ કમ્પાઉન્ડને વ્યર્થ બતાવે છે, તે ખોટું છે. કબ્રસ્તાનની હિફાઝત અને કબરોને બેહુરમતીથી બચાવવી એ પણ એક ફાયદો જ છે. એના મુકાબલામાં આવકનું સાધન ઉભું કરવાને વધારે મહત્ત્વ આપવાનું કોઈ સબળ કારણ ઈખ્લાસ સહિત હશે તો તે ભાઈ ગુનેગાર નથી. અલબત્ત બીજા માણસોને તે ભાઈના મંતવ્યનો વિરોધ કરવાની ઈજાઝત છે.

## ૭. કબ્રસ્તાનના કામ માટે વ્યાજ અથવા ગેર મુસ્લિમની રકમ.

**સવાલ** : કબ્રસ્તાનના કામ માટે સૂદની રકમ (વ્યાજ રકમ) અથવા તો સરકારી માલ તેમજ ગેરમુસ્લિમની રકમ ઈસ્તિમાલ કરી શકાય કે કેમ ?

**જવાબ** : કબ્રસ્તાનના કોટ બનાવવા માટે વ્યાજની રકમ વાપરવી દુરૂસ્ત નથી. વ્યાજની રકમ ગરીબ મોહતાજને (સવાબની નિય્યત વગર એના વબાલને દૂર કરવાના ઈરાદે) માલિકી ધોરણે આપી દેવી, ત્યાર પછી તે માલિક છે, જ્યાં વાપરવા ચાહે વાપરી શકે છે. કોઈ ગેરમુસ્લિમ ઉપરોકત કામમાં રકમ આપે તો તેને વાપરી શકાય છે. અલબત્ત તેનાથી માંગણી કરવી ઈસ્લામી ગયરતના ખિલાફ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. નવી ઈદગાહ માટે જૂની ઈદગાહ શહીદ કરી શકાય ?

**સવાલ** : અમારા ગામમાં ગામથી ૧ાા કિ.મી. દૂર ઈદગાહ આવેલ છે, જે ખૂબ જ જૂની છે અને રોડ સાઈડથી આશરે ૧૦૦ મીટર જેવી દૂર છે અને રોડ ઉપરથી ઈદગાહ જવા માટેનો રસ્તો ખાડા ટેકરાવાળો તેમજ કાંટાળો છે. આ ઈદગાહની બાજુમાં સરકારી જમીન છે જે આશરે ૧૦૦×૯૦ મીટર જેવી છે. તે જમીન માટે સરકારશ્રી તરફથી અમારી જમાતને કબ્રસ્તાન માટે મંજૂરી મળેલ છે. આ જગ્યા રોડથી બિલકુલ નજીક છે. તો જૂની ઈદગાહ શહીદ કરીને રોડની નજીક નવી ઈદગાહ બનાવી શકાય કે કેમ ?

**જવાબ** : જૂની ઈદગાહ જે જમીનમાં બનાવવામાં આવી છે તે જમીન

(તેના માલિક તરફથી અથવા ખરીદ કરીને) ઈદગાહ રૂપે વાપરવા માટે વકફ કરવામાં આવી હતી, તો હવે તેને શહીદ કરી અન્ય ઉપયોગમાં લઈ શકાય નહીં, વકફ મિલ્કત વકફ કરનારે જે આશય હેઠળ વકફ કરી હોય તેમાં જ એને વાપરવું જરૂરી છે. [શામી : ભાગ-૩ પેજ નં. ૪૨૬]

# (૧૯) મસ્જિદ

## ૧. મસ્જિદની શરઈ હદમાં દાખલ થતી વેળા દુઆ પઢવી.

**સવાલ** : મસ્જિદમાં દાખલ થતી વેળા દુઆ કયાં પઢવી ? એકતો મસ્જિદની ચ્હાર દીવારી દરવાજામાં દાખલ થવાનું જેના પછી આમતોર પર જોડા ચંપલ કાઢવાનું, વુઝુખાનું વગેરહ હોય છે. બીજી મસ્જિદનો સહેન જે અમુક મસ્જિદોમાં દાખીલે મસ્જિદ હોય છે. ત્રીજી અસલ મસ્જિદના દરવાજા જેના પછી મુત્તસિલન સફો હોય છે. કયાં પઢવાથી સુન્નત અદા થશે ? શું કોઈ પણ જગ્યાએ પઢી લીએ તો ચાલશે ? ગુજરાતમાં તો આમ તોર પર પહેલી જગ્યાના ઉપર દુઆ લખેલી હોય છે. હાલાંકે હકીકતમાં એ મસ્જિદ નથી. મસ્જિદ હોય તો જોડા ચંપલ થોડા કઢાય ? જવાબ આપવા મહેરબાની.

**જવાબ** : મસ્જિદે શરઈ જ્યાં જમાઅતથી નમાઝ અદા કરવામાં આવે છે ત્યાં દાખલ થતી વેળા એ દુઆ પઢવી અને જે મસ્જિદોમાં વરંડો મસ્જિદે શરઈનો એક ભાગ હોય છે ત્યાં વરંડામાં દાખલ થતી વેળા એ દુઆ પઢવી અને જે મસ્જિદોમાં સહેન પણ મસ્જિદે શરઈમાં શામેલ કરાયું હોય ત્યાં સહેનમાં દાખલ થતી વેળા એ દુઆ પઢવી.

## ૨. મસ્જિદમાં મચ્છર માટે ઝેરી દવા છાંટવી.

**સવાલ** : મસ્જિદમાં મચ્છર આવતા હોય ઝેરી દવા છંટકાવ થઈ શકે

કે કેમ ?

**જવાબ** : દવામાં અગર દુર્ગંધ (બદબૂ)ન હોય તો છાંટી શકાય છે. બદબૂદાર દવા છાંટવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. (અ) ઓરતોથી મસ્જિદનું ઉદ્દ્ઘાટન કરાવવું.

**સવાલ** : મસ્જિદમાં કોઈ એક દાતાએ મસ્જિદના કોઈ એક ભાગ માટે પૈસા આપી એજ વસ્તુનું ઉદ્દ્ઘાટન તેજ દાતાની ઓરતથી બીજી વગર પરદાની ઓરતો સામે મસ્જિદની અંદર મરદોના સામે ઉદ્દ્ઘાટન કરવું જાઈઝ છે યા નાજાઈઝ છે ?

**જવાબ** : કુર્આને પાકમાં ઓરતો માટે અલ્લાહ તઆલાએ હુકમ ફરમાવ્યો છે : "વકર્ન ફીબુયૂતિકુન્ન" (અરબી) (અર્થાત્) : "પોતાના ઘરોમાં રહો અને જૂના જમાનાના જહાલતકાળ વાળીઓ જેમ ન ફરો." [સૂરએ અહઝાબ, આયત : ૩૩] અહિંયાં પહેલાના જહાલત કાળથી મુરાદ તે જહાલતનો જમાનો છે, જે ઈસ્લામના ઉદય પહેલાં દુન્યામાં ફેલાયેલો હતો. આ શબ્દમાં આ વાત પ્રતિ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે એના પછી પણ અન્ય એક જહાલત આવશે, જેમાં એ પ્રકારની બેહયાઈ તેમજ બે પર્દગી ફેલાય જશે, તે કદાચ વર્તમાન યુગની જહાલત છે, જે અત્યારે દરેક જગ્યા ઉપર જોવામાં આવી રહી છે. [મઆરિફુલ-કુર્આન ભાગ-૩ પેજ નં. ૧૩૩]

આ આયતથી બે વાતો જાણવા મળી : પહેલી તો એ કે ઓરતો માટે અલ્લાહ તઆલાના નજીક અસલ વાત તો એ છે કે તેણીઓ ઘરેથી બહાર નહીં નીકળે તેણીઓનું સર્જન ઘરેલું કામો માટે થયું છે તેમાંજ પરોવાયેલી રહે..... બીજી વાત એ જાણવા મળી કે જરૂરત ખાતર કયારેક ઓરતને ઘરેથી બહાર નીકળવુંજ પડે તો શણગાર કરીને નહીં નીકળે, બલકે બુરકો અથવા ચાદર (જેમાં પુરૂં બદન ઢંકાય જાય તે)ને પહેરીને નીકળે.

[મઆરિફુલ-કુર્આન ભાગ-૩ પેજ નં. ૧૩૩]

હુઝૂરે અકરમ (સલ.)નો ઈર્શાદ છે : "ઓરતોને પોતાના ઘરોથી બહાર નીકળવાનો હક નથી, પરંતુ ત્યારે જ જ્યારે કે એકદમ મજબૂર બની

જાય." [તબરાની] અન્ય એક ઈર્શાદ છે : "ઓરત છુપાવવાની વસ્તુ છે. (કિંવા ઓરત માટે પરદો જરૂરી છે) કારણ કે જ્યારે તે બહાર નીકળે છે તો શયતાન એની તાકમાં રહે છે." [તિરમીઝી] બદ બાતિન લોકો જેઓ બુરી નજરથી ઓરતને જુએ છે તે બધા જ શયતાન છે, કારણ કે ગલીઓ તેમજ બજારોમાં આવા શયતાનોની કમી નથી હોતી માટે ઓરતને જોઈએ કે સખ્ત મજબૂરી વગર ઘરની બહાર ન નીકળે. ત્યાં સુધી કે નમાઝ પઢવા માટે મસ્જિદોમાં પણ ન જાય. [ફતાવા રહીમીય્યહ : ભાગ-૧ પેજ નં. ૩૨]

હઝરત અબૂહુમૈદ સાઈદી (રદિ.) ના પત્નિ હઝરત ઉમ્મે હુમૈદ (રદિ.) નકલ કરે છે કે : તેઓએ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમની સેવામાં હાજર થઈ અરજ કરી કે "હઝરત ! મને આપની પાછળ નમાઝ પઢવાનો બહુ શોખ છે." હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે ફરમાવ્યું કે : "મને ખબર છે કે તમને મારી પાછળ નમાઝ પઢવાનો બહુ શોખ છે પરંતુ તમારૂં બંધ કોઠડીમાં નમાઝ પઢવું પેસેજમાં નમાઝ પઢવા કરતાં બેહતર છે અને પેસેજમાં નમાઝ પઢવું કમ્પાઉન્ડમાં નમાઝ પઢવા કરતાં બેહતર છે અને કમ્પાઉન્ડમાં નમાઝ પઢવું મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢવા કરતાં બેહતર છે અને મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢવું મારી મસ્જિદ (કિંવા મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ)માં નમાઝ પઢવા કરતાં બેહતર છે."હઝરત ઉમ્મે હુમૈદ (રદિ.) એ ખાસ હુકમ વડે પોતાની કોઠડીના છેલ્લા ભાગમાં જ્યાં સૌથી વધારે અંધારૂ રહેતું હતું, નમાઝની જગ્યા બનાવી ત્યાંજ નમાઝ પઢતા રહ્યા ત્યાં સુધી કે મૃત્યુ પામી, અલ્લાહ તઆલાના હુઝૂરમાં પહોંચી ગયા. [તરગીબ-તરહીબ : ભાગ-૧ પેજ નં. ૧૮૭, ફતાવા રહીમીય્યહ : ભાગ-૧ પેજ નં. ૩૩]

બુખારી શરીફની શર્હ (અયની)માં છે કે : "હઝરત ઉમર (રદિ.) જુમ્અહના દિવસે ઉભા થઈ કાંકરીઓ મારી ઓરતોને મસ્જિદથી બહાર કાઢતા હતા ?" એટલા માટે ફુકહાએ-કિરામ (રહ.)એ (નમાઝ માટે ઓરતોના મસ્જિદમાં જવા માટે) મના અને મકરૂહ હોવાનો ફત્વો આપ્યો છે. [ફતાવા રહીમીય્યહ ઉર્દુ : ભાગ-૧ પેજ નં. ૩૪]

ઉપરની વિગતથી સ્પષ્ટ થઈ ગયું કે ઓરતોએ નમાઝની અદાયગી માટે મસ્જિદમાં આવવું મના તેમજ ના–જાઈઝ છે તો સવાલમાં દર્શાવ્યા મુજબ મસ્જિદનો જે ભાગ ઓરતના ધણીએ આપેલી રકમથી તૈયાર થયો તેના ઉદઘાટન માટે અન્ય બે–પર્દા ઓરતોના સંગાથે, પરાયા મરદોની સામે મસ્જિદમાં આવવું કેમ જાઈઝ હોઈ શકે છે? આ કૃત્ય ખરેખર સખ્ત વખોડવા પાત્ર અને ગુનાહિત કૃત્ય છે, ખુદા ન કરે જો આ રીતની પ્રથા પડી ગઈ તો એનાથી મુસ્લિમ સમાજમાં જે ખરાબીઓ પયદા થશે તેની જવાબદારી આ કૃત્યની પ્રથા પાડનાર ઉપર રહેશે. હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમનો ઈર્શાદ છે કે : "જે માણસે ઈસ્લામમાં ખોટી પ્રથા ચાલુ કરી તેના ઉપર તેનો ગુનાહ છે અને તેના પછી એ પ્રથા ઉપર જે ચાલશે તેનો ગુનાહ પણ છે, તે ચાલનારાઓના ગુનાહોમાં કોઈ પણ પ્રકારની કમી આવ્યા વગર." [મુસ્લિમ શરીફ, મિશ્કાત : પેજ નં. ૩૩]

## ૩. (બ) આલીમ અને જાહીલ વચ્ચે ગુનાહનું પ્રમાણ.

**સવાલ :** જો ઉપરના સવાલનો જવાબ નાજાઈઝ હોય તો આની અંદર સંડોવાયેલ લોકો જેમ કે પેશ ઈમામે મસ્જિદ, ગામના ઉલમા એ કિરામ તથા ગામના લોકો દરેકનાં ગુનાહનું પ્રમાણ જણાવશો ?

**જવાબ :** આ કામનું નાજાઈઝ હોવું દરેક મુસલમાન સમજી શકે છે, જેથી એમાં ભાગ લેનારાઓ બધા જ ગુનેગાર છે. જેઓએ આ પ્રોગ્રામ બનાવ્યો અને એ માટે લોકોને ભેગા કર્યા તેઓના ગુનાહનું પ્રમાણ સૌથી મોટું અને વધું છે કે તેઓ આ માટે કારણભૂત બન્યા. ઉલમાની જવાબદારી એહલે–ઈલ્મ હોવાના નાતે એ હતી કે તેઓ લોકોને આ બદ કૃત્યથી રોકે, તેના બદલે તેઓએ પોતે એમાં ભાગ લીધો જેના લઈ તેમનો ગુનો પણ મોટો છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા યહૂદીઓ બાબત ફરમાવે છે : "અને આપ તેઓમાં ઘણાં માણસો એવા જુઓ છો જે દોડી દોડીને ગુનાહ (કિંવા જૂઠ) અને જુલ્મ તેમજ હરામ (માલ) ખાવા ઉપર પડે છે, ખરેખર તેઓના આ કૃત્ય બુરા છે. (આતો અવામની હાલત હતી, આગળ ખવાસની

હાલત એ છે કે) તેઓને મશાઈખ તેમજ ઉલમા ગુનાહની વાત કહેવાથી (મસ્અલો જાણવા છતાં અને બનાવની ખબર હોવા છતાં) કેમ રોકતા નથી, ખરેખર એમની આ આદત બુરી છે.'' [સૂરએ માઈદહ આયત ૬૨– ૬૩]

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) ઉપરોકત આયતોની તફસીર કરતાં લખે છે કે જે કવમના લોકો ગુનાહો તેમજ બદ કૃત્યોમાં સંડોવાયેલા હોય અને તેમના ઉલમા તેમજ મશાઈખને એ અંદાજ છે કે અમે તેઓને રોકીશું તો રોકાય જશે, એ સૂરતમાં અગર તેઓ કોઈ લાલચ અથવા ડરને લઈ એ ગુનાહો તેમજ બદ કૃત્યોથી રોકતા નથી તો એમનો ગુનાહ અસલ ગુનેગારો અને બદકારોના ગુનાહથી પણ વધારે સખ્ત છે. એટલા માટે જ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે : ''ઉલમા તેમજ મશાઈખ માટે પૂરા કુર્આનમાં આ આયતથી વધારે કડક સૂચના કયાંય નથી.'' અને તફસીરના ઈમામ ઝહહાક (રહ.) ફરમાવે છે કે ''મારા મત મુજબ ઉલમા, મશાઈખ માટે આ આયત સૌથી વધુ ખોફનાક છે.'' [ઈબ્નેજરીર] કારણ એ છે કે આ આયતની રૂએ એમનો દોષ તમામ ચોરો, ડાકૂઓ અને હર પ્રકારના બદકારોના દોષથી પણ વધારે સખત છે, પરંતુ યાદ રહે કે આ સખ્તી અને ધમકી ત્યારે જ છે જ્યારે કે ઉલમા તેમજ મશાઈખને અંદાજ હોય કે તેમની વાત સાંભળવા તેમજ માનવામાં આવશે અને જ્યાં અનુભવ તેમજ અનુમાનથી એ ગુમાન હોય કે કોઈ સાંભળે નહીં, બલકે તેઓને આ વાત કહેવા પર દુઃખ આપવામાં આવશે તો એવા સંજોગોમાં હુકમ એ છે કે એમની જવાબદારી રહેતી નથી પરંતુ તે છતાં બેહતર અને ઉચ્ચ વાત તો એ જ છે કે કોઈ માને યા નહીં માને તેઓ પોતાની ફરજ બજાવે અને એ બાબત કોઈના મહેણાં ટોણા તેમજ દુઃખ પહોંચાડવાની ફિકર ન કરે. [મઆરિફુલ કુર્આન : ભાગ–૩ પેજ નં. ૧૮૬, ૧૮૭]

### ૩ (ક). નાજાઈઝ કૃત્યથી રોકવા આલીમને જવાબદાર બનાવવો.

**સવાલ** : કોઈ કૃત્ય નાજાઈઝ કે હરામ મસ્જિદના અંદર થાય અને

ગામ લોકોને મસ્અલાની ખબર ના હોય અને ગામ લોકો ઉલમાએ કિરામ પાસે પૂછવા જાય અને તેમને પોતાના સંબંધ બગડવાની બીકથી એક બીજા ઉલમા એ કિરામ પાસે મોકલતા હોય અને અંતમાં કોઈ પણ આલીમ મસ્અલાના જવાબ આપવા માટે તૈયાર ન હોય તો આ રીતે ઉલમા એ કિરામ જવાબદાર ગણાય કે નહીં ગણાય ?

**જવાબ** : આપના આ સવાલનો જવાબ ઉપર આવી ગયો, પરંતુ એટલું યાદ રહે કે આપે પહેલાં સવાલમાં જે બાબત રજૂ કરી છે તેનું નાજાઈઝ હોવું એટલું સ્પષ્ટ છે કે આપણાં સમાજની દરેક વ્યક્તિ ચાહે તે આલીમ હોય કે ગેર આલીમ એનાથી પરિચીત છે. એ સૂરતમાં લોકોએ આલીમોને પૂછવાની જરૂરત રહેતી નથી, બલકે હિમ્મતથી કામ લઈ એવા કૃત્યને રોકવાની જરૂરત છે. આ ટાણે ગામ લોકોની ફરજ એ બને છે કે તેઓ આ બદ કૃત્યને થતું અટકાવે. તેઓનું આ હાલતમાં આલીમો પાસે જઈ મસ્અલો પૂછવું ખરેખર તો પોતાની કમઝોરીને આ હીલાની આડમાં છુપાવવાની એક વ્યર્થ કોશીશ જ છે અથવા બુરી વાતથી રોકવાને બદલે ચોક્કસ વ્યક્તિઓને ટીકાનું નિશાન બનાવવાની એક રીત છે.

## ૩ (ડ). નાજાઈઝ કૃત્યથી જાહીલ રોકી શકે કે નહી ?

**સવાલ** : આ જ રીતે મસ્જિદમાં કૃત્ય થતું હોય અને ત્યાં ઉલમા એ કિરામ હાજર હોવા છતાં રોકી ન શકતાં હોય ત્યારે જાહીલ લોકો (દીનથી દૂર)નું બોલવું જાઈઝ કે નાજાઈઝ છે ?

**જવાબ** : દરેક તે વ્યકિત જે આ કૃત્યનું શરીઅત વિરૂધ્ધ હોવું જાણતી હોય તે આ ટાણે બોલીને પોતાની ફરજ અદા કરે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. દુન્યવી એલાન માટે મસ્જિદના ધાબા પર માઈક ફીટ કરવું.

**સવાલ** : અંજુમને શુબ્બાનુલ મુસ્લિમીનથી ઉપરોકત સંસ્થાના

સંચાલકો તરફથી જણાવવાનું કે અમારે ત્યાં સંસ્થાની સ્થાપના પહેલાં મસ્જિદના માઈકો પરથી દીની દુન્યવી બન્ને એલાનો થતા હતાં. પરંતુ સંસ્થાની સ્થાપના પછી ફકત અઝાન માટે જ મસ્જિદના માઈકોનો ઉપયોગ હાલમાં થાય છે અને દુન્યવી એલાનો જેવા કે ખરીદ વેચાણ વગેરે એલાનો માટે અલગ માઈકો અમો ઉપરોકત સંસ્થા દ્વારા લાવ્યા છીએ અને તેનું ટોટલી સંચાલન ઉપરોકત સંસ્થા કરે છે. પરંતુ અહીંયાં સવાલ એ છે કે સંસ્થાની ઓફીસ મસ્જિદના ધાબા કરતા નીચી છે તો અમોએ ઉપરોકત દુન્યવી એલાનો માટેના સંસ્થા સંચાલિત માઈકો પણ મસ્જિદના ધાબા પર મસ્જિદના માઈકોની બાજૂમાં જ અલગ અલગ ટાવર ઉભો કરીને ત્યાં ગોઠવ્યા છે. દુન્યવી એલાનો માટેનો વાયર માઈકથી સંસ્થાની ઓફીસ સુધી ખેંચેલો છે અને દુન્યવી એલાનો સંસ્થાની ઓફીસમાંથી જ થાય છે. તો આ મુજબ મસ્જિદના ધાબાનો ઉપયોગ કરે છે તો શરઈ દ્રષ્ટિએ આ મુજબ માઈક લગાડવા જાઈઝ છે કે કેમ ?

**જવાબ** : દુન્યવી એલાનો (ખરીદ–વેચાણ વિ.) માટે વાપરવામાં આવતા માઈકો ને મસ્જિદના ધાબા ઉપર ફીટ કરવું જાઈઝ નથી. મસ્જિદનું ધાબું પણ મસ્જિદના હુકમમાં જ છે. જેથી એનો અદબ–એહતેરામ એટલો જ જરૂરી છે જેટલો મસ્જિદનો જરૂરી છે અને મસ્જિદને એવા એલાનો માટે ઉપયોગમાં લેવાની હદીસે પાકમાં સ્પષ્ટ મનાઈ આવી છે. અગર માઈકો મસ્જિદની માલિકીના હોય તો પણ જ્યારે એને ધાબા વિ. ઉપર લગાવ્યા હોય તો તેનાથી દુન્યવી એલાનો કરવા જાઈઝ નથી.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૮ પેજ નં. ૧૫૯]

## ૫. મસ્જિદના બાંધકામ માટે ખોજા લોકોની ઈમદાદ કબૂલ કરવી.

**સવાલ** : અમારે ત્યાં નવી મસ્જિદનું બાંધકામ ચાલું છે. બાંધકામ કાર્ય માટે એક ગામના એક સાહબ, જે ખોજા લોકોમાંથી છે તેઓ બાંધકામમાં લિલ્લાહ એક રકમ આપવાની ઈચ્છા રાખે છે, તો શું આ ખોજા સાહબની

રકમ કબૂલી મસ્જિદના કાર્ય માટે થઈ શકે ?

**જવાબ** : તે માણસ મસ્જિદના બાંધકામમાં રકમ આપવાને સવાબનું કામ સમજી આપતો હોય તો એ રકમ મસ્જિદમાં વાપરવી જાઈઝ છે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૧ પેજ નં. ૪૮૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. જે જમીનમાં મસ્જિદ બાંધવાના સંજોગો ન હોય તો તેને વેચી શકાય કે નહી ?

**સવાલ** : મને એક સખી ગ્રહસ્થે સોનાનું ઝેવર મસ્જિદ બાંધવા માટે આપ્યું. (મસ્જિદની જમીન ખરીદવા માટે નહીં) તે ઝેવર વેચીને તેની રકમ બેન્કમાં મૂકવામાં આવી. ઘણી મુદત બાદ તે રકમ અને તેની વ્યાજની આવેલ રકમ તથા થોડી રકમ બીજા માણસ પાસેથી ઉછીની લઈ એક જમીન ખરીદવામાં આવી. તેમાં ટ્રસ્ટીઓના નામ પણ લખવામાં આવ્યા. તે જમીનની આજુ બાજુમાં ગેર કૌમની વસ્તી થઈ જવાના કારણે મસ્જિદ બાંધવાનો કોઈ સંજોગ નથી, તેથી તે જમીન વેચાણ કરી શકાય કે નહીં ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં જે જમીન ખરીદ કરવામાં આવી છે તે મસ્જિદે શરઈ અથવા વકફે શરઈ નથી. જેથી હવે ત્યાં મસ્જિદ બાંધવાના સંજોગો ન હોય તો તેને વેચી શકાય છે.

[શૂરા કી શરઈ હેસિયત પેજ નં. ૩૪૫ થી ૩૭૮ ઉપરથી]

**નોટ** : આપે જમીનની ખરીદારીમાં બેન્કના વ્યાજની રકમનો પણ સમાવેશ કરી લીધો છે. મસ્જિદની જમીન તેમજ બાંધકામમાં હલાલ અને શુધ્ધ રકમ લગાવવાનો ખાસ ખ્યાલ રાખવાની જરૂરત છે. હવે વેચાણમાં જે રકમ આવશે તેમાંથી વ્યાજની રકમ વડે ખરીદાયેલ હિસ્સાની કિંમત અલગ કરી તેનો વબાલ દૂર કરવાના ઈરાદે ગરીબ મોહતાજને માલિકી ધોરણે આપી દેશો અને ભવિષ્યમાં એવી ભૂલ અને ગફલતથી બચવાની ખાસ તકેદારી લેશો.

## ૭. મસ્જિદમાં બે મિમ્બર બનાવવા.

**સવાલ** : અમારે ત્યાં નવી મસ્જિદ તા'મીર થયેલ છે. જેમાં એક મિમ્બર જમણી બાજુએ શરઈ અહકામ મુજબ રાખેલ છે. પરંતુ ડાબી બાજુ પણ મિમ્બર બનાવી આપેલ, જેથી ત્યાં કુર્આન મજીદ, કિતાબો, કુર્આન મજીદ પેટીઓ વગેરે પડી રહે તે હેતુથી બનાવેલ છે. બન્ને મિમ્બરોનો આકાર સરખો હોય બે મિમ્બર બિદઅત અથવા શરઈ હદ ઓળંગવામાં શુમાર નહીં થાય ને ? ડાબો મિમ્બર ફકત મેચીંગ તેમજ કિતાબો કુર્આન મજીદ રાખવા માટે રાખેલ છે. તો શરઈ લાઈનથી કંઈ વાંધો ખરો ?

**જવાબ** : મિમ્બર બનાવવાનો હેતુ તેના ઉપર ઉભા રહી ખુત્બો દેવાનો છે અને તે હેતુ રાબેતા મુજબના એક મિમ્બરથી પૂરો થઈ જાય છે. હવે રહી કિતાબો વગેરે મુકવાની જરૂરત તો તેના માટે અલ્મારી, કબાટ વગેરે કાફી છે અને રહ્યું મેચીંગ તો એ કોઈ જરૂરત નથી. માટે મિમ્બર જેને એક શરઈ હેસીયત હાસિલ છે. તેમાં આ રીત અપનાવવી હદ ઓળંગવામાં જ શુમાર થશે. અલ્લાહ તઆલા સૌને હિદાયત પર કાયમ રાખે.

## ૮. હંગામી મસ્જિદ અને તેનો હુકમ.

**સવાલ** : હંગામી મસ્જિદ એટલે શું ? હંગામી મસ્જિદમાં નમાઝ ન પઢી શકાય ?

**જવાબ** : કોઈ જગ્યા એક વખત મસ્જિદ રૂપે વકફ કરવામાં આવી, તેમાં નમાઝ પઢવાનો સીલસીલો શરૂ થઈ ગયો તો હવે તે જગ્યા કયામત સુધી મસ્જિદ બની ગઈ તે હવે મસ્જિદમાંથી નિકળી શકતી નથી.

આપે લખેલ હંગામી મસ્જિદ શું છે તે અમારી સમજમાં ન આવ્યું. થઈ શકે છે કે કોઈ જગ્યાએ નમાઝ પઢવા માટે મર્યાદિત સમય માટે કોઈ જગ્યા નક્કી કરવામાં આવી હોય અને તેને મસ્જિદ રૂપે વકફ કરવામાં ન આવી હોય તેને એ લોકોએ હંગામી મસ્જિદનું ઉપનામ આપ્યું હોય. જો કે ખરેખર તે શરઈ મસ્જિદ નથી, તે છતાં તેમાં નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી.

## ૯. મસ્જિદમાં દુન્યવી વાતોનો ખ્યાલ.

**સવાલ :** મસ્જિદમાં ઊંચા અવાજે દુન્યાની વાતો કરવી ખાસ કરીને "રાજકારણ અને ક્રિકેટ બાબત" તેનાથી શું શરઈ નુકશાન છે? જણાવશો.

**જવાબ :** મસ્જિદમાં દુન્યવી વાતો કરવું ઘણું જ ખતરનાક છે. એના બાબત હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ચૌદ–સો વર્ષ પહેલાં પેશીનગોઈ ફરમાવી છે કે : "એક જમાનો એવો આવશે કે લોકોની વાતો મસ્જિદોમાં દુન્યવી વાતો હશે, તેઓની પાસે ન બેસો. ખુદાને એવાઓની જરૂરત નથી." [મિશ્કાત : પેજ નં. ૭૧] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "મસ્જિદમાં દુન્યવી વાતો કરવું નેકીઓને એવી રીતે ખાય છે જેમ કે આગ લાકડીને ખાય જાય છે." એક હદીસમાં છે કે : "જ્યારે કોઈ માણસ મસ્જિદમાં દુન્યવી વાતો કરવાનું શરૂ કરે છે તો ફરિશ્તો એને કહે છે કે "એ અલ્લાહના વલી ! ચૂપ થઈ જા." તે છતાં અગર વાતોમાં લાગેલો રહે તો ફરિશ્તો કહે છે "એ અલ્લાહના દુશ્મન ! ચૂપ થઈ જા." ત્યાર પછી પણ અગર વાતોમાં લાગેલો રહે તો ફરિશ્તો કહે છે "તારા ઉપર અલ્લાહની લઅનત. ચૂપ થઈ જા." [અલ્મદખલ : ભાગ–૨ પેજ નં. ૫૫૦, ફતાવા રહીમિય્યહ : ભાગ–૨ પેજ નં. ૧૬૧]

## ૧૦. મસ્જિદમાં વાળ ઓળવું કેવું છે ?

**સવાલ :** મસ્જિદની હદમાં અને ખાસ કરીને જમાઅત ખાનામાં દાઢીના કે માથાનાં વાળમાં કંગી કરી શકાય? આજ કાલ ઘણાં માણસો કંગી કરે છે. કપડાં પણ બદલે છે. તેઓના વાળ પણ મસ્જિદમાં પડે છે. તો ખુલાસો જણાવશો.

**જવાબ :** અગર બ્રાલ અને પાણીના ટીપાં ન પડતા હોય તો ગુંજાઈશ છે. તે છતાં બેહતર એ જ છે કે મસ્જિદમાં કંગી ન કરે. આ મસ્જિદના અદબના ખિલાફ છે. [ખયરૂલ ફતાવા : ભાગ–૨ પેજ નં. ૭૭૩]

## ૧૧. મસ્જિદમાં ચંદા બાબત હુકમ.

**સવાલ :** અમુક મસ્જિદોમાં ચંદા માટે ગલ્લો લઈને જુમ્આની નમાઝ

બાદ બે માણસો દરેક સફમાં દરેક માણસો પાસે ફરે છે તો આ રીતે ચંદો લઈ શકાય ?

**જવાબ** : મસ્જિદના બાંધકામ તેમજ અન્ય જરૂરતો માટે મસ્જિદમાં ચંદો કરવાની ઈજાઝત છે. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૧ પેજ નં. ૪૮૨] અલબત્ત એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે મસ્જિદના અદબ અને એહતેરામના વિરૂધ્ધ કોઈ કૃત્ય ન થાય.

[ફતાવા રહીમિય્યહ : ભાગ-૯ પેજ નં. ૨૩૯]

## ૧૨. મસ્જિદમાં નિકાહની મજલિસમાં ગેર મુસ્લિમની શિર્કત.

**સવાલ** : નિકાહની મજલિસ મસ્જિદમાં રાખેલ હોય અને ગેરમુસ્લિમ મિત્ર કે પાડોશી કે નોકરીના સ્ટાફવાળા કોઈ મસ્જિદમાં આવે અને મોટે ભાગે નાપાક હોય, (શરઈ દ્રષ્ટિએ) બાતીની નાપાકી (જનાબતની ગુસલની લાઈનથી) તો તેમને મસ્જિદમાં નિકાહની મજલિસમાં શિર્કતની દાવત દેવી તેમજ તેમનું મસ્જિદમાં આવવું શરઈ લાઈનથી જાઈઝ છે ?

**જવાબ** : ગેરમુસ્લિમો અકસર પાક હોતા નથી. જેથી કોઈ સખ્ત જરૂરત વગર એમનો પ્રવેશ મસ્જિદમાં જાઈઝ નથી. [મઆરીફુલ કુર્આન : ભાગ-૪ પેજ નં. ૩૫૭] તેઓની નિકાહમાં શિર્કત અનિવાર્ય નથી. જેથી મસ્જિદમાં નિકાહ હોવાની સૂરતમાં તેઓને દાવત આપવામાં ન આવે અથવા નિકાહ મસ્જિદથી બહાર એવી જગ્યાએ રાખવામાં આવે જે શરઈ મસ્જિદ ન હોય.

## ૧૩. સરકારી જંગલના લાકડાનો મસ્જિદમાં ઉપયોગ.

**સવાલ** : અમે લાકડાની એક કાચી મસ્જિદ બનાવવા માંગીએ છીએ. લાકડું જંગલમાંથી અમારી મહેનતે લાવવાના છીએ.પરંતુ જંગલ સરકારના કબજામાં છે, અને અમે સરકારી પરવાનગી વગર લાકડું લાવવા ઈચ્છીએ છીએ. અમુક લોકોનું કહેવું છે કે એ કુદરતી સંપત્તિ છે જે વાપરી

શકાય છે. તો જંગલમાંથી ઉપર મુજબ લાકડું લાવી મસ્જિદ બનાવી શકાય કે નહીં ?

**જવાબ :** સવાલમાં જણાવેલ લાકડું મસ્જિદમાં વાપરી શકાય નહીં.

## ૧૪. મસ્જિદમાં વકફ કરેલ જનરેટરની જરૂરત ન રહે તો તેનું શું કરવું ?

**સવાલ :** અમારી મસ્જિદમાં એક ભાઈએ જનરેટર વકફ કર્યું હતું, પરંતુ હાલમાં લાઈટની સુવિધા હોવાથી અને બેટરી લગાવવાથી જનરેટર ઉપયોગમાં લેવાતુ નથી. આવા સંજોગે જનરેટર આપનાર ભાઈ પાછું માંગે તો આપવું કે કેમ ? અથવા જનરેટર વેચી એ પૈસા મસ્જિદના કામમાં વાપરી શકાય કે કેમ ?

**જવાબ :** જનરેટર આપનાર ભાઈની રજા લઈ એ જનરેટર વેચી તેની કિંમત મસ્જિદના કામમાં વાપરી શકાય છે અને આપનાર ભાઈની રજાથી એ જનરેટર અન્ય કોઈ જરૂરતમંદ મસ્જિદમાં ટ્રાન્સફર કરી શકાય છે અને જો તે ભાઈ પાછું માંગતો હોય તો તેને પાછું આપી દેવામાં આવે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૩ પેજ નં. ૪૦૭,
અહસનુલ ફતાવા : ભાગ–૬ પેજ નં. ૪૨૭,
ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૨ પેજ નં. ૩૦૪ ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. મસ્જિદની વસ્તુઓનું ગેર નમાઝી માટે વાપરવું નાજાઈઝ છે.

**સવાલ :** મસ્જિદની ચીજ–વસ્તુઓનો ઉપયોગ ગેર નમાઝી કરી શકે છે ? મસ્જિદના નમાઝીઓ માટે બનાવેલા સંડાસ, બાથરૂમ અને પેશાબખાનાનો ઉપયોગ બીજા ગેર નમાઝીઓથી કરી શકાય કે નહીં ? નમાઝીઓ નમાઝ વગરના ટાઈમે હાજત વખતે આવીને એનો ઉપયોગ કરી શકે કે નહીં ? અમારે ત્યાં ઘણાં લોકો મસ્જિદમાં આવે અને પછી સંડાસ અને પેશાબ કર્યા બાદ હોઝ યા નળથી હાથ મ્હોં ધોઈ મસ્જિદના જ

ટુવાલથી હાથ અને મ્હોં સાફ કરે છે અને પછી નમાઝ પઢતા નથી અને ચાલ્યા જાય છે. આના માટે મસ્જિદના ટ્રસ્ટીઓ સર્વાનુમતે ઠરાવ કરી નીચે મુજબ સંચાલન કરવા ઈચ્છે છે તો આપ ખુલાસાવાર એમાં શરીઅત વિરૂદ્ધ થતી ભૂલોને ધ્યાન આપી સલાહ સૂચન કરશો. ૧. ફકત નમાઝના ટાઈમે સંડાસ, બાથરૂમ, પેશાબખાના ખૂલ્લા રાખવા. ૨. તબ્લીગ જમાઅત આવેલી હોય, શાદી પ્રસંગ હોય અથવા મૈયતનો પ્રસંગ બને એવા સમયે સંડાસ, બાથરૂમ, પેશાબખાના બંધ રાખવા નહીં. ૩. કોઈ મુસાફીર હોય યા મહેમાન હોય ત્યારે હાજત વખતે મુઅઝ્ઝિનને સંડાસ, બાથરૂમ અને પેશાબખાના ખોલી દેવાની ઈજાઝત આપેલી છે.

**જવાબ :** મસ્જિદમાં પેશાબખાના, સંડાસ, બાથરૂમ, ટુવાલ અને પાણી વગેરેની જે વ્યવસ્થા રાખવામાં આવે છે તેનો આશય એ હોય છે કે નમાઝીઓને નમાઝની અદાયગી ટાણે ઝાડા, પેશાબ અથવા વુઝૂ, ગુસ્લ વગેરે જરૂરત હોય તો સરળતાથી તે પૂરી કરી નમાઝ પઢી શકે. જેથી જે લોકો નમાઝ નથી પઢતા તેઓ માટે એને વાપરવું બિલકુલ જાઈઝ નથી. એ જ પ્રમાણે નમાઝ વગરના ટાઈમે નમાઝીઓ માટે પણ એને વાપરવાની ઈજાઝત નથી, માટે મસ્જિદના ટ્રસ્ટીઓ મસ્જિદની ઉપરોકત મિલકતોનો ગેર ઉપયોગ થતો અટકાવવા નમાઝ સિવાયના વખતે એને બંધ રાખવાનું નકકી કરે છે તો એ આવશ્યક અને જાઈઝ છે. મુસાફિર માટે સૂવા વગેરેમાં મસ્જિદનો ઉપયોગ જાઈઝ છે તો એની સહૂલત માટે ખોલવાની ઈજાઝત આપી શકાય છે. તબ્લીગ જમાઅત અને મહેમાન વગેરેનો સમાવેશ પણ એમાંજ છે. [ખુલાસતુલ ફતાવા, શામી વિ.]

## ૧૯. મેહરાબ રાખવાનો હેતુ.

**સવાલ :** અકસર મસ્જિદમાં એક મેહરાબને બદલે ત્રણ–ત્રણ મેહરાબો બનેલ હોય છે તો મસ્જિદે નબવીમાં શું ત્રણ મેહરાબો છે ? અને તે ત્રણ મેહરાબો કોની કોની અને શું મકસદથી છે ?

**જવાબ :** મેહરાબ રાખવાનો મકસદ એ છે કે મસ્જિદમાં આવનાર

નવા માણસને કિબ્લા તરફ દિવાલ કઈ છે તેની જાણ થાય. એ મકસદ એક મેહરાબથી પણ હાસીલ થઈ જાય છે, માટે ત્રણ મેહરાબ રાખવી જરૂરી નથી. મસ્જિદે નબવીમાં કિબ્લાવાળી દિવાલમાં એક જ મેહરાબ છે. અલબત્ત બીજી મેહરાબો યાદગારરૂપે બીજી જગ્યાએ દરમિયાનમાં છે જેને પ્રત્યક્ષ જોયા પછી સમજમાં આવી શકે છે.

## ૧૭. મસ્જિદના માટે પણ વિદ્યુતબોર્ડના વાયરોનું ડાયરેક્ટ કનેકશન જાઈઝ નથી.

**સવાલ** : મસ્જિદોમાં વિજળીનું ડાયરેકટ કનેકશન કરવું જાઈઝ છે ? ત્યાંના પાણી, પંખા તેમજ અન્ય વિજળીથી ચાલતા ઉપકરણોનું ઉપયોગ કરવું કેમ છે ? અગર કોઈ શખ્સ અજાણતાથી ઉપરની વસ્તુઓનો ઉપયોગ કરે તો શું પરિસ્થિતિ શરીઅતથી છે ? આ બાબત મસ્જિદના ટ્રસ્ટીઓના ધ્યાનમાં હોય તો તેમની શરીઅતની રૂએ જવાબદારી કેટલી ?

**જવાબ** : કોઈ અન્યની માલિકીની વસ્તુ તેની રજા અને મંજૂરી વગર પોતાના ઉપયોગમાં લેવી મના તેમજ નાજાઈઝ છે. વિજળીનું ડાયરેકટ કનેકશન લેવાનો મતલબ એ થયો કે વિદ્યુત બોર્ડની પરવાનગી વગર વિજળી વાપરવી, જે ચોરી અને ગુનાહિત કૃત્ય છે, મસ્જિદ જે અલ્લાહનું ઘર છે, જેમાં અલ્લાહને રાઝી કરવા તેની ઈબાદત કરવામાં આવે છે. તેના માટે આ રીતે પાવર મેળવવો ગુનાહિત કૃત્ય હોવાની સાથે અલ્લાહની સખ્ત નારાઝગીનું કારણ છે. ટ્રસ્ટીઓ જાણવા છતાં આ કૃત્ય આચરતા હોય તો તેઓ સખ્ત ગુનેગાર અને ફાસીક છે, એવાઓ ટ્રસ્ટી બનવાને લાયક નથી. અત્યાર સુધી જેટલી વિજળી આ રીતે વાપરી તેની કાયદેસરની કિંમત વિજળી બોર્ડને ચૂકવવામાં આવે અગર આમ કરવાને લઈ વિજળી બોર્ડ દંડ કરે તો દંડની રકમ ટ્રસ્ટીઓએ પોતાની પાસેથી ચૂકવવી પડશે.

## ૧૮. શહીદ મસ્જિદ મદ્રસાના કાટમાલની હરાજી કરવી.

**સવાલ** : મદ્રસો કે મસ્જિદ શહીદ કરી હોય તો શું તેના કાટમાલની

હરાજી કરવી સહીહ છે ?

**જવાબ :** તે કાટમાલ ફરીથી મસ્જિદ કે મદ્રસહના બાંધકામમાં ચાલી શકતો હોય તો તેમાં જ વાપરવો અને જો એમ નથી અને ભવિષ્યમાં પણ એવી ઉમ્મીદ નથી તો એને વેચી એ રકમને બાંધકામમાં જ વાપરવી.

## ૧૯. મસ્જિદનાં કાઢી નાંખેલ પથ્થરોનો ઘરમાં વપરાશ કરવો.

**સવાલ :** મસ્જિદનાં જમાઅતખાનાનાં પથ્થર વેચી દઈ ટાઈલ્સ નાંખવામાં આવી છે. આ કાઢેલ પથ્થરોને લોકોએ વેચાતા લઈ જઈ ઘરોમાં અને બાથરૂમ વગેરેમાં નાંખ્યા છે. તો આમ કરવું દુરૂસ્ત છે ? જમાઅતખાનાનાં પથ્થર બાબત શું હુકમ છે ?

**જવાબ :** અગર મસ્જિદને તે પથ્થરની હવે બિલકુલ જરૂરત રહી નથી અને ભવિષ્યમાં પણ નથી તો તેને વેચી તે રકમ ટાઈલ્સના કામમાં લઈ શકાય છે. જે લોકોએ એ પથ્થર ખરીદયા છે તેઓને જોઈએ કે સારી જગ્યામાં એને વાપરે, ઘરમાં વાપરી શકાય છે.

## ૨૦. મસ્જિદમાં રીંગ વગાડવી વગેરે.

**સવાલ :** અમારે ત્યાં મસ્જિદમાં અમુક ભાઈઓ પોતાના મોબાઈલ મસ્જિદની અંદર લઈને આવે છે અને અઝાન થઈ ગયા બાદ પણ મસ્જિદના સહેનમાં દુન્યવી વાતો કરે છે. તો શું આ રીતે મસ્જિદમાં દુન્યવી વાતો અઝાન થઈ ગયા બાદ કરવી કેવી છે ? અને બીજી વાત મોબાઈલ ફોન ચાલુ રાખી મોબાઈલની રીંગ વગાડે છે. હાલાંકે સહેનમાં માણસો સુન્નત, નફીલ નમાઝ પઢતા હોય છે, તો શું મસ્જિદના સહેનની અંદર આ રીતે મોબાઈમાં વાતચીત કરી શકાય ? અને રીંગ મ્યુઝીકના રૂપમાં હોય છે તો એ વગાડવી કેવી છે ?

**જવાબ :** જે દુન્યવી વાતો મસ્જિદની બાહર જાઈઝ અને દુરૂસ્ત છે એવી વાતો પણ મસ્જિદમાં નાજાઈઝ છે અને જે મસ્જિદની બાહર નાજાઈઝ હોય એવી વાતો તો મસ્જિદમાં સખ્ત હરામ છે. "ફત્હુલ કદીર" માં લખ્યું

છે કે : "મસ્જિદમાં દુન્યવી વાતો કરવું નેકીયોને એવી રીતે ખતમ કરે છે જેવી રીતે આગ લાકડાને ખતમ કરે છે." અને "ખઝીનતુલ ફિકહ" માં લખ્યું છે કે : "જે માણસ મસ્જિદમાં દુન્યાની વાતો કરે છે, અલ્લાહ તઆલા તેના ૪૦ દિવસના અમલોને ખતમ કરી દે છે."

[આદાબુલ મસાજિદ : પેજ નં. ૩૭]

હઝરત ઉમર (રદિ.) એકવાર નમાઝ પઢી રહયા હતા. એક માણસ કોઈ વસ્તુ લઈને આવ્યો અને તેને સફની આગળ નાંખી નમાઝમાં શામિલ થઈ ગયો (જેમ કે આજ કાલ કરવામાં આવે છે). હઝરત ઉમર (રદિ.) જ્યારે નમાઝથી ફારિગ થયા તો તેને સઝા આપી કે તેં પોતાના કૃત્ય વડે નમાઝીઓને તશવીશમાં નાંખ્યાં. એનાથી માલૂમ પડયું કે નમાઝીઓની આગળ કોઈ વસ્તુ એવી રીતે નાંખવું અથવા ઉઠાવવું કે તેના લઈ તેઓનું ધ્યાન તે વસ્તું તરફ થઈ જાય તે દુરૂસ્ત નથી.

[આદાબુલ મસાજિદ : પેજ નં. ૪૦]

મસ્જિદમાં દરેક એવું કૃત્ય જે નમાઝીઓનું ધ્યાન નમાઝથી હટાવવાનું કારણરૂપ બનતું હોય, કરવું જાઈઝ નથી. મોબાઈલ ફોનની રીંગ ચાલુ રાખી નમાઝમાં શામિલ થવું ઉપર જણાવ્યા મુજબ નમાઝીઓનું ધ્યાન હટાવવાનો સબબ હોઈ નાજાઈઝ અને ગુનો છે. એ જ પ્રમાણે જ્યારે સહનમાં લોકો નમાઝ પઢી રહયા છે ત્યારે મોબાઈલ વડે વાતચીત કરવું પણ જાઈઝ નથી અને જે જગ્યાએ સહન પણ મસ્જિદમાં દાખલ હોય ત્યાં તો કોઈ હાલતમાં આ કૃત્ય દુરૂસ્ત નથી.

## ૨૧. મસ્જિદના હોઝની માછલીઓ વેચી શકાય ?

**સવાલ :** અમારી મસ્જિદની હોઝમાં ઘણી માછલીઓ છે અને ઊંચી જાતની છે. તેને વેચતા મસ્જિદને સારી આવક થઈ શકે છે. માછલીઓ જરૂરતથી વધુ છે તો માછલીઓનું વેચાણ જાઈઝ છે કે નહીં ? અને મસ્જિદની હોઝનો ઉપયોગ માછલીઓના ઉત્પાદન માટે કરવો જાઈઝ છે કે નહીં ? જ્યારે કે તેના કારણે હોઝમાં ગંદકી પણ નથી થતી અને નમાઝીઓને પણ

કોઈ તકલીફ નથી.

**જવાબ** : મસ્જિદની હોઝમાં ઉત્પાદન થયેલ એ માછલીઓ વેચી તેની કિંમત મસ્જિદના ખર્ચમાં લઈ શકાય છે. અલબત્ત મસ્જિદની હોઝને માછલીઓ ઉત્પન્ન કરી આવકનું સાધન બનાવવું મુનાસિબ નથી. મસ્જિદમાં હોઝ એ આશય ખાતર બનાવવામાં આવતી નથી, પાણીની સફાઈ બાકી રાખવા માટે જરૂરત પુરતી માછલીઓ હોઝમાં રાખવામાં શરઈ રૂએ કોઈ બાધ આવતો નથી, એ જ માછલીઓનું પ્રમાણ વધી જાય તો વેચવાની પણ ઈજાઝત છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. મસ્જિદની જૂની ઈંટોનો હુકમ.

**સવાલ** : અમે અમારી વાસદની મસ્જિદને શહીદ કરીએ છીએ અને નવી બનાવીએ છીએ, તો દિવાલોની જે જૂની ઈંટો વગેરે નીકળે તેને સારી જગ્યાએ નાંખવી કે ગમે ત્યાં નાંખી દઈએ ?

**જવાબ** : મસ્જિદમાં લાગેલી એ ઈંટોનો વપરાશ ફરીથી તેમાં શક્ય હોય તો એમાં જ કરવો જોઈએ અને જો ફરીથી એમાં વાપરી શકાય એવી ન હોય અને એના વેચાણથી કાંઈક રકમ ઉપજતી હોય તો વેચીને તે રકમ મસ્જિદના બાંધકામમાં લગાડવી અને જો એ પણ શક્ય ન હોય તો બીજી સારી જગ્યાએ એને વાપરવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૩. દીની બાબતો માટે મસ્જિદમાં ચંદો કરવું અને ચંદો કરનાર (સફીર) સાથે વર્તાવ.

**સવાલ** : ફલાણા જિલ્લામાં એક ગામ છે. જેમાં મસ્જિદ મદ્રસા કંઈ હતું નહીં. કદી કદી તબ્લીગી જમાઅત આવતી હતી, જે ફકત બે કલાક રોકાઈને બધાંને ભેગા કરી બયાન કરી પાછા ચાલ્યા જતા હતા, કારણ કે જમાઅતના રોકાવા માટેનો કોઈ બંદોબસ્ત ન હતો, આ ગામમાં ૧૯ વરસની મહેનત પછી મસ્જિદ—મદ્રસો બનાવવામાં આવ્યો, જેનાથી બાળકો દીની તા'લીમનો લાભ મેળવી રહ્યા છે. હવે પ્રશ્ન એ છે કે :

(૧) ઘણી જગ્યાએ ઈંગ્લેન્ડ–આફ્રિકાની મદદથી સંગે મરમરની મસ્જિદ અને મદ્રસા બનાવવામાં આવ્યા છે, પરંતુ ત્યાં બીજા સફીરો માટે ચંદાનું એલાન કરવાની પાબંદી લગાવી દેવામાં આવી છે. ઈંગ્લેન્ડ–આફ્રિકાથી જેમની વ્યવસ્થા થઈ ચૂકી છે, એવા લોકોએ બીજા ગરીબ ગામડાંઓ માટે ચંદાના એલાનની પાબંદી લગાવવી સહીહ છે? જો આ જ પ્રમાણે દરેક જગ્યાએ પાબંદી લગાવવામાં આવશે તો ગરીબ ગામડાંઓવાળા શું કરશે ? ત્યાંના બાળકો દીની એઅતિબારથી બરબાદ થઈ જશે.

(૨) એક સફીરને એલાન કરવાની ઈજાઝત આપવામાં આવી, પરંતુ એટલું જ કે "ફલાણા મદ્રસાના ચંદા માટે આવ્યો છું, મદદ ફરમાવશો." સફીરે બે–ત્રણ મિનિટનો વખત માંગ્યો તો પરવાનગી આપી નહીં. તે સફીર એટલું જ કહીને બેસી ગયા, તો એમનો ચંદો પાંચ રૂપિયા થયો. બીજા એક સફીરે તેમની ઓળખાણ વાપરી ઈજાઝત માંગી તો એમને બે–ત્રણ મિનિટનો સમય આપવામાં આવ્યો. બે–ત્રણ મિનિટમાં આ સફીરે ગામના હાલાત વર્ણવ્યા અને પછી બહાર ચંદા માટે બેઠા તો એમને ૧૨૦૦/– રૂપિયાનો ચંદો થયો. થોડા વિસ્તારથી ગામના હાલાત બે–ત્રણ મિનિટમાં બયાન કરવામાં આવે તો ફાયદો થતો હોય તો આમ કરવામાં શું ખોટું છે ? વિશેષ કરી જ્યારે બીજા કોઈ સફીર પણ ન હોય ?

(૩) સાંભળ્યું છે કે હદીસ શરીફમાં છે કે મુસલમાનના બીજા મુસલમાન પર (૬) છ હક્કો છે. શું ગરીબ ગામના બાળકોની દીની તાલીમનો કોઈ હક બીજા ગામડાવાળાઓ પર છે કે નહીં ?

(૪) એક ગામડામાં લંડનની મદદથી આલીશાન મસ્જિદ બનાવવામાં આવી, પરંતુ એક સફીરને એલાન કરવાની ઈજાઝત આપવામાં આવી નહીં. આ સફીરના ખાવાની પણ કોઈ વ્યવસ્થા નહીં અને ગામમાં કોઈ હોટલ પણ નહીં. ગામમાં બધા બંગલા બનાવી રહે છે અને મુઅઝ્ઝિનને કહી દીધું કે કોઈને એલાન કરવા દેવામાં આવે નહીં. આ સફીર છેક ત્રણ વાગ્યે ભૂખ્યો ગામમાંથી પાછો ફર્યો. શું આ ઈમાનવાળાની શાન છે ? આ સફીર

પણ ગુજરાતનો છે અને વર્ણવવામાં આવેલ પરિસ્થિતિ પણ ગુજરાતની છે.

**જવાબ** : એક મસ્જિદને શહીદ કરી એને મોટી કરવામાં આવી રહી હતી, આ મસ્જિદ માટે એજ મસ્જિદમાં ચંદો કરવા બાબત પૂછવામાં આવેલ સવાલનો જવાબ આપતાં હઝરત મવલાના મુફતી સય્યિદ અ.રહીમ સાહેબ લાજપૂરી (રહ.) ફરમાવે છે : બેહતર અને મુનાસિબ રીત આ છે કે મસ્જિદની બહાર ચંદો કરવામાં આવે અથવા મસ્જિદમાં કોઈ બોર્ડ પર ચંદાની અપીલ લખી દેવામાં આવે, પરંતુ જો આમ ચંદો કરવાથી આવશ્યક કામિયાબી ન મળે અને જુમ્અહના દિવસે મસ્જિદમાં ચંદો કરવાથી મસ્જિદનો વધારે ફાયદો થતો હોય તો મસ્જિદનો ચંદો મસ્જિદમાં કરવાની ગુંજાઈશ આ શરતે છે કે નમાઝીઓને તકલીફ ન થાય, એમની ગરદન ઓળંગવામાં આવે નહીં, નમાઝીઓ સામેથી પસાર થાય નહીં, મસ્જિદમાં શોર– બકોર થાય નહીં, મસ્જિદના એહતિરામ વિરૂદ્ધ કોઈ કામ ન થાય અને લોકો સમક્ષ કોઈને શરમ અને ગયરતમાં નાંખી જબરદસ્તી ચંદો વસૂલ કરવામાં આવે નહીં. ઉપરોકત શરતોનો ખ્યાલ રાખવો જરૂરી છે, જો એનો ખ્યાલ રાખવામાં ન આવે તો મસ્જિદમાં ચંદો કરવામાં આવે નહીં.

[ફતાવા રહીમિય્યહ : ભાગ–૯ પેજ નં. ૨૩૯]

મસ્જિદમાં મદ્રસા માટે ચંદો કરવા બાબત પૂછવામાં આવેલ સવાલનો જવાબ આપતાં લખે છે : "સામાન્ય સંજોગોમાં મદ્રસાનો ચંદો મસ્જિદમાં કરવો જોઈએ નહીં. મસ્જિદમાં શોર–બકોર થશે, નમાઝીઓને ખલેલ પહોંચશે, મસ્જિદનું સન્માન નહીં જળવાય, માટે મસ્જિદમાં ચંદો કરવામાં આવે નહીં, પરંતુ જો કોઈ વિશેષ પરિસ્થિતિ હોય, મસ્જિદમાં શોર–બકોર ન થાય, નમાઝીઓને તકલીફ અને ખલેલ ન પડે, તો ગુંજાઈશ છે."

[ભાગ–૯ પેજ નં. ૨૪૦]

ફતાવા મહમૂદિય્યહમાં છે : "દીની જરૂરત માટે મસ્જિદમાં ચંદો કરવો, મરહબા–સુબ્હાનલ્લાહ કહેવું દુરુસ્ત છે, પરંતુ નમાઝીઓની નમાઝમાં ખલેલ અને વિક્ષેપ પડવો જોઈએ નહીં."

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૫ પેજ નં. ૨૭૩]

મસ્જિદમાં ચંદો કરવા બાબત બધાજ મુફતી હઝરાતનો જવાબ એ જ છે, જે ઉપર વર્ણવવામાં આવ્યો.

સફીર સાથે કરવામાં આવતા જે વર્તનનો ઉલ્લેખ તમે કર્યો છે, એનો મકસદ જો મસ્જિદનો એહતિરામ જાળવવાનો અને આદાબની રિઆયત કરાવવાનો હોય, તો મસ્જિદના ઝિમ્મેદારોનું વર્તન બરાબર છે, પરંતુ તમારા લખવા પ્રમાણે એક બીજા સફીરને વધારે વખત આપવામાં આવ્યો, એનાથી સમજાય છે કે મસ્જિદના આદાબની તકેદારી રાખવી મકસદ નથી, બલકે અમુકનેજ પ્રાથમિકતા-અગ્રતા આપવાનો મકસદ છે, આવી સૂરતમાં આવું વર્તન વખોડવા પાત્ર છે.

મુસલમાનોના ઈજતિમાઈ-કોમી કામો અને મસ્જિદો, મદ્રસાઓ માટે લોકોનું મુસલમાન ભાઈઓ પાસે મદદ મેળવવા જવું અને ઈમદાદની અપીલ કરવી, આપણાં અકાબિરનો અમલ અને પરંપરા રહી છે. કોઈ ઈલાકા કે ગામ-શહેરના લોકોએ એના પર પાબંદી લગાવવી આ પરંપરાને તોડવા સમાન છે, જેનું પરિણામ ગંભીર આવી શકે છે, માટે જે લોકો આવા વિચારો અને રીતો અપનાવે છે, તેઓ ઈસ્લામ અને મુસલમાનોના ખૈરખ્વાહ નથી, તેઓ તેમનાં કામો વડે ઉમ્મતને ઘણું મોટું અને ભરપાઈ ન કરી શકાય એવું નુકસાન કરી રહ્યા છે. અલ્લાહ તઆલા એમને હિદાયત અને સહીહ સમજ અતા ફરમાવે.

(૪) જે અજનબી મુસાફીર કોઈ વસ્તીમાં એની અંગત જરૂરત અથવા મુસલમાનોની દીની-ઈજતિમાઈ જરૂરત માટે જાય છે, એની મેજબાની અને ખાણા-પીણાની વ્યવસ્થા કરવી પ્રાચીન કાળથી મુસલમાનો, વિશેષ કરીને સજ્જનોની પરંપરા રહી છે. આ જ ઈસ્લામની તા'લીમ પણ છે. એનાથી વિપરીત કોઈ મદ્રસાની મદદ મેળવવા ગયેલ માણસને (જેને સફીર કહેવામાં આવે છે) ગામની મસ્જિદમાં એલાન કરવાથી રોકવું અને મસ્જિદના તે હિસ્સામાં જ્યાં દીનની નિસ્બત પર આવનાર લોકો કિયામ કરે છે, ત્યાં રોકાવાથી એને મના કરવું અને ગામ નાનું હોવાથી પૈસા ખરચ કરી ખાવા-પીવાની વ્યવસ્થા કરવી મુશ્કેલ હોવા છતાં એની મેઝબાની અને

મુસાફરોના હક અદા કરવાથી (આબાદી) ગામવાળાઓનું ગફલત વર્તવું વખોડવા પાત્ર છે અને ઈસ્લામ દ્વારા આપવામાં આવેલ ઉચ્ચ અખ્લાકની તઅલીમથી બિલકુલ વિરૂદ્ધ હોવા ઉપરાંત માનવતાના વિરૂદ્ધ પણ છે. આવા લોકોએ એમની કાર્યપ્રણાલી પર ફેરવિચારણા કરી એને સુધારવી જોઈએ.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. એડવર્ટાઈઝના ફોટા મસ્જિદની દિવાલ પર.

**સવાલ :** મસ્જિદની દિવાલ ઉપર અહીંના લોકો એડવર્ટાઈઝના ફોટા ચિતરવા દે છે. શું મસ્જિદની દિવાલ ઉપર ફોટા ચિતરવા દેવાય ખરૂં ?

**જવાબ :** નહીં.

## ૨૫. મસ્જિદનું નામ કુબા રાખવું કેવું છે ?

**સવાલ :** મસ્જિદનું નામ કુબા રાખવું કેવું છે ? શું આ નામ રાખવામાં કોઈ જાતની ખરાબી ખરી ? કુબા નામ રાખી દીધું હોય કે આ નામનું રજીસ્ટ્રેશન થઈ ચૂકેલ હોય તો બદલી દેવું કે નહીં ?

**જવાબ :** હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મક્કા મુકર્રમહથી હિજરત કરી મદીનહ મુનવ્વરહ પધાર્યા ત્યારે મદીનહની પાસે એક અલગ વસ્તી *કુબા* નામે હતી. મદીનહ મુનવ્વરહમાં દાખલ થવા પહેલાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ત્યાં મુકામ કર્યો અને એ સમયગાળામાં ત્યાં એક મસ્જિદની બુનિયાદ પણ નાંખી, જે તે વસ્તીના નામને લઈ મસ્જિદે કુબા કહેવાય છે, જેની કેટલીક ખાસ ફઝીલતો પણ કુર્આન અને હદીસમાં આવી છે.

આજકાલ મદીનહ મુનવ્વરહની આબાદી ફેલાઈને કુબા સુધી પહોંચી ગઈ હોવાને લઈ કુબા એક મહોલ્લો બની ગયો છે. અગર અન્ય કોઈ જગ્યાએ બનેલ મસ્જિદને મસ્જિદે કુબાનું નામ આપવાથી કોઈ ગેર સમજ ઉતપન્ન થવાનો ભય ન હોય, તો તેની ગુંજાઈશ છે. તે છતાં એહતિયાત બેહતર છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨૯. મસ્જિદમાં હાથની આંગળીઓ બીજા હાથમાં નાંખી બેસવું મકરૂહ છે.**

**સવાલ** : મસ્જિદમાં નમાઝના ઈન્તેઝારમાં બેઠતા એક હાથની આંગળીઓ બીજા હાથની આંગળીમાં નાંખી બેસવું મના છે ?

**જવાબ** : મકરૂહ છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૧ પેજ નં. ૪૩૧] હદીસમાં એની મનાઈ આવેલી છે. [અબૂ દાવૂદ]

# (૨૦) કબ્રસ્તાન

**૧. કબ્રો પાસે જતા આવતા નડતર રૂપ બનતી ઘાસ કાપવી.**

**સવાલ** : હમારા ગામના કબ્રસ્તાનમાં એક દરગાહ છે. દરગાહ ઉપર વડનું ઝાડ છે. જે આશરે ૭૦–૮૦ વર્ષ જૂનું છે. જેની ડાળ આજુ બાજુ ઘણી જ મોટી ફેલાયેલી છે. બાજૂમાં કબરો છે. વડની ડાળના લીધે કબરો ઉપર બીજા ઝાડો ઘણાં જ ઉગે માટે કબરો ઉપર જવું મુશ્કેલ પડે છે. તો હમારો વિચાર છે કે અમુક ડાળ કાપી નાખીએ તો અમારાથી કપાય કે કેમ તે જણાવશો ?

**જવાબ** : કબ્રો પાસે જવા આવવામાં નડતર રૂપ બની હોય એવી ડાળીઓ કાપી રસ્તો સાફ કરવાની ઈજાઝત છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. કબરસ્તાનની ખાલી જગ્યામાં કલમ કેરી લાવવી.**

**સવાલ** : કબ્રસ્તાનમાં જગ્યા ખાલી છે તો ત્યાં કલમ (કેરી) રોપાય કે નહીં અને અમુક જગ્યા ઉપર કબરો છે, તો ત્યાં રોપાય કે કેમ તે જણાવશો.

**જવાબ** : કલમ (કેરી) રોપવા પછી એના ઉપર આવેલ ફળો લેવા ઉતારવાના નામે કબ્રોની બે હુરમતી થવાનો સંભવ છે. જેથી એવું નહીં કરતાં

માત્ર છાંવદાર ઝાડો વાવી શકાય છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૧) મદ્રસાઓ

## ૧. મદ્રેસાના ટાઈમમાં અખબાર વાંચવા, નફીલ પઢવા વગેરેનો હુકમ.

**સવાલ** : આપણે ત્યાં અરબી મદારિસ તથા મકાતિબમાં મુદર્રિસોને છ અથવા ત્રણ કલાક પઢાવવાનું હોય છે. તો એ છ અથવા ત્રણ કલાકની અંદર ફુરસદમાં મુદર્રિસ અથવા મુલાઝિમ દૈનિક પેપરો જેમ કે ગુજરાત મિત્ર, ગુજરાત સમાચાર, હયાત, ઉમ્મીદ, મુજાહિદ, વહોરા સમાચાર, વહોરા વેલફેર, અલ–ઈસ્લાહ, ગુજરાતી ઉર્દૂ દારુલ ઉલૂમ, અલ્ફુર્કાન વગેરે દીની યા દુન્યવી કિતાબો તથા રિસાલાઓ વાંચે છે, પઢે છે અથવા જાતી કાગળો, પત્રો કિતાબો લખે છે. તો મદ્રેસાના ચાલુ વખતના ફુરસદના સમયે એ વાંચવું, લખવું ફિકહી એઅતિબારથી જાઈઝ છે અથવા નાજાઈઝ છે ? એનાથી શું પગારની હિલ્લત હુરમતમાં ફરક પડશે ? કારણ કે આપણાં અકાબિરો જેમના આપણે લોકો ઘણાં જ ગુણો ગાઈએ છીએ તેમના મલફૂઝાત તથા અમલોથી તો ઘણો જ એહતિયાત માલૂમ પડે છે.

મદ્રેસાના મુહતમીમ તથા નાઝિમને મઝકૂર વાતની ખબર પણ હોય છે પણ કંઈ કહી નથી શકતા અથવા નથી કહેતા અથવા ચશમપોશી કરે છે. તો શું એનાથી ફિકહી રીતથી જાઈઝ થઈ જશે ? કારણ કે મુહતમિમ તથા નાઝિમથી ઉપર ફૂલ ઈખ્તિયાર અહલે શૂરાનો હોય છે. અહલે શૂરાને ખબર પડે તો કોઈ પણ સૂરતમાં અખ્બારો, પેપરો પઢવાની, વાંચવાની, લખવાની ઈજાઝત ન આપે.

મદ્રેસાના ટાઈમમાં તસ્બીહ પઢવું, કુર્આનની તિલાવત કરવું, ઈશ્રાક, ચાશ્તની નમાઝ પઢવું ફિકહી રીતથી જાઈઝ થશે ?

**જવાબ** : "અકદે ઈજારહ" માં તે તમામ શર્તોનું પાલન કરવું જરૂરી હોય છે જે "અકદ" કરતી વેળા બન્ને પક્ષોના દરમિયાન નક્કી થાય છે. તેના વિરૂધ્ધ કરવાની શરઈ રૂએ ઈજાઝત નથી. એક મુદર્રિસ સાથે જેટલો સમય ખિદમત આપવાનું શર્ત થયું છે. તે મુજબ તે સમયગાળો તેમાં જ વિતાવવો જરૂરી છે. પોતાની ફરજ છોડી અથવા તેમાં કોતાહી કરી તે સમયમાં અખ્બાર જોવા અથવા બીજું કોઈ પણ કાર્ય (જે ફરજની અદાયગીમાં હાનીકર્તા હોય) કરવું જાઈઝ નથી.

[તતહીરૂલઅમવાલ : પેજ નં. ૧૨૯, ૧૩૫]

હવે રહ્યો ફુરસદનો સમય કિંવા પોતાની ફરજ સંપૂર્ણ દિયાનતદારીથી બજાવી દીધા પછી પણ મર્યાદિત સમય બચી જાય છે અને ફરજ રૂપે તેનું કોઈ પણ કામ તે દરમિયાન રહેતું નથી. તો અગર સંસ્થાના ધારા ધોરણ મુજબ એ ફુરસદના સમય ગાળામાં અખ્બારો જોવાની છૂટ હોય અથવા કમીટીએ મોહતમીમને આવી બાબતોમાં સત્તા આપેલી છે અને તે સત્તાની રૂએ મોહતમીમ મુદર્રિસના આ કાર્યને "અકદે ઈજારહ" વિરૂધ્ધ અથવા ફરજની અદાયગીમાં હાનીકર્તા ન સમજતો હોય તો એવી બાબતોમાં "અકદે ઈજારહ" માં ઉર્ફનો એઅતિબાર કરવામાં આવતો હોવાથી એની ગુંજાઈશ રહેશે. [તતહીરૂલઅમવાલ : પેજ નં. ૧૩૫, અલ– અશ્બાહ વન્નઝાઈર મિસરી : પેજ નં. ૯૫, ૯૬] અને જો મોહતમીમને એવી બાબતોની સત્તા નથી અથવા છે પરંતુ મોહતમીમ એને હાનિકર્તા સમજવા છતાં કાંઈ કહી શકતો નથી તો પણ જાઈઝ નથી અને મુદર્રિસ ઉપર મદ્રેસાનો હક બાકી રહેશે.

તસ્બીહ અને તિલાવતનો હુકમ પણ ઉપર મુજબ છે. નવાફિલ વગર ઈજાઝતે પઢવી મના છે.

## ૨. મદ્રેસાની જૂની ઈમારતો ભાડા પર ન આપી શકાય.

**સવાલ** : અમારે ત્યાં મદ્રસો (મકતબ) ચાલી રહયો છે અને જેમાં હાલમાં મદ્રેસો ચાલે છે તે મકાન માટે મદ્રસો બાંધવાના નામથી જ ચંદો થયો હતો અને તે જ રૂપિયાથી મદ્રસો બનાવેલો, પરંતુ હાલમાં તે જગ્યા

ઓછી પડે છે અને છોકરાઓને બેસવાની તંગી પડે છે. તો ગામવાસીઓએ જમાઅત ભેગી કરી નવો મદ્રસો બનાવવાનો નિર્ણય લીધો, તો હવે તે જૂના મદ્રસાનું મકાન કઈ રીતે વાપરવું ? એને ભાડે આપી તે ભાડૂં મદ્રસાના નિભાવ માટે વાપરી શકાય ખરૂં ? અને ભાડે આપવાથી ચંદો આપનારના સવાબમાં કોઈ વાંધો ખરો ?

**જવાબ** : જે મકાન મદ્રસો બાંધવાના નામથી જ ચંદો કરી તૈયાર કરવામાં આવ્યું હતું અને અત્યાર સુધી તેમાં મદ્રસો ચાલી રહયો હતો, તો હવે તેને બીજા વપરાશમાં લઈ શકાય નહીં, એને મદ્રસાના કામમાં જ વાપરવામાં આવે. જગ્યા ઓછી પડવાને લઈ તંગી પડતી હોય તો તે મુજબ બીજી વધારાની વ્યવસ્થા કરી શકાય છે, પરંતુ હાલના મકાનમાં પણ કલાસો ચાલુ રાખવામાં આવે.

## ૩. મદ્રેસાઓની જુદી જુદી આવકોને કયાં ખર્ચ કરવી ?

**સવાલ** : (૧) અમારે ત્યાં અત્યારે દર્સગાહ માટે બે રૂમો બની રહયા છે, જેને બનાવવા માટે ચંદો થયો હતો અને તે પૈસાથી હાલ રૂમો બનવા પછી થોડા ઘણાં પૈસા વધે છે. (૨) જૂનો મદ્રસો જેને શહીદ કર્યો છે, તેનો કાટમાલ વેચવાથી જે પૈસા ઉપજ્યા છે, તે જમા છે. (૩) નવો મદ્રસો—મસ્જિદની જમીન ઉપર બન્યો છે અને તે જમીનનું ભાડું નક્કી કરવામાં આવ્યું છે. (૪) મદ્રસાના નિભાવ માટે અત્યારે થોડા રૂમોનું કામ કાજ ચાલે છે. (૫) મદ્રસાની મિલકત આવકના પૈસા બેંકમાં જમા છે તેનું વ્યાજ જમા છે.

ઉપરોકત વિગતના આધારે નીચે પ્રમાણે સવાલોનું માર્ગદર્શન આપવા મહેરબાની કરશો.

**(૧)** મદ્રસાના નિભાવ માટે બનતા રૂમોમાં (મદ્રસો) દર્સગાહમાંથી વધતા પૈસા વાપરી શકાય યા નહીં ? અથવા મદ્રસાના કોઈ બીજા ઉપયોગમાં લઈ શકાય ?

**(૨)** મદ્રસાના કાટમાલના ઉપજેલા પૈસાનો શું ઉપયોગ કરી શકાય ?

એટલે કે કયા કામોમાં વાપરી શકાય ?

(૩) મદ્રસામાં આવતા ગરીબ તલબાને (જે જરૂરતમંદ છે) તેમને હાજરી દીઠ ૫૦ પૈસા વ્યાજમાંથી આપીએ છીએ, તો એ હાજતમંદ તલબાને વ્યાજના પૈસા આપી શકાય યા નહીં ?

**જવાબ :** (૧) જે રકમ લોકો પાસેથી દર્સગાહના માટે જ ઉઘરાવવામાં આવી હતી, તેનો ઉપયોગ મદ્રસાના નિભાવ માટે બનાવવામાં આવતા રૂમોમાં તે રકમ આપનારાઓની ઈજાઝત લઈ કરી શકાય છે અને જો ઈજાઝત લેવું શક્ય ન હોય તો અત્યારે તે રકમ જમા રાખો, ભવિષ્યમાં દર્સગાહની મરમ્મત, રંગરોગાન અથવા સુધારા– વધારામાં ખર્ચ કરજો. દર્સગાહ સિવાય બીજા ઉપયોગ માટે પણ રકમ આપનારાઓની ઈજાઝત લેવી પડશે.

(૨) મદ્રસાની દર્સગાહોના કાટમાલની રકમ પણ ભવિષ્યમાં દર્સગાહની મરમ્મત વગેરેમાં જ વાપરવી.

(૩) આપી શકાય. અલબત્ત એટલું ધ્યાનમાં રહે કે આ હુકમ મજબૂરીના દરજ્જામાં રકમના નિકાલ માટે છે. માટે ભવિષ્યમાં કોઈ વ્યવસ્થાપક એ આશય ખાતર બેંક વ્યાજ વધુ મેળવવાની વૃત્તિથી કોઈ તદબીર કરશે તો ગુનેગાર ઠરશે.

# (૨૨) બુયૂઅ કિંવા વેપાર

## ૧. જુગારીઓને તેલનો ડબ્બો બજાર ભાવથી વધારેમાં આપવો.

**સવાલ :** આજકાલ અમારા ગામમાં તેલના ડબ્બાના વેચાણ ભાવ રૂા.૫૪૦/– છે અને વેપારીઓ જુગારીઓને એક મહિનાના વાયદે રૂા.૬૦૦/– માં આપે છે અને એ જુગારી જુગાર રમવા માટે રૂા.૫૦૦/– માં રોકડેથી વેચી આપે છે. તો એ તેલના ડબ્બા લેવા જાઈઝ છે કે નહીં ? અથવા રેગ્યુલર માણસ કે જે જુગાર નહીં રમતો જે પોતાની જરૂરીયાત

ઉપર મુજબ સોદો લઈ પછી કરી શકે છે ?

**જવાબ :** જુગારને અલ્લાહ તઆલાએ હરામ ઠેરવ્યો છે. જુગારની ટેવવાળા માણસ પાસે પૈસા ન હોવાના લઈ જુગાર રમી શકતો નથી. એવા માણસને વેપારી તેલનો ડબ્બો એટલા માટે રૂા.૬૦૦/- માં આપે છે કે તે માણસ તેલના એ ડબ્બાને રૂા.૫૦૦/- માં વેચી રકમ મેળવી જુગાર રમે તો એ રીતે વેપારી હરામ કૃત્યમાં મદદ કરનાર બન્યો અને ખરીદનાર પણ ઉપરની વિગતથી જાણકાર હોવા છતાં ખરીદશે તો તે પણ ઉપરના કારણને લઈ ગુનેગાર ઠરશે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : "(વલા તઆવનૂ અલલ્ ઈસ્મી વલ્ ઉદ્વાન" وَلَا تَعَاوَنُوْا عَلَى الْإِثْمِ وَالْعُدْوَانِ. અર્થાત્ : "ગુના અને નાફરમાનીના કામમાં સહાયક ન થાઓ)" અલબત્ત અગર વેપારી તેમજ ખરીદનાર ઉપરની હકીકત (કિંવા જુગારમાં વાપરશે) થી જાણકાર નથી તો ગુનેગાર ઠરશે નહીં.

રેગ્યુલર માણસ ઉપર મુજબ સોદો કરી ઓછા ભાવે રોકડેથી વેચતો હોય તો તે ખરીદવું જાઈઝ છે. અલબત્ત પોતાની જરૂરતને લઈ બજારમાં ચાલી રહેલ રોકડ ભાવથી પણ ઓછા ભાવમાં વેચી રહ્યો છે તો એની એ મજબૂરીનો લાભ ઉઠાવવો ઈસ્લામી ઉચ્ચ અખલાકથી સુસંગત નથી.

## ૨. ઓછા વધુ ભાગ નકકી કરી વેચાણ કરી શકે છે.

**સવાલ :** સામાન્ય રીતે ૧૦૦ ટકા હલાલની કમાણી શરીઅતની રૂએ ધારવામાં આવે છે છતાં તેમાં પણ ખોટી કમાઈ દા.ત. (૧) ધારવાથી વધુ ભાવ લેવો (૨) મૌકાનો ફાયદો ઉઠાવવો (૩) સરીઆમ વેચાણ ઉપર ૧૦ થી ૨૦ નફો ચાલે તો તેનાથી વધુ ભાવ લેવો (૪) ઉધારના ભાવ અલગ લેવા, રોકડે ઓછા હપ્તેથી વધુ ભાવ લેવો વગેરે કેવી કમાઈ ગણાશે ? ઉપરોકત રકમ મદ્રસા મસ્જિદમાં લેવા બાબતે ખુલાસો જણાવશો. ઉપરોકત રકમ સંડાસ બનાવવા તથા દવાખાનામાં તથા એવી કઈ જગાએ ઉપયોગમાં લઈ શકાય તે જણાવશો. તા.ક. એક ભાઈએ ઉપરોકત બાબતે ખુલાસો કર્યો છે, બલકે પૈસા આપવા આવેલ પરંતુ અમો ખુલાસો આપી શકયા નથી.

તેના રૂપિયા પરત કરી આપેલા છે, તો ખુલાસો જણાવશો. સવાબની નિય્યતથી આપવા આવેલા પરંતુ નિરાશ થયા તો ઉપરોકત કામો જ તેની રોજી રોટી છે તો શું તેના રૂપિયા કોઈ પણ કામમાં લઈ ના શકાય ?

**જવાબ :** ખરીદનાર તેમજ વેચનાર આપસની રજામંદીથી ઓછા વધુ ભાવ નક્કી કરી ખરીદ વેચાણ નક્કી કરી શકે છે. વધુ નફો લેવો ઉધારનો લાભ પહેલાંથી નક્કી કરી વધુ લેવો જાઈઝ છે. જેથી એ કમાણી હરામ કહેવાશે નહીં. જેથી એવી રકમ મસ્જિદ–મદ્રસા વિ. માટે સ્વીકારી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. મગફળીના પાકને તેના ભાવ ઊંચા જાય ત્યાં સુધી રોકી રાખવો.

**સવાલ :** હાલમાં ડીસેમ્બર મહીનો ચાલે છે તેથી મગફળી સીંગનો પાક બહાર આવે છે તેથી બજારમાં સીંગતેલના ભાવ નીચા જાય છે અને ત્યાર પછી ચોમાસું સફળ થાય કે નિષ્ફળ જાય પણ દર વર્ષે દીવાળી પહેલાં સીંગતેલના ભાવ ખૂબ ઊંચા જાય છે અને આવું દર વર્ષે થાય છે. તો હું હમણાં ભાવ નીચા હોવાથી રૂપિયા પચ્ચીસ–ત્રીસ હજારનું સીંગતેલ ખરીદી લઉં અને ત્યાર પછી રાખી મૂકું. પછી જ્યારે દીવાળી પહેલાં સીંગતેલના ભાવ ઊંચા જાય ત્યારે વેચી નાંખુ. મને ખૂબ નફો થાય તો આમ કરવું જાઈઝ છે કે નાજાઈઝ અને એવી રીતે કરેલી કમાણી હરામ કહેવાય કે હલાલ ?

**જવાબ :** ખાવા પીવાની તેમજ જીવન જરૂરીયાતની બીજી વસ્તુઓને ભાવ ખાવાની નિય્યતે ભરી સંગ્રહ કરી રાખવાને શરીઅતની પરિભાષામાં ઈહતેકાર (સંગ્રહખોરી) કહેવામાં આવે છે. આ કૃત્ય મકરૂહે તહરીમી, બલકે હરામ છે. [બદાઈઉ સ્સનાએઅ : ભાગ–૫ પેજ નં. ૧૨૯] એવો માણસ શરીઅતની રૂએ સખ્ત ગુનેગાર છે. હદીસ શરીફમાં એના ઉપર ઘણી જ સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ફરમાન છે કે : "ઈહતેકાર કરનાર ગુનેગાર છે." [મુસ્લિમ શરીફ] બીજી

એક રિવાયતમાં ફરમાવવામાં આવ્યું છે કે એવો માણસ મલઊન છે. [બદાઈઅ : ભાગ–૫ પેજ નં. ૧૨૯] અન્ય એક રિવાયતમાં છે કે : "જેણે ચાલીસ દિવસ સુધી ઈહતેકાર કર્યો અલ્લાહ તઆલા તેને રક્તપિત્ત અને ઈફલાસમાં સંડોવશે." [શામી : ભાગ–૫ પેજ નં. ૨૮૨] અન્ય એક રિવાયતમાં છે કે : "એવા માણસથી અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ બરી (બેઝાર) છે. એવા માણસ ઉપર અલ્લાહ અને તેના ફરિશ્તા અને તમામ લોકોની લઅનત અને અલ્લાહ તઆલા એની કોઈ ફર્ઝ તથા નફલ ઈબાદત કબૂલ નહીં ફરમાવે." [શામી : ભાગ–૫ પેજ નં. ૨૮૨]

## ૪. ધંધામાં જૂઠું બોલવાથી નફો હરામ થઈ જશે ?

**સવાલ :** તિજારતમાં જૂઠ બોલવાથી નફો હરામ થઈ જશે ? ફકત જૂઠ બોલવાનો ગુનાહ લાગુ પડશે ?

**જવાબ :** જૂઠ બોલવાના ગુનાહ સાથે બરકત ખતમ થઈ જશે અને જો એના જૂઠ બોલવાને લઈ તે વસ્તુ વિશે ખરીદ કરનાર ધોકામાં પડયો છે તો તે ખરીદનારને ખરી હકીકતની જાણ થવાની સૂરતમાં સોદો કેન્સલ કરવાનો ઈખ્તિયાર રહેશે. અલબત્ત તે માટે કોઈ શરઈ આડ ન હોવી જોઈએ. જે સૂરત પેશ આવી હોય તે લખી હુકમ માલૂમ કરી લેવો.

## ૫. જૂઠ બોલી વેપાર કરવો.

**સવાલ :** સરકો વેચતી વખતે ઘરાકને જાહેર નથી કરતા કે અમો ઘેર બનાવીએ છે, બલકે એ જાહેર કરીએ છે કે સરકો બહારથી લાવીને વેચીએ છે. તો વેપારના માટે આટલું જૂઠૂં બોલી શકાય કે નહીં? અને જો સાચું બોલવામાં આવે તો વેપાર ઓછો થવાની શકયતા છે. બલકે વેપાર થવો જ મુશ્કેલ છે.

**જવાબ :** જૂઠ બોલવાથી વેપારની બરકત ઉઠી જાય છે અને ખરીદનાર સાથે ધોકા બાજી થાય છે. એવી કમાણી હલાલ નથી.

## ૬. માલનો ઐબ (ખામી) જણાવ્યા વગર વેચાણ કરવાનો

હુકમ.

**સવાલ :** તિજારતી માલ વેચવામાં માલમાં કોઈ નુકસ–ઐબ હોય અને ગ્રાહકને જાણ કર્યા વગર જાણી બુઝીને આપવાનો શું ગુનો છે?

**જવાબ :** એક પ્રકારની ધોકાબાજી છે અને હદીસે પાકમાં છે કે જે અમને ધોકો આપે તે અમારામાંથી નથી.

## ૭. રોકડા અને હપ્તે ખરીદ કરતાં ભાવનો ઉતાર ચઢાવ ન હોય તો કેવી રીતે સોદો કરવો ?

**સવાલ :** એક વસ્તુની કિંમત બજારમાં રૂા.૫૦૦/– છે અને તેને રોકડેથી લઈએ તો રૂા.૫૦૦/– માં મળે છે અને જો સરળ હપ્તેથી લેવા જઈએ તો રૂા.૫૫૦/– માં મળે છે. તો હપ્તાથી જે રૂા.૫૦/– વધારે આપીએ છીએ તે જાઈઝ છે કે નાજાઈઝ?

**જવાબ :** સોદો કરતી વખતે નક્કી કરી લેવામાં આવ્યું કે તેની કિંમત રૂા.૫૫૦/– છે, જે હપ્તામાં નક્કી કરેલ રીતે ભરવાની રહેશે તો દુરૂસ્ત છે.

## ૮. ઓનથી ગાડીનું વેચાણ જાઈઝ છે કે નહીં ?

**સવાલ :** સ્કૂટર બનાવતી બજાજ કંપની સ્કૂટરનું બુકીંગ કરી તેનો વેટીંગ લિસ્ટ નંબર આપણાં ઉપર મોકલે છે. નમૂના મુજબ નંબર આવ્યેથી કંપની અમારા ઉપર લખે છે કે તમારી ગાડી આવી ગઈ છે, તમો લઈ જાઓ, અમારે એ ગાડી વેચવી છે. ગાડીના ઓન ચાલે છે. એટલે કે મૂળ કંપનીની કિંમત કરતા વધુ રૂપિયા નો ભાવ બજારમાં ચાલે છે. ગાડી નવસારીથી લેવાની હોય છે. અમો સૂરતમાં કિંમતની ઉપરના ઓન લઈ ગાડી વેચી દઈએ છીએ. પછી એ માણસ નવસારી જઈ ગાડીના રૂપિયા ભરી ગાડી છોડાવી લાવે છે. તો ઉપરોકત બાબતનો શરઈ ખુલાસો શું છે? જાઈઝ છે કે નાજાઈઝ?

**જવાબ :** એ વેચાણ દુરૂસ્ત નથી. તમે જે ગાડી નોંધાવી બુકીંગ કર્યું છે તે ગાડી તૈયાર થયેથી તમે કિંમત અદા કરી જ્યાં સુધી પોતાના કબ્જામાં

નહીં લેશો ત્યાં સુધી તેને વેચવું તમારા માટે જાઈઝ નથી. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૪ પેજ નં. ૧૮૨] મતલબ એ છે કે જે વસ્તુ એક જગ્યાએથી બીજી જગ્યાએ ટ્રાન્સફર થઈ શકે એવી હોય (કિંવા જમીન, ઘર વગેરે ન હોય) તેનું વેચાણ કબ્જો કરવા પહેલાં દુરૂસ્ત નથી. કિંવા ફાસિદ છે.

[શામી, દુર્રે મુખ્તાર : ભાગ-૫ પેજ નં. ૧૮૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ઈંડુ તથા નાળિયેર સળેલું નીકળે તો કિંમત પાછી લઈ શકાય ?

**સવાલ :** એક તાજિરનો ઈંડા અને નાળિયેર (શ્રી ફળ) વેચવાનો ધંધો છે. હવે કોઈ ગ્રાહક ઈંડુ અથવા નાળિયેર વેચાતું લઈ ગયો અને ઘરે ગયા પછી તે ઈંડુ અને નાળિયેર તોડતા અંદરથી ખરાબ નિકળે તો તાજિરના જિમ્મે બદલી આપવું જરૂરી છે ?

**જવાબ :** ખરીદ કરેલો માલ સંપૂર્ણ રૂપે નકામો નિકળે તો તે વેચાણ બાતિલ છે. ખરીદનાર માટે વેપારી પાસેથી પૂરી કિંમત પાછી લેવાનો હક છે. દા.ત. ઈંડુ ખરીદ કર્યું અને તે સંપૂર્ણ ખરાબ નિકળ્યું અથવા નાળિયેર સંપૂર્ણ સડેલું નિકળ્યું. અલબત્ત એમાં બે શર્તો છે : એક તો એ કે તે સંપૂર્ણ ખરાબ હોય, મતલબ કોઈ પણ રીતે ફાયદો ઉઠાવવા લાયક ન હોય. બીજી એ કે ખરીદ કરનાર જ્યારે એવા ઐબ તથા ખરાબીથી વાકિફ થઈ ગયો, ત્યાર પછી એમાંથી ખાધુ ન હોય. જો ઉપરોકત બન્ને શર્તોમાંથી એક પણ નહીં હોય તો ખરીદ કરનાર પૂરી કિંમત પાછી લઈ શકતો નથી. અલબત્ત નુકશાની લઈ શકે છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૪ પેજ નં. ૯૪-૯૫, મજલ્લતુલ્અહકામ : પેજ નં. ૮૫]

## ૧૦. પરદામાં રહી ઓરત વેપાર કરી શકે છે ?

**સવાલ :** કોઈ ઓરતનો ઘરવાળો કમાતો હોય પરંતુ ઘરનું પૂરૂં ન થતું હોય અથવા (જીવન જરૂરીયાત)ની વધુ સુવિધાને પહોંચી વળવા ઓરત

પરદામાં રહી તિજારત જેવી કે સબ્જી વેચવું, દૂધ વેચવું, જાનવરોનો ચારો વેચવો વગેરે કરી શકે ? શું ઓરતને જનરલી તિજારત કરવું મના છે ? શરઈ લાઈનથી પરદામાં રહી વેપાર કરવાની છૂટ છે ?

**જવાબ :** પરદામાં રહી પરદાના તમામ આદેશો પાળવાની સાથે એ કામ કરી શકે છે. વેપાર કરવામાં અગર ઓરતો અને બાળકોના મેળાપમાં જ આવવું પડતું હોય, કોઈ ગેર મહરમના મેળાપમાં આવવું નથી પડતું તો દુરૂસ્ત છે નહીં તો દુરૂસ્ત નથી. વગર મજબૂરીએ વેપાર કરવાથી બચવું જોઈએ કે એ ઓરતની જવાબદારી નથી.

## ૧૧. મરેલા મરઘાંનું વેચાણ જાઈઝ નથી.

**સવાલ :** અમારા મરઘાંના ધંધામાં મોટરમાં અથવા પતરાના શેડના દરરોજ ૧૦/૧૫/૨૦ મરઘાં મરી જાય છે. મોટરમાં લાંબા રનમાં વધુ ભરી લાવીએ છીએ, જેથી ભાડું સસ્તુ પડે. આ મરેલા મરઘાં વેચી તેના પૈસા ગલ્લામાં રાખતા નથી. તે પૈસા ગરીબ મુસલમાનોમાં વહેંચી દઈએ છીએ. કોઈવાર નોકરોને મહીનામાં ૧ વાર લકસ સાબુકે દાંતના પાવડર, બ્રશ અપાવીએ છીએ. આ નોકરો આદીવાસી છે. તો આ પ્રમાણે આવો માલ વેચી ગામના મુસલમાનોને આપી શકાય યા નહીં ?

**જવાબ :** મુરદાનું વેચાણ જાઈઝ નથી. આ માટે એ મરઘાં વેચી તેની કિંમત પોતે રાખી શકતા નથી, તેમજ બીજા કોઈ મુસ્લિમકે ગેરમુસ્લિમને પણ આપી શકતા નથી. આપને જોઈએ કે એવા મરઘાં ફેંકી દીયો.

## ૧૨. ઓર્ડર આપી ફ્લેટ બનાવડાવનાર ફ્લેટ તૈયાર થવા પહેલાં વેચાણ કરી શકે કે નહીં ?

**સવાલ :** એક પ્રોજેકટ છે. ૩૨૧ રૂા. સ્કવેર ફૂટના ભાવે સોદો કરવામાં આવ્યો. એના અંદર ૩૦ હજાર સ્કવેર ફૂટનો કુલ પ્રોજેકટ થશે. એમાં પ્રોજેકટનું વેચાણ કરનાર બાંધકામ સાથે બે વરસની અંદર પૂરો કરીને આપશે. હવે ખરીદનાર પાર્ટી બાંધકામ ચાલુ હોવાની હાલતમાં પ્લાન મુજબ

એમાં આવતા ફલેટ સિસ્ટમ રૂમોને બીજા ગ્રાહકોને હપ્તાવારી રકમોના બદલે વેચાણ કરવાનું શરૂ કરે તો શરીઅતના રૂએ જાઈઝ છે કે નહીં ? આજ કાલ શહેરોમાં ગવર્મેન્ટના કાયદાના આધારે આવા મોટા પ્રોજેકટ માટેની રકમ સરકારને બતાવી પણ શકાય નહીં. અગર બતાવવામાં આવે તો ઈન્કમટેક્ષ એવા જંગી પાયા ઉપર વીંઝે તો તે માણસ આવા પ્રોજેકટમાં પડે જ નહીં. એટલા માટે પ્લાન ઉપર આવા સોદાઓ કરી વેચાણ દર વેચાણ કરવામાં આવે છે. તો જે પ્રોજેકટનું અસ્તિત્ત્વ થયું હોય અથવા થઈ રહ્યું હોય તેનું આવી રીતે વેચાણ કરવું શરઈ રીતે જાઈઝ છે કે નહીં ? જાઈઝ નહીં હોય એમાં શું ફેરફાર કરવાથી જાઈઝ થઈ શકે છે ?

**નોટ** : પહેલાં સોદા કરનાર સાથે હપ્તા પ્રમાણે કિંમત ચૂકવવામાં આવે છે. આ સાથે પ્લાન પણ રાખવામાં આવ્યા છે.

**જવાબ** : ફરમાઈશ મુજબ વસ્તુ બનાવડાવવી અને પહેલાંથી જ તેનો સોદો કરવાને શરીઅતની પરિભાષામાં "ઈસ્તિસ્નાઅ" કહેવામાં આવે છે. લોકોમાં જે વસ્તુઓ ફરમાઈશ ઉપર બનાવડાવવાનો રિવાજ હોય તેવી વસ્તુઓમાં એ મુજબનો સોદો કરવો દુરૂસ્ત છે. આજ કાલ મકાનો પણ ફરમાઈશ મુજબ બનાવી આપવાનો રિવાજ હોવાથી મકાનમાં એવો સોદો કરવાની ઈજાઝત છે. અલબત્ત સોદો કરતી વેળા એની પૂરી ચોખવટ અને વિગત એવી રીતે બયાન થઈ જવી જોઈએ કે કોઈક મોઘમ રહીને પાછળથી તકરાર થવાનો ભય ન રહે. હવે જો તે મકાન ફરમાઈશમાં નક્કી કરવામાં આવેલી વિગત તેમજ ચોખવટ મુજબ તૈયાર ન થયું હોય તો ફરમાઈશ કરનારને કેન્સલ કરવાનો હકક રહેશે. એક માણસે ફરમાઈશ મુજબ કોઈ મકાન બનાવડાવ્યું અને વેચનાર પાસેથી તેનો કબ્જો મેળવ્યો. ત્યાર પછી તે બીજાને વેચવા ચાહે તો વેચી શકે છે. પરંતુ ફરમાઈશ કરનારની ફરમાઈશ મુજબ મકાન હજુ સુધી તૈયાર થયું નથી તે પહેલાં ફરમાઈશ વડે ખરીદ કરનાર વ્યક્તિ તે મકાન બીજા માણસને વેચી શકતી નથી. અલબત્ત કાયદેસર સોદો ન કરતા માત્ર વાયદા તરીકે તે કોઈને એવું કહે કે મારી ફરમાઈશ કરેલું મકાન તૈયાર થઈ ગયા પછી હું તમારા હાથે તેનું વેચાણ કરીશ. તો માત્ર

વાયદાની કાર્યવાહી કરી શકે છે અને કાયદેસરનું વેચાણ જ્યારે તે મકાન તૈયાર થઈ જાય તેના કબ્જામાં આવી જાય ત્યાર પછી કરે. બાકી સવાલમાં દર્શાવ્યા મુજબ પહેલાં વેચાણ કરનાર કિંવા બનાવી આપનારે હજુ તે મકાન તૈયાર કર્યું નથી તે પહેલાં આપ બીજા ગ્રાહકોને વેચી શકો નહીં. હાં અગર આપ પોતે એ પ્રોજેકટ તૈયાર કરી રહ્યા હોત તો શરૂ જવાબમાં લખ્યા મુજબ ગ્રાહકો સાથે વેચાણ સોદો કરી શકતા હતા.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. રોકડ અને ઉધાર સોદાની કિંમતમાં ફરક.

**સવાલ :** મેં એક ખાડી (કિંવા ૪૦૦ કિલો મગફળી જેનો ભાવ આજ કાલ રૂા.૭,૦૦૦/– છે.) એ શર્ત ઉપર વેચી કે ખરીદનાર એક વર્ષ પછી રૂા.૯,૦૦૦/– મને આપે. (કિંવા એક વર્ષ સુધી એ મને રૂપિયા ન આપે) એના બદલામાં એ લેનાર મને એક વર્ષ પછી રૂા.૨,૦૦૦/– વધારે આપે છે. આ મા'મલામાં બન્ને પક્ષ રાઝી છે, તો જાઈઝ છે ?

**જવાબ :** કોઈ વસ્તુ રોકડ સોદાની સૂરતમાં જેટલી કિંમતમાં વેચાય રહી છે, ઉધાર વેચવાની સૂરતમાં તેની કિંમત વધારે લેવું દુરૂસ્ત છે. માટે આપે સવાલમાં પુછેલ મગફળીની એક ખાડી જે રોકડ રૂપે રૂા.૭,૦૦૦/– માં વેચાય છે. અગર આપ કોઈ ખરીદનારને વધુ કિંમત લઈ રૂા.૯,૦૦૦/– માં વેચો તો એ દુરૂસ્ત છે. અલબત્ત વેચતી વખતે કિંમત સ્પષ્ટ રૂપમાં નક્કી કરી દેવામાં આવે એ જરૂરી છે.

## ૧૪. બઅએ સલમની શરતો દર્શાવતો ફતવો.

**સવાલ ૧ :** અમારો અહીં ઈંટો બનાવવાનો ધંધો છે, જે અંગે અમે મીલરો પાસેથી છાલાં તથા કોલસા અમુક નકકી ભાવ કરી પૂરી રકમ આપી માલનો સોદો કરીએ છીએ. તે વખતે મીલરો પાસે પૂરો માલ હાજર પણ હોતો નથી. જે પ્રમાણે માલ સ્ટોક થાય તે મુજબ અમે માલ ઉઠાવીએ છીએ. ઉપર મુજબ મીલરો પાસે માલ હાજર ન હોય ત્યારે એડવાન્સ આપી સોદો

કરવું જાઈઝ છે કે કેમ ?

**સવાલ (૨) :** ઉપર બતાવ્યા પ્રમાણે અમુક વખત અમે અર્ધા પૈસા અથવા ઉચ્ચક રકમ આપી અમુક ગાડી નક્કી કરી અમુક ભાવે માલ આપવા સોદો કરીએ છીએ તો ઉપર મુજબ સોદો કરવું જાઈઝ છે કે કેમ ? છાલાંનો ભાવ વધઘટ થતો રહે છે. સોદો એક જ ભાવે થાય છે.

**જવાબ ૧ :** પૈસા રોકડા આપી માલ ઉધાર રાખવું એવા સોદાને શરીઅતની પરિભાષામાં "બયએ સલમ" કહેવામાં આવે છે. એના સહીહ હોવા માટે અમુક શરતો છે, જેમાંથી એક એ પણ છે કે, જે માલનો સોદો કરવામાં આવી રહયો છે તે સોદા વખતે મવજૂદ હોય, વેચનાર પાસે હોવું જરૂરી નથી. બજારમાં અથવા જ્યાંથી તે લાવી રહયો છે ત્યાં હોવુ કાફી છે અને એક શરત એ પણ છે કે, વેચનાર પાસેથી માલ કેટલી મુદતમાં લેવાનો છે તે નક્કી કરી લેવું જરૂરી છે. જે ઓછામાં ઓછી એક મહીનો હોવી જોઈએ. દા. ત. એક માસ અથવા બે માસ. અમુક માલ માટે એક મુદત અને બીજા અમુક માટે એથી વધુ મુદત નક્કી કરે તો પણ વાંધો નથી. માટે પૂછેલી સૂરતમાં અગર આપ મુદત નક્કી કરી લેશો તો સોદો સહીહ થઈ જશે.

[શામી : ભાગ–૪ પેજ નં. ૨૦૫–૨૦૬]

**જવાબ ૨ :** બયએ સલમની શરતોમાંથી એક એપણ છે કે, જે બન્ને માણસો આપસમાં સોદો કરી રહયા છે તેઓ એક બીજાથી વિખૂટા પડે એ પહેલાં કિંમત પૂરેપૂરી અદા કરી દેવામાં આવે. અગર પૂરી કિંમત અદા ન કરી, બલકે એનો એક ભાગ દા. ત. અર્ધી કિંમત જ આપી તો જેટલી કિંમત આપી એટલો જ સોદો સહીહ થયેલો કહેવાશે અને બાકીનો સોદો ખત્મ થઈ જશે. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૪ પેજ નં. ૨૦૮–૨૦૯]

## ૧૫. મરઘી વેચવાની રીતો અને તેના હુકમો.

**સવાલ :** એક વ્યક્તિ બોઈલર મરઘાંઓ વેચે છે અને અમારા આજુબાજુના ગામડાઓમાં વેચાણ માટે અલગ અલગ પધ્ધતિઓ અપનાવવામાં આવે છે. કેટલાક ગોશ્ત અલગ કરી ગોશ્ત વજનથી વેચે છે

અને કેટલાક નંગ મુજબ વેચાણ કરે છે અને કેટલાક મરઘીના પીછા જોડે જ વજન કરી વેચે છે. ગોશતનું વજન કરી વેચવું તો સ્પષ્ટ છે. એના જવાઝમાં તો સવાલ નથી, પણ બીજી બે રીતો જે અપનાવવામાં આવે છે તે બાબત નીચે મુજબના પ્રશ્નો ઉદ્ભવે છે.

(અ) એક વ્યક્તિ પાસે પચાસ નંગ મરઘી છે તેણે નક્કી કર્યું કે કોઈ પણ નંગ લઈ લો એક નંગના (૪૦/–) ચાલીસ રૂપિયા. તો શું આ રીતનું વેચાણ દુરૂસ્ત લેખાશે. મમ બાઅ સલ્લતન અવ સવબન કુલ્લુ શાતિન બિ દિરહમીન અવ ઝિરાઈન બિ દિરહમીન ફસદ ફિલકુલ અર્થાત્ : "બકરીઓનું એક ધણ અથવા કાપડ એવી રીતે વેચ્યું કે દરેક બકરી એક દિરહમના બદલામાં અથવા દરેક ગઝ એક દિરહમના બદલામાં તો એ વેચાણ સંપૂર્ણ ફાસિદ ઠરશે." [કન્ઝુદકાઈક] ગયર અન્ન બય્અ શાતિન મિન કતીઈન વ ઝિરાઈન મિન સવબિન લા યજૂઝુ લિ–તફાવુતિન [હિદાયહ : ભાગ–૩ પેજ નં. ૬] પ્રસ્તુત ઈબારત જોડે પુછેલા મસ્અલાનો કોઈ જોડ લાગે છે કે નહીં ?

(બ) બીજી એક વ્યક્તિ મરઘીઓ વેચે છે. જે મરઘીને પીછા જોડે જ વજન કરી વેચે છે, તો આ સૂરતમાં ગોશતનું વજનની ખબર નથી હોતી અને ખરીદનારનો હેતુ તો માત્ર ગોશ્ત જ છે. પીછા, ચામડી વગેરે તો ફેંકી જ દે છે અથવા તે વેપારી કાપીને ગોશ્ત અલગ કરી આપે છે અને પીછા વગેરે ત્યાં જ પડયા રહે છે. તો સવાલ એ છે કે મબીઅ ગોશ્ત ગણાશે અથવા મરઘી ? બીજી વાત પણ વેપારીઓ પોતે જણાવે છે કે બોઈલર મરઘીઓમાં હીસ હોતી નથી અને તેને પકડવાથી તેનો વજન વધી જાય છે તો જીવતી મરઘીનો વજન વધી જવાથી જીવતી મરઘી વજન કરી વેચવામાં ફાયદો છે તો શું વેચાણની આ નિતિ અપનાવવી જાઈઝ છે ? પીછાના કારણે ગોશ્તનું ખરૂં વજન કેટલું છે તે જાણવું પણ મુશ્કીલ બને છે.

**જવાબ :** અ. ખરીદનાર પોતાની પસંદથી એક મરઘી અથવા જરૂરત મુજબ બે–ત્રણ મરઘીઓને અલગ તારવી લઈ વેચનારને બતાવે અને વેચનાર તેની આ પસંદને સ્વીકૃતી આપી દીએ અથવા ખરીદનારના

કહેવાથી વેચનાર પોતાની પસંદ મુજબ જરૂરત મુજબ મરઘીઓ તારવી લઈ ખરીદનારને બતાવે અને ખરીદનાર એને સ્વીકૃતી આપી દીએ તો એ વેચાણ દુરૂસ્ત થયેલું લેખાશે અને આ પસંદ તેમજ તેની સ્વીકૃતી ઈજાબ–કબૂલના કાયમ–મકામ લેખાશે, દુર્રે મુખ્તાર શામીમાં છે : "વ ફસદ ફીલકુલ.......... વલવ રઝયા ઈન અકદ બિત્તઆતી." અર્થાત્ : "અને જો બન્ને રાઝી થઈ ગયા તો એ વેચાણ "બય્એ તઆતી" રૂપે જાઈઝ ઠરશે." દુર્રે મુખ્તાર અને શામીમાં છે : (કવલુહૂ વલવ રઝયા.)........... વફિલ મુજતબા : વલવિશતરા અશર શાતીન મીમ મિઅતિ શાતીન અવ અશર બિત્તીખાતીન મીન વકરીન ફલ બયઉ બાતિલુન વકઝા રૂમ્માન વલવ અઝલહલ બાઈઉ વ કબલહલ મુશતરી જાઝ ઈસ્તિહસાનન વલ અઝલ વલ કબુલ બિમંઝિલતિ ઈજાબ વ કબુલ. (અરબી) અર્થાત્ : "અગર દશ બકરા સો (૧૦૦) બકરામાંથી ખરીદ કર્યા અથવા દસ તડબૂચ એક ઢગલામાંથી ખરીદયા તો વેચાણ બાતિલ છે. એવી જ રીતે દાડમ (ખરીદયા) તો, પરંતુ વેચનારે અલગ તારવ્યા અને ખરીદનારે કબૂલ કર્યા તો એ ઈસ્તીહસાનની રીતે જાઈઝ છે અને અલગ તારવવું અને કબૂલ કરવું ઈજાબ અને કબૂલના દરજામાં છે.

જવાબ : બ. ખરીદનાર અને વેચનાર જે વસ્તુઓ મબીઅ (કિંવા વેચાણ માલ) રૂપે નક્કી કરે છે, તેજ મબીઅ કહેવાય છે. હવે ખરીદનારનો હેતુ તે મબીઅના બધાજ અંશો હોય કે એનો કોઈ ખાસ અંશ, દા.ત. કેટલાક ફળો એવા છે જેને ખાતી વેળા તેની છાલ કાઢીને ફેંકી દેવામાં આવે છે અને તેની અંદરનો ગુદોજ ખાવાના ઉપયોગમાં લેવાય છે. હવે એ ફળોમાં ખરીદનારનો મૂળ હેતુ તો ગુદોજ હોય છે પરંતુ તેવાં ફળોનું ખરીદ–વેચાણ છાલ સાથે થાય છે ત્યારે મબીઅ રૂપે છાલ સાથે પૂરૂં ફળ ગણાય છે અને તોલ માટે ત્રાજવામાં પૂરા ફળને મુકવામાં આવે છે. તેનાથી ખરીદ વેચાણ ફાસીદ નથી થતું, એ જ પ્રમાણે મરઘીમાં ચાહે ખરીદનારનો હેતુ પીછાં વિ. નથી હોતા, માત્ર ગોશ્ત જ હોય છે પરંતુ મબીઅ રૂપે પૂરી મરઘી જ ગણાય છે એટલા જ માટે જ્યારે મરઘી તોલીને નહીં બલકે નંગ મુજબ ખરીદવામાં

આવે ત્યારે પણ ખરીદનારનો હેતુ પીછાં નથી હોતા માત્ર ગોશ્ત જ હોય છે. (જે સ્પષ્ટ રૂપમાં નજર સમક્ષ નથી હોતો, બલકે પીછાં વિ. માં છૂપાયેલો હોય છે) તે છતાં વેચાણ ફાસીદ થતું નથી.

હવે રહયો સવાલ જીવંત મરઘાંને તોલથી વેચવાનો, તો કોઈ પણ વસ્તુનું વેચાણ જ્યારે તોલથી કરવામાં આવે ત્યારે શરઈ રૂએ જરૂરી છે કે તેનું વજન શું છે ? તેની ખરીદનાર તેમજ વેચનારને જાણ હોય.

ફુકહાઅ (રહ.)એ જાનવરનું વેચાણ ખરીદ તોલથી દુરૂસ્ત લખ્યું નથી, તેના કારણરૂપ બે દલીલો કિતાબોમાં મળે છે. પહેલી એ કે : "લિ અન્નલ્ હય્વાન લા યૂઝનુ આદતન્" અર્થાત્ : "જાનવરને તોલવાનો રિવાજ નથી." અને બીજી દલીલ એ કે : "લા યુમ્કિનુ મા'રિફતુ ષિક્લિહી બિલ્વઝની લિઅન્નહૂ યુખફ્ફિફુ નફસહૂ મર્રતન બિસલાબતિહી વ યુષક્કિલુ ઉખ્રા." અર્થાત્ : "એનું ખરૂ વજન જાણવું શક્ય નથી, કારણ કે કયારેક જાનવર પોતાના શરીરને સંકોચીને હલકું કરી લે છે અને કયારેક (ઢીલું કરીને) ભારી બનાવી દે છે." [હિદાયહ : ભાગ–૩ પેજ નં. ૬૭] જીવંત મરઘાં તોલથી વેચવાના પ્રશ્ને ઉપરના બે કારણોમાંથી પહેલું (કિંવા તોલવાનો રિવાજ નથી) કારણ તો હવે રહ્યું નથી, કારણ કે આપણાં ત્યાં બધે અને દુન્યાના અન્ય દેશોમાં પણ જીવંત મરઘાં તોલીને વેચવાનો રિવાજ પડી ગયો છે અને ફુકહાઅ (રહ.)એ ચોખવટ કરી છે કે હદીસે પાકમાં જણાવવામાં આવેલી વસ્તુઓ સિવાય અન્ય વસ્તુઓમાં રિવાજ મુજબ જોવામાં આવશે. વમા લમ યુનસ્સ અલય્હિ ફહુવ મહમૂલુન અલા આદાતિન્નાસ લિ અન્નહા દાલ્લતુન. [હિદાયહ : ભાગ–૩ પેજ નં. ૬૪] વમા લા નસ્સ [મુલતકલ અબ્હુર : ભાગ–૨ પેજ નં. ૩૮] વમા લમ યુનસ્સ અલય્હિ [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૪ પેજ નં. ૨૦૨] અને બીજા (કિંવા તેનું વાસ્તવિક વજન જાણવું શક્ય નથી એ) કારણ બાબત એટલું યાદ રહે કે એમાં વેચાણ દુરૂસ્ત નહીં હોવા માટે કારણ રૂપ એના વજનમાં રહેલી જહાલત કિંવા અચોકકસતા છે. જે ખરીદનાર વેચનારના દરમિયાન ઝઘડો ઉત્પન્ન થવા માટે કારણ રૂપ બની શકે છે. પરંતુ જ્યારે જીવંત મરઘાંને તોલથી વેચવાનો રિવાજ પ્રસરી ચૂકયો છે તો

એ બુન્યાદ પણ ખત્મ થઈ ગઈ સાથેજ બોઈલર મરઘાં બાબત મેં અમલી રૂપે અખતરો કર્યો. બે મરઘાંને અલગ અલગ તોલી તેમનું વજન નોંધાવ્યું, પછી પંદર મીનીટ બાદ ફરી તોલાવ્યાં તો પહેલાં તોલમાં જેટલું વજન હતું તેટલું જ થયું અને આપણે માની લઈએ કે ફરક પડતો હશે તો પણ તે એટલો બધો નથી જે ખરીદનાર વેચનારના દરમિયાન ઝઘડાનું કારણ બને. રિવાજને લઈ એ શક્યતા રહી નહીં. જેથી જીવંત મરઘાંનું ખરીદ વેચાણ તોલ વડે દુરૂસ્ત લેખાશે.

[રસાઈલે ઈબ્ને આબિદીન : ભાગ-૨ પેજ નં. ૧૪૨, ૧૨૭, ૧૧૮]

સવાલમાં આપે જે લખ્યું છે કે બોઈલર મરઘાંઓમાં હિસ (સંવેદનશીલતા) હોતી નથી અને સાથે જ એ પણ લખો છો કે તેને પકડવાથી વજન વધી જાય છે તો એ બન્ને વાતોમાં વિરોધાભાસ થયો. કદાચ એ ભાઈ પોતાની વાત આપને સમજાવવામાં અથવા આપ તેમની વાત સમજવામાં પાછા પડયા છો. હિસ (સંવેદનશીલતા) તો દરેક જીવંત વસ્તુમાં હોવી જ જોઈએ (ચાહે એની માત્રા ઓછી વત્તી હોય) નહીં તો તે જીવંત કેમ કહેવાય ? અલબત્ત બોઈલર મરઘીઓને બંધને બંધ રાખવમાં આવે છે. બહાર છોડવામાં આવતી નથી તેથી તેમાં અન્ય છૂટી ફરનારી મરઘીઓ જેટલી સમજ હોતી નથી, જેને લઈ જ્યારે એને છોડીને દૂર કરવામાં આવે છે તો એ નાસવાને બદલે છોડનાર વ્યક્તિ તરફ પાછી આવે છે.

આ ફત્વો લખાય ચૂકયા પછી અહસનુલ ફતાવાનો છઠ્ઠો ભાગ છપાઈને આવ્યો તેમાં હઝરત મુફતી રશીદ અહમદ લુધયાન્વી સાહેબના ફત્વાથી પણ એને પુષ્ટી મળે છે. તે આ પ્રમાણે છે :

**સવાલ** : આજકલ ઝીંદહ મુરઘી તોલ કર બેચી જાતી હે, કયા યહ જાઈઝ હે ? જબકે હિદાયહમે તસરીહ હે, "લા યુમ્કિનુ મા'રિફતુ ષિકલિહી બિલ્વઝની લિઅન્નહૂ યુખફ્ફિફુ નફસહૂ મર્રતન બિસલાબતિહી વ યુષક્કિલુ ઉખ્રા." ઈસસે માલૂમ હોતા હે કે અદમે ઈમ્કાને મઅરિફતે વઝનકી વજહસે યેહ બયઅ સહીહ નહીં.

**અલ જવાબ બિઈસ્મિ મુલ્હીમિષ્ષવાબ :** મુરઘીકે સાંસકી વજહસે ઈસકે વઝનમેં કોઈ મુઅતદ બિહી ફર્ક નહીં આતા. લિહાઝા યેહ જહાલતે યસીરહ હૈ જો મુફઝી ઈલલ મુનાઝઅત નહીં. નીઝ મુરઘીકી ઈસ તરહ બયઅ કે ઉર્ફે આમ હો જાનેકી વજહ ઈસમેં નીઝાઅકા એહતેમાલ નહીં. ઈસ લીયે યેહ બયઅ જાઈઝ હૈ. [અહસનુલ ફતાવા : ભાગ–૬ પેજ નં. ૪૯૭]

## ૧૬. શરત સાથે લે–વેચ કરવું જાઈઝ નથી.

**સવાલ :** ઉધાર લેનેકા બયાન, પેજ ૩૫૬ કિતાબ, "દીન કી બાતેં" [મવલાના અશરફ અલી થાનવી (રહ.)] **મસ્અલા :** કીસીને અગર કોઈ સોદા ખરીદ લીયા ઔર કહા કે દામ ફિર દે દુંગા તો દુરૂસ્ત હે ઔર અગર યું કહા કે મેં ઈસ શર્તસે ખરીદતા હું કે દામ ફીર દુંગા તો બયઅ ફાસીદ હો ગઈ. તો ઉપરના મસ્અલામાં ફીર દે દુંગા અને ફીર દુંગા આટલા ફરકનો શું મતલબ કે આખો સોદો ફાસીદ થઈ ગયો ?

**જવાબ :** બીજી સૂરતમાં કહયું છે : "ઈસ શર્તસે ખરીદતા હું" મતલબ કે સોદામાં ઉધારની શરત કરી છે અને જ્યારે ઉધારની શરત કરી હોય તો અદાયગીની ચોક્કસ મુદત નક્કી કરવી જરૂરી છે, નહીં તો સોદો ફાસીદ ગણાય. જ્યારે પહેલી સૂરતમાં સોદામાં શરત નથી કરી, બલકે સોદો તો કોઈ પણ શરત વગર ખૂલ્લો જ કર્યો છે, ત્યાર પછી ખરીદાર રકમની અદાયગી માટે વાયદો કરે છે. હવે વેચનારની મરજી ચાહે માને અથવા ન માને એનાથી સોદા ઉપર કાંઈ અસર પડશે નહીં.

[શામી : ભાગ–૪ પેજ નં. ૧૩૫]

## ૧૭. છાણીયા ખાતરનું ખરીદ–વેચાણ.

**સવાલ :** આપ પણ જાણતા જ હશો કે ખેડૂતોને ત્યાં ભેંસો, ગાયો, બળદ વગેરે જાનવરો હોય છે. ખેડૂતો આ જાનવરોનું છાણ–ગોબર વગેરે ઉકરડાઓમાં નાંખે છે, તે ત્યાં સુકાઈ જાય છે તેને ખાતર કહે છે. જે ખેતી

પાક માટે અતિ જરૂરી અને અતિ ફાયદાકારક હોય છે. માટે ખેડૂતો ઉપરોકત છાણીયા ખાતરની ખરીદ વ ફરોખ્ત (લે-વેચ) કરે છે તો આ ખરીદ વેચાણ જાઈઝ છે કે નાજાઈઝ ?

**જવાબ** : છાણીયા ખાતરનું ખરીદ વેચાણ જાઈઝ છે.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ-૫ પેજ નં. ૨૭૨]

## ૧૮. ખરીદનારને નુકસાની કાપવાનો હક નથી.

**સવાલ** : જ્યારે અમો સોદો કરીએ છીએ ત્યારે સોદામાં નમૂનો જોઈને સોદો કરીએ છીએ પરંતુ ઘણી વખત તેમાં રેતી યા માટી યા કસ્તર આવે છે ત્યારે અમે ઉચ્ચક કાપી નાખીએ છીએ. જો ચારણો કરવા જઈએ છીએ તો મજૂરી વધી જાય છે અને હર હાલમાં કોઈપણ વેચનાર તેમાં કાપીએ તો એ નારાજ થવાનો જ છે, કારણ કે તેને ગેરફાયદો થાય છે. તો એમાં વધઘટ થવાની બીક છે. તો તે માટે શું કરવું અને તેમાં વધઘટ થાય તો ગુનેગાર થાય કે નહીં અને તે માટે શું કરવું ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં ખરીદ કરેલ અનાજમાં આવેલી રેતી યા માટી એટલી વધુ પ્રમાણમાં હોય કે એટલા અનાજમાં આટલી રેતી યા માટી એબ ગણાતી હોય તો આપને સોદો કેન્સલ કરી પૂરૂં અનાજ પાછુંઆપી પોતાની રકમ પાછી મેળવવાનો હક છે, પરંતુ નુકસાની કાપવાનો હક નથી. અલબત્ત વેચનાર રાજી હોય તો એવું કરી શકો છો.

[આલમગીરી : ભાગ-૩ પેજ નં. ૭૪]

## ૧૯. શરીઅતની દ્રષ્ટિએ નફો કેટલો લઈ શકાય ?

**સવાલ** : એક સાહબનું કહેવું છે કે નફો જેટલો પણ લેવા ચાહો લઈ શકો છો, તો જીવન જરૂરીયાતની ચીજ સિવાય જે વસ્તુ બીજી જગ્યાએથી પણ મળી શકતી હોય, તો તેના ઉપર વધુ નફો એટલે કે રૂા.૫/- ની વસ્તુના રૂા.૨૦/- લઈ શકાય ? શું રૂા.૫/- ના ૨૦ લેવા ગુનો છે કે કેમ ?

તેવી જ રીતે એક મજદૂર કે દરજી તેમજ સુથારીકામ કરનાર પોતાની

મજદૂરી કે કામના રૂા.૫/– ના બદલે રૂા.૨૦/– માંગે તો તે જુલ્મ અને લૂંટ ગણાશે કે કેમ ?

**જવાબ** : નફા માટે શરીઅત તરફથી કોઈ મર્યાદા બાંધવામાં આવી નથી. માણસ પોતાના માલને જેટલી કિંમતમાં વેંચવા ચાહે, જાઈઝ છે. ખરીદનાર ચાહે તો ખરીદે, નહીં તો એની મરજી, અલબત્ત કોઈને ધોકો ન આપે. [ફતાવા રશીદીય્યહ, પેજ નં. ૪૫૫]

## ૨૦. મરચાંમાં પાણી નાંખી વેચવું.

**સવાલ** : હું અનાજ–કરીયાણાનો વેપારી છું. ધંધા માટે અમે જે મરચાં ખરીદીએ છીએ, તે પાણીવાળા, ભીંજાયેલાં મળે છે. દરેક વેપારી મરચાંમાં દરરોજ બે–ત્રણ કિલો જેટલું પાણી નાંખે છે. જો પાણી ન નાંખો તો નફો મળી શકતો જ નથી. શું આ પ્રકારની મિલાવટ શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : મરચાંમાં આ પ્રમાણે પાણી નાંખવું શરઈ દ્રષ્ટિએ જાઈઝ અને દુરૂસ્ત નથી. એકવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ) બજારમાંથી પસાર થયા. એક માણસ અનાજનો ઢગ લગાવી વેચી રહ્યો હતો. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ એ ઢગમાં હાથ નાંખ્યો તો પાણીની અસર જોવા મળી. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ એને પુછયું કે : “આ શું છે ?” એણે જવાબ દીધો કે : “વરસાદ પડયો હતો, જેના કારણે અનાજ પલળી ગયું હતું. મેં એ પલળેલો ભાગ નીચે–અંદર કરી દીધો અને નીચેનું સૂકું અનાજ ઉપર કરી દીધું.” એના સંદર્ભમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે, “જે અમને ધોકો આપે તેની ગણના અમારામાં નથી.” [મિરકાત સ.૨૪૮]

## ૨૧. દવાની બોટલ ઊપર તસ્વીર હોય તો પણ વેચાણ જાઈઝ છે.

**સવાલ** : હું ડાનીશ ફાર્મસીની જે દવાઓ વેચું છું, કંપની

વાળા ઘણીખરી દવાના લેબલ પર જાનદાર તસવીર (ફોટો) છાપે છે તો મારે તે દવાનો વેપાર કરવો કે નહીં ?

**જવાબ :** આપ જે વ્યાપાર કરો છો તેમાં દવાનું વેચાણ અસલ મકસદ છે તે દવાના લેબલ ઉપર છાપવામાં આવેલી તસવીર મકસદ નથી, જેથી આપનું આ વેચાણ અને વ્યાપાર જાઈઝ છે.

## ૨૨. રૂા.૧૦૦ ઊપર દસ ટકા ૧૦% વધારો આપી પરચુરણની લેવડ-દેવડ.

**સવાલ :** એક મોટો બિઝનેસ ધરાવતી પેઢી જે હાલમાં પરચુરણની તંગી હોવાથી બેંક પાસે અથવા બીજી પેઢી પાસેથી અથવા જે તે માણસ પાસેથી બેંક અથવા જે તે માણસ રૂા.૧૦૦ નું પરચુરણ આપે અને મોટો બિઝનેસ ધરાવતી પેઢી રૂા.૧૦૦ ઉપર ૧૦% રૂપિયા વધારાના આપી પરચુરણ લે છે, તો એ મોટો બિઝનેસ ધરાવતી પેઢી માટે રૂપિયા ૧૦ વધારાના આપવું જાઈઝ છે ?

**જવાબ :** એ પ્રમાણેની લેવડ-દેવડ જાઈઝ નથી.

## ૨૩. સિનેમા ઘરની સાધન-સામગ્રી વેચવું.

**સવાલ :** નગરમાં મુસ્લિમોની વસતી ધરાવતા વિસ્તારમાં એક સિનેમાઘર આવેલું હતું, જે અનેક બુરાઈઓના અડ્ડા સમાન હતું. નગરના એક દીનદાર સાહિબે માલ, ગયરતમંદ મુસ્લિમ સખીદાતાએ મુસ્લિમ સમાજના હિતનો વિચાર કરીને એ આખું સિનેમાઘર સાધન-સામગ્રી સહિત ખરીદી લીધું અને ત્યાં દારુલ ઉલૂમ મારફત એક મદ્રસહ (મકતબ)ની શરૂઆત કરીને મહાન નેકીનું કામ કર્યું. સિનેમાને લગતા એ સાધનો હાલ ધૂળ ખાતા પડી રહ્યાં છે. આ સાહિબે માલ સખીદાતાએ અમારી સંસ્થા સામે એવો પ્રસ્તાવ મૂકયો છે કે જો શરીઅતની દ્રષ્ટિએ વાંધા જનક ન હોય તો એ સિનેમાની સાધન-સામગ્રીનો નિકાલ કરીને જે રકમ ઊપજે તે તમે સંસ્થાના ઉપયોગમાં લઈ શકો છો. તો શું આ સિનેમાના સાધનોનું વેચાણ

કરીને એની રકમ ઉપયોગમાં લેવાની શરીઅતની દ્રષ્ટિએ કોઈ સૂરત છે ખરી ? આ સાધન—સામગ્રીના અન્ય કોઈ નિકાલની સૂરત હોય તો જણાવશો.

**જવાબ** : એની એવી સાધન—સામગ્રી જે અન્ય જાઈઝ કામોમાં ઉપયોગમાં લઈ શકાય તેવી હોય તો તેને વેચી તેની કિંમત ઉપયોગમાં લેવામાં વાંધો નથી. દા.ત. ખુરશીઓ, પરદા તેમજ અન્ય વસ્તુઓ. એની મશીનરીના તે પાર્ટ્સ તેમજ ભાગો જે કોઈ જાઈઝ વપરાશમાં લેવાના લાયક હોય, તેને પણ વેચીને તેની કિંમત ઉપયોગમાં લઈ શકાય છે. અલબત્ત, એવા પાર્ટ્સ જે કોઈ જાઈઝ વપરાશમાં લેવાના લાયક ન હોય અને તેના વપરાશની એક માત્ર રીત ગુનાહિત હોય તો તેનો નાશ કરવામાં આવે. તેને વેચી કિંમત ઉપયોગમાં લેવું જાઈઝ નથી.

## ર૪. એમ. વે. કંપનીમાં ભાગ લેવું દુરૂસ્ત નથી.

**સવાલ** : એમ. વે. (અમેરીકન) કંપની સાથે વેપાર કરવો, તેની સ્કીમમાં ભાગ લેવો કેવું છે ?

**જવાબ** : એમ. વે. કંપનીએ જે સ્કીમ બહાર પાડી છે તેની વિગતો જોતાં તેમાં ભાગ લેવું શરઈ રૂએ જાઈઝ નથી.

## રપ. પાણીના પાઉચનો ધંધો જાઈઝ છે.

**સવાલ** : પાણીના પાઉચનો ધંધો જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : જાઈઝ છે.

## ર૬. અગરબત્તીનો વેપાર.

**સવાલ** : અમારી દુકાને અગરબત્તીની સાથે બીજી વસ્તુ પણ વેચીએ છીએ. હવે અગરબત્તી ખરીદનાર ૭૦% દરગાહ પર અથવા ફાતિહા માટે ખરીદનાર આવે છે તો તેનો વેપાર જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : જાઈઝ છે.

## ર૭. પતંગ-દોરા અને ફટાકડાનો વેપાર.

**સવાલ** : પતંગ–દોરા અને ફટાકડાનો વેપાર જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : દુરૂસ્ત નથી.

## ૨૮. ઈનામનો ધંધો જાઈઝ નથી.

**સવાલ** : ઈનામનો ધંધો કરવો જાઈઝ કે નહીં ? ઈનામ એવી વસ્તુ હોય છે કે છોકરો પચાસ પૈસાની વસ્તુ લે. સાથે એક ચીઠ્ઠી પણ ખેંચે. એ ખેંચેલી ચીઠ્ઠીમાં જે પણ લખેલું હોય તે આપવાનું. તેમાં ખાલી પણ હોય અને પાંચ દસ રૂપિયા પણ હોય.

**જવાબ** : જાઈઝ નથી.

## ૨૯. સહકારી મંડળીઓ વડે માલનું વેચાણ અને મંડળી પાસેથી પૈસા વ્યાજ સહિત ઉપાડવા.

**સવાલ** : અમે મુસ્લિમ ખેડૂતો છીએ. અમારો મુખ્ય ધંધો ખેતી છે. અમારી ખેતીમાં વિવિધ પાકો થાય છે. જેમ કે ડાંગર, ચણા, કપાસ વગેરે. અમારે ત્યાં એક સહકારી મંડળી આવેલી છે, તેમાં તાલુકાના લોકો વિવિધ પાકો નાંખે. આ મંડળી તાલુકાના ગામડાના ખેડૂતોના સભાસદથી બનાવેલી છે જેમાં કર્મચારી રાખી ખેડૂતોને પૂરતા પ્રમાણમાં ખેતીના પાકનું વળતર મળે અને સારો ભાવ મળે તેથી આ રીતે મંડળી બનાવી છે. આ મંડળી સભાસદ ભાઈઓને દવા, ખાતર, બિયારણ પણ આપે છે, જે ખેડૂત રોકડ રકમથી માલ લેતો નથી, પરંતુ ઉધાર આપે છે. તેની પાસે વ્યાજ પણ લે છે, પરંતુ મુસ્લિમો ખેડૂત મંડળી પાસેથી દવા, ખાતર, બિયારણ લેતા નથી. અમારે ત્યાં ડાંગર વધુ પ્રમાણમાં થાય છે, માટે ઘણાં મુસ્લિમ ખેડૂતો મંડળીમાં નાંખે છે.

જ્યારે અમારે ત્યાં ડાંગર લેવાવાળા વેપારી પણ છે, જે પૂરા તાલુકામાં એક જ છે. માટે ખેડૂતો પાસેથી ઓછા ભાવે ડાંગર લે છે અને તોલ–માપ પણ એનો બરાબર હોતો નથી અને રોકડા પૈસા આપે તો રોકડ વટાવ કાપે છે, જેથી ખેડૂતો એને ત્યાં ખેતીનો પાક નાંખતા નથી. જ્યારે અમે મંડળીમાં

ડાંગર નાખીએ છીએ ત્યારે મંડળી માલ બધા ગામોનો ભેગો કરી વેપારી લોકોને વેચાણ કરે છે. શરૂઆતમાં ડાંગરનો ભાવ પડતો નથી, એટલે મંડળી ડાંગર લાવનાર ખેડૂતને એડવાન્સ પેટે રૂપિયા આપે છે. દા.ત. ૧૭૦ રૂપિયા ભાવ ડાંગરનો હોય તો મંડળી ૧૦૦ રૂપિયા એડવાન્સ ખેડૂતને ચૂકવે છે. પછી બાકીના રૂપિયા જ્યારે ભાવ પડે ત્યારે ખેડૂતને આપે છે, પરંતુ જ્યારે ખેડૂતને ૧૦૦ રૂપિયા એડવાન્સ આપે છે ત્યારે ખેડૂત પાસેથી તેનું વ્યાજ ઓછા ટકા પ્રમાણે લે છે. અમે નવેમ્બર માસમાં ભાત નાંખીએ છીએ અને ભાવ જૂન માસમાં થાય છે ત્યાં સુધીનું વ્યાજ મંડળી ખેડૂત પાસેથી લે છે. જ્યારે ભાવ બહાર પડયા પછી તે વ્યાજની રકમ ખેડૂતના પાકમાંથી કાપી લે છે.

જ્યારે અમુક મુસ્લિમ ખેડૂત ડાંગર તથા વિવિધ પાક નાંખે છે તો જ્યાં સુધી ભાવ બહાર ન આવે ત્યાં સુધી પાકના પૈસા લેતા નથી. જ્યારે મંડળી ભાવ પાડે છે ત્યારે પૂરેપૂરા રૂપિયા લે છે, જેથી વ્યાજ લાગતું નથી. માટે શું આ રીતે મંડળીમાં ડાંગર નાંખવું જાઈઝ છે ? અગાઉથી કિંમત નક્કી કર્યા વગર અમારો માલ ડાંગર વગેરે નાંખી શકાય યા નહીં ?

**જવાબ** : સહકારી મંડળી ખરેખર તો ખેડૂતો જ એના સભાસદો હોય છે, તેઓનું જ કાયમ કરેલું એક સંગઠન છે, જેનો ઉદ્દેશ ખેડૂતને તેની ખેત–ઉત્પાદનની કિંમત પૂરેપૂરી મળી રહે એ જ છે. કાચા માલના વેપારીઓ ખેડૂતો પાસેથી તેમની ખેત– ઉત્પાદનનો કાચો માલ ઓછી કિંમતે ખરીદ કરી તેનાથી બહોળો નફો મેળવી ખેડૂતોનું જે શોષણ કરતા હતા તેનાથી ખેડૂતોને બચાવવા માટે જ પોતાની મંડળીમાં પોતાની ખેતીની ઊપજનો જે માલ નાંખે છે તે ખરેખર તો મંડળીને વેચતો નથી, બલકે મંડળીમાં જમા કરાવે છે, દા.ત. કપાસ, ખેડૂત જ્યારે મંડળીમાં કપાસ નાંખે છે તો વેચાણ નથી હોતું, બલકે મંડળી ખાતે જમા કરાવે છે. હવે મંડળીમાં જ્યારે તેના સભાસદ એવા બધા જ ખેડૂતોનો બધો જ કપાસ ભેગો થઈ જશે ત્યારે મંડળીના સંચાલકો કોઈ જીનીંગ ફેકટરી સાથે વાટાઘાટ કરી તેમાં એ કપાસ પિલાવી એનું રૂ અને કપાસીયા અલગ કરાવશે, ત્યાર પછી પેપરોમાં

જાહેરાત આપી અથવા અન્ય કોઈ રીત અપનાવી એ રૂને હરાજી વડે યા ખુલ્લા બજારમાં વેચશે. એ જ પ્રમાણે કપાસીયાને પણ વેચશે. જ્યારે બન્ને વેચાઈ જશે અને કિંમત આવી જશે ત્યાર પછી આ કાર્યવાહી ઉપર અત્યાર સુધી જે ખર્ચ થયો છે તે બધો જ એમાંથી બાદ કરી બાકી રહેલ રકમ ખેડૂતોએ જમા કરાવેલ કપાસ મુજબ દરેકના હિસ્સે ફાળવશે એનું જ નામ ભાગ પાડયો છે. હવે ખેડૂત તો ગરીબ માણસ છે. કપાસ જમા કરાવવાના સમયથી લઈ ભાવ પડતા સુધી એના માટે રાહ જોવું ઘણું જ કઠીન છે. એ દરમિયાન એને ખર્ચ માટે રકમની જરૂર હોય તો મંડળી એને કરજ રૂપે એના માલની કિંમત મુજબ કાંઈક રકમ આપે છે. એને જ રકમના હપ્તા કહેવામાં આવે છે. હવે મંડળી પોતે એ રકમ સરકારી બેંકોમાંથી કરજ લાવે છે જ્યાં એનું એને વ્યાજ ભરવું પડે છે, જેથી તે પણ પોતાના સભાસદો પાસેથી વ્યાજ વસૂલ કરે છે. અલબત્ત, આ રકમમાં સરકારનો સહકાર હોવાથી બેંકોની તુલનામાં વ્યાજ ઓછું હોય છે. પછી જ્યારે અસલ માલની કિંમત આવી જાય છે ત્યારે એમાંથી ખર્ચ તેમજ અત્યાર સુધી લીધેલી રકમ વ્યાજ સહિત વસૂલ કરી જે બચ્યું તે ખેડૂત સભાસદોને છેલ્લા હપ્તાના નામથી આપી દેવામાં આવે છે. જેથી આ સહકારી મંડળીઓ વડે માલનું વેચાણ કરાવવું દુરૂસ્ત છે. અલબત્ત એની પાસેથી દરમિયાનમાં પૈસા ઉપાડવા જાઈઝ નથી, કારણ કે એમાં વ્યાજ ભરવું પડે છે, જેથી જે મુસ્લિમ ખેડૂતો ભાવ બહાર ન આવે ત્યાં સુધી પાકના પૈસા લેતા નથી એ જ રીતે દરેક મુસ્લિમ અપનાવે.

**નોટ** : ઉપરની વિગતથી એ પણ જણાઈ આવ્યું કે ભાવ પડવા સુધી પોતાની વિવિધ જરૂરતો માટે મંડળીમાંથી જે રકમ ખેડૂત ઉપાડે છે તેમાં વ્યાજ ભરવું પડતું હોવાને લઈ તે શરઈ રૂએ વ્યાજુ કરજ છે, જે લેવું દુરૂસ્ત નથી. વ્યાજ બાબત કુર્આન અને હદીસમાં ઘણી જ સખત વઈદો આવી છે, જેથી વ્યાજુ કરજ લેવું હરામ છે.

એ જ પ્રમાણે ખેતીના આધુનિક સાધનો ખરીદવા માટે અગર મંડળી પાસેથી ઉપર મુજબની લોન લેવામાં આવશે તો તે હરામ છે. અલબત્ત, અગર મંડળી ખેડૂતોની જરૂરતનો સામાન પોતે બજારમાંથી ખરીદી, ખરીદ

રકમ પર પોતાનો નફો ચઢાવી તે વસ્તુ ખેડૂતોને હપ્તા સિસ્ટમ પર શરઈ ધારા ધોરણ મુજબ વેચતી હોય તો તેનું ખરીદવું દુરૂસ્ત લેખાશે. એ માટે વેચાણની પૂરી સૂરતની વિગત દારુલ ઈફ્તા સમક્ષ રજૂ કરી હુકમ માલૂમ કરી લેવો.

## ૩૦. ટી.વી., ટેપ, રેડીયો, સીડી પ્લેયરનો વેપાર.

**સવાલ :** ટી.વી., ટેપ, રેડીયો, સીડી પ્લેયર (CD Player) નો ધંધો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** ટી.વી. સિવાય અન્ય વસ્તુઓનો વેપાર દુરૂસ્ત છે.

## ૩૧. બેંકથી લોન લઈ ઘરો ખરીદવા.

**સવાલ :** અહીંયાં (કેનેડામાં) રહેવા માટે ઘર—ફલેટનું ભાડૂં ઘણું વધારે છે, જેમાં અડધા ઉપરની કમાણી લાગી જાય છે. અહીંયાં ઘણાં મુસ્લિમ ભાઈઓએ આ ભાડા ભરવાથી બચવા માટે પોતાના માટે બેંકમાંથી લોન લઈ ઘરો લીધા છે. બેંક પાસેથી ઘર લેવા પાછળ કારણ એ છે કે ભાડાના જે પૈસા તમે આપો છો તે તમારા બેંકમાં ભરપાઈ થવાથી તમારી મુદ્દલ રકમમાં ઘટાડો થાય છે અને ૨૦ થી ૨૫ વર્ષ પછી આ ઘર તમારૂં પોતાનું થાય છે. આ ઘર એક જાતની તમારી કમાઈની બચત છે. ભાડૂં જો વીસ/પચ્ચીસ વર્ષ સુધી ભરવામાં આવે તો તમારા પૈસાનો બગાડ થાય છે. ન તો હાથમાં ઘર આવે અને ન તો કોઈ બચત. આ બેંક પાસે જે પૈસા લેવામાં આવે તેમાં રકમ પ્રમાણે જેટલા વર્ષ માટે લીધેલ હોય તે પ્રમાણે વ્યાજ લાગે છે.

આપણાં ઘણાં મુસ્લિમ ભાઈઓએ ઈન્ડિયા, પાકિસ્તાની, સઊદીના રહેવાસી દરેકે પોતાની સમજથી બેંક પાસેથી લોન લઈ ઘરો લીધાં છે. તેમાં ફેમિલી સાથે રહે છે. અમુક વર્ષો પછી તે ઘરો પોતાના થઈ જાય છે. મારી નજરમાં આ રીતનો કોઈ ફેંસલો મારી જાણમાં ઉલમાની રાય વગર કરવો મને ઠીક લાગતો નથી. માટે આપને યાદ કરી નાચીઝે આ એક પ્રશ્ન આપની ખિદમતમાં મોકલ્યો છે કે :

શું અમારી એટલી આવક પ્રમાણે બચતના હેતુથી અથવા ઘરના ભાડાના પૈસાનો જે બગાડ થાય છે, અડધી ઉપર આવક દર મહિને ભાડામાં આપવી પડે છે અને ભાડાની રકમ આપ્યા પછી કોઈ બચત રહેતી નથી. એ કારણે આપણી શરીઅતમાં ગુંજાઈશ ખરી ? કે બેંક પાસેથી લોન વ્યાજ સાથે લઈ, ઘર લઈ, દર મહિને બેંકને પૈસા ભરપાઈ કરી ઘર માલિક બનવું અને આ ઘર એની બચત કહેવાય (ઘરના ભાડા ભરવા માટે અહીંયાં કોઈ મદદ મળતી નથી. છેવટે લોકો પોતાની બીવીને ઘરમાંથી બહાર કામ કરવા માટે કમાવવા માટે મોકલે છે).

**જવાબ** : બેંક પાસેથી વ્યાજે લોન લેવી જાઈઝ નથી. કુર્આન અને હદીસમાં વ્યાજનું હરામ હોવું સ્પષ્ટ રૂપે આવેલું છે અને વ્યાજની લેવડ-દેવડ ઉપર સખત સજાઓની ધમકીઓ પણ આપવામાં આવી છે. અગર મકાન માલિક પાસેથી યા જે પણ વ્યક્તિ અથવા સંસ્થા મકાન વેચાણ કરતી હોય તેની પાસેથી બેંક પોતે મકાન ખરીદ કરી લે અને ત્યાર પછી જેટલો વધારાનો નફો લેવા ચાહતી હોય તેટલી કિંમત વધારી આપને વેચે અને તે કિંમતની અદાયગી માટે મુદ્દત તેમજ હપ્તાઓ મુકર્રર કરી આપે તો એ શકલ શરઈ રૂએ દુરૂસ્ત ઠરશે.

ત્યાં વસવાટ કરતા મુસ્લિમોની સામૂહિક ફરજ છે કે આવી બાબતોમાં વ્યાજથી બચી શરઈ ધારા ધોરણ મુજબ મકાનો મળી રહે તેવી કોઈ વ્યવસ્થા આપસમાં મળીને ઊભી કરે.

## ૩૨. ઈંટ પાડવા માટે જમીન એ શર્તે આપવી કે ૧૨૦૦૦ ઈંટો જમીન માલિકને આપવાની.

**સવાલ** : મેં મારી જમીન એક વ્યક્તિને આ મુજબ આપી કે મારી જમીનમાંથી મટોડું ખોદી ઈંટ પાડવી અને જ્યારે એક લાખ કાચી ઈંટ તૈયાર થઈ જાય, તો તેમાંથી ૧૨૦૦૦ ઈંટ પાકી મને આપવી. મારી તો ફકત જમીનની મટોડી છે. બાકી ઈંટ બનાવવા પાછળ જે છાલાં અને જે કંઈ મજૂરી વગેરે ખર્ચ થાય, તે મટોડી લેનારના શીરે હોય છે. મારે તો ફકત મટોડીના

બદલામાં એક લાખ ઈંટ પર ૧૨૦૦૦ પાકી ઈંટ તૈયાર લઈ લેવાની હોય છે. તો હવે પુછવાનું એ છે કે ઉપર લખેલ વિગત જે એક ધંધો છે, શરીઅતની રૂએ આ રીતે જાઈઝ છે કે નહીં ?

જવાબ : શરઈ રૂએ સોદો કરતી વેળા મબીઅ *અર્થાત્* વેચવામાં આવી રહેલ વસ્તુ ચોક્કસ રૂપે નક્કી હોવી જરૂરી છે. સાથે જ તે વસ્તુ વેચાણ વખતે મૌજૂદ હોવી જરૂરી છે. આપ ખરીદનારને મટોડું વેચી રહ્યા છો, કાચી ઈંટ નહીં. કાચી ઈંટ તો તે ખરીદનાર મટોડાનો માલિક બન્યા પછી તેમાંથી બનાવી રહ્યો છે અને એક લાખ કાચી ઈંટ કેટલા મટોડામાંથી બનશે તે પહેલેથી નક્કી નથી, માટે પૂછેલી સૂરતમાં વેચવામાં આવી રહેલ વસ્તુ *કિંવા* કાચી ઈંટ વેચાણ વખતે મૌજૂદ નથી, જેના લઈ તે વેચાણ શરઈ રૂએ દુરૂસ્ત નથી. એવી જ રીતે કિંમત રૂપે જે વસ્તુ નક્કી કરવામાં આવી રહી છે તે પણ સોદા વખતે મૌજૂદ હોવી જોઈએ. પૂછેલી સૂરતમાં ૧૨૦૦૦ પાકી ઈંટો સોદા વખતે મૌજૂદ નથી, બલકે તે તો આ વેચવામાં આવી રહેલ મટોડીથી કાચી ઈંટો બનાવી પાકી ઈંટમાં તેનું રૂપાંતર કરવામાં આવશે ત્યારે અસ્તિત્વમાં આવશે, જેથી શરઈ રૂએ આ સોદો દુરૂસ્ત ન હોવાનું આ બીજું કારણ છે.

સોદો સહીહ કરવા માટે મટોડીને ચોક્કક રૂપે નક્કી કરવા માટે જે જમીનમાંથી મટોડી કાઢવામાં આવી રહી છે તેની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ બતાવી મટોડીની માત્રા નક્કી કરવામાં આવે અને કિંમત રૂપે ૧૨૦૦૦ પાકી ઈંટો આપવાનું એ રીતે ઠેરવવામાં આવે કે તે આ મટોડીથી બનેલી હોવી જરૂરી નથી. કોઈ પણ ચોક્કસ માપની ૧૨૦૦૦ પાકી ઈંટો કિંમત રૂપે આપવામાં આવશે, અગર આ રીતે સોદો કરશે તો દુરૂસ્ત ઠરશે, નહીં તો સવાલમાં જણાવેલ રીત દુરૂસ્ત નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૩. એવો માલ વેચવો જે વધારે પડતો હલાલ કામોમાં વપરાય છે.

**સવાલ** : મારે લાકડાંનો ધંધો કરવો છે કે લાકડાં લાવી ફડાવીને અમુક ભાવે વેચવાના, પણ અકસર એવું બને છે કે છૂટક લાકડાં જે લેવા આવે છે તે લાકડાંનો ઉપયોગ દારૂ બનાવવામાં કરે છે તો આવી રીતે ધંધો કરવો ગુનાહમાં મદદ કરેલી કહેવાશે ?

**જવાબ** : આપ લાકડાંનો ધંધો કરી શકો છો. કોઈ વ્યક્તિ આપની પાસેથી ખરીદ કરેલ લાકડાંનો ઉપયોગ દારૂ બનાવવામાં કરતી હોય તો તેની જવાબદારી આપના ઉપર નથી.

## ૩૪. નવરાત્રી, દિવાળી તેમજ મંદિરમાં ચઢાવવામાં વપરાતી ચુંદડી વેચવું કેવું છે ?

**સવાલ** : નવરાત્રી, દિવાળી તેમજ કોઈ સારા પ્રસંગમાં ગેરલોકો "ચુંદડી" જે લીલા કલરના કાપડના ટુકડા જેવું હોય છે, ગેર લોકો તેનો ઉપયોગ મંદિરમાં તથા મઢમાં (માતાજી) તેમના ભગવાનને ચઢાવે છે, ઓઢાડે છે તેમજ કોઈ નવું વાહન જેવાકે સ્કુટર તથા ગાડી ખરીદે છે ત્યારે તેની ઉપર બાંધે છે તો તેનો વેપાર કરવો જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : અગર એનો વપરાશ ઉપર દર્શાવેલ કામો સિવાય અન્ય જાઈઝ રીતે પણ થતો હોય, તો એના વેપારમાં કોઈ બાધ નથી, અને જો ઉપરોકત કામોમાં જ એનો વપરાશ થતો હોય તો પછી એનાથી બચવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૫. ગ્રાહક જોઈ ભાવમાં તફાવત રાખવું જાઈઝ છે.

**સવાલ** : હાલમાં કપાસની સીઝન ચાલે છે. અમારા ગામના કપાસના વેપારીઓ પૈકી અમુક વેપારી અથવા તો એક વેપારી એક દિવસમાં લગભગ સાંજના સમયે જેવો ખેતરમાંથી કપાસ આવે, ત્યારે ખેડુતો પોતાનો કપાસ વેચવા માટે આવે છે. આ કપાસ પણ એક જ જાતનો બી.ટી. કપાસ હોય છે. કપાસની ગુણવત્તામાં કોઈ પણ ફેરફાર હોતો નથી. તેમ છતાં આ કપાસના વેપારી મોટા ખેડુતને માલનો વધારે ભાવ આપે છે, જયારે બીજા ખેડુત કે

જેઓ નાના ખેડુત તરીકે ઓળખાય છે જેમનો કપાસ આવો હોય છે અને તેઓમાંના અમુક ખેડુતોએ આ વેપારી પાસેથી અગાઉ ખેતીની આવક પેટે ઉપાડ પણ લીધેલ હોય છે, આ ખેડુતોને ભાવ ઓછો આપે છે. આમ એક જ દિવસે એક જ જાતના કપાસનો ભાવ એક જ સમયે ઓછો-વધારે આપવો જાઈઝ છે?

પોતાના મળતીયાને અથવા સંબંધીને વધારે ભાવ અને નાના ખેડુત કે જેને પૈસાની જરૂરત વધારે હોય એને ભાવ ઓછો આપવો જાઈઝ છે? આમ આ પ્રકારનો ભેદભાવ રાખવો જાઈઝ છે? જેનાથી મુસલમાનોમાં પણ ઊંચ-નીચતાનો પ્રશ્ન ઊભો થાય છે. ખરેખર આ બધું બરાબર છે?

**જવાબ :** ખરીદ વેચાણમાં વેચનાર તેમજ ખરીદનાર જે કિંમત નક્કી કરે તે મુજબ સોદો દુરૂસ્ત ઠરે છે. ખરીદનાર કોઈ એક વ્યક્તિને કિંમત રૂપે વધારે રકમ આપે અને બીજી વ્યક્તિને ઓછી રકમ આપે તે ખરીદનારની મરજી અને ઈખ્તિયારની વાત છે. અગર વેચનારને ઓછી કિંમત માન્ય ન હોય તો તેને ઈખ્તિયાર છે કે પોતાનો માલ ઓછી કિંમત આપનારને ન વેચે. માટે પૂછેલી સૂરતમાં વેપારીનું મોટા ખેડુતને તેના માલની કિંમત રૂપે વધારે ભાવ આપવું અને નાના ખેડુતને ઓછો ભાવ આપવું તેની મરજી ઉપર અવલંબિત છે. અલબત્ત, આપે સવાલમાં લખ્યા મુજબ અમુક ખેડુતોએ આ વેપારી પાસેથી અગાઉ ખેતીની આવક પેટે ઉપાડ પણ લીધેલ હોય તેના લઈ તે ખેડુતોને ભાવ ઓછો આપે છે. જેનો મતલબ એ થયો કે વેપારીએ તે ખેડુતોને અગાઉથી જે રકમ કરજ રૂપે આપી છે તેનાથી લાભ ઉઠાવી એ વેપારી તેઓને એમના માલની કિંમત ઓછી આપે છે. આ કૃત્ય શરઈ રૂએ વ્યાજમાં ગણાય છે. કોઈને કરજ આપી કરજના દબાણને લઈ તેનાથી લાભ ઉઠાવવો શરઈ રૂએ ગુનાહિત અને નાજાઈઝ કૃત્ય છે.

### ૩૯. લે-વેચના શરઈ અહકામ.

**સવાલ :** ધારો કે કાચા કાપડની ખરીદ એક મીટરનો ભાગ રૂા.૨૫/- છે, તો અમે તે કાપડનો ભાગ ગ્રાહકને રૂા.૩૫/- કહીએ છીએ અને કોઈક

ગ્રાહકને રૂા.૩૦/– કહીએ છીએ. અમને રૂા.૩૫/– ના બદલે રૂા.૩૦/– આપે છે તો અમુક ગ્રાહક રૂા.૩૨/– આપે છે અને અમુક પૂરા રૂા.૩૫/– આપે છે અને કોઈક વખત સંબંધીને અમે કાપડ ખરીદ ભાવે પણ આપીએ છીએ. આવી જ રીતે તૈયાર કપડામાં પણ હોય છે. અમુક સમયે કાપડ વેચાણ વગર પડી રહે છે. સમય પછી કાપડના ભાવમાં વધ ઘટ થાય છે તેમજ અમુક સમયે કાપડ નુકસાનીવાળું પણ નીકળે છે, જેનું નુકસાન દુકાનદારે ભોગવવું પડે છે. નુકશાનીવાળું કાપડ ખરીદ ભાવ કરતાં પણ ઓછા ભાવે આપવું પડે છે તેમજ અમુક ગ્રાહકને ઉધાર આપીએ છીએ ત્યારે તેને વધુ ભાવે આપીએ છીએ. જેમ કે રૂા.૩૫/– કરતાં પણ વધુ હોય છે. તો આ રીતે એકજ ભાવની વસ્તુનું એક કરતાં વધુ ભાગ અને વધુ નફો લઈ વેચાણ કરવું જાઈઝ છે કે નહીં તે વિશેની વિસ્તૃત માહિતી આપશો.

તૈયાર કપડાંનો તેમજ કાચા કાપડના વેચાણનો શરીઅત મુજબ સાચો તરીકો પણ જણાવશો.

**જવાબ** : માણસ પોતે ખરીદ કરેલ અથવા બનાવેલ વસ્તુ અન્ય કોઈ વ્યક્તિને ભેટ અને બખ્શિશ રૂપે વિના મુલ્યે આપવા ચાહે તો આપી શકે છે. એ જ પ્રમાણે કોઈ ગરીબ મોહતાજને સદકા રૂપે વિના મૂલ્યે આપી શકે છે. એ જ પ્રમાણે કિંમત લઈ વેચાણ રૂપે આપી શકે છે અને લેવામાં આવી રહેલ તે કિંમત બાબત પણ શરીઅત તરફથી કોઈ ચોક્કસ મર્યાદા નક્કી કરવામાં નથી આવી કે આટલી કિંમતમાં જ વેચવું અથવા આટલો જ નફો લેવો. મતલબ કે નફા બાબત કોઈ ચોક્કસ ધોરણ શરીઅત તરફથી નક્કી કરવામાં આવ્યું નથી. આદમી બજારમાં ચાલી રહેલ ભાવો નજર સમક્ષ રાખી યોગ્ય નફો લઈ શકે છે. અલબત્ત, એટલું યાદ રહે કે શરીઅત ખુલ્લમ–ખુલ્લો જુલ્મ કરવાની રજા આપતી નથી. જે માણસ એ પ્રકારનો નફો લેતો હોય તેની કમાણીમાંથી બરકત ઉઠી જાય છે અને સરકારને પણ સત્તા આપવામાં આવી છે કે ન્યાય ઉપર આધારિત નફાનું કોઈ ધોરણ નક્કી કરી વધુ પડતો નફો લઈ લોકોની મજબૂરીથી ખોટો ફાયદો ઉઠાવવા ઉપર પાબંદી લગાવે. માટે આપ રૂા.૨૫/– માં ખરીદ કરેલ કાપડ કોઈ ગ્રાહકને

રૂા.૩૫/- માં અને કોઈકને રૂા.૩૦/- માં અને કોઈકને રૂા.૩૨/- માં અને કોઈક સંબંધી અથવા મિત્રને ખરીદ ભાવે પણ આપી શકો છો. એ જ પ્રમાણે એ જ રીત તૈયાર કપડા બાબત પણ અપનાવી શકો છો.

મતલબ કે એક જ ભાવની વસ્તુ એક કરતાં વધુ ભાવે અથવા ઓછાવત્તા નફે અથવા પડતર કિંમતે વેચી શકો છો. અલબત્ત, એટલું યાદ રહે કે સોદો કરતી વખતે ગ્રાહક સાથે ચોક્કસ કિંમત નક્કી કરી લેવામાં આવે. ઉધારે ખરીદનાર ગ્રાહકને રોકડે ખરીદનાર ગ્રાહકની તુલનામાં વધુ કિંમત લઈ વેચી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## ૩૭. ભાડાના ઘરો ઊપર ઝકાત વાજીબ છે કે નહી ?

**સવાલ :** અહીં (વિદેશમાં) અમારી પાસે રહેવા માટે પોતાનું ઘર છે. અમારી પાસે ઈન્ડિયામાં પણ બે ઘર છે, જે બંનેમાં ભાડૂત રહે છે અને પાંચ પ્લોટ છે, જેની હાલમાં કોઈ આવક નથી. એના વિશે મસ્અલામાં કહેવામાં આવ્યું કે એ બંને ઘરોનું ભાડૂં જે (એક વર્ષમાં) થતું હોત, તેમાંથી ઘરનો ખર્ચો (જેવો કે રીપેરીંગ) કાઢી બાકીના પૈસામાંથી ઝકાત કાઢવી પડશે તો એ મસ્અલા વિશે વિગતવાર જણાવશો.

**જવાબ :** ઈન્ડિયામાં આપનાં જે બે ઘરો છે તે ઘરોની કિંમત ઉપર તો ઝકાત વાજીબ નથી, અલબત્ત, એના ભાડાની જે આવક છે, તેના ઉપર વરસ પૂરૂં થતા ઝકાત લાગુ પડશે. પાંચ પ્લોટો જે આપની પાસે છે, તે ખરીદ કરતી વખતે આપની નિય્યત એને વેચવાની હતી, તો તેની કિંમત ઉપર પણ ઝકાત લાગુ પડશે અને જો આપની નિય્યત વેચવાની ન હતી, તો એના ઉપર ઝકાત વાજીબ નથી.

**નોટ :** જે માલ ઉપર ઝકાત શરઈ રૂએ કાઢવાની હોય છે, તેમાં માલ માલિકીમાં આવ્યા પછી (અગર પહેલાંથી સાહિબે નિસાબ ન હતો તો) એક વરસ પસાર થવું જરૂરી છે, અને જે દિવસે વરસ (ઈસ્લામી હિસાબે) પૂરૂં થાય તે દિવસે માલની જે કિંમત હોય છે, તે આંકવામાં આવે અને તે જ દિવસે અન્ય ઝકાતપાત્ર માલ (સોનું-ચાંદી, રોકડ રકમ) આપની પાસે

હોય, તેની પણ હિસાબ કરી ઝકાત કાઢવામાં આવે.

## ૩૮. બેંકના પૈસા ઊપર ઝકાત છે.

**સવાલ :** અમે ધંધાના પૈસા માટે બેંકનો ઉપયોગ કરીએ છીએ. જ્યારે જરૂર પડે ત્યારે ઉપાડીએ છીએ અને મૂકીએ છીએ, તો એક વર્ષમાં અમારે કઈ રીતે ગણતરી કરી ઝકાત અદા કરવી જોઈએ ?

**જવાબ :** જે દિવસે આપનું ઝકાતી વરસ પૂરૂં થતું હોય, તે દિવસે આપની પાસે જેટલા પૈસા હોય, ચાહે તે બેંકમાં જમા હોય અથવા હાથ ઉપર હોય, તે બધા જ પૈસાને ગણતરીમાં લઈ તેનો ચાળીસમો ભાગ ઝકાત રૂપે કાઢવામાં આવે, વરસ દરમિયાન જે કંઈ લેવડ–દેવડ થઈ તેને ધ્યાનમાં રાખવાની જરૂરત નથી.

## ૩૯. દર વરસની ઝકાત તે વરસ પૂરૂં થતાં જ કાઢી લેવામાં આવે.

**સવાલ :** જો ઝકાતની રકમ અમે દર વર્ષે અદા ન કરી, બે–ત્રણ વર્ષની ભેગી કરી, પછી એ રકમમાંથી કોઈ રોઝી–રોટીનું સાધન કોઈને અપાવીએ તો તે વિશે મસ્અલો શું કહે છે ? કે પછી દર વર્ષે જેટલી ઝકાત હોય એ દર વર્ષે જ અદા કરી દેવી જોઈએ ? આ મસ્અલા વિશે વિગતે પ્રકાશ પાડી જણાવશો.

**જવાબ :** દર વરસની ઝકાતની રકમ તે વરસ પૂરૂં થતાંજ હિસાબ કરી કાઢી લેવામાં આવે અને વહેલી તકે હકદારોને પહોંચાડી દેવામાં આવે. બીજું વરસ પૂરૂં થાય ત્યાં સુધી એને રોકી રાખવાની મનાઈ છે, જેથી બે–ત્રણ વરસની ઝકાતની રકમ ભેગી કરવામાં ન આવે.

બીજી વાત એ પણ યાદ રહે કે ઝકાત રૂપે ઝકાતના હકદારને એક સામટી એટલી રકમ આપવી, જેનાથી તે ઝકાતના નિસાબના માલિક બની જાય (કિંવા ખુદ તેના ઉપર ઝકાત વાજીબ થઈ જાય) એમ કરવું મકરૂહ છે, મોટા ભાગે રોઝી– રોટીનાં સાધન અપાવવામાં આ ખરાબી લાઝિમ આવે

છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૦. સોનાનો વેપાર જાઈઝ છે.

**સવાલ :** સોનાનો વેપાર કરવું કેવું છે. જો કોઈની સાથે સોનાના સિકકા મંગાવી આપણે તેમાં નફો લઈ વેચી શકીએ છીએ ? અથવા ઘર વપરાશ માટે રાખવું જાઈઝ છે ? ખરેખર તે ગવર્મેન્ટની ચોરીથી લાવવામાં આવેલું હોય છે.

**જવાબ :** સોનાનો વેપાર જાઈઝ છે અને નોટના બદલામાં નફો લઈ વેચવું તથા ઘર વપરાશ માટે રાખવું પણ જાઈઝ છે. અલબત્ત ગવર્મેન્ટના કાયદા વિરૂદ્ધ હોવાને લઈ પકડાઈ જવાની સૂરતમાં સજા થવાનો તથા ઈઝઝત જવાનો ભય છે એટલે તેનાથી બચવું જોઈએ.

[તકમિલએ ફત્હુલ મુલ્હિમ : ભાગ-૧ પેજ નં. ૫૧૬ થી ૫૨૦,
ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૪ પેજ નં. ૧૭૩ હાશીયહ]

## ૪૧. ડીલર (DEALER) અને બેંકથી ગાડી ખરીદવાના વિવિધ પ્રકારો.

**સવાલ :** એક માણસ ગાડી ખરીદી રહ્યો છે. ખરીદતી વખતે ગાડીના ડીલરથી ગાડીની કિંમત નક્કી કરે છે અને ગાડી ઉધાર ખરીદે છે. દા.ત.

| | | |
|---|---|---|
| (૧) | ગાડીની મૂળ કિંમત | રૂ. ૧૪,૬૫,૦૦૦/– |
| | ડિસ્કાઉન્ટ | રૂ. ૧,૨૫,૦૦૦/– |
| | રોકડેથી ખરીદે છે તો | રૂ.૧૩,૪૦,૦૦૦/– |
| (૨) | ઉધાર ખરીદે તો | રૂ.૧૪,૬૫,૦૦૦/– |
| | રોકડા આપે છે | રૂ. ૬૫,૦૦૦/– |
| | બાકી પડતી રકમ | રૂ.૧૪,૦૦,૦૦૦/– |

આ રૂ.૧૪,૦૦,૦૦૦/– ૪ વર્ષમાં ચૂકતે કરવાનું નક્કી કર્યું છે. જેમાં માસિક રૂ.૨૯,૧૬૭/– ના ચેક હમણાંથી જ આપી દેવાના રહેશે.

(૩) અગર ગાડીમાં ડિસ્કાઉન્ટ લેવું નથી અને ચાર વર્ષની ઉધારી પર

ગાડી લેવી છે તો

| | |
|---|---|
| ગાડીની કિંમત | રૂા.૧૬,૩૩,૦૦૦/– |
| રોકડા જે ચૂકવવાના છે | રૂા. ૬૫,૦૦૦/– |
| બાકી રહેતી રકમ | રૂા.૧૫,૬૮,૦૦૦/– |

આ રૂા.૧૫,૬૮,૦૦૦/– ૪ વર્ષના હિસાબથી ૪૨ મહિનામાં રૂા.૩૨,૬૬૭/– ના ૪૮ ચેક હમણાં જ આપી દેવાના છે.

ઉપર કરવામાં આવેલા ત્રણે મામલાઓમાં રોકડાનો એક ચેક અને હપ્તાનો એક ચેક ડીલરના નામનો અને બાકીના બધા ચેક બેંકના નામના આપવામાં આવે છે.

અને બીજી સૂરતમાં રોકડાનો એક ચેક અને હપ્તાના ૪૮ ચેક રકમ ભરીને નામ લખવા વગર ડીલરને અથવા બેંકને આપવાનું રહે છે. આ રીતે ગાડી ખરીદી શકાય કે નહીં ? બરાએ કરમ માર્ગદર્શન આપશો.

**જવાબ :** તમારા સવાલમાં એ વાત સ્પષ્ટતા માંગે છે કે ગાડી કોનાથી ખરીદવામાં આવી રહી છે ? અર્થાત્ એ જાણકારી જરૂરી છે કે ગાડી વેચનાર કોણ છે ? ડીલર અથવા બેંક ? અગર ગાડી વેચનાર ડીલર છે તો સવાલ એ ઉત્પન્ન થાય છે કે બેંક વચમાં શા માટે આવી ? સંપૂર્ણ મામલો ડીલર સાથે થવો જોઈએ. કિંમતની ચુકવણી અથવા ચેક (બધું જ) ડીલરના નામથી જ હોવું જોઈએ. જેવી રીતે કે સવાલમાં દર્શાવ્યું છે બેંકના નામે ચેક શા માટે લખવામાં આવે છે ? અમે ઉસૂલી રીતે કયો મામલો જાઈઝ છે અને કયો મામલો જાઈઝ નથી તે તમને બતાવી દીએ છીએ. તમે આ જવાબને સામે રાખીને આ મુઆમલાતનો હુકમ સમજી લો.

(૧) અગર ડીલર જ ગાડીને વેચનાર છે ચાહે રોકડેથી વેચે અથવા હપ્તાથી ઉધાર વેચે અને સંપૂર્ણ મામલો ડીલરથી જ થઈ રહ્યો છે એમાં બેંકનો કોઈ દખલ નથી અને એ સૂરતમાં રોકડેથી ગાડી ખરીદવામાં ઉધારના મુકાબલામાં કિંમત ઓછી નક્કી થતી હોય અને ઉધાર ખરીદવામાં રોકડાના મુકાબલામાં કિંમત વધુ નક્કી થતી હોય, પરંતુ સોદો કરતી વખતે એ વાત

સ્પષ્ટ કરી દેવામાં આવે કે આ સોદો રોકડ અથવા ઉધાર, તો આ સૂરતમાં આ મામલો શરઈ દ્રષ્ટિએ દુરૂસ્ત છે.

(૨) એવી જ રીતે વેચાણ કરનાર બેંક છે અને ઉપર લખેલી વિગત મુજબ બન્ને સૂરતો હોય તો એ સૂરતમાં પણ મામલો જાઈઝ છે.

(૩) અને અગર વેચનાર તો ડીલર હોય અને બેંક ખરીદનાર તરફથી ડીલરને હમણાં જ પૂરી કિંમત અદા કરી આપે અને પછી ભવિષ્યમાં હપ્તાથી પોતાની ચુકવેલ રકમ વધારા સાથે ખરીદનારથી વસૂલ કરે છે તો એનો અર્થ એ થયો કે બેંકે ખરીદનાર તરફથી જે કિંમતની ચુકવણી કરી તે પાછળથી બેંક તે કિંમત ખરીદનારથી વ્યાજ સાથે વસૂલ કરી રહી છે. (આ સૂરતમાં) વ્યાજ આપવું લાઝીમ આવે છે. એ કારણે શરઈ દ્રષ્ટિએ આ મુઆમલો કરવું દુરૂસ્ત નથી.

**નોંટ** : ખરીદતી વખતે ફકત એટલું જોવામાં આવે છે કે આ ગાડી ઉધાર આટલી રકમમાં મળી, જેને હપ્તા રૂપે બેંકને આટલી મુદતમાં કરવાનું છે અને ખાનગી રીતે જે કાગળો તૈયાર થાય છે તે એ પ્રકારના જ હોય છે કે ડીલર પાસે ખરીદ કરનાર ગ્રાહક છે અને બેંક ખરીદનારના તરફથી ડીલરને પૂરી રકમ આપી દે છે. પછી પોતાના ઉસૂલ પ્રમાણે ખરીદનારથી તે રકમ વ્યાજના સાથે વસૂલ કરે છે અને આ કાર્યવાહી બેંકમાં જઈ કરવામાં આવતી નથી, બલકે ડીલરના શો રૂમમાં જ એક ટેબલ બેંકવાળાનું હોય છે અને ત્યાંથી જ આ કાર્ય અટોપવામાં આવે છે. જે લોકો સંપૂર્ણ મામલાની અંદરની વિગતોથી જાણકાર હોય તેઓ આ હકીકતોથી વાકિફ હોય છે અને જે લોકો આ કાગઝી કાર્યવાહીની અંદરની વિગતોથી વાકિફ નથી હોતા તેઓને કંઈ પણ ખબર થતી નથી અને તેઓ એવું સમજે છે કે 0% વ્યાજથી ગાડી ખરીદ કરી અને પછી મુફતીઓથી એવી રીતે સવાલ કરે છે કે 0% વ્યાજથી ગાડી ખરીદવું જાઈઝ છે કે નથી ? મુફતી સાહબના સામે જ્યારે એ વાત મુકવામાં આવે છે કે વ્યાજ છે જ નહીં તો તેઓ જાઈઝ હોવાનો ફતવો આપે છે. એટલા માટે તમે તમારા સવાલમાં જે સૂરતો લખી છે તેમાં તમે એ જોઈ લો કે મઆમલાતમાં કોઈ એવી સૂરત તો નથી જેના પરિણામ રૂપ બેંકે ગ્રાહકના

તરફથી ડીલરને કિંમત ચૂકવી હોય અને પાછળથી તે પોતાના વધારા સાથે વસૂલ કરી લેતા હોય. અગર એવું જ હોય તો વ્યાજુ વ્યવહાર હોવાથી એ જાઈઝ નથી. ચાહે એને કોઈ પણ નામ આપવામાં આવે.

ઉપર જવાબમાં જે ત્રણ સૂરતો લખી છે એમાં બીજી સૂરત જેમાં બેંકને વેચાણ કરનાર બતલાવવામાં આવી છે તે એક હુકમ બતાવવાની ગરજ રૂપે છે પરંતુ અમારી જાણકારી મુજબ તો બેંક લે-વેચનો વ્યવહાર કાનુની રીતે કરી જ ન શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૨. સોદો કેન્સલ કરવાની સૂરતમાં ચુકવેલ કિંમતમાંથી એક પાઈ પણ કાપવું જાઈઝ નથી.

**સવાલ** : એક ભાઈ ઝૈદે મકાન ખરીદયું છે. બે લાખ ૨૫ હજાર રૂપિયામાં, તેમાંથી ૧ લાખ રૂપિયા રોકડા આપેલા છે અને ૧ લાખ ૨૫ હજાર રૂપિયા છ મહિના પછી આપવાનો વાયદો કર્યો હતો. તો ખરીદનાર ભાઈ ઝૈદથી વખત પર પૈસા ન બની શક્યા, તો ઝૈદે માલિકથી ખૂબ ભલામણ ખુશામદ કરી, કે થોડી મોહલત આપો, જેથી હું તમારા પૈસા થોડીક મુદ્દતમાં કરી આપીશ. પરંતુ મકાનના માલિકે કહ્યું કે કાંતો મકાન ખાલી કરી આપો, કાંતો પૈસા ચુકવી આપો. બાકી પડતી રકમ તાત્કાલીક આપી દો. તમારાથી પૈસા ન ચુકવાય તો મારી પાસે બીજા ઘણાં ઘરાકો છે, જે મકાન ખરીદવા તૈયાર છે. તો ઝૈદે કહ્યું કે ઠીક છે. તમે મારા એક લાખ રૂપિયા પરત કરી દો અને હું તમારૂં મકાન ખાલી કરી આપું છું. મકાન માલિકે કહ્યું કે હું ૩૦ હજાર રૂપિયા કાપી લઈશ અને સિત્તેર હજાર રૂપિયા પરત આપીશ. પેલા ઝૈદ ગરીબ નવ-મુસ્લિમ જેનો અલ્લાહ તઆલા સિવાય કોઈ આસરો નથી, ખૂબ ખુશામદ કરી કે આમ ન કરો. તમે મારા ૧ લાખ રૂપિયા દસ મહિના ફેરવ્યા છે અને મેં તમારૂં ઘર વાપર્યું છે, તે છતાં ૧૦ મહિનાના દર મહિનાના રૂા.૮૦૦/- ભાડા લેખે આપું છું. જે ભાડું ચાલે છે, તે કાપી લો. પરંતુ પેલો ભાઈ ન માન્યો અને વીસ હજાર આઠસો રૂપિયા કાપી લીધા. તો આ પૈસા લેવા જાઈઝ છે કે નથી ? અને જો હરામ છે તો વ્યાજ લેખાશે કે બીજું કાંઈ ?

હવે તે ભાઈએ ૨૦ હજાર ૮૦૦ રૂપિયા આપી દીધા અને દસ દિવસ પછી પહેલી તારીખ આવે છે. દરરોજ જુદા જુદા લોકોને ધમકી આપવા મોકલે છે કે પહેલી તારીખે ઘર ખાલી જોઈએ. પેલા ભાઈને ઘર ભાડાનું મળતું નથી. તો ઘણાં હેરાન કરે છે કે રોડ પર સામાન મુકી દો, પણ ઘર ખાલી કરો અને મુસ્લિમ ભાઈઓએ ઝૈદ મઝલૂમને સાથ આપવો જોઈએ કે ઝાલીમને ? અને આ મકાન માલિક નમાઝી, દીનદાર મુતશર્રેઅ છે. અવાર નવાર જમાતમાં પણ જાય છે. શું એમની ઈબાદત અને હીજરતથી આ રીતનો જુલ્મ માફ થઈ જશે ? ખુલાસાવાર જવાબ આપશો. જઝાકલ્લાહ.

**જવાબ** : ખરીદનાર ભાઈ ઝૈદ સવા બે લાખ રૂપિયામાં મકાન ખરીદ કરી, એક લાખ રૂપિયા રોકડા ચુકવ્યા અને સવા લાખ માટે છ મહિનાનો વાયદો કર્યો, તો શરઈ રૂએ એ ખરીદ વેચાણ દુરૂસ્ત ઠર્યું અને ઝૈદ, ખરીદ કરવામાં આવેલ એ મકાનનો માલિક બની ગયો. હવે વખત પર ઝૈદથી પૈસા બની નથી શક્યા તો વેચનારની ફર્ઝ હતી કે ઝૈદને તેની અદાયગી માટે મોહલત આપે.

કુર્આને પાકમાં અલ્લાહ તબારક વ તઆલાનું ફરમાન છે કે, "કરજદાર વ્યક્તિ તંગદસ્ત હોવાને લઈ નક્કી કરેલ મુદત ઉપર કરજ અદા ન કરી શકે તો ગુંજાઈશ થવા સુધી તેને મોહલત આપવામાં આવે."

[સૂરએ બકરહ આયત નં. ૨૮૦]

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) લખે છે કે : "અહકમુલ હાકિમીને આ કાનૂન બનાવી આપ્યો કે અગર કોઈ કરજદાર વ્યક્તિ ખરેખર મુફલિસ છે, કરજની અદાયગી ઉપર શકિત ધરાવતી નથી, તો તેને તંગ કરવું જાઈઝ નથી." [મઆરીફુલ કુર્આન : ભાગ-૧ પેજ નં. ૬૫૭]

પૂછેલી સૂરતમાં પણ વેચનારે ઉપરોકત ખુદાઈ કાનૂન પર અમલ કરવો જોઈએ, પરંતુ અગર તે એમ કરવા તૈયાર ન હોય, તો અગર ઝૈદ રાજી હોય તો બન્ને આપસમાં મળી સમજી સોદો કેન્સલ કરી શકે છે અને એ સૂરતમાં વેચનારે, જે એક લાખની રકમ સોદો કરતી વેળા વસૂલ કરી હતી, તે પૂરેપૂરી પરત કરવી જરૂરી છે, તેમાંથી એક પૈસો પણ કાપવું જાઈઝ

નથી. અગર કાપશે તો તે હરામ કહેવાશે અને જો ઝૈદ સોદો કેન્સલ કરવા ઉપર રાજી ન હોય તો એ ઘર ઝૈદની માલિકીનું જ કહેવાશે. જબરદસ્તી ઝૈદ પાસેથી ઘરનો કબ્જો લેવો જાઈઝ નથી, અલબત્ત અગર શકિત છતાં ઝૈદ બાકી રકમ ચુકવતો ન હોય, તો તે વસૂલ કરવા ઝૈદ ઉપર દાવો માંડી શકાય છે.

## ૪૩. જોયા વગર માલનો સોદો કરવો.

**સવાલ** : તીજારતનો ઉસૂલ એ છે કે માલ જોઈને સોદો કરવો. માલ જોયા વિના સોદો ફાસિદ તેમજ મના છે, તો અમારી સાઈકલ પાર્ટસની દુકાન છે. અમારી પાસે કંપનીના પ્રતિનિધિ (સેલ્સમેન) લુધિયાણાં (પંજાબ), અમદાવાદ, રાજકોટ વગેરે જગ્યાએથી સાઈકલના પાર્ટસનો ઓર્ડર લેવા આવે છે. તેમની સાથે ફકત મૌખિક વાત—ચીત થાય છે કે ફલાણા માર્કાનો માલ જે અગાઉ આપને મોકલેલ તે તથા આ ફલાણી નવીન કવોલિટી આવશે અને તેનો ભાવ ફલાણો છે. આવી રીતે ફકત કવોલિટીની મૌખિક ચર્ચા પરથી ઓર્ડર અપાય છે અને તે મુજબ તેઓ માલ મોકલે છે અને પૈસા (પે મેન્ટ) માલ કબ્જામાં આવ્યા બાદ આપવાના હોય છે. તો આ સોદો ફાસિદ ગણાશે. પરંતુ કયારેક કવોલિટી કંપનીના ભરોસા પર છોડવામાં આવે અને કેટલીક કંપની બેંક થ્રુ હુંડી તેમજ રસીદ મોકલે છે. આવા સમયે કવોલિટી—માલ જોયા વિના પ્રથમ બેંકમાં પૈસા ભરવાના હોય છે. તો શું આવો સોદો ફાસિદ ગણાશે ? અને જો અગાઉની કવોલિટી જોયેલ હોય અને તે મુજબ તે જ કવોલિટીનો ઓર્ડર આપવામાં આવે તો જાઈઝ ગણાશે ?

**જવાબ** : ખરીદનારે જે માલ જોયો ન હોય તેનો સોદો કરવો પણ જાઈઝ છે. અલબત્ત ખરીદ કર્યા પછી જ્યારે જોશે ત્યારે અગર પસંદ ન પડે તો તેને ઈખ્તિયાર છે, ચાહે સોદો બાકી રાખે ચાહે કેન્સલ કરી માલ પરત કરે. એ ઈખ્તિયારને 'ફિકહ' ની પરિભાષામાં 'ખિયારે રૂયત' કહેવામાં આવે છે. [શામી : ભાગ—૪ પેજ નં. ૨૪– ૭૦] અલબત્ત જે માલ ખરીદ કર્યો છે તેનો નમૂનો જોઈ ચૂકયો છે તો તે સૂરતમાં 'ખિયારે રૂયત' નહીં મળે. [ઈતરે

હિદાયહ : પેજ નં. ૪૦] અને નમૂનો અગર જોયેલો નથી તો તેને 'ખિયારે રૂયત' પ્રાપ્ત થશે.

## ૪૪. હલાલ ચીઝો સાથે હરામ ચીઝોની તિજારત.

**સવાલ :** એક માણસ દુકાનમાં હલાલ ચીઝો સાથે હરામ ચીઝો પણ વેચે છે એ વેચવું કેવું છે ? દુકાનદાર કહે છે કે હલાલ સાથે હરામ નથી વેચતા તો દુકાન ચાલતી નથી. તો એવી સૂરતમાં શું કરવું ?

**જવાબ :** હરામ વસ્તુ વેચવી જાઈઝ નથી, રોઝી આપનાર અલ્લાહની ઝાત છે, દુકાન નથી. અલ્લાહ તઆલાના હુકમની ફરમાંબરદારી કરો. નસીબમાં જે રોઝી લખાયેલી છે તે મળીને રહેશે. હદીસમાં છે કે "હલાલ કમાઈ મેળવવી ઈસ્લામના બુનિયાદી ફર્ઝો પછી એક ફર્ઝ છે." [મિશ્કાત પેજ ૨૪૨] કુર્આનમાં બારી તઆલા ફરમાવે છે : (અરબી) વમંય્યત્તકિલ્લાહ યજઅલ્લહૂ મખરજા વ યરઝુકહુ મિન હયષુ લા યહતસિબુ, વ મંય્યતવક્કલ અલલ્લાહિ ફહુવ હસ્બુહૂ, ઈન્નલ્લાહ બાલિગુ અમ્રિહી કદ જઅલલ્લાહુ લિકુલ્લી શયઈન કદરા. [સુ. તલાક] અર્થાત્ : "અને જે માણસ અલ્લાહ તઆલાથી ડરે છે અલ્લાહ તઆલા તેના માટે નજાત અને સહૂલતનો રસ્તો કાઢી આપે છે અને તેને એવી જગ્યાએથી રોઝી પહોંચાડે છે જ્યાંથી એને ગુમાન પણ નથી હોતું અને જે માણસ અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરે છે અલ્લાહ તઆલા તેના માટે કાફી છે, બેશક અલ્લાહ તઆલા (જે કામનો ઈરાદો કરે છે) પોતાના કામને પૂરૂ કરીને રહે છે. (અલબત્ત એટલું છે કે) અલ્લાહ તઆલાએ દરેક વસ્તુ માટે એક સમય નકકી કરી રાખ્યો છે." એક હદીસમાં છે કે : "જે માણસ દસ દિરહમનું કપડું ખરીદે અને તેમાં એક દિરહમ નાજાઈઝ કમાઈનો છે, તો જ્યાં સુધી તે કપડું બદન ઉપર રહેશે તેની નમાઝ કબૂલ નહીં થાય." [મિશ્કાત]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૫. મલ્ટી લેવલ માર્કેટીગ સીસ્ટમનો હુકમ.

**સવાલ** : હાલમાં ઈન્ડિયામાં એક સ્કીમ કાર્યરત છે, જે 'ફ્રી ઈન્ડિયા' કોન્સેપ્ટના નામથી ચાલે છે. આ સ્કીમના વિશે આપ સાહબને વિગતવાર જણાવવાનું કે, આમાં આપણે રૂા.૨,૯૫૦/– ભરી મેમ્બર બનવાનું, જેમાંથી આપણે રૂા.૨૦૦૦/– સુધીની કોઈ પણ વસ્તુ કંપની પાસેથી ખરીદી શકીએ છીએ અને બાકીના રૂા.૯૫૦/– કંપનીના પોતાના થઈ જાય છે, જે આપણને પાછા મળતા નથી અને જો આપણે કોઈ ખરીદી નથી કરતા તો રૂા.૨૦૦૦/– આપણાં નામ પર કંપની જમા રાખે છે. જેનું કોઈ પણ જાતનું વ્યાજ કંપની આપતી નથી. એ રકમ જેટલા સમય સુધી રહે તો તેમાં કોઈ પણ જાતની વધઘટ થતી નથી અને રૂા.૨૦૦૦/– આપણને પાછા જ્યારે પણ જોઈએ ત્યારે મળી શકે છે.

તદઉપરાંત આ સ્કીમમાં આપણે પૈસા ભરી મેમ્બર બનવા પછી સૌ પહેલાં ત્રણ મેમ્બર (ABC) બનાવવાના હોય છે. આ મેમ્બર બનાવતાં જ કંપની આપણને દર અઠવાડિયે રૂા.૨૦૦૦/– નો ચેક નફા પેટે આપે છે અને એ ત્રણ મેમ્બરો જેટલા મેમ્બર વધારે તેટલી રકમ આપણી વધતી જાય છે, પણ આમાં આપણે બનાવેલ ત્રણ મેમ્બરોમાંથી જો આપણો C મેમ્બર બરાબર આગળ મેમ્બર નહીં બનાવતો હોય તો કંપની આપણું પેમેન્ટ અટકાવી દે છે.

ટૂંકમાં આ એક મલ્ટી લેવલ માર્કેટીંગ સીસ્ટમ છે, જેમાં આપણે એક કરતાં વધારે મેમ્બરો બનાવવાના અને જેમ મેમ્બર વધતાં જાય તેમ આપણી આવક વધતી જાય છે. તો શું આ રીતનો ધંધો શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં ?

**નોટ** : આપણે જે કંપની પાસેથી ખરીદી કરવાની હોય છે તે આપણાં પસંદની કોઈ પણ માર્કાવાળી વસ્તુ ખરીદી શકીએ છીએ. દા.ત. આપણે ગોદરેજ અથવા હીરો હોન્ડા જેવી કોઈ પણ કંપનીની વસ્તુ ખરીદી શકીએ છીએ. છતાં આ કંપનીનું પોતાનું કોઈ પણ પ્રોડકશન નથી.

**જવાબ** : સવાલમાં દર્શાવેલ રીત શરઈ રૂએ દુરૂસ્ત નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૬. મલ્ટીલેવલ માર્કેટીગનો હુકમ.

**સવાલ :** એક ઈન્ટરનેશનલ કંપની જેમાં ઘણાં બધા પ્રોજેકટો છે. તેમાં એક પ્રોજેકટ એમની સોનાની ખાણમાંથી સોનું કાઢવાનો છે. તે માટે એ કંપનીની સ્કીમ છે. જે રૂા.૨૫૦૦/– આજ રોજ જમા કરાવે તેમને છ મહિના પછી પાંચ ગ્રામ સોનું ૨૪/– કેરેટનું આપવામાં આવશે અને એમાં જે મેમ્બર બને તેમને બીજા બે મેમ્બર કરવા ફરજીયાત છે અને એમાં જેટલા મેમ્બર આપણાં નીચે બને છે તે પૈકી આપણને પાંચ ડોલર કમિશન આપે છે. તો આવી સ્કીમમાં ભાગ લેવું કેવું છે ?

દુબઈના મુફ્તી સાહબના ફતવાનો હવાલો આ કંપનીના મેમ્બરો આપે છે. તો તે માટે શરીઅતની દ્રષ્ટિએ સહીહ રેહબરી કરવા મહેરબાની કરશો.

**જવાબ :** આ સોદો શરઈ રૂએ મુનાસિબ અને દુરૂસ્ત નથી. બીજા બે મેમ્બર બનાવવાની શર્તને લઈ સોદો ફાસિદ ઠરે છે.

## ૪૭. હપ્તેથી બેંક દ્વારા ગાડી લેવાની એક સૂરત અને તેના પર ભરવામાં આવતા ટેક્ષ તથા ફ્રોની વસ્તુનો હુકમ.

**સવાલ :** ૧. મેં એક ગાડી લોન ઉપર લીધેલ છે જેની વિગત આ પ્રમાણે છે. કંપનીમાંથી ડાયરેકટ લોન લીધેલ છે. લોન રૂા.૬,૭૦,૦૦૦/– લીધેલ છે જેનું વ્યાજ રૂા.૨,૪૧,૦૦૦/– થાય છે. તેમનો ટોટલ હિસાબ વ્યાજ અને મુદલ રૂા.૯,૧૧,૦૦૦/– થાય છે, જેમાં કંપની અમને ડાયરેકટ હપ્તા કરી આપે છે જેનો માસિક હપ્તો રૂા.૧૯,૬૪૦/– ભરવાનો થાય છે જે અમારે ૪૭ હપ્તે પૂરા કરવાના હોય છે. આ લોન બેંકની નથી અને કંપની બેંકની જેમ ચેક અથવા ડ્રાફટ અમારા હાથમાં આપતી નથી. અમને કંપની ડાયરેકટ વાહન (ગાડી) આપે છે. તો કંપની અમને ઉપર લખેલ વિગત જણાવે છે કે તમારે માસિક હપ્તો ઉપર જણાવ્યા પ્રમાણે ભરવાનો રહેશે. તો આ શરત મુજબ હપ્તાથી વાહન લેવું કેવું છે ?

૨. આ ગાડી અમે રોકડા પૈસાથી પણ લઈ શકીએ તેમ છીએ. જો

રોકડા પૈસાથી ગાડી લેવા જાય તો સરકારને એક લાખ રૂપિયે રૂા.૩૫,૦૦૦/– ટેક્ષ ભરવો પડે. તો આ સરકારને ટેક્ષ ભરવો કેવો ?

૩. ઉપર મુજબ લોનવાળી ગાડી અમે લીધેલ છે. હવે અમારે બીજી ગાડી લેવી છે તો અમારે કઈ રીતે લેવી ?

૪. અમે એક સો (૧૦૦)ની ટિકીટ લીધેલ તેમાં અમને એ ટિકીટના ડ્રોમાં મોટર સાયકલ ઈનામમાં લાગેલ છે તો તે મોટર સાયકલ અમે રાખી શકીએ કે નહીં ?

**જવાબ** : સવાલ એકમાં દર્શાવેલ કંપની અગર પોતે ગાડી રૂા.૬,૭૦,૦૦૦/– માં ખરીદ કરી પોતાનો નફો ચઢાવી તે જ ગાડી આપને રૂા.૯,૧૧,૦૦૦/– માં હપ્તાથી એ રીતે આપતી હોય કે કુલ ૪૭ હપ્તા અને દરેક હપ્તો આટલી ચોક્કસ રકમનો, તો એ સોદો દુરૂસ્ત છે. અગર એ સિવાય કોઈ સૂરત હોય તો તેની વિગત લખી હુકમ જાણી લેવો. અલબત્ત, જ્યારે આપ કંપની પાસેથી સીધે સીધી ગાડી જ રૂા.૯,૧૧,૦૦૦/– માં ખરીદી રહ્યા છો તો પછી આપ એવું કેમ લખો છો કે અમે કંપની પાસેથી રૂા.૬,૭૦,૦૦૦/– લોન લીધી. આપની આ રજૂઆત સમજમાં આવી નહીં.

૨. સરકારને આપ જે ટેક્ષ ભરી રહ્યા છો તે આપની મરજી અને ઈચ્છા ઉપર અવલંબિત નથી, બલકે સરકારી ટેક્ષ રૂપે લેવામાં આવતી રકમ આપની પાસેથી આપ ચાહો યા ન ચાહો વસૂલ કરી રહી છે. એ સૂરતમાં આપ ગુનેગાર ઠરતા નથી.

૩. ઉપર જવાબ નંબર–૧માં વિગત આવી ચૂકી છે.

૪. આપે રજૂ કરેલ વિગત જોતાં આપને મળેલ મોટર સાયકલ શરઈ રૂએ જુગારમાં જીતવામાં આવેલ રકમ અથવા વસ્તુના હુકમમાં હોય નાજાઈઝ છે. જેની પાસેથી મેળવી છે તેને જ પરત કરવામાં આવે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૮. વ્યાજની લેવડ દેવડ કરતી કંપનીના શેર બાબત હુકમ.

**સવાલ** : અમારા ગામમાં સંખ્યાબંધ આગળ પડતા મુસ્લિમો વ્યાજની લેવડ દેવડને હરામ સમજે છે. આમ છતાં તેઓ વ્યાજની લેવડ દેવડ કરતી સંસ્થા, સોસાયટી કે કો–ઓપરેટીવ બેંકના શેર પણ ધરાવે છે અને દાવો કરે છે કે શેર હોવાથી એમનો મોભ્ભો જળવાય છે. સમાજમાં સ્ટેટસ મળે છે અને બેંકમાં ડાયરેકટરો ઉપર પકડ રાખી શકે છે. આ સંજોગોમાં અમારો સવાલ નીચે મુજબ છે :

વ્યાજની લેવડ દેવડ કરતી સંસ્થા, સોસાયટી કે બેંકનો ફકત એક જ શેર ખરીદ કરીને પણ શું વ્યાજની લેવડ દેવડના કામ કાજમાં હિસ્સેદાર બની જવાય ? આવી વ્યાજની લેવડ દેવડ કરતી સંસ્થા, સોસાયટી કે બેંકના શેર હોલ્ડર બનવું શરીઅતની રૂએ જાઈઝ છે ?

**જવાબ** : વ્યાજની લેવડ દેવડનું હરામ હોવું કુર્આન અને હદીસમાં સ્પષ્ટ રૂપે આવ્યું છે. કુર્આને પાકમાં બારી તઆલાનો ઈર્શાદ છે : وَ حَرَّمَ الرِّبٰوا અર્થાત્ : "અલ્લાહ તઆલાએ વ્યાજને હરામ ઠેરવ્યું છે." વ્યાજના હરામ હોવાનો હુકમ કુર્આનમાં નાઝિલ થવા ઉપર પહેલાંના બાકી વ્યાજને વસૂલ કરવાથી પણ મનાઈ કરી દેવામાં આવી, બલકે તેને ઈમાન માટે શરત રૂપ ઠેરવવામાં આવ્યું. وَ ذَرُوْا مَا بَقِیَ مِنَ الرِّبٰوٓا અર્થાત્ : "બાકી વ્યાજ પણ છોડી આપો અગર તમે ઈમાનવાળા છો." જે લોકો વ્યાજ લેવાથી ન રોકાય તેઓ માટે જંગનું એલાન આપવામાં આવ્યું. فَاِنْ لَّمْ تَفْعَلُوْا فَاْذَنُوْا અર્થાત્ : "અગર તમે એવું ન કર્યુ કિંવા બાકી વ્યાજ ન છોડયું તો અલ્લાહ અને તેના રસૂલ તરફથી લડાઈનું એલાન છે." વ્યાજ ખાનારનો હશ્ર કુર્આને પાકમાં આ મુજબ બયાન કરવામાં આવ્યો : اَلَّذِیْنَ یَاْكُلُوْنَ الرِّبٰوا અર્થાત્ : "જેઓ વ્યાજ ખાય છે તેઓ કિયામતના દિવસે તે માણસની જેમ ઉઠશે જેને શયતાને (કિંવા જીન્નાતે) પાગલ બનાવી દીધો હોય."

હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને હન્ઝલહ (રદિ.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ નકલ ફરમાવે છે કે : "જાણી બુજીને વ્યાજનો એક દિરહમ ખાવો છત્રીસ વાર ઝિના કરવાથી વધુ સખ્ત છે." [મિશ્કાત]

હઝ. જાબિર (રદિ.)થી રિવાયત છે કે, "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વ્યાજ ખાનાર, વ્યાજ આપનાર, વ્યાજનું લખાણ કરનાર અને વ્યાજના સાક્ષીઓ ઉપર લઅનત ફરમાવી અને ફરમાવ્યું કે એ બધા જ ગુનાહમાં સરખા છે." [મિશ્કાત]

હઝ. અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યું કે, "વ્યાજના સિત્તેર ભાગ છે અને એમાં સૌથી કમ દરજ્જો પોતાની મા સાથે બદકારી કરવા બરાબર છે."

[મિશ્કાત, ફતાવા મહમૂદિય્યહ ભાગ : ૪]

વ્યાજની લેવડ દેવડ કરતી સંસ્થા અથવા સોસાયટી અથવા બેંકના શેર ખરીદવું, તેના કામમાં સહકાર આપી હિસ્સેદાર બનવા બરાબર છે માટે એવા શેરો ખરીદવા જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૯. બીઝનેસની એક સ્કીમનો શરઈ હુકમ.

**સવાલ** : બીઝનેસ લાઈનનો એક મસ્અલો દરયાફત કરવો છે. જેની સંપૂર્ણ વિગત નીચે મુજબ છે. જે મુજબ ધંધો કરવો હોય તો કરી શકાય કે કેમ ? તેનો જવાબ આપવા ગુજારિશ છે.

અમે ત્રણ ભાગીદાર છીએ. અમારે ૪૦૦ મેમ્બરોનું એક ગ્રુપ બનાવવું છે. દરેક મેમ્બર પાસેથી દર મહિને ૧૦૦૦/- (એક હજાર) રૂપિયા લેવાના. આ ગ્રુપ ૪૦ મહિના સુધી ચાલશે. અમે આ ગ્રુપમાં ૪૦ હજારની કિંમતની ૪૦ હિરો હોન્ડા મોટરસાઈકલ લઈને દર મહિનાની પહેલી તારીખે ૪૦૦ મેમ્બરોની ૪૦૦ ચીઠ્ઠી નાંખીને તેમાંથી એક ચીઠ્ઠી કાઢીશું. જેનું નામ નીકળશે તેને એક હીરો હોન્ડા અમે આપી દઈશું અને હીરો હોન્ડા તેમને મળ્યા પછીના મહિનાથી દર મહિને ભરવાના થતા રૂા.૧૦૦૦/- તેમને ભરવાના રહેશે નહીં. આવી રીતે દર મહિને જેનું નામ નીકળે તેને રૂા.૧૦૦૦/- માં હીરો હોન્ડા મળ્યું ગણાય.

૧૦માં મહિને દસમાં મેમ્બરને રૂા.૧૦,૦૦૦/- માં હોન્ડા મળ્યું ગણાય. તેવીજ રીતે વીસમાં અને ત્રીસમાં મહિને મેમ્બરને રૂા.૨૦,૦૦૦/-

અને રૂા.૩૦,૦૦૦/– માં હોન્ડા મળ્યું ગણાય. એવીજ રીતે ૪૦માં મહિને ૪૦ માં મેમ્બરને રૂા.૪૦,૦૦૦/– માં મળશે. આમ ૪૦ મહિના પૂરા થતા ૪૦ હોન્ડા અપાઈ જાય. ત્યાર બાદ ૩૬૦ ગ્રાહકો મેમ્બર્સ વધે તે બધાને છેલ્લે રૂા.૪૦,૦૦૦/– નું હીરો હોન્ડા લઈ આપવાનું. આવી રીતે મેમ્બરોને છેલ્લે નફો પણ ન થાય, તેમ નુકસાન પણ નથી થતું. આવી રીતે કામ કરતા પ્રથમ દસ મહિના સુધી અમારી કંપની ખોટમાં ચાલશે. આ ખોટ કવર કરવા માટેની તરતીબ નીચે મુજબ રહેશે.

મેમ્બરો અમને એમ કહે કે અમારે દર મહિને ચીટ્ઠી નીકળવાની રાહ નથી જોવી, તમે અમને અત્યારેજ હોન્ડા આપી દો...... તો અમે તેમને કહીશું કે તમારે એડવાન્સ રૂા.૧૦,૦૦૦/– નફો અમને આપવો પડશે. તેઓ એગ્રી થતા રૂા.૧૦,૦૦૦/– લઈને અમે તેઓને હોન્ડા ગાડી લઈ આપીશું અને તેમના નામની ચીટ્ઠી તો ચાલુજ રહેશે. તેમનું નામ ચીટ્ઠીમાં નીકળશે એટલે બાકીના હપ્તા પણ તેઓને ભરવાના રહેશે નહીં અને ૪૦ મહિનાઓ સુધીમાં તેમનું નામ નીકળે નહીં તો હોન્ડા ગાડી તેમને રૂા.૪૦,૦૦૦/– કિંમત + રૂા.૧૦,૦૦૦/– અમને એડવાન્સ નફો આપેલ છે તે મળીને રૂા.૫૦,૦૦૦/– માં ગાડી તેઓને મળશે.

દર મહિને આવા ૨૦ મેમ્બરો રૂા.૧૦,૦૦૦/– નફો આપીને અમારી પાસેથી ગાડી લઈ જાય તેના રૂા.૧૦,૦૦૦/– લેખે બે લાખ રૂપિયા અમારી પાસે આવે અને દર મહિનાનાં ૪૦૦ મેમ્બરોના રૂા.૧,૦૦૦/– ના હપ્તા લેખે રૂા.૪ લાખ અમારી પાસે જમા થાય. બન્ને થઈને કુલ ૬ લાખ થયા.

હવે ૨૦ મેમ્બરોની દર મહિને એડવાન્સ ગાડીની માંગણી પૂરી કરતાં ૨૦ ગાડીની કિંમત ૮ લાખ રૂપિયા થાય. અમારી પાસે જમા ૬ લાખ રૂપિયા છે, જેથી બે લાખ રૂપિયા અમારે ઉમેરવા પડે. દર મહિને આ મુજબ તરતીબ રહેશે. મેમ્બરોના દર મહિને ચાર લાખ રૂપિયા જમા થશે તે તમામ ઉપર મુજબ ખર્ચ થશે. આમ કરતાં કરતાં ૪૦ મહિના પૂરા થતાં અમારી કંપનીને નફો થશે.

ડિલર્સ પાસેથી તમામ ગાડીઓ રોકડેથી ખરીદીશું. કોઈ પણ બેંક

સાથે કોઈ પણ જાતનો વ્યવહાર આમાં થશે નહીં. વ્યાજની કોઈ પણ પ્રકારની લેણ દેણ થશે નહીં તો આ મુજબ અમે ધંધો કરી શકીએ કે કેમ ? જવાબ આપવા ગુજારિશ છે..

**જવાબ :** આપે સ્કીમની જે રીત લખી છે, શરઈ ધારા-ધોરણ મુજબ જુગારની જે વ્યાખ્યા કરવામાં આવી છે, તેમાંજ એનો સમાવેશ થતો હોવાથી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૩) સંગ્રહખોરી

### ૧. સંગ્રહખોરી ગુનાહીત કૃત્ય છે.

**સવાલ :** આજકાલ લોકો મગફળીનું ખાવાનું તેલ જે જીવન જરૂરીયાતની વસ્તુમાં ગણાય તેના ડબ્બાનો સ્ટોક (સંગ્રહ)એ ઈરાદાથી કરે છે કે ભાવ વધશે ત્યારે વેચશું તેવા ઈરાદાથી રાખવું જાઈઝ છે ?

**જવાબ :** બજારમાંથી ખરીદી એ પ્રમાણે (નિય્યતે) સ્ટોક કરવો જાઈઝ નથી. સંગ્રહખોરીનો ગુનો લાગુ પડશે. જેના ઉપર ઘણી સખ્ત વઈદ આવેલી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૪) મુઝારબત કિંવા ભાગીદારી

### ૧. અકદે મુઝારબતમાં ક્રેડીટ ઉપર ધંધો કરવાની સૂરતમાં નફાની વહેંચણી બાબત ચોખવટ.

**સવાલ :** ત્રણ મુસ્લિમભાઈઓ છે. જેમાં બે ભાઈ વિદેશમાં રહે છે. એક ભાઈ ઈન્ડિયામાં રહે છે. ત્રણેની ભાગીદારીમાં ધંધો શરૂ કરવાનો છે.

જેની વિગત હું નીચે પ્રમાણે ડીટેલમાં લખું છું. વિદેશી બન્ને ભાગીદારનું મૂડી રોકાણ છે અને ઈન્ડિયાવાળા ભાઈની ધંધાની પોતાની સૂઝબૂઝ તથા પોતાના સાહસ ઉપર ધંધો કરે છે, મહેનત પણ પોતાની જ છે. જેમાં ધારો કે વિદેશી બે ભાઈઓનું મૂડી રોકાણ ૧+૧=૨ રૂા. છે. જ્યારે ધંધામાં કુલ મૂડી રોકાણ ૬ રૂા. જરૂર છે. પરંતુ હાલ જે વસ્તુ ૬ રૂા. ની છે તેને ફકત રૂા. ૨ ચૂકવ્વાના છે. ત્યાર બાદ વસ્તુનું વેચાણ કરતાં બાકીના ચાર રૂા. ઈન્ડિયાવાળા ભાઈને પોતાના સાહસથી ધંધાની સૂઝથી પૂર્ણ કરવાના છે. જે રીતે મૂળ માલિકને રૂા. ૬ ચૂકવ્વાની સર્વે જવાબદારી ઈન્ડિયાવાળા ભાઈની છે. જેમાં વિદેશવાળા બન્ને ભાઈઓને કોઈ લેવા દેવા નથી અને તેમાં મૂળ માલિક ફકત ઈન્ડિયાવાળા ભાઈને જ ઓળખે છે અને તેની પોતાની ક્રેડીટ ઉપર આપે છે. તો હવે જે ધંધો થાય તેમાં નફો અને નુકશાનની વહેંચણી કઈ રીતે કરવી. (મસ્લાની રૂએ) તે લખી જણાવશો. ઈન્ડિયાવાળા ભાઈનું રોકડ મૂડી રોકાણ કાંઈ નથી ફકત મહેનત અને ક્રેડીટ છે.

**જવાબ :** એક પક્ષના તરફથી પૈસા અને બીજા પક્ષ તરફથી મહેનત અને નફામાં બન્ને ભાગીદાર એ રીતે ધંધો કરવામાં આવે. તેને શરીઅતની પરિભાષામાં "મુઝારબત" કહેવામાં આવે છે. એમાં પહેલાં પક્ષને નફામાં જે હિસ્સો મળ્યો તે મૂડીના આધાર ઉપર અને બીજા પક્ષને નફામાં હિસ્સો મહેનતના આધાર ઉપર મળ્યો. એના દુરૂસ્ત હોવા માટેની શરતોમાંથી એક એ છે કે નફામાં બન્નેનો હિસ્સો ટકાવારી મુજબ હોય. દા.ત. નફામાંથી પચાસ ટકા પહેલાં પક્ષને અને પચાસ ટકા બીજા પક્ષને અથવા સાઈઠ ટકા પહેલાં પક્ષને અને ચાલીસ ટકા બીજા પક્ષને. બીજી એક શર્ત એ પણ છે કે નુકશાન (ખોટ) જવાની સૂરતમાં સર્વ પ્રથમ તો એ ખોટ (આગળ નફો થઈ ચૂકયો હોય તો તે) નફામાંથી પૂરવી નહીં તો મૂડી ઉપર ખોટ લાગશે. ખોટની જવાબદારી બીજા પક્ષ ઉપર નાંખવામાં નહીં આવે. કિંવા ખોટ જવાની સૂરતમાં મૂડીવાળાની મૂડી ગઈ અને મહેનતવાળાની મહેનત ગઈ.

ક્રેડીટ ઉપર જે ધંધો કરવામાં આવે તેમાં પૂરી જવાબદારી ક્રેડીટવાળાની હોય છે. જેથી નફો થવાની સૂરતમાં પૂરો નફો તેનો કહેવાશે અને ખોટ જવાની

સૂરતમાં પૂરી ખોટની જવાબદારી તેની રહેશે. આપે જે સવાલ કર્યો છે તેમાં ઉપરોકત બન્ને સૂરતો ભેગી થયેલી છે. કારણ કે વેપારમાં કુલ મૂડી રોકાણ ૬ રૂા.નું છે. જેમાંથી (૧+૧) મૂડી વિદેશવાળા ભાઈઓની છે અને ૪ રૂા. ધંધો કરનાર ભાઈની ક્રેડીટ ઉપર છે. જેથી વેપારમાં નફો થવાની સૂરતમાં જે નફો થાય તેના સર્વ પ્રથમ છ ભાગ કરવામાં આવે. તેમાંથી ચાર ભાગ તો પૂરા ધંધો કરનારભાઈ જેણે પોતાની ક્રેડીટ ઉપર માલ મેળવ્યો હતો તેના આગવા કહેવાશે. હવે બાકીના બે ભાગના નફામાં આ ભાઈ પોતાના વિદેશી ભાઈઓ સાથે કરવામાં આવેલ શર્ત મુજબ હિસ્સેદાર રહેશે. કિંવા અગર ભાઈને મહેનત પેટે પચાસ ટકા આપવાનું નક્કી થયું હતું તો બાકીના ભાગમાંથી અડધો નફો એનો અને બાકીનો અડધો પેલા બન્ને ભાઈઓનો અડધો અડધો (એમની મૂડી પ્રમાણે) વહેંચી આપવામાં આવશે અને જો વેપારમાં ખોટ ગઈ તો ખોટના પણ છ ભાગ કરવામાં આવશે. તેમાંથી ચાર ભાગની જવાબદારી આ ધંધો કરનાર ભાઈની રહેશે. જેણે પોતાની ક્રેડીટ ઉપર આ સાહસ ખેડયું હતું અને બાકીના બે ભાગની ખોટની જવાબદારી પેલા વિદેશી ભાઈઓ ઉપર તેમની મૂડી મુજબ અડધી અડધી રહેશે. સારાંશ કે આ બે ભાગની ખોટમાંથી કંઈ પણ ધંધો કરનાર અને મહેનત લગાવનારના માથે નાંખવામાં નહીં આવે. એની મહેનત એળે ગઈ, એટલું જ એના માટે બસ છે. એટલું યાદ રહે કે ઈન્ડિયાવાળા ભાઈ જે મહેનત કરી ધંધો કરી રહ્યા છે તેમને જોઈએ કે પેલા બન્ને ભાઈઓને પહેલેથી જાણ કરી આપે કે આ ધંધામાં માત્ર તેઓનું જ મૂડી રોકાણ નથી. બલકે મારી ક્રેડીટ ઉપર પણ આટલો (કિંવા ૨/૩ ભાગ) માલ હું લાવવાનો છું ફકત.

## ૨. અકદે મુઝારબતના અહકામ.

**સવાલ :** અમુક રકમ છે જે એક ભાઈ ધંધા–વેપાર માટે માંગે છે. જે નફો મળે તેમાં બન્નેનો અર્ધો ભાગ અથવા જે નફો મળે તેમાંથી પાંચ યા દસ ટકા નફા પેટે મને આપવા કહે છે. આપ સાહેબ મને જણાવશો કે હું એને રૂપિયા ત્રણ લાખ છે તે કેવી રીતે આપું ? જેથી વ્યાજુ કારોબાર થાય નહીં

અને હું ગુનેગાર થાઉં નહીં.

**જવાબ :** એક આદમીની મૂડી અને બીજી વ્યક્તિ વેપારમાં મહેનત કરે, તેને શરીઅતની પરિભાષામાં અકદે મુઝારબત કહેવામાં આવે છે. આપ એ રીતે કોઈકને રકમ આપો કે તું આ રકમ વડે વેપાર કર (ચાહે કોઈ ચોક્કસ વસ્તુનો વેપાર હોય અથવા સામેવાળાને ઈખ્તિયાર આપવામાં આવે કે તને જે ઠીક લાગે તે વસ્તુનો વેપાર કર, બન્ને શકલો દુરૂસ્ત છે) અને જે નફો મળશે તેમાં આપણે ભાગીદાર રહીશું, બન્નેની નફામાં ટકાવારી નક્કી કરી લેવામાં આવે, દા.ત. : બન્ને અડધો- અડધો નફો લેશે અથવા કામ કરનારને ૬૦% અને મૂડી રોકનારને ૪૦% અથવા ઓછુ વત્તું નક્કી કરી શકે છે. એટલું જરૂરી છે કે બન્નેની ટકાવારી ચોક્કસ રૂપે જણાવી દેવામાં આવે. એ સૂરતમાં જે કાંઈ નફો થશે તેમાં બન્ને આપસમાં ટકાવારી નક્કી કર્યા મુજબ નફાના હકદાર ગણાશે. નફાની કોઈ ચોક્કસ રકમ નક્કી કરવું જાઈઝ નથી. દા.ત. : આપ એવું કહો કે નફામાંથી ત્રીસ હજાર મને આપજો, બાકી તારા, એ સહીહ નથી. સાથેજ એટલું પણ યાદ રહે કે અગર એમાં ખોટ જશે તો તે બધી જ મૂડીવાળા ઉપર રહેશે. મહેનત કરનારને ખોટમાં ભાગીદાર બનાવી શકાય નહીં. સાથે જ આ મામલો કેટલી મુદત માટે કરવામાં આવી રહયો છે તે પણ નક્કી કરી લેવું જરૂરી છે.

## ૩. "મુઝારબત" ની શરતો વગર શિર્કતનો નફો વ્યાજ છે.

**સવાલ :** મારા સગાના અંદરમાં એક ભાઈ વેપાર કરે છે. તેમાં તેને વેપાર માટે મેં રૂા. એક લાખ આપ્યા છે. તે ભાઈ ૬% (ટકા)નો ધંધો કરે તો તેમાં આશરે ૬,૦૦૦ રૂા. અથવા તો ઓછા વધતા નફો મળે. એમાંથી ટેક્ષ અને બીજો ખર્ચ મળીને રૂા.૨,૦૦૦ નીકળી જાય બાકી રૂા.૪,૦૦૦ અથવા તેનાથી વધતા ઓછા બચે. અમને તે રૂા.૨,૦૦૦ આપે બાકીના તે ભાઈ તેની મહેનતના લઈ લે. તો આ ૨,૦૦૦ રૂા. વ્યાજ ગણાય કે નહીં ગણાય? અને આ પૈસા મારા માટે જાઈઝ છે કે નાજાઈઝ?

**જવાબ :** એક વ્યક્તિની મૂડી અને બીજી વ્યક્તિની મહેનત અને જે નફો થાય તેમાં બન્નેવનો ભાગ, એ રીતના મામલાને શરીઅતની પરિભાષામાં 'મુઝારબત' કહેવામાં આવે છે. શરઈ રૂએ 'મુઝારબત' દુરૂસ્ત હોવા માટે કેટલીક શરતો છે. તે માટેની એક એ છે કે નફામાં મુડીવાળાનો જે ભાગ નકકી કરવામાં આવે તેની કોઈ સંખ્યા નકકી ન કરે બલકે ટકાવારી મુજબ હોય. દા.ત. આપે પૂછેલી સૂરતમાં આપના માટે જે નફો નકકી થાય તેમાં એવું ન કહેવામાં આવે કે નફામાંથી બે હજાર આપના અને બાકી નફો મહેનત કરનારનો, બલકે એવું નકકી કરવામાં આવે કે જે કાંઈ ચોખ્ખો નફો થશે તેમાંથી પચાસ ટકા આપનો અને પચાસ ટકા મહેનતવાળાનો. હવે માની લ્યો કે સંજોગવસાત નફો માત્ર બે હજાર જ થયો, તો પહેલી સૂરતમાં તે બે હજાર આપ લઈ લેશો અને મહેનતવાળાને કાંઈ નહીં મળે. જ્યારે બીજી સૂરતમાં આપને એક હજાર અને પેલાભાઈને એક હજાર મળશે. બીજી શર્ત એ પણ છે કે નફામાં તો બન્નેવની ભાગીદારી રહેશે પરંતુ (ખુદા ન કરે) ખોટ ગઈ તો તે માત્ર મૂડીમાંથી જ ગણાશે. તે ખોટનો કોઈ ભાગ મહેનત કરનાર ઉપર નાખવામાં નહીં આવે, કારણ કે આ મામલામાં એકની મૂડી અને બીજાની મહેનત હતી. હવે જ્યારે ખોટ ગઈ તો મૂડીવાળાની તેટલી મૂડી ગઈ અને મહેનતવાળાની મહેનત નકામી બની. કારણ કે નફો નહીં થવાને લઈ તેને પણ કાંઈ મળ્યું નહીં. હાલાંકે તે આટલી મહેનત નોકરીરૂપે કરે તો તેને એની મહેનતનું ફળ મહેનતાણાંરૂપે મળશે. ઉપરોકત પૂરી વિગતનો ખુલાસો એ થયો કે આપે એક લાખ આપી નફારૂપે ચોખ્ખા બે હજાર લઈ લેવાનું નકકી કર્યું હોય તો એ જાઈઝ નથી, બલકે વ્યાજ છે અને જો ચોકકસ રકમ નહીં બલકે જે કાંઈ નફો થાય તેનો એક ભાગ (અડધો, ત્રીજો, ચોથો વિ.) નકકી કર્યા હોય તો તે લેવું જાઈઝ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. શેર લે-વેચમાં "અકદે મુઝારબત"નો મુઆમલો કરવો.**

**સવાલ** : હું શેર બજારની થોડી જાણકારી ધરાવું છું. મને સામેની વ્યક્તિ શેરોની લે-વેચની વ્યવસ્થા કરવાની કામગીરી ઈમાનદારી અને ભરોસાપૂર્વક બજાવવા માટે મહિને થોડાં રૂપિયા નક્કી થાય તે, અને બીજું શેરોની લે-વેચથી જે ફાયદો- નફો થાય તેમાં ૧૦/- ૨૦/- જે નક્કી થાય તે આપવા માટે રાજી છે. મૂડી સામેની વ્યક્તિની રહેશે અને અગર નુકસાન થાય તો તે પણ ભોગવવા રાજી છે, તો આ રીતે કામ કરવું જાઈઝ છે? નાજાઈઝ હોય તો તેની જાઈઝ તરકીબ શું હોઈ શકે?

**જવાબ** : કોઈ વ્યક્તિ આપને એક ચોક્કસ રકમ (દા.ત. એક લાખ રૂપિયા) આપી એવું કહે કે આપ આ રકમ વડે શેરોની લે-વેચ કરો અને એમાં જે નફો થશે તેમાં આપને ચોક્કસ ટકા આપવામાં આવશે. (દા.ત. ૨૫% આપના અને ૭૫% રકમ- વાળાના) અને એમાં કોઈ ખોટ જાય તો તે પૂરી રકમવાળાના શીરે રહેશે. એવા મુઆમલહને શરીઅતની પરિભાષામાં અકદે-મુઝારબત કહેવામાં આવે છે. ચોક્કસ સમય માટે તેમજ શેરોના પ્રકાર વગેરેની ચોખવટ સાથે આ પ્રમાણેનો મામલો શરઈ રૂએ દુરૂસ્ત છે.

કોઈક વ્યક્તિ પાસે શેર મવજૂદ છે, તેના વેચાણ ઉપર મહેનતાણાં રૂપે કોઈ ચોક્કસ રકમ નક્કી થયા મુજબ આપવામાં આવે તો તે પણ દુરૂસ્ત છે અથવા કોઈક વ્યક્તિ શેર ખરીદવા ચાહે છે તેને આપ પોતાના અનુભવની રૂએ શેર ખરીદી આપો અને પોતાના આ કામના મહેનતાણાં રૂપે કોઈ ચોક્કસ રકમ નક્કી કર્યા મુજબ તેની પાસેથી મહેનતાણાં રૂપે વસૂલ કરો તો તે પણ દુરૂસ્ત છે, પરંતુ આ બન્ને સૂરતો અકદે-મુઝારબત કહેવાય નહીં, બલકે અકદે-ઈજારહ *કિંવા* મહેનતાણાં બદલ કામ કરવાતી શકલો કહેવાશે.

# (૨૫) સૂદ કિંવા વ્યાજ

**૧. જાહેર રસ્તામાં વ્યાજની રકમ ઉપયોગમાં લઈ શકાય નહી.**

**સવાલ :** ઘરના આગળના ભાગમાં પડતા જાહેર રસ્તાના કે મકાનનું કમ્પાઉન્ડ બનાવવા માટે વ્યાજની રકમ કામમાં લઈ શકાય ?

**જવાબ :** જાઈઝ નથી. બેંક વ્યાજની રકમ એનો વબાલ દૂર કરવા ખાતર (સવાબની નિય્યત રાખ્યા વગર) ગરીબો મોહતાજોને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે. એ સિવાય અન્ય વપરાશમાં નહીં જ.

## ૨. બીજા પાસેથી વ્યાજની રકમ લઈ પોતાના આવક વેરામાં ભરવી.

**સવાલ :** સરકારી કર્મચારીઓને તેમની વાર્ષિક કુલ આવક ઉપર સરકારના નિયમ મુજબ ઈન્કમટેક્ષ (આવક વેરો) ભરવાનો હોય છે. તે અંગે જાણયા મુજબ પોતાનો આવક વેરો ભરવા માટે પોતાનું બેંકનું વ્યાજ આવક વેરા તરીકે ભરી શકાય. પરંતુ કોઈ બીજી વ્યક્તિનું બેંકનું વ્યાજ લઈને આપણાં આવક વેરા તરીકે ભરી શકાય કે નહીં. તે અંગે ખુલાસો આપશો.

**જવાબ :** બીજી કોઈ વ્યક્તિ પાસે આવેલા બેંક વ્યાજ બાબત તે વ્યક્તિની શરઈ જવાબદારી છે કે સવાબની નિય્યત વગર તેનો વબાલ દૂર કરવા માટે કોઈ ગરીબ મોહતાજને માલિકી ધોરણે આપી દે. હવે જો તે બીજી વ્યક્તિ અન્યનો આવક વેરો ભરવામાં વાપરશે તો પોતાની જવાબદારીમાંથી મુક્ત નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. કરજ આપી માસ અથવા કામની કિંમત ઓછી આપવી પણ હરામ છે.

**સવાલ :** એક માણસને રૂા.૫૦૦૦/– દેવું છે અને તેને ગામમાંથી કોઈ માણસ કરજ રૂપે પણ રૂપિયા આપતા નથી અને માંગવાવાળા બજારમાં ખોટા બદનામી કરતા રહે છે અને આવી હાલતમાં તેને હીરા ઘસવામાં કારખાનામાંથી રૂા.૫૦૦૦/– મળે છે પણ શરત એ છે કે રૂા.૫૦૦૦/– ઉપાડ લે છે તો તેને હીરાના નંગ દીઠ રૂા.૧/– ઓછા મળે છે અને ઉપાડ ન લે તો તેને પૂરો ભાવ મળે છે. જેવી રીતે કે

| બાકી વાળા | વગર બાકી |
|---|---|
| ૭–૦૦ | ૮–૦૦ |
| ૩–૫૦ | ૪–૦૦ |
| ૩–૬૦ | ૪–૪૦ |

બાકી વાળાને એકના પચાસ પૈસા ઓછા લેવા કે નહીં તે જણાવવું.

**જવાબ :** કોઈને કરજ આપી તેના માલ અથવા કામની કિંમત ઓછી આંકવી, એ કરજ વડે ઉઠાવવામાં આવેલ લાભ છે અને દરેક તે કરજ જેના વડે કરજ આપનાર લાભ ઉઠાવે તે હરામ છે.

**૪. ઘર ખરીદવા માટે બેન્કમાંથી વ્યાજ (કરજ) લેવા (હાઉસીંગ લોન) બાબત.**

**સવાલ :** બ્રિટન (યુ.કે.)માં અકસર ઘરોની કિંમત નાનામાં નાનું ઘર પણ લેવા જાય તો તેની કિંમત ૨૫ થી ૩૦ હજાર પાઉન્ડ હોય છે. માલદારોને છોડી અકસર મુલાઝિમ હઝરાતને નકદ કેસ ૨૫ થી ૩૦ હજાર પાઉન્ડનું ઘર લેવું ઘણું જ મુશ્કિલ છે. પરંતુ અગર તમો મુલાઝમત કરતા હોય, કામ કરતા હોય તો આપના પગારના ધોરણે બેન્કવાળા આપને ૨૫ થી ૩૦ હજાર પાઉન્ડ ઘર ખરીદવા માટે આપે અને એ પૈસાથી આપ ઘર ખરીદી શકો. બીજી કોઈ સૂરત પણ નથી કે આપ કોઈના પાસે કર્ઝે હસના પર ૨૫ થી ૩૦ હજાર પાઉન્ડ લઈ શકો. ભવિષ્યમાં આટલી મોટી રકમ ૫ થી ૧૦ વર્ષમાં જમા થવું મુશ્કેલ અને અશક્ય છે અને આ સયમ ગાળામાં ઘરોની કિંમત પણ વધતી જાય અને આગળ જતાં ઘરોની કિંમત વધી જાય તો પછી બેન્કો પણ આટલી મોટી રકમ ન આપે. તો શું આ બધી સૂરતમાં બેન્ક પાસેથી લોન લઈ ઘર ખરીદી શકાય કે નહીં ? બેન્કને દર વર્ષે સૂદ (વ્યાજ) સાથે ૨૫ વર્ષે પૈસા ભરવાના રહે છે. શું આ સૂરતમાં બેન્ક પાસેથી સૂદ વ્યાજ ઉપર રકમ લઈને ઘર રાખી શકાય ? અગર રાખી શકાય તો કઈ શર્તો સાથે ? અને અગર ન રાખી શકાય તો બીજી કોઈ સૂરત ઘર રાખવાની ખરી ?

**જવાબ :** બેન્ક પાસેથી વ્યાજે રકમ લેવું હરામ છે. રહેઠાણની જરૂરત પૂરી કરવા માટે જરૂરી નથી કે પોતાની માલિકીનું જ મકાન હોય, બલકે ભાડે મકાન લઈને પણ એ જરૂરત પૂરી થઈ શકે છે. ખુદ યુ.કે.ના અસલ વતની કિંવા ગોરાઓમાંથી ઘણાં એવા છે જે ભાડાની રકમથી પોતાની જરૂરત પૂરી કરે છે. જો બેન્ક વડે મકાન લેવું હોય તો તેની એક જાઈઝ સૂરત એ હોય શકે છે કે મકાન માલિક પાસેથી તે મકાન ખરીદ કરી લે, એ માટે બેન્ક મેનેજરનું પોતે જવું જરૂરી નથી. બેન્ક આપને પોતાના વકીલ બનાવી મકાન ખરીદ કરી શકે છે. ત્યાર બાદ ખરીદ કિંમત ઉપર બેન્ક પોતાનો નફો (જેટલો પણ એ રાખવા ચાહતી હોય તે) ચઢાવી આપને વેચી દે અને કિંમતની અદાયગી માટે હપ્તા બાંધી દે. તો આપ વ્યાજના ગુનામાંથી પણ બચી જશો અને મકાનની જરૂરત પણ પૂરી થઈ જશે અને બેન્કને પણ નફો થશે.

## ૫. મોહતાજ સગાને વ્યાજની રકમથી મદદ આપી શકાય ?

**સવાલ :** મારી પાસે વ્યાજના રૂપિયા છે તે રૂપિયા મારો એક સગો છે તેની હાલત ઘણી જ તંગદસ્તીમાં છે. હાલમાં તે ઉધાર–ઉછીનું ખાઈને વીતાવે છે. એ કરજ પણ આપી શકે એમ નથી. એના કુટુંબમાં પણ નાના છોકરાં છે. એ ધણી ધણીયાણી મળી પાંચ થાય છે. હાલમાં પણ એની તંગદસ્તી છે. ખેતી કરે છે પણ એમાંથી કાંઈ બચતું નથી. ખેતી મોટી નથી. તો એ રૂપિયા એને આપું તો મારા ઉપર એ રૂપિયાનો બોજ મટી જાય કે નહીં ? એ વ્યાજના રૂપિયા એને અપાય કે નહીં ?

**જવાબ :** સરકારી બેંકમાં જરૂરત અને મજબૂરીને લઈ જમા કરાવવામાં આવેલી રકમનું વ્યાજ કોઈ ગરીબ મોહતાજને સવાબની નિય્યત વગર એના વબાલને દૂર કરવાના ઈરાદે આપી દેવું જોઈએ. આપની પાસે વ્યાજની જે રકમ છે તે ઉપર મુજબની હોય તો તમે તમારા એ સગાને જે મોહતાજ છે વબાલ દૂર કરવાની નિય્યતે આપી શકો છો.

## ૬. વ્યાજુ લોન જાઈઝ નથી.

**સવાલ :** બેંક, પોસ્ટ, ઈન્શ્યોરન્સમાં મુકેલ ફિકસ ડીપોઝીટ રોકાણ સામે કોઈ પણ બેંકમાં રોકાણના ૭૫ ટકા જેટલા પૈસા લોન તરીકે મળી શકે છે. જેનું વ્યાજ ઉપલી ફિકસ ડીપોઝીટના ઈન્ટરેસ્ટમાંથી ભરપાઈ થાય તો આવી લોન લઈ શકાય કે કેમ ?

**જવાબ :** લોન એક પ્રકારનું વ્યાજુ કરજ કિંવા વ્યાજ આપવાની શર્તે કરજ રૂપે લેવામાં આવે છે. આમેય બિન વ્યાજુ કરજ વગર જરૂરતે લેવું શરીઅતની દ્રષ્ટિએ સારૂં નથી તો પછી વ્યાજુ કરજ જે હરામ છે તેની કેમ કરી ઈજાઝત હોઈ શકે ?

## ૭. વીમા દ્વારા પ્રાપ્ત કરેલી રકમ બાબત એક અગત્યની ચોખવટ.

**સવાલ :** આજે ભારતમાં મુસ્લિમોના અસ્તિત્વ તેમજ આગવી ઓળખને નાબૂદ કરવા અને માલી રીતે તબાહ અને બરબાદ કરવાના વ્યવસ્થિત પ્રયત્નો થઈ રહ્યાં છે અને જેવી રીતે મુસ્લિમોની મિલકતો, દુકાનો, મકાનો, કારખાનાઓ, ખેતી ઉદ્યોગ નેસ્ત નાબૂદ કરવામાં આવી રહ્યાં છે. આ સંજોગોમાં સરકારની બંધારણી ફરજ છે કે આપણાં જાન–માલનું રક્ષણ કરે. પરંતુ સરકાર જ રક્ષક મટી ફકત મુસ્લિમો પ્રત્યે ભક્ષક બની રહી છે. જો મુસ્લિમોએ પોતાની જાન–માલ, મિલકતનો વીમો ઉતારેલો હોય તો તેવા માલ મિલકતને તેઓ હાથ લગાડતા ગભરાય છે કે સરકારે જ આ વીમાના પૈસા ભરવા પડતા હોવાથી સરકારને મોટું નુકશાન થાય છે. ઉપરોકત સંજોગોમાં જો વીમો ઉતારવાની છૂટ હોય તો પ્રાપ્ત થવાવાળી વ્યાજ સહિત પૂરી રકમ જે સરકાર તરફથી (વીમા કંપનીની) મળે તેને બક્ષીસ તરીકે અથવા સરકારી ફરજ અનુસાર ઝિમાન અથવા બદલો સમજી વાપરી શકાય કે કેમ ? કે ફકત હપ્તા પેટે જમા કરેલ રકમ જ વાપરી શકાય અથવા પૂરી રકમ વાપરી શકાય. આ બધા સંજોગોમાં જાન–માલ, મિલકત, ખેતી, વેપાર વગેરે લાઈનોમાં અથવા આપણાં દીની ઈદારા તેમજ મસ્જિદ, વકફ ટ્રસ્ટો વગેરે માટે પણ ? વિગતવાર જવાબ આપવો.

**જવાબ :** જે તોફાનોમાં તોફાનીઓને સરકારનો પૂરેપૂરો સાથ મળ્યો હોય અને સરકારે પોતાની જવાબદારી અને ફરજ છોડી રક્ષકને બદલે ભક્ષકનો પાર્ટ અદા કર્યો હોય એ સૂરતમાં જે લોકોને માલી અથવા જાની નુકશાન પહોંચ્યું છે તેઓ પોતાને પહોંચેલ એ નુકશાન તેઓને સરકારી માલિકીની વીમા કંપની તરફથી મળતી રકમ વડે વસૂલ કરવા ચાહે તો વસૂલ કરી શકે છે. ચાહે વીમા પોલિસી રૂપે તેણે ભરપાઈ કરેલ રકમથી વધુ કેમ ન હોય ? અલબત્ત એટલું યાદ રહે કે આ હુકમ ઉપરોકત સંજોગો સુધી જ મર્યાદિત છે. અગર કોઈ આસ્માની, સુલતાનીને લઈ નુકશાન પહોંચ્યું હોય તે સૂરતમાં પોતે ભરેલી રકમથી વધુ વપરાશમાં લેવાની ઈજાઝત નથી.

## ૮. સેલ્સટેક્ષમાં વ્યાજની રકમ આપવી.

**સવાલ :** 'અલ–ઈસ્લાહ' માહે સપ્ટેમ્બર/૦૩ ના અંકમાં એક પ્રશ્નના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે ઈન્કમટેક્ષ તથા સેલ્સટેક્ષ (વેચાણ વેરો) સરકારી માલિકીની બેંકોમાં મૂકેલ FDના રોકાણમાંથી મળેલ વ્યાજની રકમમાંથી ભરપાઈ કરી શકાય છે.

મારે અરજ કરવાની કે સેલ્સટેક્ષ દરેક વસ્તુની મૂળકિંમત પર રાજય સરકાર દ્વારા જુદા–જુદા દરે લેવામાં આવતો ટેક્ષ છે. વેપારી જયારે માલ વેચે છે અને ખરીદનાર માલ ખરીદે છે, ત્યારે મૂળકિંમત પર સેલ્સટેક્ષની રકમ ચઢાવી તે કિંમત વેપારી દ્વારા વસૂલ લેવામાં આવે છે. અને ખરીદનાર દ્વારા ચૂકવવામાં આવે છે. એટલેકે સરકારની રકમ વેપારી પ્રજા પાસેથી પહેલાંથી જ મેળવી ચૂકેલ હોય છે. તે જે રકમ એટલે કે સેલ્સટેક્ષ સરકારને જમા કરાવવાનો રહે છે. આથી સેલ્સટેક્ષની અદાયગી વ્યાજુ રકમ દ્વારા કઈ રીતે કરી શકાય ? તેની વિસ્તાર પૂર્વક સમજ આપવા મહેરબાની કરશો.

ઉપરાંત મહાનગરપાલિકા દ્વારા વસૂલ થતી ઝકાતની વસૂલાત પણ લગભગ ઉપર મુજબ જ હોય તેનો પણ ખુલાસો કરવા નમ્ર અરજ છે.

**જવાબ :** આપે દર્શાવેલ વિગત એકદમ સ્પષ્ટ હોવાને લઈ સેલ્સટેક્ષની અદાયગી બેંક વ્યાજમાં મળેલ રકમ દ્વારા દુરૂસ્ત નથી. જયારે વેપારી

ખરીદનાર પાસેથી સરકારશ્રીએ વિવિધ રૂપે નકકી કરેલ સેલ્સટેક્ષ વસૂલ કરી ચુકયો છે. તો હવે એની એટલી જ ફરજ બાકી રહે છે કે ટેક્ષ રૂપે વસૂલ કરેલ તે રકમ કોઈ પણ જાતની ઉચાપત કર્યા વગર પૂરેપૂરી અમાનતદારીની સાથે સરકારશ્રીના તે ખાતામાં જમા કરાવી આપે. અને સેલટેક્ષ રૂપે પોતાને બેંક તરફથી મળેલ વ્યાજ રૂપી રકમ જમા કરાવવાની ચેષ્ટા ન કરે.

મહાનગરપાલિકા દ્વારા વસૂલ થતી ઝકાતની રીત પણ અગર આપે લખ્યા મુજબ જ હોય, તો તેનો પણ એજ હુકમ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. વ્યાજની રકમથી પોતાનું ગુજરાન ચલાવવું.

**સવાલ :** મારી એક ફોઈ છે. તેને એક પણ છોકરો નથી. ધણી ગુજરી ગયા છે. અને છોકરીઓ ઓલાદમાં છે. મારી ફોઈ બેંકમાં રૂપિયા મૂકી વ્યાજના પૈસાથી પોતાના ઘરનું ગુજરાન ચલાવે છે. ફોઈ બીજો કોઈ ધંધો કરી શકે, તેવી તેમનામાં સમજ નથી, તો આ પૈસાથી ઘરનું ગુજરાન ચલાવી શકાય કે નહીં ?

**જવાબ :** વ્યાજ હરામ છે, એ રકમથી ગુજરાન ચલાવી શકાય નહીં. એમની અસલ રકમ જે જમા છે, તેના વડે ગુજરાન ચલાવે, તે પૂરી થઈ ગયા પછીની ફિકર અત્યારથી કરવાની જરૂરત નથી. ત્યારે અલ્લાહ તઆલા વ્યવસ્થા કરી દેશે.

## ૧૦. ધંધા અર્થે લોન લેવા બાબત ચોખવટ.

**સવાલ :** હમણાં ઘણા લોકો ધંધા માટે બેંકમાંથી કે બીજી જગ્યાએથી લોન લેતા હોય છે અને તેઓ એમ કહે છે કે બેંકમાંથી આપણને સબસીડી આપતા હોય, એટલે વ્યાજ આપવાનું હોતું નથી, એટલે આ લોનવાળા નાણાં ધંધા માટે કે ઘર વપરાશની વસ્તુઓ ખરીદવા માટે ચાલે, તો મારે પૂછવું છે કે શરીઅતની દ્રષ્ટિએ આ બરાબર છે કે ખોટું ?

અગર લોન લેવું ખોટું હોય અને કોઈ માણસ લોન લઈ ધંધો શરૂ કરે

અને એ ધંધો (જેવી રીતે કે દુકાન) અને છોકરાને કે સગાં સંબંધીને વારસામાં મળે તો એના છોકરા કે સગાં સંબંધી માટે એ ધંધો જાઈઝ બનશે કે નાજાઈઝ? અને કોઈ વ્યક્તિ વર્ષોથી લોન લઈ ધંધો કરતો હોય અને તે ધંધામાંથી કમાઈને તેણે ઘર બાંધ્યું હોય, ગાડી વસાવી હોય વગેરે જેવી વસ્તુ લીધી હોય અને તે બધું તેના છોકરાને કે સગાં સંબંધીને વારસામાં મળે તો તેના છોકરા કે સગાં સંબંધી માટે શરીઅતની દ્રષ્ટિએ આ બધી વસ્તુઓ હલાલ થઈ જશે કે પછી હરામ જ રહેશે ?

**જવાબ :** લોન રૂપે જે રકમ બેંકમાંથી લેવામાં આવે છે તે ઉપર વ્યાજ આપવું પડે છે અને વ્યાજનું લેવું તેમજ દેવું શરઈ રૂએ હરામ અને નાજાઈઝ છે. અલબત્ત અગર સબસીડીવાળી લોનમાં સબસીડી રૂપે માફ કરવામાં આવેલી રકમની તુલનામાં વ્યાજના નામથી ભરવામાં આવતી રકમની માત્રા ઓછી યા બરાબર હોય તો પરિણામ રૂપ વ્યાજ ભર્યું એમ બનતું નથી. તો એ સૂરતમાં ગુંજાઈશ નીકળી શકે છે.

લોન રૂપે જે રકમ લેવામાં આવી છે, તે એક પ્રકારનું કરજ છે. અલબત્ત એટલું છે કે તે કરજ ઉપર વ્યાજ આપવાની શર્ત રાખવામાં આવી છે, જે શરઈ રૂએ હરામ અને સખ્ત ગુનાહિત કૃત્ય છે. તે છતાં કરજ રૂપે લેવામાં આવેલ રકમ ધંધામાં રોકવી દુરૂસ્ત છે અને તે એવું જ છે જેમ કે કોઈ બીન વ્યાજુ કરજ લઈ તે રકમથી ધંધો કરે, તો તેનો એ ધંધો અને કમાણી હલાલ કહેવાશે. અલબત્ત લોનવાળી સૂરતમાં તેનું વ્યાજ આપવું હરામ છે. પરંતુ તેણે વ્યાજ આપ્યું છે, લીધું નથી, જેથી એના માલમાં હરામ માલની ભેળસેળ થયેલી કહેવાશે નહીં, જેથી તેના છોકરા અથવા સગાં સંબંધીને વારસા રૂપે મળેલ એ માલને હરામ કહી શકાય નહીં. આપે પુછેલ સૂરતનું આ શરઈ વિશ્લેશણ છે તેનાથી કોઈ વ્યક્તિ વ્યાજુ લોનને દુરૂસ્ત સમજવાની ભૂલ કરે તો તે મહાન પાપ કહેવાશે.

## ૧૧. વેરામાં બેંક વ્યાજની રકમ વાપરવી.

**સવાલ :** નવસારી નગર પાલિકાનું વેરાનું બીલ આવ્યું છે. એ વેરો

વ્યાજના પૈસામાંથી ભરી શકાય કે નહીં ?

**જવાબ :** કેન્દ્ર સરકારની માલિકીની બેંકોમાંથી મળેલ વ્યાજની રકમ વડે ઈન્કમ ટેક્ષ તેમજ કેન્દ્ર સરકાર દ્વારા લાગુ કરવામાં આવેલ ગેર વ્યાજબી ટેક્ષ અદા કરી શકાય છે. એવો વેરો જે કેન્દ્ર સરકાર તરફથી લાગુ થયો નથી. તેની અદાયગીમાં એ રકમ આપવી દુરૂસ્ત નથી. માટે મ્યુન્સીપાલિટી તરફથી વસૂલ કરવામાં આવતા વેરામાં બેંક વ્યાજની રકમ ભરપાઈ કરી શકાય નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. વ્યાજને હલાલ કરવાવાળી કોઈ શકલ નથી.

**સવાલ :** મારા પિતાજીને લોન વ્યાજ પર મળે છે (વ્યાજ આપીને) અને એ લોનના પૈસા દર પગારે કપાઈ જાય એ રીતની શરત છે. હજુ સુધી એ લોન લીધી નથી, પરંતુ હું આ લોન મારા પિતા પાસે લઈને એક ગાડી ઉતારવા માંગુ છું. મારી પાસે એટલી સંપત્તિ નથી તેથી હું આ રીતે પૈસા લઈ શકું ? અથવા હું આનો ગુનો માથે લઈ શકું ? અથવા એવો કોઈ હલાલ તરીકો છે જે મને એ દ્વિધામાંથી કાઢી શકે ? અથવા એ પૈસા કોઈ ગરીબ યા બેવા વ્યકિતને આપીને ફરી પાછા લઈ લેવાથી પૈસા હલાલ થઈ જાય ? અથવા એ પૈસા લીધા પછી કોઈ એવી રીત ખરી કે મારા પૈસા હલાલ થઈ જાય ? ટૂંકમાં મારો કહેવાનો મતલબ વગર ગુનાહે વ્યાજની લોનથી ગાડી લઈ શકું એવો તરીકો વિગતવાર લખશો.

**જવાબ :** વ્યાજની લેવડ–દેવડ હરામ અને નાજાઈઝ છે. કુર્આન મજીદમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : وَ حَرَّمَ الرِّبٰوا (અલ્લાહે વ્યાજને હરામ ઠેરવ્યું) એટલું જ નહીં, બલકે વ્યાજના હરામ થવાનો હુકમ જ્યારે ઉતાર્યો ત્યારે પહેલાંનું જે વ્યાજ બાકી હતું તેને લેવાની પણ મનાઈ ફરમાવી અને તેને ઈમાન માટે શરતરૂપ ઠેરવાઈ. وَ ذَرُوْا مَا بَقِيَ ("બાકી વ્યાજ પણ છોડી દો, અગર તમો ઈમાનવાળા છો") અને જેઓ વ્યાજ લેવાથી ન રોકાય તેઓ માટે લડાઈનું એલાન છે. فَاِنْ لَّمْ تَفْعَلُوْا ("અગર તમે એમ ન કર્યું તો

અલ્લાહ અને રસૂલ તરફથી લડાઈનું એલાન છે.") એ સિવાય બીજી કેટલીય આયતોમાં ઘણી વખત ધમકીઓ આપવામાં આવી છે. હદીસમાં પણ આ માટે ઘણાં સખત શબ્દો વાપરવામાં આવ્યા છે. "હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ લઅનત ફરમાવી વ્યાજ ખાનાર, વ્યાજ દેનાર અને વ્યાજનો હિસાબ લખનાર પર અને ફરમાવ્યું આ બધાજ ગુનાહમાં બરાબર છે." [મિશ્કાત પેજ નં. ૨૪૪] અને ફરમાવ્યું "વ્યાજના સિત્તેર ભાગ છે જેમાં સૌથી હલકો પોતાની માંથી હરામકારી કરવા બરાબર છે." અને ફરમાવ્યું કે : "વ્યાજથી ચાહે માલ વધતો હોય પણ એનું પરિણામ ઘટાડો જ છે." [મિશ્કાત પેજ નં. ૨૪૬] માટે વ્યાજુ લોન લેવાથી મુસલમાનનો માલ વધી શકતો નથી. બલકે અલ્લાહ એને ઘટાડે જ છે. જેથી વ્યાજુ લોનને તરક્કી સમજવું કુર્આન અને હદીસનો પ્રતિકાર તથા મુકાબલો છે. મુસલમાનની તરક્કી અને કામયાબી હલાલ–હરામમાં ફરક કર્યા વગર માલ ભેગો કરી કારોબાર વધારવામાં નથી બલકે તેની તરક્કી અને કામયાબી શરીઅતના હુકમોની પાબંદી કરવામાં તેમજ હરામ તથા લઅનતના કામોથી સંપૂર્ણ રીતે બચવામાં છે. હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "જે અલ્લાહથી મળેલી થોડી રોઝી ઉપર રાઝી રહે છે તો અલ્લાહ પણ એના થોડા અમલથી રાઝી રહેશે." અને ઈર્શાદ છે કે : "અલ્લાહ તઆલા તે મોમીન બંદાને પસંદ કરે છે જે ફકીર હોય. પાક (હરામથી બચનારો) અને બાલ–બચ્ચાવાળો હોય."

[મિશ્કાત પેજ નં. ૪૪૯,
ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૪ પેજ નં. ૨૦૪–૨૦૫–૨૦૬]

## ૧૩. પૈસા હોવા છતાં ટ્રક ખરીદવા લોન લેવું જાઈઝ નથી.

**સવાલ** : આજકાલ હલાલ કમાણીનો નેક અને સારો પૈસો માણસ પાસે વધી જાય તો પણ સરકાર ઈન્કમટેક્ષનું લફરૂં નાંખે છે. હવે જેમની પાસે એક ટ્રક ખરીદી શકાય તેટલી રકમ છે પરંતુ રોકડેથી લેવા જાય છે તો

ગવર્મેન્ટની પૂછ થાય છે. માટે સરકાર ટ્રકની લોન આપે છે અને લોનમાં વ્યાજ આવે છે તો અમુક ટકા લોન અને અમુક ટકા પોતાની સારી પાક નેક રકમ નાંખી મજબૂરન ટ્રક લેવા માટે લોન લેવી પડે તો તે લોન ઉપર ગાડી લેવી કેવી છે ?

**જવાબ** : વ્યાજની લેવડ-દેવડ હરામ અને નાજાઈઝ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વ્યાજ ખાનાર અને ખવડાવનાર બંને ઉપર લઅનત ફરમાવી છે. કોઈ એવી રીત કે જેમાં વ્યાજની લેવડ-દેવડ કરવી ન પડતી હોય.

## ૧૪. દુકાન માટે વ્યાજ લેવું-દેવું જાઈઝ નથી.

**સવાલ** : ખેતીવાડી ઉત્પન્ન બજારે એક યાદી બહાર પાડી કે અમુક જમીન ખરીદી દુકાનો બનાવવી. જેમાં તે લોકોએ વ્યાજે બેન્કમાંથી લોન લીધી અને તેમાંથી દુકાનો પ્લોટ પાડી બનાવી. તેમાંથી અમે એક દુકાન રાખી. તે રાખી તે વખતે હપ્તા બાંધ્યા કે જમીનના આટલા આપો, આપ્યા. પાયાના હપ્તા આપ્યા, પછી દિવાલના હપ્તા આપ્યા પછી ધાબા અને સીનના, એમ કરી એ લોકોએ જેમ હપ્તા માંગ્યા એ રીતે આપ્યા. હવે તે લોકોએ આનો પહેલેથી જ કોન્ટ્રાકટ આપી આ કામ કરાવ્યું અને એકી સાથે ૯૦ જેટલી દુકાનો બનાવી એમાં અમારી એક છે. હવે તે લોનમાં તેઓ વ્યાજ સાથે અમારી પાસેથી લે છે. હવે ઈસ્લામનો રૂકન એક જે વ્યાજનો છે તે તુટે છે. આ માટે શું રાય છે ?

**જવાબ** : વ્યાજનું લેવું અને દેવું બન્ને હરામ છે. દુકાન બનાવવા ખાતર વ્યાજે લોન લેવી જાઈઝ નથી. પૂછેલી સૂરતમાં આપ વહેલી તકે કરજ અદા કરી વ્યાજમાંથી મુકતી મેળવી લો.

## ૧૫. બેંકમાં નોકરી કરવી નાજાઈઝ છે.

**સવાલ** : બેંકમાં નોકરી કરવી જાઈઝ છે કે નહીં ? અમુકનું એમ કહેવું છે કે મહેનતનો પગાર આપવામાં આવે છે તેથી નોકરી કરી શકાય. તો

આપના મતે આ નોકરી કેવી છે ?

**જવાબ :** બેંકનો કારોબાર વ્યાજુ લેવડ–દેવડનો છે અને કુર્આન તેમજ હદીસમાં વ્યાજ માટે સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે. હુઝૂરસલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "જાણીબુઝીને વ્યાજનો એક દિરહમ ખાવો છત્રીસ વાર ઝિના કરવાથી પણ વધારે સખ્ત છે." [મિશ્કાત પેજ નં. ૨૪૬] બીજી એક હદીસમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ વ્યાજ લેનાર, વ્યાજ દેનાર, વ્યાજનો લેખ લખનાર, વ્યાજ બાબત સાક્ષી આપનારાઓ ઉપર લઅનત ફરમાવી છે, અને ફરમાવ્યું : "આ બધા જ ગુનાહમાં બરાબરના ભાગીદાર છે." [મિશ્કાત પેજ નં. ૨૪૪] બેંકમાં નોકરી કરનાર વ્યક્તિ ત્યાં નોકરી કરી બેંકના આ કારોબારમાં મદદરૂપ બને છે. તેનો પગાર પણ બેંકની વ્યાજની આવકમાંથી જ ચુકવાય છે. કુર્આનમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે : "ગુનાહ તેમજ નાફરમાનીના કામોમાં સહાયરૂપ ન બનો." [સુરએ માઈદહ, આયત–૨]

જે લોકો એમ કહે છે કે મહેનતનો પગાર ચુકવવામાં આવે છે, શું તેઓ શરીઅત પાસેથી માર્ગદર્શન મેળવે છે કે પોતાની અલ્પ બુદ્ધિ પાસેથી ? નાચીગાઈને કમાનારો પણ મહેનતનો પગાર મેળવે છે, વ્યભિચાર કરાવીને કમાનારી સ્ત્રી પણ મહેનતનો પગાર મેળવે છે. શું તે લોકો એને જાઈઝ ઠેરવશે ?

### ૧૯. વ્યાજના પૈસાનું શું કરવું ?

**સવાલ :** વ્યાજ ખાવું હરામ છે, ખવડાવવું પણ હરામ છે. પરંતુ સામેવાળો માણસ એમ કહે કે લાવ વ્યાજના પૈસા હું ખાઉં છું તો એને આપવું જાઈઝ છે ? અને કોઈ એવા મોકાસર આપણાં પાસે વ્યાજના નાણાં હોય અને આપણે સંડાસ, ખાળકુવો, ગટર અથવા આપણે મુસાફરી કરીને મુસાફરીનું ભાડૂં વ્યાજના પૈસા આપીએ તો તે કેમ છે ? અને અમારા સૌરાષ્ટ્ર કાઠીયાવાડમાં શાદીના પ્રસંગો પર દુલ્હાને ઘોડે સવાર કરીને લાવવામાં આવે છે તેની સાથે બેન્ડબાજાવાળા પણ હોય છે અથવા તે ટેકસીમાં લાવે છે.

તો તેમાં તે વ્યાજનો પૈસો આપવો ઠીક છે ? અથવા તો પશુનો ઘાસચારો વ્યાજના પૈસે ખરીદાય ખરો ? અને વ્યાજના નાણાં આ કોઈ પણ વસ્તુમાં ન વપરાય તો વ્યાજના નાણાંનું શું કરવું ?

**જવાબ :** વ્યાજનું લેવું તેમજ આપવું બન્ને હરામ તેમજ સખ્ત ગુનાહિત કૃત્ય છે. કુર્આન તેમજ હદીસમાં એ ઉપર સખ્ત વઈદો આવી છે, વ્યાજની રકમ એના માલિકને પરત કરવી જરૂરી છે.

બેંકમાં કોઈ કાનૂની મજબૂરીને લઈ પૈસા મુકયા અને તેનું વ્યાજ બેંકમાંથી મળ્યું તો તેના માલિકની જાણ નહીં હોવાને લઈને રકમ કોઈ ગરીબ-મોહતાજને સવાબની ઉમ્મીદ રાખ્યા વગર, તેનો વબાલ દૂર કરવા માટે આપી દેવી જરૂરી છે, પોતાના કોઈ પણ વપરાશમાં લાવવી (જેમ કે સંડાસ, ખાળકુવા વગેરે બનાવવામાં અથવા મુસાફરીના ભાડામાં, દુલ્હાને લાવવા માટે વપરાતા સાધન સવારીના ભાડામાં વાપરવું) જાઈઝ નથી. બેન્ડવાજું શાદી ટાણે લાવવું હરામ અને ગુનાહિત કૃત્ય છે, તેમાં વાપરવું પણ હરામ છે.

## ૧૭. જીવન વિમો ઉતરાવવો કેવો છે ?

**સવાલ :** જીવન વીમો ઉતરાવવો જાઈઝ છે ?

**જવાબ :** જીવન વીમો ઉતરાવવો નાજાઈઝ અને હરામ છે.

## ૧૮. બેંકમાં પૈસા મૂકવા બાબત.

**સવાલ :** હાલ અમારે ત્યાં અમુક લોકો પૈસા જમા કરવા માટે બેંકમાં મૂકે છે. બેંકવાળો દરરોજ આવીને પૈસા ઉઘરાવી જાય છે, જે ખાતામાં જમા કરી લે છે. જ્યારે પૈસાની જરૂરત પડે છે ત્યારે જમા કરાવેલા પૈસામાંથી ઉપાડી લાવે છે. બેંકવાળા જમા કરાવેલા પૈસાનું વ્યાજ આપે છે પણ વ્યાજ લેતા નથી, ફકત જમા કરાવેલા પૈસા લે છે. તો શું આ રીતે બેંકમાં પૈસા મૂકવા જાઈઝ છે ?

**જવાબ :** બેંકનો કારોબાર વ્યાજની લેવડ-દેવડનો હોય છે. તેમાં

પૈસા જમા કરાવવામાં તેના એ કારોબારમાં એક પ્રકારની સહાય થાય છે અને કુર્આનમાં હુકમ છે કે "ગુનાહ અને નાફરમાનીના કામમાં સહાયરૂપ ન થાઓ" માટે વગર મજબૂરીએ જમા કરાવવા નહીં, અગર કોઈ કાનૂની અથવા અન્ય મજબૂરી હોય તો ગુંજાઈશ છે. પૈસા જમા (ભેગા) કરવા માટે બેંકમાં મુકવા વગર અન્ય ઘણી સારી રીતો અપનાવી શકાય છે.

## ૧૯. બેંક અને ઈન્શ્યોરન્સ કંપનીમાં નોકરી કરવું જાઈઝ નથી.

**સવાલ :** શું બેંકમાં અને ઈન્શ્યોરન્સ કંપનીમાં નોકરી કરવી જાઈઝ છે? લોકો કહે છે કે મહેનતનો પગાર આપવામાં આવે છે તો શું જાઈઝ છે?

**જવાબ :** બેંક તેમજ ઈન્શ્યોરન્સ કંપનીમાં નોકરી જાઈઝ નથી, દરેક મહેનત એવી નથી જેનો પગાર જાઈઝ હોય, બલકે શરીઅતે જેની ઈજાઝત આપી હોય તેનું જ મહેનતાણું લઈ શકાય છે. નહીં તો ગાવા-વગાડવાનું કામ કરનારો પણ આ પ્રકારની દલીલ કરી પોતાનું મહેનતાણું જાઈઝ ઠેરવવા લાગશે. વેશ્યા પણ એવું કહી શકે છે.

## ૨૦. બેંકમાંથી મળેલું વ્યાજ કોને આપવું ?

**સવાલ ૧ :** મારે બેંકમાં શેર છે અને તે બેંક દર વર્ષે વ્યાજ અને કોઈને કોઈ વસ્તુ આપે છે. તો તે વસ્તુ અને વ્યાજના પૈસા લેવા કે નહીં? અને જો લેવાય તો કઈ જગ્યાએ વાપરવા તે ખુલાસાવાર જણાવશો.

**જવાબ ૨ :** બેંકનું વ્યાજ અથવા અન્ય કોઈ વસ્તુ જે બેંક તરફથી આપવામાં આવે છે તે એના વબાલને દૂર કરવાના હેતુએ કોઈ પ્રકારના સવાબની નિય્યત વગર કોઈ ગરીબ-મોહતાજને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે.

## ૨૧. બેંકમાંથી મળેલ ચાંદીના સિક્કા પણ વ્યાજના પૈસાની માફક છે.

**સવાલ ૨ :** બેંકમાંથી અમને ચાંદીના સિક્કા મળ્યા હતા. તે સિક્કામાંથી

અમે અમારી બહેનોના લગ્ન વખતે ચાંદીના ઘરેણાં બનાવીને આપેલ છે અને હાલમાં એક ચાંદીનો સિક્કો અને ટીફીન અમારી પાસે પડેલ છે. તો તેનું શું કરવું?

**જવાબ ૨ :** બેંક તરફથી મળેલ ચાંદીના સિક્કાઓથી બહેનને પહેરવાની જે વસ્તુઓ બનાવીને આપી છે તે ઉપર જણાવ્યા મુજબ ગરીબ–મોહતાજને આપી દેવામાં આવે. તેના બદલે તમે બહેનને બીજા ઘરેણાં હલાલ કમાઈથી બનાવી આપો અને હાલમાં આપની પાસે જે સિક્કો અને ટીફીન પડેલ છે તેને પણ ઉપર મુજબ ગરીબ–મોહતાજને આપી દો.

## ૨૨. વ્યાજની રકમ વિષે એક ઓર ફતવો.

**સવાલ ૩ :** મારું બેંક મંડળીમાં ખાતું હતું. વર્ષ પછી પૈસા વ્યાજ સહિત પાછા મળ્યા છે. તે વ્યાજના પૈસા મેં મારા છોકરાના નામે અલગ ખાતામાં જમા કરાવેલ છે. તો તેનું શું કરવું? મારી સમજ પહેલાં એ પૈસા મેં એક વખત ખાતાની ચોપડી ચાલતી હતી તેમાં વાપરેલા અને એક વખત એક ભાઈબંધની લોનમાં વ્યાજના પૈસા આપેલા.

**જવાબ ૩ :** એ પૈસા પણ ઉપર મુજબ ગરીબોને આપી દો. પહેલાં જે રકમ વાપરી ચુકયા છો તેટલી રકમ પોતાના ગજવામાંથી તેની અવેજીમાં સદકો કરી દો અને સાથેજ તવબહ અને ઈસ્તિગફાર પણ કરી લો. જે ભાઈબંધને રકમ આપી હતી, અગર તે ગરીબ હતો તો વાંધો નથી અને તે ગરીબ ન હતો તો એટલી રકમનો પોતાના તરફથી સદકો કરી તવબહ–ઈસ્તિગફાર કરી લો.

## ૨૩. જીવન વીમા પોલીસી અને તેનું બોનસ.

**સવાલ :** જીવન વીમા પોલીસી ઉતારવી શરીઅતની દ્રષ્ટિએ જાઈઝ છે કે કેમ? તેમજ વીમાની અલગ અલગ પોલીસી છે. તો શું એનું બોનસ શરીઅતની દ્રષ્ટિએ લઈ શકાય કે કેમ?

**જવાબ :** વીમો વ્યાજ અને જુગારનું મિશ્રણ છે અને એ બંનેનું હરામ

હોવું કુર્આન તેમજ હદીસમાં સ્પષ્ટ રૂપે આવ્યું છે. જેથી વીમો પણ નાજાઈઝ–હરામ છે. એમાં બોનસ રૂપે જે મળે છે તે વ્યાજ છે જે લેવું જાઈઝ નથી.

## ૨૪. વ્યાજ અને ઝકાતની રકમથી સંડાસ વગેરે બનાવવું.

**સવાલ** : વ્યાજ અને ઝકાતના પૈસાથી મદ્રસાના મુદર્રિસોના માટે સંડાસ બાથરૂમ બનાવી શકાય કે નહીં ?

**જવાબ** : રકમ ચાહે વ્યાજની હોય અથવા ઝકાતની, એનાથી સંડાસ–બાથરૂમ બનાવી શકાય નહીં.

ગરીબ માણસને માલિકી ધોરણે આપી દેવું જરૂરી છે. ત્યાર પછી તે જ્યાં ચાહે ત્યાં વાપરી શકે છે.

## ૨૫. વ્યાજની રકમ વકીલ તથા કેસ ખર્ચ માટે આપવી જાઈઝ નથી.

**સવાલ** : અમારા વાડામાં ખાનગી દિવાલ હતી, જે સુધરાઈ વાળાની બેદરકારી તેમજ વધારે પડતા ખોદકામને લીધે તૂટી જવા પામી છે. અમારો કોઈ જાતનો કસૂર નીકળતો નથી. અમે કોર્ટમાં નુકશાનનો દાવો માંડયો છે. તો આ અંગે વકીલને ચુકવવામાં આવતો ખર્ચ તથા કેસને લગતો અન્ય ખર્ચ વ્યાજના પૈસામાંથી ચૂકવી શકાય કે નહીં ?

**જવાબ** : વ્યાજની રકમ તેના વબાલને દૂર કરવાના ઈરાદે (સવાબની નિય્યત વગર) કોઈ ગરીબ મોહતાજને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે. એવી રકમ પોતાના કોઈ પણ કામમાં વાપરી શકાય નહીં. પોતાની મિલ્કતની હિફાઝત માટે લડવામાં આવતા કેસમાં વકીલને ચૂકવવામાં આવતી ફીસ પણ પોતાના કામકાજમાં વપરાયેલી કહેવાય, માટે એમાં ખર્ચ કરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૬. બેંકની વ્યાજની રકમ ગરીબોને આપવી જરૂરી છે.

**સવાલ** : ઘણી વખતે સરકારી કર્મચારીઓ લાંચ લીધા વગર કામ

નથી કરી આપતા. શું આવા કર્મચારીઓને બૅંકના વ્યાજની રકમ આપવી દુરૂસ્ત છે? અથવા પહેલેથી જ પોતાના તરફથી લાંચ રૂપે આવી રકમ પેશ કરી શકીએ છીએ ? બૅંકમાંથી મળતા વ્યાજની રકમ કયા કયા કામોમાં વાપરી શકાય ?

**જવાબ** : બૅંક વ્યાજની રકમ એના વબાલને દૂર કરવા સવાબની નિય્યત રાખ્યા વગર ગરીબ મોહતાજને આપી દેવી જરૂરી છે. પોતાના કોઈ પણ કામમાં વાપરવી જાઈઝ નથી. પોતાનું કામ કઢાવવા માટે સરકારી કર્મચારીઓને આપવી એ પણ પોતાના જ કામ માટે વાપરેલી કહેવાય, જેથી લાંચ રૂપે એ રકમ આપી શકાય નહીં.

## ૨૭. ગેર–મુસ્લિમો સાથે વ્યાજની લેવડ–દેવડ મના છે.

**સવાલ** : ઓગષ્ટ માસના "બયાને મુસ્તફા" સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમમાં તમારો આપેલ ફત્વો પઢયો તે એ કે : 'દૈનિક પેપરો સાથે આપવામાં આવતી સ્કીમો જો વ્યાજની રકમથી અપાતી હોય તો ન લેવી જોઈએ."

હવે વાત એમ છે કે જેટલા દૈનિકપત્રો આવી સ્કીમ મૂકે છે તેઓ બધા ગેર– મુસ્લિમ માલિકોના છે, તો સવાલ એ છે કે ગેર–મુસ્લિમના માલમાં આપણે આપણાં ધર્મ પ્રમાણે હિલ્લત–હુર્મત જોઈશું કે પછી તેઓ આના મુકલ્લફ જ નથી ?

**જવાબ** : વ્યાજની લેવડ–દેવડની ઈસ્લામે કોઈ પણ હાલતમાં ઈજાઝત આપી નથી. જે ગેર–મુસ્લિમો ઈસ્લામી શાસનકાળમાં રહેતા હોય તેઓને તેઓના ધર્મ મુજબ વર્તવાની રજા ઘણી બાબતોમાં આપી છે, પરંતુ તેઓ માટે પણ વ્યાજની લેવડ–દેવડને મના જ ઠેરવેલી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૮. નોટો બદલે પરચૂરણ આપવું અને તેના પર મહેનતાણું લેવું.

**સવાલ :** મારી દુકાન S.T. સ્ટેન્ડમાં છે. S.T. કન્ડકટર ભાઈઓને પેસેન્જરે લીધેલી ટિકીટમાં બચત રકમ ૧/૨/૫ રૂપિયા પરત આપવા માટે પરચૂરણની જરૂર પડે છે, તેથી કંડકટર ભાઈઓ નોકરીએ ચઢતા પરચૂરણ માટે ફાંફા મારી જ્યાંથી મળે ત્યાંથી રૂા.૧૦૦–૨૦૦નું પરચૂરણ લઈ જતા હોય છે. S.T. કંડકટર ભાઈઓને નોકરીએ ચઢતા એડવાન્સમાં કે રોકડેથી પરચૂરણ તો આવતું નથી, જેથી કંડકટર ભાઈઓ પરચૂરણ ગમે તે વેપારી પાસેથી લઈ જતા હોય છે કે પરચૂરણ હોય તો ગરીબ–અમીર ગમે તે પેસેન્જરને રૂા.૧–૨ જે તેના વધારે હોય આપી શકે. હું બજારથી ૫૦૦, ૧૦૦૦, ૨૦૦૦નું પરચૂરણ લાવી તેને અલગ અલગ ૧, ૨, ૫ કરી તેમાંથી ૧, ૨, ૫ ના સિક્કા રૂા.૧૦૦–૧૦૦ના પેકેટ કે થેલી ભરીને કંડકટરને રૂા.૧૦૦ નોટોના બદલે રૂા.૧૦૦નું પૂરે પૂરૂં પરચૂરણ આપું છું, અત્યારે આજે પણ સવારે દુકાને આવતા ૨૦૦૦ રૂા.નું પરચૂરણ લાવેલ છે. અમારા દીકરા હાફિઝ સાહબ હજુ ગણી રહ્યા છે. ફેબ્રુઆરી ૨૦૦૪ થી ઓકટોબર ૨૦૦૪ સુધીમાં ડીસા– રાધનપુર ફકત બે પાર્ટીનું અંદાજે રૂા.૭૫,૦૦૦ નું સેલ કરી આપ્યું. વેપારી ભાઈઓએ આજદિન સુધી એક પૈસો મહેનતાણું આપ્યું નથી અને મેં તેમની પાસે માંગ્યું પણ નથી અને કંડકટરને રૂા.૧૦૦ ની નોટોના બદલે રૂા.૧૦૦ નું પરચૂરણ પૂરેપૂરૂં આપી ફકત લિલ્લાહ ખિદમત કરી છે. કુદરતી રીતે મારા ઝહનમાં આ વાત આવી કે મુફતી સાહબને આ મહેનતાણાં માટે મસ્અલો પુછું. તેથી મને શરઈ માર્ગદર્શન આપશો. ગમે તે ગામ કે શહેર કે ગમે તે વેપારી હિન્દુ–મુસ્લિમ કરિયાણું–સબ્જી કે પીપરમીંટ ગમે તે ધંધાદારી વેપારી પાસેથી ૫૦૦, ૧૦૦૦, ૫૦૦૦ નું પરચૂરણ એક સામટું લાવી અલગ–અલગ કરી તેમાંથી ૧, ૨, ૫ ના સિક્કા રૂા.૧૦૦–૧૦૦ ના પેકેટ બનાવીને સેલ કરવામાં વેપારી..........

(૧) ભાઈઓથી રૂા.૧૦૦ એ રૂા. પાંચ કે ઓછું વધતું મહેનતાણું શરીઅતની રૂએ લઈ શકાય કે નહીં ?

(૨) મહેનતાણાંની રકમ કંડકટર ભાઈઓ પાસેથી માંગીને લઈ શકાય

કે નહીં ?

**જવાબ** : (૧–૨) મહેનતાણું લેવાની એક રીત તો એ છે કે બસ કંડકટરો આપને રૂા. ૧૦૦, ૨૦૦, ૫૦૦ની નોટો આપી એવું કહે કે આપ અમને આ રૂપિયાનું પરચૂરણ મેળવી આપો. એ પરચૂરણ મેળવવા માટે આપ જે મહેનત કરશો *કિંવા* નાના વેપારીઓ પાસે પરચૂરણ મેળવવા માટે આંટા મારશો તેમજ તેમની પાસેથી મેળવેલ પરચૂરણની ગણતરી કરી નાના–મોટા સિક્કાઓને ૧૦૦–૧૦૦ની સંખ્યામાં અલગ–અલગ પેકેટમાં પેક કરશો, આપની એ બધી મહેનતના બદલામાં અમે તમને મહેનતાણાં રૂપે ૫/– યા ૧૦/– રૂા. આપીશું. મતલબ કે તેઓ પોતે આ રીતે પરચૂરણ તલાશ કરવા વેપારીઓને ત્યાંના ધક્કા ખાય અને પરચૂરણ ગણે એ બધી મહેનતથી બચી જશે અને આપ તે મહેનત કરી લેશો તેના બદલામાં આપને એ મહેનતાણું આપશે તો એ પ્રકારનું મહેનતાણું આપ લઈ શકો છો.

એ જ રીતે વેપારીઓ પાસે જે પરચૂરણ ભેગું થાય છે, તેઓ એ પરચૂરણ ગણી નાના–મોટા સિક્કા અલગ પાડી જે લોકોને એવા પરચૂરણની જરૂરત છે, તેમને પોતે પહોંચાડવાની તકલીફમાંથી છૂટકારો મેળવવા એ કામ આપની પાસે કરાવે અને આપ તેના મહેનતાણાં રૂપે તેઓ પાસેથી નક્કી રકમ વસૂલ કરી તો એ પણ દુરૂસ્ત છે.

મતલબ કે ઉપરોકત જણાવવામાં આવેલ બન્ને સૂરતોમાં આપ પોતે એ પરચૂરણ વેચતા અથવા ખરીદતા નથી, બલકે જે વ્યક્તિ એને ખરીદવા માંગે છે, તેના વકીલ બની ખરીદ કરો છો અને એ વકાલતનું મહેનતાણું વસૂલ કરો છો અથવા જે વ્યક્તિ એ પરચૂરણ અન્ય જરૂરતમંદને વેચવા ચાહતી હોય તેના તરફથી વેચાણના વકીલ બની તેનું આ કામ કરી આપી વકાલતના મહેનતાણાંરૂપે કોઈ ચોક્કસ રકમ વસૂલ કરો તો એ દુરૂસ્ત છે. બન્ને સૂરતોમાં આપ પોતે પરચૂરણ ખરીદવા અથવા વેચવાનો ધંધો કરતા નથી.

## ૨૯. ગેર વ્યાજબી ટેકસ વ્યાજમાંથી ચૂકવી શકાય કે નહી ?

**સવાલ** : લગભગ ૧૯૯૨થી ગુજરાત રાજ્યમાં ભારતનાં બીજા રાજ્યની જેમ હાઉસ ટેકસ તથા શિક્ષણ ટેકસ રાજય સરકારે તથા નગરપાલિકાએ પબ્લિક ઉપર લાદેલ છે અને આની વિરૂદ્ધ કોર્ટમાં તથા આંદોલન પણ ચાલતાં હતાં, પરંતુ આખરી નિર્ણય એ આવેલ છે કે આ ટેકસ પબ્લિકે ભરવો જરૂરી જ છે. હવે સવાલ એ છે કે આ ટેકસ બેન્કમાં પડેલા નાણાંનું વ્યાજ આવે તેનાથી ભરી શકાય કે કેમ ? સરકારી કર્મચારીઓ તથા નગરપાલિકાના કર્મચારીઓ એટલો આકરો ટેકસ પબ્લિક પાસે વસૂલે છે કે તેને તેનાં જાઈઝ કમાઈના નાણાં પૂરી જિંદગી કમાઈને ભેગા કરે તો પણ ટેકસ ભરવામાં ખૂટે તેમ હોય છે. તો આ એક ખૂબ જ જરૂરી મસ્અલહ હોય, બયાને મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના દીની મસાઈલ કોલમમાં આપવા નમ્ર વિનંતી છે.............

**જવાબ** : સરકારી માલિકીની બેંકોમાંથી વ્યાજ રૂપે મળેલ રકમ, સરકાર તરફથી લાદવામાં આવેલ ગેર–વ્યાજબી ટેકસ ભરવામાં ચૂકવી શકાય છે, ગેર–વ્યાજબી ટેકસથી મુરાદ એ છે કે તે ટેકસના બદલામાં કોઈ આગવી સગવડ સરકાર તરફથી આપવામાં આવતી ન હોય, જે ટેકસના બદલામાં આગવી સગવડ-સરકાર તરફથી આપવામાં આવતી હોય (દા.ત. પાણી વેરો કે જેના બદલામાં પાણીની જરૂરત પૂરી પાડવામાં આવે અથવા શિક્ષણવેરો, જેના બદલામાં શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે છે) તેનો શુમાર ગેર–વ્યાજબીમાં થશે નહીં.

આપે સવાલમાં લખ્યું છે કે સરકારી કર્મચારીઓ તથા નગરપાલિકાના કર્મચારીઓ એટલો આકરો ટેકસ પબ્લિક પાસે વસૂલે છે કે તેને તેનાં જાઈઝ કમાઈના નાણાં પૂરી જિંદગી કમાઈને ભેગાં કરે તો પણ ટેકસ ભરવામાં ખૂટે તેમ હોય છે, આપની આ વાત અતિશયોકિત ભરી નથી ?

આગળ ઉપર જણાવ્યા મુજબ બેંક–વ્યાજની રકમ સરકારી ગેર–વ્યાજબી ટેકસ ભરવામાં આપી શકાય છે, પરંતુ પોલીસ, રિશ્વત યા

પોતાનું કામ કઢાવવા માટે કોઈ સરકારી કર્મચારીને રિશ્વત રૂપે આપવું જાઈઝ નથી.

## ૩૦. (અ) કોર્ટમાં જુબાની આપવી અને (બ) ફીકસ ડીપોઝીટથી મેળવેલ રકમ કેસના દાવામાં મળે તો શું કરે ?

**સવાલ :** અકસ્માતમાં મારા પુત્ર સાથે બીજા બે એમ કુલ ૩ યુવાનોનો ઈન્તિકાલ થયેલ તે વખતે મારા મોટાભાઈએ મારી જાણ બહાર ૩ યુવાનોનો એક સાથે વકીલ મારફત કોર્ટમાં દાવો કરેલ છે.

મારી પરિસ્થિતિ સારી છે અને શરીઅતમાં કોર્ટમાં દાવો કરવો મના છે. એમ મારી જાણમાં છે. આ કેસ દાવો હું મારા પોતાના માટે માંડી વાળવા માંગું છું. પરંતુ ૩ યુવાનોનો કેસ એક સાથે હોઈ તેમ થઈ શકે એમ નથી. તો મને નીચેના સવાલોનો શરીઅતની રોશનીમાં જવાબ આપવા અરજ છે.

(૧) બીજાને નુકશાન ન થાય તે માટે મારે કોર્ટમાં જુબાની આપવા જવાય કે નહીં ?

(૨) દાવાની રકમ રોકડમાં નહીં પરંતુ ફીકસ ડીપોઝીટમાં મળે છે. આ રકમ મારે કે મારા કુટુંબમાં વાપરવી નથી તો આ રકમનો ઉપયોગ શામાં થઈ શકે ?

(૩) આ દાવાની રકમ બીજાને આપવા તેમજ કોર્ટમાં જુબાની આપવાથી હું ગુનેગાર થાઉં કે નહીં ?

(૪) શરીઅતે જો મના કરેલ હોય તો મારે આ રકમ બિલકુલ જોઈતી નથી. જો મળે તો એનો ઉપયોગ શા હેતુ માટે થઈ શકે એમ છે ?

બીજાઓના લાભ માટે મારી આખિરત બગાડવા હું બિલકુલ રાજી નથી.

ઉપરોકત સવાલોના જવાબ આપવા અરજ છે.

**જવાબ :** (૧) અગર જુબાનીમાં જે વાત કહેવાની છે તે સત્ય હોય, દા.ત. જેણે વાહન ચલાવી યુવાનોને મોતના ઘાટ ઉતાર્યા છે, તે બાબત એવી

ગવાહી આપવાની હોય કે આ માણસે આ કૃત્ય કર્યું છે અને આપે ખરેખર તેને એમ કરતાં જોયો હોય તો જુબાની આપી શકાય છે. મતલબ કે તમે જે જુબાની આપવાના છો તે વાસ્તવિકમાં ખરી હકીકત હોય અને આપે પણ પોતાની નઝરોથી પ્રત્યક્ષ જોઈ હોય તો જુબાની આપી શકાય છે.

(૨) ફીકસ ડીપોઝીટમાં મળવાનો મતલબ એ થયો કે અસલ રકમ હાથમાં આપવામાં આવતી નથી. બલકે અસલ રકમ તો બેંકમાં જમા કરાવી દેવામાં આવે છે અને તેનાથી મળતું વ્યાજ આપવામાં આવે છે અને એ સ્પષ્ટ છે કે બેંક વ્યાજની રકમ પોતાના કામમાં વાપરવી જાઈઝ નથી. બલકે એવી રકમ કોઈ પણ પ્રકારના સવાબની ઉમ્મીદ રાખ્યા વગર ગરીબો મોહતાજોને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે.

(૩) અને (૪) નો જવાબ ઉપર આવી ચુકયો છે.

# (૨૯) કરજ

## ૧. કરજ માંગવાની ઈજાઝત છે કે નહિ ?

**સવાલ** : સવાલ કરવું શરઈ રીતે મના અને તેના ઉપર વઈદ છે, તો કરજ માંગવાની ઈજાઝત છે કે તે ઉપર પણ વઈદ છે ?

**જવાબ** : જરૂરતના ટાણે કરજ લેવું જાઈઝ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમથી સાબિત છે. વિના જરૂરત કરજ લેવાની મનાઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. કરજ લઈ કોઈની તા'ઝીયત કરવા જવું કેવું છે ?

**સવાલ** : તા'ઝીયત માટે બહાર ગામ ખર્ચ કરી જવું અફઝલ છે એટલે કે કરજ કરી તા'ઝીયત માટે જવું કેવું છે ? અગર માથે કરજ હોય અને તા'ઝીયતમાં ન જાય, પરંતુ તા'ઝીયતમાં જવા માટેનો ખર્ચ સદકો કરે તે કેવું ?

**જવાબ :** તા'ઝીયત સુન્નત છે અને તે ઉપર સવાબનો વાયદો આવેલ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે જેણે કોઈ મુસીબતમાં ફસાયેલાની તા'ઝીયત કરી તો તેને (મુસીબતમાં ફસાયેલાને સબર કરવા ઉપર જેટલોજ સવાબ મળે છે) તેના જેટલો સવાબ મળશે. [મિશ્કાત : ૧૫૧] તે માણસ બહારગામ રહેતો હોય તો તા'ઝીયત માટે ત્યાં જવું જરૂરી નથી. પત્ર વડે તા'ઝીયત કરવાથી પણ એ સુન્નત અદા થયેલી કહેવાશે. હઝરત મુઆઝ (રદિ.)ના પૂત્રની વફાત પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પત્ર વડે તા'ઝીયત કરી હતી. [હિસ્ને–હસીન મુતર્જમ : પેજ ૨૪૬] ખાસ કરી જ્યારે પોતે કરજમાં ફસાયેલો હોય તો વધુ કરજ કરવાની જરૂરત નથી. પત્રથી આ સુન્નત અદા કરી દે. બાકી તેટલી રકમનો સદકો કરવાથી અને તેનો સવાબ મરનારને બખ્શવાથી મરનારને જરૂર ફાયદો પહોંચશે, પરંતુ તા'ઝીયતનો મકસદ (તેના જીવંત સ્નેહીઓની તસલ્લી તથા દિલાસો) અદા નહીં થવાથી તા'ઝીયતની સુન્નતનો સવાબ મળે નહીં અને એ સુન્નત અદા થયેલી કહેવાશે નહીં.

## ૩. કરેલો વાયદો પૂરો કરવો મુસ્તહબ્બે મુઅક્કદા છે.

**સવાલ :** અગર કોઈ મુસલમાન ભાઈને વાયદો કોઈ બાબતનો કરેલ હોય અને તે વાયદો તે પૂરો ન કરે તો કાલ–કિયામતના દિવસે (જે કરજ ન ચૂકવ્યા ઉપર વઈદ છે, જે કાલ કિયામતના દિવસે તકાઝો થશે) તેવી જ વઈદ અને તકાઝો ફકત લિલ્લાહ દેવાના વાયદા કરી લેવા પર થશે ?

**જવાબ :** કોઈને કોઈ વસ્તુ દેવાનો વાયદો કર્યો હોય તો તેને પૂરો કરવો મુસ્તહબ્બે મુઅક્કદ છે અને પૂરો ન કરવું મકરૂહે તનઝીહી છે.

[ફતહુલ મુલહીમ : ભાગ–૧ પેજ નં. ૨૩૪]

## ૪. કર્ઝે હસના એટલે કે બિનવ્યાજુ કરજ.

**સવાલ :** ઘણાં લોકો કર્ઝે હસનાનો મતલબ એવો કરે છે કે અગર કરજ લેનારના હાથમાં રકમ આવે તો આપવાની, અગર ન જ આવે તો માફી

સમજે છે. (એટલે જે હસના શબ્દ આવે છે તેનો અર્થ આ રીતે લે છે) તો આ બાબત સહીહ હકીકત શું છે ?

**જવાબ** : કર્ઝે હસનાનો મતલબ એ કે કરજ આપનાર તે કરજ વડે સામેવાળાથી કોઈ લાભ ન ઉઠાવે. બીજા શબ્દોમાં એને બિનવ્યાજુ કરજ કહી શકાય છે. બાકી લોકો જે મતલબ લે છે તે કોઈ જગ્યાએ જોવામાં નથી આવ્યો. કરજ તો અદા કરવું જરૂરી છે, નહીં તો ગુનેગાર ઠરશે. અલબત્ત કરજ આપનાર માફ કરી દે તો એની મરજી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પ. બનાવટ કરી કરજ લઈ ઉમરાહમાં જનારનો ઉમરો કબૂલ થશે ?

**સવાલ** : મારી પાસેથી આજથી બે વર્ષ પહેલાં બે માણસોએ પોતાના બે–ચાર દિવસમાં પૈસા આપવાના બહાને એક માણસે પોતાના મા–બાપને ઉમરાહમાં મોકલ્યા. જ્યારે બીજો માણસ પોતાની ઓરત અને છોકરાઓને લઈ ઉમરામાં ગયો. બંનેએ હજુ સુધી પૂરેપૂરી મારી રકમ આપી નથી. તો આ રીતે બનાવટ કરીને ઉમરા કરનારાઓ અને એમને ઉમરાહ કરાવનારને સવાબ મળશે કે કેમ ? હું દુઆ કરૂં છું કે, મારી પૂરેપૂરી રકમ ભરપાઈ કરે તોજ એમના બધાના ઉમરાહ કબૂલ થાય તો એવું થઈ શકે છે ?

**જવાબ** : એ બંને માણસોને આપે પોતાની રાજી–ખુશીથી રકમ કરજ રૂપે આપી હતી, અને તે રકમથી ઉમરાહ કરનાર તેઓના મા–બાપ અથવા બૈરી–છોકરાઓ હતાં, તો આપ તે ઉમરો કબૂલ નહીં થવાની દુઆ શા માટે કરો છો ? અલબત્ત તેઓએ આપની પાસેથી કરજ લેતી વેળા તેની અદાયગી માટે બે–ચાર દિવસની મુદત માંગી હતી, જેને આજે બે વરસ થયાં અને આપના પૈસા પૂરેપૂરા ચુકવ્યા નથી, આ બનાવમાં તેઓ તરફથી શરઈ રૂએ શું કોતાહી થઈ છે, તેની ચર્ચા જરૂરી છે કારણ કે આજકાલ આપણાં સમાજમાં આવા બનાવો વધી ગયા છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના પવિત્ર ફરમાનો જોતાં એ વાત સ્પષ્ટ થાય છે કે કરજ

અને દેવું શરઈ દ્રષ્ટિએ અનિચ્છીય અને નાપસંદ છે. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે : "મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કહેતા સાંભળ્યા કે હું કુફ્ર અને કરજથી (દેવા)થી અલ્લાહની પનાહ ચાહું છું." તો એક માણસે અરજ કરી કે: "અય અલ્લાહના રસૂલ ! આપ કરજને કુફ્રની બરાબર ગણો છો ?" તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઉત્તર આપ્યો, "જી હાં." [મિશ્કાત : ભાગ-૧ પેજ નં. ૨૧૮] મિશ્કાતના હાસિયામાં "લમઆત"ના હવાલાથી લખ્યું છે કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ દેવાદારને મુનાફિક કાફિરની બરાબર ગણ્યો, કારણ કે જ્યારે માણસ પર દેવું ચઢી જાય છે તો તે જૂઠ બોલે છે અને વાયદા ખિલાફી કરે છે. આ બન્ને વાતો મુનાફિકોની નિશાનીઓમાંથી છે.

[હાશ્યહએ મિશ્કાત : ભાગ-૧ પેજ નં. ૨૧૮]

એક રિવાયતમાં આવ્યું છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પાસે એક જનાઝો લાવવામાં આવ્યો. સહાબાએ અરજ કરી કે : "એની જનાઝાની નમાઝ પઢાવો." તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહ અલય્હિ વ સલ્લમએ પૂછ્યું : "એના ઉપર કોઈ દેવું છે ?" ઉત્તર મળ્યો, "નહીં." પછી બીજો જનાઝો લાવવામાં આવ્યો. તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પૂછ્યું : "શું એના ઉપર કોઈ દેવું છે ?" ઉત્તર મળ્યો, "જી હાં !"તો પૂછ્યું : "દેવાની અદાયગી માટે કાંઈક છોડયું છે ?" ઉત્તર મળ્યો, "ત્રણ દીનાર". તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેની જનાઝાની નમાઝ પઢાવી. પછી ત્રીજો જનાઝો લાવવામાં આવ્યો તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પૂછ્યું : "શું એના ઉપર દેવું છે ?" ઉત્તર મળ્યો, "ત્રણ દીનાર (દેવું છે.)" આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પૂછ્યું, : "કાંઈક છોડયું છે ?" ઉત્તર મળ્યો, "જી નહીં." આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "તમે લોકો એની જનાઝાની નમાઝ પઢી લો." આ સાંભળી હઝરત અબૂ કતાદહ (રદિ.) બોલ્યા : "હે અલ્લાહના રસૂલ ! સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ આપ એની જનાઝાની નમાઝ પઢાવી દો. એનું દેવું મારા માથે રહેશે." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ

નમાઝ પઢાવી. [મિશ્કાત પેજ નં. ૨૫૨] એક રિવાયતમાં છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "શહીદના બધા જ ગુનાહો માફ કરી દેવામાં આવે છે, દેવા સિવાય." [મિશ્કાત પેજ નં. ૨૫૨] અન્ય એક રિવાયતમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "અલ્લાહે મના' ફરમાવેલા મોટા ગુનાહો પછી સૌથી મોટો ગુનો જેને લઈને બંદો અલ્લાહ સમક્ષ જશે એ છે કે માણસ એવી હાલતમાં મૃત્યુ પામે કે તેના ઉપર દેવું હોય અને તેની અદાયગી માટે કાંઈ છોડયું ન હોય." [મિશ્કાત પેજ નં. ૨૫૩] એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "કસમ છે તે જાતની જેના કબ્ઝામાં મુહમ્મદની જાન છે, અગર કોઈ માણસ અલ્લાહના રસ્તામાં શહીદ થઈ જાય, ફરી જીવંત થાય, ફરી અલ્લાહના રસ્તામાં શહીદ થાય, ફરી જીવંત થાય, ફરી અલ્લાહના રસ્તામાં શહીદ થાય, ફરી જીવંત થાય અને તેના ઉપર દેવું છે તો જ્યાં સુધી તે દેવું અદા કરવામાં નહીં આવે ત્યાં સુધી તે જન્નતમાં પ્રવેશ નહીં પામે." [મિશ્કાત પેજ નં. ૨૫૪]

કરજ તેમજ દેવું અદા નહીં કરવા ઉપર આટ આટલી સખ્ત વઈદો હોવા પછી કોની હિમ્મત છે, જે દેવું અદા ન કરે ? બલકે આ બધી વઈદોને લઈ ઉલમા લખે છે કે : "સખ્ત જરૂરત વગર કરજ લેવું જાઈઝ નથી." આપે સવાલમાં જણાવ્યા મુજબ પેલા બે ભાઈઓએ આપની પાસેથી જે કરજ લીધું તે માત્ર પોતાના મા-બાપ અથવા પોતાના બૈરી-છોકરાઓને ઉમરો કરાવવા માટે લીધું હતું. જાહેર છે કે આ કોઈ એવી શરઈ જરૂરત ન હતી જેના માટે કરજ લેવું પડે, તે છતાં તેઓએ આમ કર્યું અને બે-ચાર દિવસ પછી પૈસા આપવાનો વાયદો કરી આજે બે વર્ષ થયા છતાં કરજ અદા કર્યું નથી. તેઓને જોઈએ કે ઉપર જણાવેલ હદીસોને વારંવાર વાંચે. તેના ઉપર ચિંતન મનન કરે અને પોતાનો અંજામ વિચારે. આપ પણ તેમના બે-ચાર દિવસમાં અદા કરવાની વાતમાં કેમ આવી ગયા ? જ્યારે કે આપ તેઓને કહી શકતા હતા કે ઉમરહ માટે જ મોકલવા ઈચ્છો છો તો બે-ચાર દિવસના વાયદે કરજ લેવાની મુસીબતમાં પડવાની જરૂરત નથી. જ્યારે

તમારી પાસે રકમ આવે ત્યારે મોકલજો. ઉમરહનો વખત કંઈ નીકળી જવાનો નથી. ત્યારે તો આપે કરજ આપવામાં સાવચેતીથી કામ લીધું નહીં અને હવે એવી દુઆ કરો છો કે એમનો આ ઉમરહ કબૂલ ન થાય. કબૂલ કરવું યા ન કરવું એ તો અલ્લાહના ઈખ્તિયારની વાત છે. એ બાબત કોઈ ચોક્કસ વાત કહી શકાય નહીં. અલબત્ત અલ્લાહના બંદાઓના હક્કોની અદાયગીમાં ટાલ–મટોલ કરી તેમને સતાવનારી એ ઈબાદતોના કબૂલ થવા બાબત પણ ભવિષ્ય ભાખી શકાય નહીં.

# (૨૭) રહન કિંવા ગિરવી રાખેલી વસ્તુ

## ૧. ગિરવી મુકવામાં આવેલા ઘર અથવા જમીન વગેરેથી ફાયદો ઉઠાવવું

**સવાલ :** અગર કોઈ માણસ કરજ પેટે અમુક રકમ લઈ તેના બદલામાં ખેતર અથવા ઘર કે કોઈ અન્ય વસ્તુ ગિરો તરીકે મુકે તો મઝકુર ખેતરમાં ખેડાણ કરી તેનો પાક ખાવું અથવા ગિરો રાખેલ ઘરમાં કરજ આપનારે રહેવું જાઈઝ છે ? અગર નાજાઈઝ હોય તો જાઈઝ હોવા બાબત કોઈ સૂરત હોય તો જણાવશો. જેથી મઝકૂર ગુનાહના કામથી મુસ્લિમ કવમ બચી શકે. એ વાતનો ખ્યાલ રહેકે કરજ લેનાર અથવા દેનાર આ જમીનથી ફાયદો ન ઉઠાવે તો એ વેરાન થઈ જશે.

**જવાબ :** અરબી ભાષામાં ગિરો મુકવાને 'રહન' કહેવામાં આવે છે. રહનનો શાબ્દિક અર્થ રોકવાનો થાય છે, જયારે કોઈ માણસ બીજા માણસને કરજ રૂપે કોઈ રકમ આપે અને જેને કરજ રૂપે રકમ આપવામાં આવી છે. તેની પાસેથી કોઈ વસ્તુ અથવા માલ વિશ્વસનીયતા ખાતર તેમજ ખાતરી રૂપ લઈ પોતાના કબજામાં રોકી રાખેકે આગળ જતાં ખુદા ન કરે અગર તે

કરજ અદા ન કરી શકે તો આ ચીજ અથવા માલ વડે કરજ આપનાર પોતાનું કરજ પૂરેપૂરું અથવા આંશિક રૂપમાં વસૂલ કરી લેશે, એવી વસ્તુને શરીઅતની પરિભાષામાં 'મરહૂન' કિંવા ગિરો રાખવામાં આવેલ ચીજ કહેવામાં આવે છે.

કોઈની પાસેથી કરજ રૂપે રકમ લઈ વિશ્વસનીયત તેમજ એઅતેબાર આપવા ખાતર ગિરો રૂપે કોઈ વસ્તુ મુકનારને શરીઅતની પરિભાષામાં 'રાહિન' અને બીજાને કરજ રૂપે રકમ આપી ગિરો લઈ પોતાની પાસે રોકી રાખનારને શરીઅતની પરિભાષામાં 'મુરતહીન' કહેવામાં આવે છે.

ગિરો મુકવામાં આવેલ વસ્તુ કિંવા 'મરહૂન'નો માલિક શરઈરૂએ 'રાહિન' અર્થાત્ તે વસ્તુને ગિરો મુકનાર જ છે. જેથી આગળ જતાં તે વસ્તુમાં કોઈક વધારો થાય દા.ત. ફળદાર વૃક્ષ ગિરો રૂપે મુકવામાં આવ્યું અને તેને ફળ લાગ્યા અથવા ગાય, ભેંસ ગિરો રૂપે મુકવામાં આવી તેને બચ્ચું પૈદા થયું અથવા દુધ આવ્યું, તો એ વધારાનો માલિક પણ રાહિન કિંવા ગિરો મુકનાર અસલી માલિક જ છે, એ જ પ્રમાણે તે વસ્તુ એવી છે જેનાથી ફાયદો ઉઠાવી શકાય છે. દા.ત. જમીન છે જેને ખેડીને પાક લઈ શકાય છે અથવા કોઈ સવારી કરવા લાયક વસ્તુ છે જેને સવારી રૂપે વાપરી ફાયદો ઉઠાવી શકાય છે અથવા મકાન છે જેમાં રહીને અથવા કોઈકને ભાડે આપીને ફાયદો ઉઠાવી શકાય છે, એ બધા જ ફાયદાઓનો માલિક રાહિન કિંવા ગિરો મુકનાર વ્યક્તિ છે. અને જેણે તે વસ્તુને ગિરો રૂપે પોતાની પાસે રોકી છે કિંવા મુરતહિન તે વસ્તુઓના વધારા અથવા ફાયદાનો માલિક નથી, જયારે તે ગિરો રૂપે મુકવામાં આવેલ વસ્તુ (મરહૂન) અને તેના વધારાઓનો માલિક નથી તો પછી તેનાથી કોઈ પણ પ્રકારનો ફાયદો ઉઠાવવાનો પણ શરઈરૂએ હક્કદાર નથી.

હદીસે પાકમાં આવ્યું છે : "કરજ આપી તેનાથી ફાયદો ઉઠાવવું વ્યાજ છે." મુરતહિને (ગિરો રૂપે વસ્તુ રોકી રાખનારે) રાહિન (ગિરો રૂપે વસ્તુ મુકનાર)ને કરજ આપ્યું છે અને ગિરો રૂપે મુકવામાં આવેલ વસ્તુ (મરહૂન)ને માત્ર વિશ્વનીયતા ખાતર પોતાની પાસે રાખી છે, હવે જો તે એ વસ્તુથી

કોઈક લાભ મેળવશે તો એનો મતલબ એ થશે કે તેણે કરજ આપી પોતાના એ કરજથી ફાયદો ઉઠાવ્યો જેને હદીસે પાકમાં વ્યાજ કહેવામાં આવ્યું છે. સહાબા, તાબિઈન તેમજ આપણા બુઝુર્ગો એ રીતના કોઈ પણ લાભથી પોતાને ઘણીજ તકેદારીથી બચાવતા હતા.

[મજમૂઅહ રસાઈલે લખ્નવી ૩/૪૦૭]

હઝરત મવ. અબ્દુલ્હય લખ્નવી (રહ.) 'મુખ્તસરે ઈગાસતુલ લહફાન'ના હવાલાથી લખે છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે આવા કરજથી જે કોઈ લાભ ખેંચી લાવતું હોય, મનાઈ ફરમાવી છે અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે તેને વ્યાજ ગણાવ્યું છે. અને જો કરજ આપનાર અને લેનાર બન્ને વ્યક્તિઓના દરમ્યાન કરજનો આ મામલો કરવા પહેલાં ભેટની લેવડ-દેવડની આદત ન હોય તો એ સૂરતમાં કરજ લેનાર તરફથી આપવામાં આવતી ભેટ સ્વીકારવાથી પણ આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે મનાઈ ફરમાવી છે." સુનને ઈબ્ને માજહમાં છે : યહયા ઈબ્ને ઈસ્હાક કહે છે કે "મેં હઝરત અનસ (રદિ.)થી પુછ્યું કે અમારામાંથી કોઈ વ્યક્તિ પોતાના મુસ્લિમભાઈને કરજ આપે અને તે કરજ લેનાર તેને કોઈક વસ્તુ હદયા રૂપે આપે તો તેનો શું હુકમ છે ?" તો હઝરત અનસ (રદિ.)એ જવાબ આપ્યો કે "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યું કે : "તમારામાંથી જયારે કોઈ બીજાને કાંઈક કરજ આપે અને કરજ લેનાર આ કરજ આપનારને કોઈક વસ્તુ ભેટ રૂપે આપે અથવા પોતાના સવારીના જાનવર ઉપર સવાર થવાની ઈજાઝત આપે તો કરજ આપનારને જોઈએ કે સવાર ન થાય અને ભેટ ન સ્વીકારે." અલબત્ત અગર પહેલેથી તેઓ દરમ્યાન આ રીતનો મામલો ચાલી રહ્યો હતો તો દુરૂસ્ત છે, ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલય્હિએ પોતાની કિતાબ 'તારીખ'માં હઝરત અનસ (રદિ.)થી નકલ કર્યું છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યું કે તમારામાંથી જયારે કોઈ બીજાને કરજ રૂપે કંઈક આપે તો તેનો કોઈ હદયો ન સ્વીકારે. અને બુખારી શરીફમાં હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે હું મદીના આવ્યો તો મારી

મુલાકાત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી થઈ તો તેઓએ મને કહ્યુંકે તમે એક એવા ઈલાકહમાં રહો છો જયાં વ્યાજ ઘણું પ્રસરેલું છે માટે અગર તમારૂં કોઈ લેણું કોઈના ઉપર નીકળતું હોય અને તે તમને ઘાસની પોટલી અથવા જવ ભેટ રૂપે આપે તો સ્વીકારશો નહિ, કારણ કે તે વ્યાજ છે. આ મુજબની રિવાયતો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી પણ નકલ કરવામાં આવી છે.

[મજમૂઅહ રસાઈલે લકનવી ૩/૪૦૮]

તમામ ફુકહા પોતાની કિતાબોમાં લખે છે કે મુરતહિન કિંવા ગિરો રાખનાર માટે મરહૂન કિંવા ગિરો મુકવામાં આવેલ વસ્તુથી કોઈ પણ પ્રકારનો લાભ ઉઠાવવો જાઈઝ નથી.

હિદાયહમાં છે : વલયસ લિલ્મુરતહિનિ અન યન્તફિઅ... અર્થાત્ : મુરતહિન કિંવા ગિરો રાખનાર માટે જાઈઝ નથીકે ગિરો મુકવામાં આવેલ વસ્તુથી લાભ ઉઠાવે, અગર ગુલામ હોય તો તેનાથી સેવા લઈને અને મકાન હોય તો તેમાં રહેઠાણ કરી અને કાપડ હોય તો તેને પહેરી લાભ ન ઉઠાવે સિવાય એ કે માલિકે રજા આપી હોય, કારણ કે ગિરો રાખનારને ગિરો રૂપે મુકવામાં આવેલ વસ્તુને માત્ર રોકી રાખવાનો હક્ક છે, ફાયદો ઉઠાવવાનો હક્ક નથી.

તન્કીહુલ ફતાવા હામિદિય્યહમાં છે : વલયસ લિલમુરતહિનિ વલા લિર્રાહિનિ અન યઝરઅલ્અર્દ.. અર્થાત્ : ગિરો રાખનાર અને ગિરો મુકનાર બન્નેમાંથી કોઈના માટે જાઈઝ નથી કે ગિરો મુકવામાં આવેલી જમીનને ખેડે, અને તેને ભાડે આપવું પણ જાઈઝ નથી કારણ કે તેઓ માટે એનાથી ફાયદો ઉઠાવવો દુરૂસ્ત નથી.

દુર્રેમુખ્તારમાં છે : અલ ઈન્તીફાઉ બિહી મુતલકન લા બિઈસ્તિખદામીન વલા બિસુકના.. અર્થાત્ : ગિરો મુકવામાં આવેલ વસ્તુથી ફાયદો ઉઠાવવો, ચાહે તેનાથી સેવા લઈ, તેમાં રહેઠાણ કરી, તેને ભાડે આપી તેને વાપરવા આપી, કોઈ પણ પ્રકારનો ફાયદો ઉઠાવવો ગિરો રાખનાર

અથવા મુકનાર બન્નેવમાંથી કોઈના માટે જાઈઝ નથી, કારણ કે વ્યાજ છે. અને એક કથન એ પણ છે કે ગિરોનો મામલો કરતી વખતે શરત કરી હોય તો વ્યાજ કહેવાશે, નહિ તો નહિ. [દુર્રે મુખ્તાર–૫/૩૪૨]

શામીમાં મુનહહુલ ગફ્ફારના હવાલાથી લખ્યું છે કે અબ્દુલ્લાહ ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અસ્લમ સમરકંદી જેઓ સમરકંદના મહાન આલિમો પૈકી હતા એમણે ફરમાવ્યું છે કે ગિરો રાખનાર માટે કોઈ પણ હાલતમાં ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવો હલાલ નથી, ચાહે ગિરો મુકનાર (માલિકે કિંવા રાહિને) રજા પણ આપી હોય, કારણ કે તેનું આ રજા આપવું વ્યાજની રજા આપવા સમાન છે, કારણ કે ગિરો રાખનાર પોતાનું કરજ તો પૂરેપૂરું વસૂલ કરશે અને તેના માટે આ ફાયદો ઉઠાવવું પોતાના કરજની ઉપર વધારાની એક વસ્તુ છે અને આ કૃત્ય ઘણુંજ ખતરનાક કૃત્ય છે.

ઉપર ફુકહાના જે કથનો અને ફિકહી કિતાબોના જે અવતરણો નકલ કર્યા છે તેનાથી એવું ફલિત થાય છે કે માલિક કિંવા ગિરો મુકનારની રજાથી ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવો ગિરો રાખનાર માટે દુરૂસ્ત છે, આ બાબત ફુકહાએ હનફિય્યહ માટે એક ચર્ચાનો વિષય છે. હઝરત મવ. અબ્દુલ્હય સાહબ લખ્નવી (રહ.)એ આ વિષય ઉપર એક આગવી પુસ્તિકા લખી છે અને તેમાં ફુકહાના બધા કથનો નકલ કર્યા પછી ખુલાસા રૂપ લખે છે કે : "ઉપર નકલ કરવામાં આવેલ તમામ કથનોમાં સૌથી વધુ સહીહ અને હદીસની સાથે સુસંગત કથન એ છે કે અગર ગિરોનો મામલો કરતી વખતે ગિરો રાખનારે ગિરો મુકનાર સાથે એવી શરત કરી હોય કે ગિરો વસ્તુથી હું ફાયદો અને લાભ ઉઠાવીશ, તો એ મકરૂહે તહરીમી છે, અને જો એ મુજબની શરત ન કરી હોય તો મકરૂહ નથી. શરત કરવાની સૂરતમાં મકરૂહ હોવાનું કારણ તે હદીસ છે જેમાં દરેક તે કરજ જેના વડે લાભ ઉઠાવવામાં આવ્યો તેને વ્યાજ બતાવવામાં આવ્યું છે અને શરત ન કરેલી હોવાની સૂરતમાં મકરૂહ ન હોવાનું કારણ તે રિવાયત છે જેમાં આવ્યું છે કે સવારીના જાનવર ઉપર સવારી કરાશે અને દુધવાળા જાનવરનું દૂધ પીવાશે, અને મકરૂહનો મતલબ મકરૂહે તહરીમી છે, અને જે લોકોએ હરામ કહ્યું છે તેઓની મુરાદ પણ એ

જ છે, કારણ કે મકરૂહે તહરીમી હરામ જેવું જ છે.

શરત કરવાની બે સૂરતો છે : ચાહે હકીકતમાં શરત કરવામાં આવી હોય અથવા હુકમન શરત કરી હોય, હકીકતમાં શરત કરવાનો મતલબ એ છે કે ગિરોનો મામલો કરતી વખતે ગિરો રાખનારે શરત લગાવી હોય કે ગિરો મુકનાર ગિરો વસ્તુથી લાભ ઉઠાવવાની મને રજા આપે, જેમ કે લોકોમાં પ્રચલિત છે કે જયારે તેઓ કોઈને કરજ આપે છે અને કોઈ વસ્તુ ગિરો રૂપે લે છે ત્યારે શરત કરે છે કે એનાથી ફાયદો ઉઠાવીશું અને કાયદેસર ગિરોના લખાણમાં તેનો ઉલ્લેખ કરવામાં આવે છે, અને જો ગિરો મુકનાર ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવાની રજા ન આપે અથવા ગિરોના લખાણમાં તેનો ઉલ્લેખ ન કરે તો ગિરો રાખનાર ન તો તેને કરજ આપશે અને ગિરો પણ નહીં રાખે. અને હુકમન શરતનો મતલબ એ છે કે આપણા ઈલાકામાં એક ધારો અને રિવાજ થઈ ગયો છે કે ગિરોનો મામલો કરતી વખતે ફાયદો ઉઠાવવાનો સ્પષ્ટ ઉલ્લેખ તો કરવામાં આવતો નથી, પરંતુ તેઓની મુરાદ અને નેમ ફાયદો ઉઠાવવાની જ હોય છે, જો ફાયદો ન મળતો હોય તો ગિરો રાખનાર સામેવાળાને કરજ આપશે જ નહીં, ત્યાં સુધીકે અગર કરજ આપી દીધું હોય અને બીજી મજલિસમાં ગિરો મુકનાર ફાયદો ઉઠાવવાની રજા ન આપે યા આપી હોય તે પાછી લઈ લે તો ગિરો રાખનાર ઘણોજ નારાજ થાય છે અને પોતાનું કરજ વાપસ લઈ લે છે, મતલબકે આપસની વાતચીતમાં ભલે સ્પષ્ટ રૂપે શરતનો ઉલ્લેખ નથી હોતો, પરંતુ તેઓનો આશય એ જ હોય છે અને વાત જાણીતી છે કે જે વસ્તુનો રિવાજ પડી ગયો હોય તે એવી જ સમજવામાં આવશે જાણે તેની શરત કરવામાં આવી હોય, જેમ કે 'અલ અશબાહ'ના લેખકે એને પૂરી તહકીક સાથે લખ્યું છે.

માટે જે સૂરતમાં હકીકતમાં શરતનો ઉલ્લેખ કરવામાં આવ્યો હોય તે વ્યાજ ગણાય છે એ જ પ્રમાણે જયાં હકીકતમાં ઉલ્લેખ થયો નથી, પરંતુ રિવાજ અને ધારો છે તો તે પણ વ્યાજના જ હુકમમાં ગણાશે.

કોઈ પણ પ્રકારની શરત વગર ફાયદો ઉઠાવવાની આપેલી રજા ત્યારે જ ગણાશે જયારેકે ગિરો રાખનાર ગિરોનો મામલો કરતી વખતે પોતાની

જબાન અથવા લખાણથી તેનો ઉલ્લેખ ન કરે, અને કરજ આપતી વખતે ફાયદો ઉઠાવવાની નિય્યત પણ ન હોય, બલકે ગિરો રાખવામાં તેની નિય્યત વિશ્વસનિયતા મેળવવાની અને ગિરો વસ્તુને માત્ર પોતાની પાસે રોકી રાખવાની જ હોય, એ સૂરતમાં અગર ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવાની રજા આપે તો ફાયદો ઉઠાવવો જાઈઝ હોવામાં શંકા નથી અને તે એવું સમજવામાં આવશે જેમ કે કોઈ માણસ કરજ લીધા વગર કોઈકને પોતાની વસ્તુ ફાયદો ઉઠાવવા આપે, પરંતુ તે છતાં તેનાથી ફાયદો ઉઠાવવું ખિલાફે અવલા છે અને એવા ફાયદા ઉઠાવવાથી બચવું બેહતર છે અને એ સૂરતમાં બચવું તકવો અને ફાયદો ઉઠાવવું ફતવો કહેવાશે, પરંતુ વર્તમાન યુગમાં આ સૂરત ઘણીજ કમયાબ બલકે નાયાબ છે, ઘણાં ઓછા લોકો એવું કરે છે, બલકે વર્તમાન યુગમાં હકીકતન શરતવાળી અથવા હુકમન શરતવાળી સૂરતો જ પ્રચલિત છે, પહેલી રીત જાહિલ અવામની છે અને બીજી અવામ જેવા ખવાસની છે.

વર્તમાન યુગમાં કેટલાય ઉલમા અને ફુકહાની આ ઈબારતોકે 'ગિરો રાખનાર માટે ગિરો મુકનારની રજાથી ગિરો મુકેલ વસ્તુથી લાભ ઉઠાવવો જાઈઝ છે'થી ઘણી જ ગેરસમજ અને ધોકો થઈ ગયો અને તેઓએ શરતવાળી સૂરત અને શરત કર્યા વગરની સૂરત તેમજ જેનો રિવાજ હોય તે પણ શરત કરેલી સૂરતના જ હુકમમાં છે, એ બધું સમજયા અને તેમાં ફરક કર્યા વગર જાઈઝ હોવાનો ફતવો આપી દીધો અને એ રીતે પોતે પણ ગુમરાહ થઈ ગયા અને બીજાઓને પણ ગુમરાહ કર્યા.''

[મજમુઅહ રસાઈલે લકનવી-૩/૪૧૨,૪૧૩]

ઉપર હઝરત મવ્લાના અબ્દુલ્હય લખ્નવી (રહ.) એ મસ્અલહના તારણ રૂપે જે કંઈ ફરમાવ્યું અને લખ્યું છે આપણા આજના યુગમાં એજ ચાલી રહ્યું છે, કિંવા ગિરો રાખનાર એટલા માટે જ ગિરો રાખે છે કે ગિરો રાખવામાં આવેલ વસ્તુથી પૂરેપૂરો ફાયદો ઉઠાવવો, જમીન હોય તો તેને ખેડી તેનો પાક લેવો, મકાન હોય તો તેમાં પોતે રહેવું અથવા ભાડે આપી તેનું ભાડું ખાવું, અન્ય કોઈ વસ્તુ હોય તો તેમાંથી જે રીતનો ફાયદો ઉઠાવવામાં આવે છે તે રીતનો ફાયદો ઉઠાવવો, સારાંશ કે કેટલાક લોકો તો ગિરો

રાખવાનો આશય એને જ સમજી રહયા છે, ત્યાં સુધી કે તેઓએ આને એક કારોબારનું રૂપ આપ્યું છે, તે એ રીતેકે તેઓ જરૂરતમંદોને કરજ રૂપે રકમ આપી તેઓનું ખેતર અથવા મકાન ગિરો રૂપે રાખી જયાં સુધી કરજ લેનાર કરજ અદા ન કરે ત્યાં સુધી તે ખેતર ખેડીને તેનો પાક લેતા રહેવું અથવા મકાનમાં રહી અથવા ભાડે આપી ભાડું વાપરતા રહેવું અને એ રીતે વર્ષો સુધી બલકે બબ્બે ત્રણ ત્રણ પેઢીઓ સુધી ગિરો વસ્તુને વાપરવાનો આમ રિવાજ પ્રચલિત થઈ ચુકયો છે, ત્યાં સુધી કે કેટલાક આલિમો પણ આ દુષણમાં ફસાયેલાં છે તેઓને ખબર નથી કે આ વસ્તુ શરઈ રૂએ જાઈઝ નથી અને વ્યાજ ગણાય છે. એટલા જ માટે આપણા ઉલ્માએ દેવબંદના તમામ ફતાવામાં સ્પષ્ટ રૂપે ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવાથી મના લખ્યું છે. નમૂના રૂપ કેટલાક ફતવાઓ રજુ કરવામાં આવે છે.

ઈમામે રબ્બાની હઝરત મવ. રશીદ અહમદ સાહબ ગંગોહી (રહ.) ફતાવા રશીદિય્યહમાં ફરમાવે છે "ગિરો મકાનને પોતાના વપરાશમાં લેવું અને તેમાં રહેવું દુરૂસ્ત નથી." [તાલીફાતે રશીદિય્યહ, પેજ-૪૨૪]

જમીન બાબત એક સવાલના જવાબમાં લખે છે 'જે લોકો એ શરત પર ગિરો મુકે છે કે જમીનથી પોતે ફાયદો ઉઠાવે અને કરજમાં તેને બાદ નહિ કરે તેઓ વ્યાજ ખાનારના હુકમમાં છે.'

[તાલીફાતે રશીદિય્યહ, પેજ-૪૨૪]

હઝરત મવ. મુફતી અઝીઝુર્રહમાન સા. દેવબંદી (રહ.) (દારુલ ઉલૂમ દેવબંદના સૌપ્રથમ સદર મુફતી) એક ફતવાના જવાબમાં લખે છે 'ગિરો રાખેલ ચીજના ફાયદાઓ ઉઠાવવા ગિરો રાખનાર માટે નાજાઈઝ છે.'

[ફતાવા દારુલ ઉલૂમ દેવબંદ અઝીઝુલ ફતાવા-૧/૬૫૭]

અન્ય એક સવાલના જવાબમાં લખે છે 'ગિરો જમીનથી ગિરો રાખનારે ફાયદો ઉઠાવવું અને તેની આવક ખાવું દુરૂસ્ત નથી, ઉલમાએ આ કુત્યને વ્યાજ લખ્યું છે.' [૧/૬૬૧]

મુફતીએ આઝમ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સા. દહેલ્વી (રહ.) એક સવાલના જવાબમાં લખે છે કે 'ગિરો રાખનારે ગિરો વસ્તુથી ફાયદો

ઉઠાવવું જાઈઝ નથી, કારણ કે એ પણ વ્યાજના હુકમમાં છે.'

[કિફાયતુલ મુફ્તી–૮/૧૩૬]

અન્ય એક ફતવામાં લખે છે 'મકાન, જમીન ગિરો રાખવું જાઈઝ છે, પરંતુ ગિરો રાખનારે ગિરો વસ્તુથી ફાયદો ઉઠાવવું જાઈઝ નથી.' [૮/૧૩૬]

હકીમુલ ઉમ્મત હઝરત મવ. અશરફઅલી થાનવી (રહ.) બેહિશ્તી ઝેવરમાં લખે છે :

**મસ્અલહ** : જે વસ્તુ તમારી પાસે કોઈએ ગિરો રાખી તો તે વસ્તુને કામમાં લાવવું, તેનાથી કોઈ પ્રકારનો ફાયદો ઉઠાવવું, એવી વાડીનું ફળ ખાવું, એવી જમીનનું અનાજ યા રૂપિયા લઈ વાપરવું, એવા ઘરમાં રહેવું કોઈ પણ વસ્તુ જાઈઝ નથી. [ઈમ્દાદુલ ફતાવા, ૩/૪૫૪]

હઝરત મવ. મુફ્તી શફીઅ સા. દેવબંદી (રહ.) એક સવાલના જવાબમાં લખે છે કે 'ગિરો મુકવામાં આવેલ વસ્તુથી ગિરો મુકનાર માલિકની રજા છતાં ફાયદો ઉઠાવવું (ગિરો રાખનાર માટે) જાઈઝ નથી.'

[ફતાવા દારુલ ઉલૂમ ઈમ્દાદુલ મુફ્તીન, ૨/૮૭૦]

ફકીહુલ ઉમ્મત હઝરત મવ. મુફ્તી મહમૂદ હસન સા. ગંગોહી (રહ.) (સદર મુફ્તી, દારુલ ઉલૂમ દેવબંદ) એક સવાલના જવાબમાં લખે છે કે 'જેની પાસે કોઈ વસ્તુ ગિરો મુકવામાં આવે તેના માટે તે વસ્તુથી ફાયદો ઉઠાવવું મના છે. કારણ કે એ વ્યાજના હુકમમાં છે, ચાહે તે ગિરો વસ્તુ જમીન હોય અથવા વાડી હોય અથવા મકાન વગેરે હોય બધાનો જ હુકમ સરખો છે.' [ફતાવા મહમૂદિયહ, ૪/૨૧૯]

હઝરત મવ. મુફ્તી રશીદ અહમદ લુધયાન્વી (રહ.) એક ફત્વાના જવાબમાં લખે છે 'ગિરો રાખનારે ગિરો રાખેલ વસ્તુથી ફાયદો ઉઠાવવું કોઈપણ હાલતમાં દુરૂસ્ત નથી, ગિરો મુકનારની રજા હોય કે ન હોય, કારણ કે એ વ્યાજના હુકમમાં છે.' [અહસનુલ ફતાવા, ૮/૪૯૮]

હઝરત મવ. મુફ્તી મુહમ્મદ યૂસુફ સા. લુધયાન્વી (રહ.) એક સવાલના જવાબમાં લખે છે 'ગિરો વસ્તુનો માલિક ગિરો મુકનાર છે અને તેના લાભો તેમજ ઉપજ પણ તેની જ માલિકી છે, જેની પાસે આ વસ્તુ ગિરો

રાખવામાં આવી છે તે ગિરો રાખેલ વસ્તુ તેમજ તેની ઉપજનો માલિક નથી, બલકે આ બધું તેની પાસે અમાનત રૂપે છે, જયારે ગિરો મુકનાર અસલ માલિક કરજ ભરપાઈ કરી દેશે, આ બધી વસ્તુઓ લઈ લેશે, ગિરો રાખનારે ગિરો વસ્તુના લાભો ઉઠાવવું તેમજ તેની ઉપર ખાવું વ્યાજ છે, જે શરઈરૂએ હરામ છે.' [આપકે મસાઈલ ઔર ઉનકા હલ, ૬/૧૬૯]

મુફતીએ ગુજરાત હઝરત મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ (રહ.) એક સવાલ જવાબમાં લખે છે "શરીઅતમાં ગિરવીનો અર્થ એ જ થાય છે કે એક માણસ પાસે આપણે કરજ પેટે કાંઈ નાણાં માંગીએ અને તેને ભરોસો અને એઅતિબાર ન આવે તેટલા જ ખાતર આપણે કોઈ ચીજ, ઘર, જમીન, ઝર, ઝેવર તેના કબ્જામાં આપીએ, તે નાણાં આપનાર પાસે એઅતિબાર અને ભરોસા માટે રહેલી અમાનત ગણાય છે માટે જ માણસ એ પ્રમાણે નાણાં ધીરી, ઘર ગિરવી પોતાના કબજામાં લે છે, તેનું આવતું ભાડું તે ગિરવી રાખનાર પોતાના ઉપયોગમાં લઈ શકતો નથી. હાં, અગર એ નિય્યતે ઉપયોગમાં લેશે કે જેટલા નાણાં ભાડાના જમા આવશે, તેટલા લેણાં પેટે કાપી આપીશ, તો જ ઉપયોગમાં લઈ શકાશે.'

એ જ પ્રમાણે એવા ગિરવી રાખેલ ઘરમાં ભાડું ગણવા અને અસલ માલિકના ખાતે જમા કર્યા વગર ગિરવી લીધા તે કારણે જ પોતેય રહેશે તો તે પણ જાઈઝ નથી, સૂદ અને વ્યાજનો ગુનાહ લાગુ પડશે.

ગિરવી રાખેલ ઘરનું જે ભાડું આવે છે; તેનો માલિક ઘરનો ખરો માલિક છે અને તે ભાડું ગિરવી રાખનાર પાસે ત્યાં સુધી જમા રહેશે જયાં સુધી ગિરવી મુકનાર માણસ પોતાનું ઘર છોડાવે નહિ. [ફતાવા સંગ્રહ—૫/૧૧૧]

આપે પોતાના સવાલમાં જે મુદો ઉઠાવ્યો છે કે "કરજ લેનાર અથવા દેનાર આ જમીનથી ફાયદો ન ઉઠાવે તો એ વેરાન થઈ જશે." તેનો સાદો અને સરળ ઉકેલ એ છે કે એ જમીનને ગિરો રાખનાર વ્યક્તિ (મુરતહિન) જમીનના અસલી માલિક (રાહિન)ની રજા લઈ અન્ય કોઈ વ્યક્તિને ગણોતે આપે અને તેની વર્ષા વર્ષની જે ગણોત આવે તે પોતાની પાસે જમા રાખે અને જયારે અસલી માલિક કરજ અદા કરી પોતાની જમીન ગિરોમાંથી

છોડાવે ત્યારે જમીનની સાથે સાથે આ આવક પણ અસલી માલિકને પરત કરે, આ રીતે જમીન વેરાન થતી બચી જશે અને ગિરો રાખનાર પોતે ફાયદો ઉઠાવી વ્યાજ ખાવાના ગુનાહથી પણ બચી જશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૮) હિબહ કિંવા હદયો

## ૧. હ્યાતીમાં ઔલાદ વચ્ચે મિલ્કતની વહેંચણી કેવી રીતે કરવી ?

**સવાલ :** મારી ખેતીની જમીન ૪ વીંઘા છે અને કાચું લાકડા, નળિયા, પતરાવાળું ઘર છે અને ઘરની જમીન ૧૮ ગુંઠા છે. મારે ત્રણ છોકરાઓ અને ૬ છોકરીઓ છે. જેમાંથી પાંચ છોકરીઓ શાદી શુદા છે અને એક કુંવારી છે. છોકરાઓમાં મોટો છોકરો જુદો રહે છે. જે ઘરના એક ભાગમાં રહે છે. બાકી બે છોકરા અને એક કુંવારી છોકરી મારી સાથે રહે છે. તો હાલ ઘર ઘણું જૂનું હોવાથી તે ઘર તોડી નવું ઘર બાંધવું છે તો મારે મારી હયાતીમાં મિલકતને વહેંચવી છે તો શરીઅતની દ્રષ્ટિએ કેવી રીતે વહેંચી શકું ?

મારો મોટો છોકરો પહેલાં સાથે હતો ત્યારે તેને મેં ૧૦ તોલા સોનું આપેલું. એ સોનું એટલા માટે આપેલું કે તે બહાર (ફોરેન) જનાર હતો. તો આ સોનું મુકી પૈસા લાવ્યા પછી ફોરેનથી પૈસા મોકલી એ સોનું છોડાવી મને પરત આપવું. પરંતુ એ ફોરેન જઈ આવ્યા પછી પણ આ સોનું આપ્યું નથી અને જ્યારે એ ૧૯૮૨ માં મારાથી જુદો પડયો ત્યારે એણે લખાણ આપેલું કે હું આ ૧૦ તોલામાંથી મારા હિસ્સાનું સોનું રાખી બાકીના બે હિસ્સાનું સોનું મારા બન્ને ભાઈઓને આપીશ પરંતુ હજી સુધી એ પણ આપ્યું નથી. હાલ બે ત્રણ વર્ષથી એને ખેતી ભાગે કરવા માટે સોંપેલ છે. એ રીતે કે ખેતીમાં જે કાંઈ ખર્ચ થાય તે અર્ધો-અર્ધો આપી જે પાક થાય તેમાં અર્ધો-અર્ધો લઈ લેવો. આ ચાર વીંઘા ખેતી ઉપર એ ભાઈએ બે વર્ષ પહેલાં

બીજાની ખેતીમાં ખાતર નાંખવા માટે મારી ખેતી ગીરવે મુકી બેંકમાંથી રૂા.૧૦,૦૦૦ લોન લીધી હતી જે હજી સુધી ભરી નથી. તો આ ખેતી–જમીન હું વહેંચી શકું કે કેમ ? અને વહેંચવા પછી આ દસ હજાર રૂપિયા અને દસ તોલા સોનું મારે વાળી લેવું કે કેમ ? સોનાની કિંમત ત્યારની લેવાય કે આજની લેવાય ? છોકરીઓ પોતાનો હક લેવા ન માંગતી હોય અને રાજીખુશી હોય તો તે ચાલે કે કેમ ? મારી ઓરત અને મારા માટે ઘરની જમીન અને ખેતીની જમીનમાં અમે રાખી શકીએ કે કેમ ? મારી ઓરતને એના પીયરથી મળેલી જનસમાં છોકરા છોકરીનો ભાગ રહી શકે કે નહીં ?

અત્યારે મારી હયાતી છે અને મારી ઓરત અને મારા માટે જે જમીન વહેંચણી વગર અમારા માટે કાઢીએ અને પછી મારી હયાતી ન હોય ત્યારે એ જમીનની વહેંચણી કેવી રીતે કરવી ?

હાલ જે જૂનું મકાન છે તે તોડીએ તો એમાંથી લાકડા, નળિયા, પતરાં વગેરે જે કાટમાલ નિકળે તેનું શું કરી શકાય ? એ હું કાટમાલ મારી સાથે જે બે છોકરાઓ રહે છે તેના ઘર બનાવવા માટે વાપરી શકું કે કેમ ? આ બધી બાબતોનો ખુલાસો આપશો.

**જવાબ** : માણસ પોતાની હયાતીમાં પોતાની ઔલાદમાં પોતાની મિલકત વહેંચવા ચાહે તો મુસ્તહબ રીત એ છે કે તમામ ઔલાદ (ચાહે તે છોકરા હોય કે છોકરીઓ હોય તેઓ)ના દરમિયાન સરખા ભાગે વહેંચે કોઈને વધારે અને કોઈને ઓછું ન આપે. કોઈ શરઈ કારણ વગર એવું કરવું કિંવા કોઈકને આપવું અથવા કોઈકને મહરૂમ રાખવું અથવા કોઈકને વધું આપવું અને કોઈકને ઓછું આપવું ગુનાહિત કાર્ય છે. બધી જ ઔલાદ ઔલાદ હોવાની હેસિયતથી બરાબર છે, તો આપવામાં અને સારા સુલૂકમાં પણ તેમને બરાબર રાખવી જોઈએ.

આપે મોટા છોકરાને જે સોનું આપ્યું છે તે કરજ રૂપે આપ્યું હતું તો આપ તેની પાસેથી એને વાપસ માંગી શકો છો અને જો તે સોનું વાપસ ન કરતો હોય તો એટલી મિલકત એને ઓછી આપી શકો છો. જ્યારે તમે મિલકતની વહેંચણી કરો તે દિવસે મિલકતની તેમજ સોનાની જે કિંમત હશે

તે આપવામાં આવશે. મોટા છોકરાએ ખેતીની જે જમીન ગીરવી મુકી છે તે અગર આપની ઈજાઝત વગર મુકી હશે તો એ ગીરવે મુકવું દુરૂસ્ત નથી અને આપની ઈજાઝતથી હશે તો દુરૂસ્ત છે. જ્યારે તે જમીન ગીરવેથી છોડાવો ત્યારે એની વહેંચણી કરી શકશો, અત્યારે નહીં. તમે જે મિલકતની વહેંચણી કરો તે માટે જરૂરી છે કે તેને અલગ પાડી દરેકને કબ્જો પણ સોંપી દો. અગર માત્ર કાગળ ઉપર વહેંચશો અને કબ્જો સોંપો નહીં તો તે વહેંચણી શરઈ રૂએ માન્ય લેખાશે નહીં. તમારી ઓરતને જે જમીન પીયરમાંથી મળી છે, તેની માલિકી તેની જ છે. તે પોતાની મરજીથી તેમાં જે કાંઈ કરવા ચાહે તે કરી શકે છે. ચાહે તો પોતાની માલિકીમાં રહેવા દે ચાહે તો પોતાની ઔલાદમાં વહેંચી દે. તે જમીન બાબત આપને કોઈ ઈખ્તિયાર નથી.

તમે તમારી પાસે જે જમીન પોતાના વપરાશ માટે વહેંચણી વગર રહેવા દેશો તેમાં તમારી વફાત પછી શરઈ રીતે જે વારસદાર હયાત હશે તેનો હક લાગશે. એ બાબત ત્યારે જ જવાબ આપી શકાશે અત્યારથી નહીં. જૂના મકાનમાંથી નિકળેલો કાટમાલ પણ તમારો જ છે. એની પણ ઉપર મુજબ વ્યવસ્થા કરી શકો છો.

## ૨. વાલિદા પોતાની હયાતીમાં ત્રણ છોકરાને (મિલ્કત) કેવી રીતે આપી શકે ?

**સવાલ** : અમે ત્રણ ભાઈઓએ અમારા વાલિદ સાહેબના ઈન્તિકાલ બાદ ત્રણ બહેનોને વારસાઈ હક્ક આપી દીધો છે, અમારી વાલિદા હયાત છે. એમનો હક્ક બે મિલકતમાં છે. (૧) અમારૂં વપરાશવાળું મકાન, જેમાં દુકાન પણ છે. (૨) એક બીજું મકાન કે જેમાં ભાડુત રહે છે. અમારી વાલિદા પોતાની મરજીથી પોતાની હયાતીમાં અમારા વપરાશવાળા મકાનમાંથી પોતાનો હક્ક અમને ત્રણ ભાઈઓને આપી દેવા માંગે છે અને જે બીજી મિલકત છે (જેમાં ભાડુત રહે છે.) તેમાં જ પોતાનો હક્ક રાખવા માંગે છે. તો સવાલ એ છે કે આવી રીતે અમારી વાલિદા પોતાની હયાતીમાં પોતાની મરજીથી આવું કરી શકે કે કેમ ?

**જવાબ :** કોઈ સહિયારી મિલકતમાં કોઈક વ્યક્તિનો હક્ક–હિસ્સો હોય અને તે વ્યક્તિ પોતાના એ હક્ક–હિસ્સાને તે ભાગીદારોને બખ્શિશ કરવા ચાહે તો જ્યાં સુધી તેની વહેંચણી કરી પોતાના હિસ્સો આગવો કરી તેના ઉપર કબ્જો નહીં કરે, ત્યાં સુધી બખ્શિશ કરવું દુરૂસ્ત નથી.

એ પણ યાદ રહે કે પોતાનો હિસ્સો આગવો કરી કબ્જો કર્યા પછી કોઈક એક વ્યક્તિને બખ્શિશ કરશે તો દુરૂસ્ત છે અને એકથી વધુ વ્યક્તિને બખ્શિશ કરવાની સૂરતમાં જ્યાં સુધી તેઓને આપવામાં આવી રહેલ હિસ્સાઓ નોખા પાડી દરેકને અલગ અલગ કબ્જા સહિત સોંપવામાં નહીં આવે ત્યાં સુધી બખ્શિશ દુરૂસ્ત ઠરશે નહીં. માટે પૂછેલી સૂરતમાં સહેલી અને સરળ રીત એ છે કે આપની વાલિદા વપરાશવાળા મકાનમાં એમનો જે હિસ્સો છે તે આપ ત્રણે ભાઈઓને સહિયારા રૂપમાં વેચી દે. કારણ કે વેચાણ માટે હિસ્સાઓ નોખા પાડી કબ્જો કરાવવું જરૂરી નથી, મોઢા મોઢ સોદો કરી લેવાથી વેચાણ દુરૂસ્ત થઈ જશે. ત્યાર પછી વેચાણને લઈ એની જે કિંમત આપ ભાઈઓ ઉપર અદા કરવી જરૂરી ઠરી છે તે આપની વાલિદા માફ કરી આપે.

### ૩. બક્ષીસ આપ્યા પછી બક્ષીસ આપેલ માણસની રાજીખુશી વગર તે ચીજ પાછી લઈ શકાય નહીં.

**સવાલ :** કોઈ મકાન–જમીન કે કોઈપણ વસ્તુ એક વાર કોઈને બક્ષીસ આપી દીધા બાદ તે વ્યક્તિ (એટલે કે બક્ષીસ દેનાર વ્યક્તિ) જબરદસ્તી પાછી લઈ શકે ખરી ? જે એક વાર બક્ષીસ આપી દીધા બાદ તે બક્ષીસ લેનારની માલિકીમાં ગણાશે કે કેમ ?

**જવાબ :** બક્ષીસ દીધેલી વસ્તુ પાછી લેવી જાઈઝ છે, પરંતુ મકરૂહે–તહરીમી છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૪ પેજ નં. ૫૧૫] જબરદસ્તીથી પાછી લઈ શકતો નથી. અલબત્ત બક્ષીસ લેનારથી પાછી માંગી અને તેણે પોતાની ખુશીથી પાછી આપી તો જ લઈ શકાય છે.

[ભાગ–૪ પેજ નં. ૫૧૯]

## ૪. હદયામાં આપેલ વસ્તુ ગુનાહમાં વાપરે તો ગુનેગાર કોણ ?

**સવાલ :** ઝેદ બકરને કોઈ વસ્તુ બખ્શીશ રૂપે આપે અને બકર તેને ગુનાહના કામમાં વાપરે અથવા ઝેદ બકરને કોઈ વસ્તુ યાદગારી માટે આપી એમ કહે કે આને વેચવું નહીં. બકર એને વેચી દે તો બન્નેવ સૂરતમાં ઝેદની હક તલફી (હક મારવો) થશે ખરી ?

**જવાબ :** ઝેદે બકરને હદયા રૂપે કોઈ વસ્તુ આપી અને બકરે તે સ્વીકારી લઈ કબ્જો કરી લીધો તો બકર હવે તે વસ્તુઓને વાપરે અથવા વેચીને તેની કિંમત પોતાના વપરાશમાં લાવે એ તેની મરજીની વાત છે, કારણ કે તે માલીક છે. હાં, ગુનાહના કામમાં વાપરશે તો વાપરનાર ગુનેગાર ઠરશે. આપનાર ઉપર ગુનો નથી. અલબત્ત અગર આપનારને એવો યકીન હોય કે જો હું આ વસ્તુ ફલાણાને આપીશ તો તે ગુનાહમાં જ વાપરશે તો એવા માણસને ન આપે. [શામી : ભાગ-૫ પેજ નં. ૪૫૮]

## ૫. હયાતીમાં પોતાની મિલ્કતો પૂત્રો-પૂત્રીઓના નામે કરવું.

**સવાલ :** ધારો કે હું ચારથી ૫ કરોડનો આસામી છું. મારી મિલ્કતોને વેચીને મારા ફકત પૂત્રોના નામે ખરીદી કરૂં તેમજ મારી મિલ્કત પૂત્રોના નામે ટ્રાન્સફર કરૂં. પૂત્રીઓને ફકત ૫% ટ્રાન્સફર કરૂં (એક ભાઈને ૧૦૦ રૂપિયા આવે તો એક બહેનને ૫ રૂપિયા આવે તે પ્રમાણે ૨૦:૧) તો આ પ્રમાણે હયાતીમાં કરૂં. પૂત્રીઓને હું કહું : તમને તમારો હક આપી દીધો અથવા તેમના જોડે લખાવી લઉં કે મને મારો હક મળી ગયો છે..........તો

(૧) ઉપરોકત વહેવાર યોગ્ય છે ?

(૨) હક મળી ગયો તેવું લખાણ માન્ય ગણાય અથવા લખી અપાય ?

(૩) શરીઅત મુજબ દીન દુન્યામાં શી સજા છે ?

**જવાબ :** અસલ જવાબ પહેલાં પ્રાથમિક રૂપે કેટલીક વાતો જાણી લો. (પહેલી) માણસ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી તે પોતેજ પોતાની

મિલ્કતોનો માલિક અને મુખ્તાર છે. પોતાની મરજી મુજબ યોગ્ય સમજી જે વહીવટ (લે-વેચ, બક્ષીસ, સદકો, ખય્રાત) કરવા ચાહે તે કરી શકે છે, તેની અવલાદ અથવા અન્ય કોઈ તેના ઉપર પાબંદી અથવા રોક લગાવી શકતું નથી, અલબત્ત જ્યારે માણસ મૃત્યુ-રોગ (જે બીમારી એના મૃત્યુ માટે કારણભૂત બની તે)માં સપડાય જાય ત્યારે ત્રીજા ભાગથી વધુ મિલ્કત બક્ષીસ યા ખય્રાત કરી શકતો નથી, તે અગાઉ પોતાની બધી જ મિલ્કતમાં દરેક પ્રકારનો વહીવટ કરવાની સત્તા ધરાવે છે.

(બીજી) માણસ જ્યાં સુધી હયાત છે તેના માલમાં વારસા-વહેંચણી થઈ શકતી નથી, વારસા વહેંચણી મૃત્યુ પછી જ થઈ શકે છે.

(ત્રીજી) માણસ પોતાની હયાતીમાં પોતાની અવલાદને જે કાંઈ આપે છે તે વારસાઈ હક નથી, બલકે બક્ષીસ રૂપે હોય છે. અગર કોઈ વ્યક્તિ પોતાની હયાતીમાં પોતાની અવલાદને મિલ્કત વગેરે દેવા ચાહે તો તેની બેહતર અને શરીઅતે પસંદ કરેલી રીતે એ છે કે બધી જ અવલાદને આપે, કોઈકને નહીં આપવું, મકરૂહ છે. એજ પ્રમાણે બધી અવલાદને એક સરખું આપે, અવલાદમાંથી કોઈક (ચાહે દીકરો હોય અથવા દીકરી)ને વધુ આપવું અને કોઈકને ઓછું આપવું મકરૂહ છે. આ હુકમ પણ ત્યારે છે જ્યારે કે આપવા/નહીં આપવા અથવા વધતું/ઓછું આપવામાં એકને ફાયદો પહોંચાડી બીજાને નુકશાન પહોંચાડવાની નેમ હોય, અને આવું કરવા માટે કોઈ શરઈ કારણ ન હોય, તે છતાં આ પ્રમાણે કરવાથી બક્ષીસ સહીહ અને મોઅતબર ગણાશે. કિંવા જેને નથી મળ્યું અથવા ઓછું મળ્યું છે તેને શરઈ રૂએ હક નથી કે સામેવાળા (કિંવા જેને મળ્યું છે અથવા વધુ મળ્યું છે) પાસેથી માંગણી કરે, અને જો આવું કરવા (અવલાદમાંથી કોઈકને આપવા અને કોઈકને નહીં આપવા અથવા કોઈકને વધુ અને કોઈકને ઓછું આપવા) માટે શરઈ કારણ મવજૂદ છે, દા.ત. જેને વધુ આપે છે તે નેક અને દીનદાર છે અને એટલે જ તેને વધુ આપે છે અને જેને ઓછું આપી રહ્યો છે તે બદચલન અને બેદીન છે અને એટલે જ તેને ઓછું આપી રહ્યો છે તો આમ કરવું ગુનો નથી, બલકે જાઈઝ છે. ત્યાં સુધી કે અગર કોઈને ખબર છે કે મારા મૃત્યુ પછી

મારી અવલાદ બધી માલ–મિલ્કત અલ્લાહની નાફરમાનીમાં ખર્ચ કરશે તો એના માટે બેહતર છે કે પોતાની બધી માલ–મિલ્કત પોતાની હયાતીમાં નેકીના કામોમાં ખર્ચ કરી દીએ અને અવલાદ માટે કાંઈ પણ ન છોડે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૫ પેજ નં. ૬૫,
રસાઈલે– ઈબ્ને આબિદીન : ભાગ–૨ પેજ નં. ૧૪૫,
મિરકાત શર્હે મિશ્કાત : ભાગ–૬ પેજ નં. ૧૫૩, ૧૫૪]

હવે આપે પુછેલ પ્રશ્નોના જવાબ ક્રમવાર રજુ કરૂં છું.

(૧) અગર દીકરીઓને માત્ર દીકરી હોવાને લઈ ઓછું આપ્યું અને દીકરાઓને માત્ર દીકરા હોવાને લઈ વધુ આપ્યું તો એ શરઈ કારણ ન હોવાને લઈ મકરૂહ છે, અને આમ કરવાથી પોતાની અવલાદમાં ન્યાયી વર્તણુંક નહીં કરવાને લઈ તે ગુનેગાર છે.

(૨) જ્યાં સુધી તે હયાત છે, વાજીબ હક તો છે નહીં, અને મુસ્તહબને હકનું ઉપનામ આપી શકાય નહીં, જેથી એ લખાણ શરઈ દ્રષ્ટીએ વ્યર્થ છે.

(૩) અગર એની નેમ આ પ્રમાણે કરવામાં, એના મૃત્યુ બાદ દીકરીઓને જે વારસાઈ હક મળવાનો હતો તેનાથી મહરૂમ કરવાની છે, તો તેનું આ કૃત્ય ગુનાહીત હોવાની સાથે તેને વઈદનો હકદાર બનાવનારૂં છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે જેણે પોતાના વારસદારનો વારસાહક (કોઈ રીત અપનાવી) ખતમ કર્યો, અલ્લાહ પાક કયામતના દિવસે તેનો વારસાહક જન્નતમાંથી ખતમ કરશે. [મિશ્કાત પેજ ૨૬૬] અલબત્ત આપણી ફરજ એ છે કે કોઈ પ્રબળ શરઈ કારણ વગર કોઈની નિય્યત બાબત ચોક્કસ હુકમ લગાવવામાં સાવચેતી અપનાવીએ, કારણ કે નિય્યત દિલથી સંબંધ ધરાવતી વસ્તુ છે, દિલની વાત અલ્લાહ તઆલા જ જાણી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. પોતાની જીંદગીમાં ઔલાદ વચ્ચે માલ વહેંચવો.

**સવાલ** : મારા ત્રણ છોકરા અને એક છોકરી છે. બધા જ સાહિબે ઔલાદ છે. મારી મિલ્કત કિંવા મારૂં મકાન રૂા.૭૫,૦૦૦/– ની કિંમતનું

છે. પરિવારમાંથી એક વ્યક્તિને વધારેથી વધારે કેટલો હિસ્સો બખ્શીશ કરી શકું છું ?

**જવાબ** : કોઈ માણસ પોતાની ઔલાદને બખ્શીશ આપવા માંગતો હોય તો તેની રીત એ છે કે તમામ ઔલાદને સરખું આપે, ચાહે છોકરો હોય કે છોકરી. એકને બીજી ઔલાદથી વધારે ન આપે. હઝરત નોઅમાન બીન બશીર (રદિ.)થી રિવાયત છે કે એમના બાપ એવણને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં લાવ્યા અને અરજ કરી કે : "મેં મારા આ છોકરાને એક ગુલામ આપ્યો છે." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "શું દરેક ઔલાદને એ પ્રમાણે જ આપ્યું છે ?" જવાબ આપ્યો કે : "નહીં." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "એ પાછું લઈ લ્યો."

[બુખારી શરીફ ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૫ પેજ નં. ૬૫]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. હયાતીમાં ઔલાદને કેવી રીતે આપવું ?

**સવાલ** : એક બાઈને એમની માં ના વારસામાંથી રૂા.૫૬૦૦/- મળ્યા છે. આ બાઈને ત્રણ છોકરીઓ છે અને એક છોકરો છે. આ બાઈ રૂા.૫૬૦૦/- માંથી દરેકને ભાગ આપવાનું કહે છે. માટે શરીઅત મુજબ છોકરાને કેટલા અને છોકરીઓને ભાગે કેટલા કેટલા આપવા ?

**જવાબ** : માં બાપ પોતાની હયાતીમાં જે કંઈ આપે છે તે બખ્શિશ રૂપે હોય છે અને બખ્શિશમાં તમામ ઔલાદને (ચાહે છોકરો હોય કે છોકરી) સરખી રીતે આપવાનો શરઈ હુકમ છે. માટે મજકૂર બાઈને જોઈએ કે પોતાની ચારે ઔલાદમાં સરખે ભાગે વહેંચે કિંવા દરેકને રૂા.૧૪૦૦/- આપે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૯) વકાલત
# કિંવા કામ સોંપવું

## ૧. શું ખરેખર વકીલ બનવું જાઈઝ નથી ?

**સવાલ :** હું એક વકીલ (એડવોકેટ) છું. શું વકીલ બનવું અને વકીલાત કરવી એ પ્રથમ જાઈઝ (યોગ્ય) છે કે નાજાઈઝ (અયોગ્ય) ? એ મને જણાવશો. તેમજ લોકોના મનમાં તથા સમાજમાં આજે એક પરંપરા જે બંધાઈ ગઈ છે કે વકીલ એટલે કે જુઠૂં બોલવું અને હરામની રોઝી ખાવી અને ખરેખર જે કોઈ માણસ જે ખરી રીતે–સાચી રીતે (વકીલાત) કરતો હોય તેને પણ સમાજ અને ખાસ કરીને મુસ્લિમ સમાજ એક રીતે એમ માની લે છે કે વકીલ એટલે હરામની રોઝી અને અમુક સંજોગોમાં તેમની એટલે કે વકીલની દાવત તથા કોઈ પણ પ્રકારની મદદ લેતા ખચકાય છે. ત્યારે ખરેખર દિલમાં એવું થાય છે કે વકીલાત છોડી દેવી જોઈએ. ખેર, આ પ્રશ્ન પુછી તમોને જે કંઈ પણ તકલીફ પડે તેના માટે હું માફી માંગુ છું અને પ્રશ્નનો જવાબ મળે એવી તમારાથી ઉમ્મીદ છે.

**જવાબ :** મહેનતાણું લઈ કોઈ પણ કામ કરવા માટે આપસમાં બે વ્યક્તિઓ જે કરાર કરે છે, તેને શરીઅતની પરિભાષામાં 'અકદે–ઈજારહ' કહેવામાં આવે છે. કોઈ પણ અકદે–ઈજારહના સહીહ હોવા માટે કેટલીક શરતો જરૂરી છે, તે પૈકી એક એ પણ છે કે તેમાં જે કામ માટે કરાર કરવામાં આવી રહ્યો છે તે કામ ચોક્કસ રૂપે નક્કી હોય અને સાથે જ તે કામ ઉપર જે મહેનતાણું લેવા–દેવાનું હોય તે પણ ચોક્કસ રૂપે નક્કી હોવું જોઈએ. દા.ત. એક માણસ કુર્તો સીવડાવવા માંગતો હોય તે નક્કી કરવાની સાથે સિલાઈ રૂપે જે રકમ આપવાની હોય તે પણ નક્કી કરવું જરૂરી છે. કોઈક વાર કામના બદલે સમય નક્કી કરવામાં આવે છે. દા.ત. કોઈ મજુરને મજુરીએ રાખતી વેળા નક્કી કરવામાં આવે છે કે સવારના આઠથી લઈ સાંજના પાંચ

વાગ્યા સુધી તારે ફલાણું કામ કરવાનું છે, જેની મજુરી પેટે તને આટલી રકમ આપવામાં આવશે.

બીજી એક શર્ત એ પણ છે કે તે કામ શરઈ રૂએ ગુનાહિત કૃત્ય ન હોય. દા.ત. કોઈ આદમી ગાવા–વગાડવા માટે કોઈને નક્કી કરે તો એ દુરૂસ્ત નથી, કારણ કે ગાવું–વગાડવું શરઈ રૂએ ગુનાહિત કૃત્ય છે, જેને લઈ આ અકદે–ઈજારહ દુરૂસ્ત નથી.

વકાલતમાં અગર કોઈ વકીલ જુઠ્ઠો અને ના–હક કેસ લડી રહ્યો છે અને જાલિમની મદદ કરી રહ્યો છે તો એ વડે પ્રાપ્ત કરેલ આવક જાઈઝ નથી, પરંતુ અગર કોઈ વકીલ સાચા કેસો જ લડતો હોય અને કોઈ નિર્દોષને ફસાવી જાલિમની મદદ કરતો ન હોય, બલકે નિર્દોષને છોડાવવા માટે કેસ લડતો હોય તો તે વડે પ્રાપ્ત કરેલી રકમ (આવક) નિઃશંક હલાલ અને જાઈઝ છે. માટે મુસ્લિમ સમાજમાં લોકોનું એમ સમજવું કે આ વ્યવસાય હરામ અને નાજાઈઝ છે તો શરીઅતે આપેલ આદેશોથી નાવાકિફિય્યત અને જહાલતની વાત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## ૨. કરજ આપનારના વકીલને કરજ આપવું કરજ આપનારનેજ આપેલ ગણાશે.

**સવાલ** : હું લગભગ છેલ્લા વરસોથી ઝૈદના ત્યાંથી માલની લેવડ દેવડ કરૂં છું, ઉધાર તથા રોકડમાં. હવે એક વખત મારા મિત્ર ઉમરે ફેબ્રીકેશનનો માલ ઝૈદ પાસેથી મને ઉધાર અપાવવા કહ્યું, તો મેં ઝૈદ પાસેથી તેને માલ અપાવ્યો અને રૂા.૧,૬૩,૦૦૦/– ની રકમ ઉધારમાં બાકી રહી. તેમાંથી રૂા.૫૦,૦૦૦/– હું ઉમર પાસેથી લાવ્યો અને ઝૈદની ઓફીસે જમા કરાવ્યા અને બીજા રૂા.૫૦,૦૦૦/– ઉમરે મને મગ્રિબની નમાઝ પછી આપ્યા. હું તે રકમ લઈ ઝૈદના એક મિત્ર ખાલીદના પાનના ગલ્લા ઉપર ગયો. તેમના સી.સી.બી. બુથ ઉપરથી મેં ઝૈદને મોબાઈલ ફોન કર્યો કે તમારા રૂા.૪૯,૦૦૦/– (રૂા.૧,૦૦૦/– મને અંગત કામ હોવાથી કાપી લીધા હતાં) લઈને હું તમારા મિત્ર ખાલીદની દુકાને ઉભો છું, તો મને ઝૈદે કહ્યું કે ખાલીદને

આપી દો, તે મને પહોંચાડી દેશે. માટે ઝૈદના કહેવા મુજબ મેં ખાલીદને રૂા.૪૯,૦૦૦/– આપી દીધા અને હું મારા ઘરે ચાલ્યો ગયો. હું તો નિશ્ચિંત હતો કે પૈસા ઝૈદને મળી જશે; પરંતુ ૩–૪ મહિના પછી મારા મિત્ર બકરે મને કહ્યું કે ઝૈદ રૂા.૫૦,૦૦૦/– માંગે છે. ત્યારે મેં ઝૈદને ફોન કર્યો કે મેં તો રૂા.૫૦,૦૦૦/– પૈકી રૂા.૪૯,૦૦૦/– તારા કહેવાથી ખાલીદને આપી દીધા હતા. (૩–૪ મહિના દરમ્યાન કોઈ વખત મને કહ્યું નથી કે પૈસા બાકી છે. એ પહેલાં એમની મારા ઉપર સખ્ત ઉઘરાણી ચાલુ હતી) તો ઝૈદે મારી ગેરહાજરીમાં ખાલીદને બોલાવી પૂછ્યું કે તને ઈમરાન (એટલે કે હું પોતે) મારા રૂા.૪૯,૦૦૦/– આપી ગયા હતા ? ત્યારે ખાલીદે કહ્યું કે ના, મને ખબર નથી. પછી આ વાતની જાણ જ્યારે ઝૈદે મને કરી તો હું બે–ત્રણ સાક્ષીઓને લઈ ખાલીદ પાસે ગયેલ અને પૈસા આપતી વખતે જે–જે કહ્યું હતું (ફોન વિ.) તે તેમને યાદ કરાવ્યું તો ખાલીદને યાદ આવી ગયું અને ખાલીદે કબૂલ કર્યું કે હાં–હાં, તમે મને ઝૈદના રૂા.૪૯,૦૦૦/– આપી ગયા હતા અને મેં તે રકમ ઝૈદને પહોંચાડી દીધી છે. હવે તું ચિંતા છોડી દે, એવું ખાલીદે કહ્યું. ત્યાર પછી ઘણાં લોકોએ ખાલીદને પૂછ્યું તો દરેકને તેઓએ એકજ જવાબ આપ્યો કે મને ઈમરાન રૂા.૪૯,૦૦૦/– આપી ગયો હતો ને મેં તે ઝૈદને આપી દીધા છે.

હવે પૂછવાની વાત એ છે કે ઝૈદ વારંવાર મારી પાસે માંગણી કરે છે અને મેં તો રૂા.૪૯,૦૦૦/– આપી દીધા છે. પછી આ માંગણી તેમની કયાં સુધી યોગ્ય કહેવાય ? આમાં જવાબદાર કોણ ? શું આ પ્રમાણેની ઝૈદની માંગણી જાઈઝ છે ?

**જવાબ** : સવાલમાં દર્શાવ્યા મુજબ ઝૈદના કહેવાથી તેની રકમ રૂા.૪૯,૦૦૦/– આપે ખાલીદને આપી દીધી હતી, તો આપ તેમને આપી દેવાથી પોતાની જવાબદારીમાંથી મુકત થઈ ગયા છો. ખાલીદના હાથમાં તે રકમ આપવું એવું જ કહેવાશે કે આપે ખુદ ઝૈદના હાથમાં આપી, કારણ કે ખાલીદ ઝૈદનો વકીલ છે. માટે અગર ઝૈદ એમ સ્વીકારતો હોય કે તેમણે ખાલીદને રકમ આપવા માટે આપને કહ્યું હતું અને ખાલીદ એમ સ્વીકારતો

હોય કે આપે તેઓને રકમ આપી દીધી છે તો હવે ઝૈદ આપની પાસે તે રકમની માંગણી કરી શકતો નથી. અલબત્ત અગર ઝૈદ પોતે આપને ખાલીદને રકમ આપવા કહ્યું હતું, એ વાતનો ઈન્કાર કરતો હોય, તો તેની સાબિતી રૂપે આપની ફરજ છે કે શરઈ ધારા–ધોરણ મુજબના બે સાક્ષીઓ રજુ કરો અને જો આપ એ મુજબના સાક્ષીઓ રજુ કરી ન શક્યા અને ઝૈદ કસમ ખાઈને એવું કહે કે મેં આપને મારી રકમ ખાલીદને સોંપવા માટે કહ્યું ન હતું, તો એ સૂરતમાં ઝૈદ એ રકમની માંગણી આપની પાસે કરી શકે છે.

["દુરરૂલ હુકકામ" : ભાગ–૩ પેજ નં. ૫૮૬ ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. વકાલતના વ્યવસાયનો શરઈ હુકમ.

**સવાલ** : હું વકીલાતનો વ્યવસાય કરૂં છું, એ વ્યવસાય મારા માટે જાઈઝ છે ? અને તેની કમાણી કેવી ?

**જવાબ** : અગર આપ સાચા કેસો લેતા હોય અને શરીઅત વિરૂદ્ધ કોઈ કૃત્ય ન કરવું પડતું હોય તો વકાલતનો વ્યવસાય જાઈઝ છે અને તે કમાણી પણ હલાલ કહેવાશે, અને જે કમાણી શરીઅત વિરૂદ્ધ રીતો અપનાવી મેળવી હશે તો તે હરામ ઠરશે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૩ પેજ નં. ૪૦૨]

## (૩૦) ઈજારહ

### ૧. ઓવરટાઈમમાં કામ કરવાનું મહેનતાણું લેવું.

**સવાલ** : એક ભાઈ સરકારી ગોડાઉનમાં નોકરી કરે છે. ચોકીદારીની અને તેમાં સિમેન્ટની ટ્રકો તથા માલ સામાન આવે એટલે ખાલી કરાવવાની નોકરી કરે છે અને સાંજે પાંચ વાગે ઓફીસના સાહેબો ચાલ્યા જાય છે અને તે પણ ગોડાઉન બંધ કરી દે છે અને મોડી પડેલ ટ્રકો આવે છે તો તે ભાઈ કહે

છે કે હવે ઓફીસ બંધ થઈ ગઈ અને ગોડાઉન બંધ થઈ ગયું હવે કાલે અગીયાર વાગે આવજો. તો ટ્રક ડ્રાઈવરો કાલાવાલા મન્નત સમજણ કરી અને રૂા.૨૦૦ થી ૩૦૦ સુધી તેને આપે છે. લો આ રાખો અને ગોડાઉન ખોલી નાંખો તો તે ગોડાઉન ખોલી નાંખે છે. ગાડીઓ ખાલી થયા પછી જ્યારે સવારે ઓફીસમાં ઓફીસર (બોસ) આવે એટલે તેને કહે કે બે ત્રણ ગાડીઓ સાંજે આવી અને મારે બે કલાક ખોટા થવું પડયું અને ગાડીઓ ખાલી કરાવી તો ઓફીસર ખુશ થઈને ઓવરટાઈમ આપે છે અને સાંજે ટ્રકવાળા પાસેથી જે રકમ મળેલી તે ઓફીસરને ખબર નથી હોતી તો આ સંજોગોમાં ટ્રકોવાળા પાસેથી મળતી રકમ જાઈઝ છે કે નહીં અને નથી તો શું કરવું ? ઓવરટાઈમ મળે તે શું કરવું ?

**જવાબ :** ઓવરટાઈમ કામ કરવાનું અલગ મહેનતાણું સરકાર તરફથી મળે છે એ સૂરતમાં ટ્રક ડ્રાઈવરો પાસેથી મળતી રકમ લાંચ રૂશ્વત હોય હરામ અને નાજાઈઝ છે. અત્યાર સુધી તેમની પાસેથી જેટલી રકમ લીધી છે તે એમને પરત કરવી જરૂરી છે અને તવબહ ઈસ્તીગ્ફાર પણ કરવું જરૂરી છે.

## ૨. ભાડૂતની કોતાહી વગર ભાડે લીધેલ મિલ્કત હલાક થઈ જાય તો નુકશાની આપવી પડશે ?

**સવાલ :** એક માણસે બીજા પાસેથી કાપડ બનાવવાનું કારખાનું અમુક રકમ માસિક ભાડાથી ચલાવવા માટે લીધું છે. આ કારખાનામાં કાપડ બનાવવાની મશીનરી તથા મિલ્કત (અમલા સ્ટાફ સાથે) આવી જાય છે. હવે મજકૂર કારખાનામાં ઈલેકટ્રીક વાયરીંગમાં અકસ્માતને કારણે (જેમાં ભાડૂત તરફથી કોઈ તરહની શરારત થઈ નથી.) આગ લાગી અને ફેકટરી તેના અમલા સહિત આગમાં બળી ગઈ, તો ઘણું નુકશાન થયું અને તેમાં કાપડ બનાવવાના (૧૬) મશીન બળી ગયા અને (૨૦) મશીન સલામત રહ્યાં તથા એક વોરપીંગ અને બે બોબીન મશીન પણ બળી ગયાં. આ ઉપરાંત ભાડૂતનું કાપડ બનાવવાનું યાર્ન અને તૈયાર કાપડ પણ આગમાં બળી ગયું.

મજકૂર બળેલી મશીનરી અને મિલ્કતની કિંમત કરતા આ યાર્ન અને કાપડની કિંમત વધી જાય છે.

હવે સવાલ એ છે કે ભાડૂતે અસલ માલિકને તેની બળી ગયેલી મશીનરી અને મિલ્કતના બદલે કોઈ નુકશાનીની રકમ આપવી પડશે કે નહીં ?

**જવાબ** : સવાલમાં જણાવેલ હકીકત ખરી છે અને ભાડૂત તરફથી કોઈ શરારત અને કોતાહી થઈ નથી, તો ભાડૂત ઉપર મશીનરી તથા મિલ્કત જે કાંઈ આગમાં બળી ગયું છે, તેની નુકશાની વાજીબ થતી નથી.

[બદાઈઉસ્સનાએઅ : ભાગ–૪ પેજ નં. ૨૦૦]

## ૩. બોગસ બીલો બનાવવા પડે તેવી નોકરી ચાલુ રાખી શકાય ?

**સવાલ** : હું એક પ્રાયમરી શાળામાં ધો. ૧ થી ૭ કારકુન તરીકે નોકરી કરૂં છું અને તેનું એકાઉન્ટ (નામું) પણ હું જ લખું છું. શાળાના બાળકો પાસેથી દર મહિને ફી ઉઘરાવી શાળા ચાલે છે. શાળાનો વહીવટ એક ટ્રસ્ટ કરે છે. તેમાં એક કમિટી રચાયેલી છે. તે કમિટીના સભ્યોમાંથી કોઈ પણ એક પ્રમુખ હોય છે અને દર વર્ષે બદલાયા કરે છે. શાળાના હિસાબ માટે એટલે કે બેન્કના ચેક ઉપર એક પ્રમુખ સાહેબની સહી અને બીજી કોઈ પણ કમિટીના સભ્યની સહીથી બેન્કમાં લેવડ દેવડ થઈ શકે છે. કેટલીક વાર પ્રમુખ સાહેબ શાળાના બેન્ક એકાઉન્ટમાંથી સેલ્ફ એટલે કે રોકડા નાણાં ઉપાડાવે છે અને તેનો ખર્ચ બોગસ બીલ બનાવી લઈ હિસાબ લખવાનું મને કહે છે. આ બાબતની જાણ અમુકવાર કમિટીના બીજા સભ્યને હોય છે અને અમુકવાર આ બાબતની જાણ બીજા સભ્યને હોતી નથી. એટલે કે બીજો સભ્ય ચેક ઉપર સહી કરતી વખતે કયા ખર્ચ માટે ચેક ઉપર સહી કરાવો છો તે પૂછતા નથી અને આવા ઉપાડેલા (કમિટીના સભ્યોને જાણ હોય કે ન હોય તેવા) રોકડા નાણાંનો ઉપયોગ પ્રમુખ સાહેબ અને કમિટીના સભ્યો કયાં કરે છે તેની મને ખબર નથી.

અમુકવાર પ્રમુખ સાહેબની જાણ બહાર પણ કમિટીના અમુક સભ્ય

શાળાના પરચુરણ ખર્ચ પેટે મારી પાસે હાથ પર રાખેલ રોકડ રકમમાંથી પણ નાણાં મારી પાસે લે છે અને ખર્ચ (હિસાબ) માટે બોગસ બીલ નાંખવાનું મને કહે છે અને લીધેલ નાણાંનું શું કરે છે તેની મને ખબર નથી.

તો આવી નોકરી અંગે ઈસ્લામની રીતે મને રસ્તો બતાવવા મહેરબાની કરશોજી.

**જવાબ :** બોગસ બીલનું કારણ બેમાંથી એક હોય શકે છે. અગર ખર્ચ તો શરીઅતના હુકમ મુજબ સહીહ રીતે કરવામાં આવે છે, કિંવા શાળાના બાળકો પાસેથી ઉઘરાવેલી ફીની રકમ જેનાથી શાળાનું સંચાલન થઈ રહ્યું છે. શાળાની જ પ્રગતિ તેમજ વહીવટ તેમજ શાળાને જ લગતા અન્ય કામો માટે વાપરવામાં આવે છે, પરંતુ શાળાને જ લગતા કેટલાક કામો એવા હોય જેમાં વાપરવાની સરકારી કાનૂનની રાહે રજા હોતી નથી, પછી ભલે શરઈ રૂએ તેમાં કોઈ બાધ ન હોય. એવી સૂરતમાં સરકારી કાનૂનની પકડથી બચવા માટે એ રીતના બીલો બનાવવા પડે છે જેની સરકારી કાનૂનની રીતે રજા હોય, મતલબ કે એ રીતના બોગસ બીલ બનાવવા કે બનાવડાવવામાં પ્રમુખ અથવા કમિટી સભ્યોમાંથી કોઈની વ્યક્તિગત ગરજ અથવા લાભ હોતો નથી, બલકે શાળાના હિત ખાતર એમ કરવામાં આવે છે તો તે રીતના બોગસ બીલો સરકારી કાનૂનનો ભંગ હોવાને લઈ આગળ જતાં સંચાલકો માટે સરકારી પકડના કારણ રૂપ બની શકે છે. એટલા ખાતર એનાથી પણ બચવું જોઈએ. કારણ કે પોતાની જાત અથવા ઈઝઝતને ભયમાં મુકવું દુરૂસ્ત નથી. જો કે શરઈ રૂએ એવું કરવાથી ગુનેગાર ઠરતો નથી.

બોગસ બીલનું બીજું કારણ એ હોય શકે છે કે પ્રમુખ અથવા કમિટી સભ્ય પોતાની ગરજ અથવા લાભમાં શાળાની રકમ વાપરી રહ્યા છે અને પોતાની આ ખિયાનત અને બદ દિયાનતીને લોકો તેમજ કમિટી સમક્ષ સહીહ બતાવવા ખાતર બોગસ બીલનો સહારો લે છે. આ સૂરત શરઈ રૂએ ગુનાહ હોવાની સાથે સરકારી કાનૂનની રાહે પણ દુરૂસ્ત નથી.

આપે સવાલમાં પુછેલ બોગસ બીલ પહેલાં પ્રકારના હોય તો ઈસ્લામી રૂએ આપની નોકરીમાં કોઈ વાંધો નથી અને આપ ગુનેગાર પણ નથી અને

જો એ બોગસ બીલો બીજા પ્રકારના હોય તો આપ પણ પ્રમુખ અથવા કમિટી સભ્ય તરફથી કરવામાં આવતી ખિયાતન અને બદ દિયાનતીમાં એક પ્રકારનો સહકાર આપી રહ્યા હોવાને લઈ ગુનેગાર ઠરો છો અને એવી નોકરી ચાલુ રાખવી શરઈ રૂએ દુરૂસ્ત નથી. બીજી હલાલ અને સહીહ નોકરીની તલાશમાં રહો અને જ્યારે એવી નોકરી મળી જાય, આ નોકરી છોડી આપો.

**સવાલ** : વધુમાં જણાવવાનું કે જે બોગસ બીલો સંચાલકો એટલે કે કમિટી દ્વારા નાંખવામાં આવે છે તેવી રોકડ રકમનો ઉપયોગ કયાં કરવામાં આવે છે તેની મારે કઈ રીતે જાણકારી મેળવવી ? એટલે કે તેનો ઉપયોગ શાળાના કામોમાં જ થાય છે કે નહીં તેની ખબર પડતી નથી. કારણ કે શાળા ઘણી મોટી છે, તેમાં અલગ અલગ માધ્યમો ચાલે છે. આવા એક માધ્યમનો હું કારકુન છું. એટલે આવી રોકડ રકમ સંચાલકો બેન્કમાંથી ઉપાડાવે છે અને બોગસ બીલો લખાવે છે. હવે કમિટીના સભ્યો કે પ્રમુખ સાહેબને કઈ રીતે પૂછવું કે આવી રોકડ રકમનો ઉપયોગ તમો કયાં કરો છો ? વધુમાં જણાવવાનું કે હાલમાં મારો પગાર માસિક રૂ.૬૦૦૦/- જેટલો છે અને મારી નોકરીને લગભગ ૭ વર્ષ થયા છે અને હવે આટલા પગારની નોકરી મળવી મુશ્કેલ છે.

**જવાબ** : આપના ઉપર જરૂરી નથી કે આપ શાળાના સંચાલકો કિંવા પ્રમુખ તેમજ કમિટી સભ્યોથી એ બોગસ બીલો વિશે એવું પુછો કે એ રકમ કયાં વાપરવામાં આવી ? અને સ્વભાવિક છે કે આપ સંસ્થાના એક નોકર હોવાના નાતે એવું પુછી પણ શકતા નથી. અલબત્ત પોતાની જાણકારીના આધારે આગલા જવાબમાં જણાવેલ બે કારણોમાંથી જે પણ કારણ હોય તે મુજબ આપને હુકમ લાગુ પડશે અને જો ખરેખર આપને એની સહીહ જાણકારી ન હોય તો એ સૂરતમાં આપના માટે એક મુસ્લિમના કાર્યને સારા ગુમાનથી જોઈ આ નોકરીમાં કોઈ બાધ નથી.

અલબત્ત જે સૂરતમાં એ નોકરી નાજાઈઝ ઠરે છે, એ સૂરતમાં આપની ફરજ છે કે બીજી જાઈઝ નોકરી સંપૂર્ણ કોશિશ સાથે તલાશ કરતા રહો અને એ

મળી જાય ત્યાં સુધી પોતાની આજીવીકાનું અન્ય કોઈ સાધન ન હોવાની સૂરતમાં આ નોકરી તૌબા અને ઈસ્તિગ્ફાર સાથે ચાલુ રાખવાની ગુંજાઈશ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. મસ્જિદની દુકાનો ખાલી ન કરનાર ભાડુતો માટે શરઈ હુકમ.

**સવાલ** : અમારા ગામની મસ્જિદની આવક માટેની અમુક દુકાનો બનાવેલી છે. જે દુકાનો વર્ષોથી લોકોને ભાડે આપેલ છે. પરંતુ તે ભાડું બહું જ ઓછા પ્રમાણમાં એટલે કે રૂા.૧૦૦/- લેખે લેવામાં આવતું હતું, પરંતુ હવે મોંઘવારીનો દૌર ચાલવા લાગ્યો તો તેટલા ભાડામાં મસ્જિદોના લાઈટ બીલ ખર્ચ પણ નીકળી શકતા નથી. માટે મસ્જિદના મુતવલ્લી સાહબ અથવા ટ્રસ્ટી મંડળ તે ભાડામાં વધારો કરી રૂા.૩૦૦/- ભાડુ કરવા માંગે છે. પરંતુ આ ભાડા વધારો કોઈ પણ ભાડુઆત કબુલવા માંગતા નથી અને દુકાન ખાલી કરવા પણ તૈયાર નથી. ઉપરથી અમને એમ ધમકી આપે છે કે તમારાથી જે થાય તે કરો, કોર્ટે જવું હોય તો પણ જાવ અમને ફરક પડવાનો નથી. મતલબ કે સરકારી કાનૂની લાભ ઉઠાવવા માંગે છે અને શરીઅતને બાજુમાં મુકી દે છે. હાલાંકે આ લોકો ધાર્મિક સંસ્થા સિવાય બીજી જગ્યાઓના ભાડા મહિના દીઠ રૂા.૮૦૦/- પણ ભરતા હોય છે. એક હાથ લારીનું ભાડું રોજ દીઠ લારી માલિકને રૂા.૧૫/- અને બજારમાં ઉભી રાખવા માટે પંચાયતને રૂા.૫/- આપે છે અને દીની સંસ્થાઓ સાથે એમનો આટલો ખરાબ વ્યવહાર છે. તો આવા ભાડુઆતો માટે શરીઅતની દ્રષ્ટિએ શું હુકમ લાગુ પડી શકે છે? કુર્આન હદીસની રોશનીમાં શું વઈદ બયાન કરી શકાય? મુફસ્સલ જવાબ આપશો. (ઈન્શા અલ્લાહ) મઝીદ કરમ થશે.

**જવાબ** : આપે કરેલ સવાલના જવાબ પહેલાં પ્રસ્તાવના રૂપે કિરાયાદારીને લગતા શરઈ ઉસૂલી આદેશોનો ઉલ્લેખ કરવામાં આવે છે. જેથી જવાબ સમજવામાં સરળતા રહે.

કિરાયાદારીના કરારને શરીઅતની પરીભાષામાં "અકદે ઈજારહ"

કહેવામાં આવે છે. કોઈ બે વ્યક્તિઓ જ્યારે મકાન ભાડે લેવા દેવાનો કરાર કરે છે, તો તેની બે રીત હોય છે. પહેલી રીત તો એ છે કે માસિક ભાડું નક્કી કરી કેટલી મુદત માટે મકાન ભાડે આપવામાં આવી રહ્યું છે તે પણ ચોક્કસ રૂપે નક્કી કરી દેવામાં આવે. દા.ત. એવું કહેવામાં આવે કે આ મકાન બે વર્ષ માટે માસિક રૂા.૧૦૦/– ભાડાના હિસાબે તમને ભાડે આપું છું. એ સૂરતમાં બે વર્ષ પુરા થયા પહેલાં ભાડુત પાસેથી મકાન માલિક મકાન પાછું લઈ શકતો નથી અને ભાડુતને પણ હક્ક રહે છે કે બે વર્ષ સુધી એ મકાન પોતાના કબ્જામાં રહેવા દે. પરંતુ પ્રતિ માસ રૂા.૧૦૦/– ના હિસાબે ભાડું ચુકવવું જરૂરી છે.

બીજી રીત એ છે કે માસિક ભાડું તો નક્કી કરી દેવામાં આવે, પરંતુ આ મકાન કેટલી મુદત માટે આપવામાં આવી રહ્યું છે, તેનો ચોક્કસ રૂપે ઉલ્લેખ કરવામાં ન આવે. દા.ત. એવું કહેવામાં આવે કે આ મકાન તમને માસિક રૂા.૧૦૦/– ના ભાડેથી આપું છું. એ સૂરતમાં ભાડા કરાર કરવાના સમયથી લઈ એક મહિના સુધીની કિરાયાદારીનો મામલો પાકો સમજવામાં આવશે, પરંતુ આગળ નવો મહિનો શરૂ થાય તે પહેલાં મકાન માલિક ભાડુતથી કહી આપે કે મહિનો પૂરો થતાં મકાન ખાલી કરી આપવું. તો ભાડુત માટે મકાન ખાલી કરી માલિકને સોંપવું જરૂરી છે અને આ પાવર મકાન માલિકને દરેક નવો મહિનો શરૂ થવા અગાઉ મળે છે. એ જ પ્રમાણે નવો મહિનો શરૂ થવા પહેલાં મકાન માલિક ભાડું વધારવા ચાહે તો ભાડુતને કહી આપે કે આવતા મહિનાથી મકાન ભાડું રૂા.૧૦૦/– ની જગ્યાએ રૂા.૧૫૦/– લઈશ, તો એવું કરવાનો પણ મકાન માલિકને ઈખ્તિયાર છે. અગર ભાડુતને એ ભાડું પોસાતું હોય તો આવતા મહિને મકાનમાં રહે નહીં તો મકાન ખાલી કરી આપે. ભાડુતનું તે મકાનમાં રહેઠાણ ચાલું રાખવું અને મકાનને ખાલી ન કરવું તેના રૂા.૧૫૦/– ભાડા ઉપર રાજી હોવાની દલીલ સમજવામાં આવશે. [ફતાવા આલમગીરી, શામી વગેરે]

આપણે ત્યાં ભાડુતો આ બીજા પ્રકારની કિરાયાદારી વાળી સૂરતમાં મકાન માલિકના કહેવા છતાં સરકારી કાનૂનનો સહારો લઈ મકાન ખાલી

પણ નથી કરતા અને ભાડું પણ વધારતા નથી. આ કૃત્ય શરઈ રૂએ નાજાઈઝ અને હરામ છે.

વકફની મિલકત બાબત શરઈ હુકમ એ છે કે વકફનું મકાન એક વર્ષથી વધારે મુદ્દત માટે ભાડે આપવાનો કરાર જાઈઝ નથી. મતલબ કે મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે ભાડાના મકાનનો કિરાયાદારીનો મામલો કરતી વખતે ધ્યાન રાખે કે કોઈ પણ વ્યક્તિને એક વર્ષથી વધુ મુદ્દત માટે ભાડે ન આપે. [મજમૂઆ કવાનીને ઈસ્લામી : પેજ નં. ૩૬૪] એક વર્ષ પુરૂં થયા પછી ફરી બીજા વર્ષ માટે કિરાયાદારીનો મામલો નવેસરથી કરી શકાય છે. તે પણ ત્યારે જ્યારે કે ભાડુત તરફથી ખોટી રીતે કબ્જો જમાવવા અથવા મિલકત પચાવી પાડવાનો ભય ન હોય. [હવાલો ઉપર મુજબ]

વકફની મિલકત ભાડે આપતી વખતે એ પણ જરૂરી છે કે તે મિલકતનું ભાડે આપવાના સમયે જે બજાર ભાડું ચાલતું હોય તેનાથી ઓછું ભાડું નક્કી કરવામાં ન આવે, બલકે ભાડે આપી ચુકયા પછી એક સમય પસાર થતાં તે મિલકતના બજાર ભાડામાં જે વધારો થાય તે મુજબ વધારેલું ભાડું ભાડુત પાસેથી લેવામાં આવે. [હવાલો ઉપર મુજબ] અગર ભાડુત તે મુજબનું ભાડું ન આપે તો એણે ચુકવેલ ભાડા પછી જે કંઈ કમી અને ખોટ રહી ગઈ છે તેને કોઈ પણ પ્રકારે તેની પાસેથી વસૂલ કરવાનો ટ્રસ્ટીને હકક છે.

[શામી : ભાગ–૩ પેજ નં. ૪૩૬–૩૭]

ભાડુત ઉપર ખરેખર તો બજાર ભાડાની અદાયગી જરૂરી ઠરે છે. પરંતુ સરકારી કાનૂનનો સહારો લઈ તેઓ કબ્જો પણ છોડતા નથી અને ભાડું પણ વધારતા નથી. તો તેઓનું આ કૃત્ય સખ્ત હરામ અને વખોડવાપાત્ર છે. એવાઓના આ કૃત્યોને સમાજ સમક્ષ ખુલ્લા પાડી સમાજથી સહકાર માંગવામાં આવે અને તેઓ પાસેથી મસ્જિદની આ દુકાન ો પરત લઈ આગળ ઉપર જણાવેલ શરઈ સિદ્ધાંત મુજબ નવા ભાડુતોને ભાડે આપવામાં આવે. એવા લોકોએ યાદ રાખવું જોઈએ કે દુનિયામાં સરકારી કાનૂનનો સહારો લઈ ભલે મસ્જિદનો હકક મારતા રહ્યા, પરંતુ કાલે કયામતના દિવસે અલ્લાહ સમક્ષ હાજર થઈ પોતાના બધા જ કૃત્યોનો જવાબ આપવાનો છે. મોત

બરહક છે કોઈ પણ તેનાથી છુટી શકવાનું નથી.

## ૫. ગઝલ ગાનારની કમાઈ હલાલ નથી.

**સવાલ** : ગઝલ ગાનાર માણસને ગુનો થશે કે નહીં અને તેની નમાઝ થશે યા નહીં ? અને ગઝલ ગાનારને રૂપિયા પણ મળે છે તો તે વાપરવા જાઈઝ છે ?

**જવાબ** : ગાવાને કમાઈનું સાધન બનાવવું જાઈઝ નથી અને એના વડે મેળવેલી કમાઈ હલાલ નથી.

## ૬. ગાભણ કરાવવા માટે રકમ લેવી જાઈઝ નથી.

**સવાલ** : અહીંયાં ભેંસ જ્યારે જુફતી (ગાભણ) થવા પર આવે છે ત્યારે અગર ગામમાં પાડો (ભેંસો) ન હોય યા હોય પણ ભેંસ તે પાડાથી ફળાતી (ગાભણ થતી) ના હોય તો પછી તે ભેંસને બીજા કોઈ ગામમાં પાડા પાસે લઈ જઈ જુફતી કરાવાય છે અને તે ગામવાળા આ જુફતી પર પાડાની સાચવણના કહી અમુક રૂપીયા લે છે. મસ્અલાની દ્રષ્ટિએ તો આ નાજાઈઝ છે, પરંતુ અગર રૂપીયા ના આપીએ તો તે લોકો જુફતી કરાવવા દેતા નથી અને અંદાજે ત્રણ ચાર હજારની ભેંસ બેકાર જાય છે કે આર્થિક મોટું નુકશાન થાય છે. વળી બીજા ગામના માણસો અમારા ગામના પાડા પાસે આવે છે તો અમો પણ તે જ પાડાની સાચવણ પેટે રૂપીયા લઈએ છીએ. કેમ કે પાડાની સાચવણનું ખર્ચ પણ અગત્યની જરૂરત છે. તો આવી મજબૂરીને લઈને જુફતી પર રૂપીયા લેવામાં કાંઈ ગુંજાઈશ છે કે નહીં ?

**જવાબ** : જુફતી કરાવવા માટે રકમ લેવી જાઈઝ નથી. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૫ પેજ નં. ૩૮] હદીસ શરીફમાં એની સ્પષ્ટ મનાઈ આવેલી છે. એ આપસની ભલાઈ અને એહસાનથી સંબંધ ધરાવતી બાબત છે. માટે જરૂરી છે કે એનાથી કોઈને રોકે નહીં. [બઝલુલ–મજહૂદ : ભાગ–૧૫ પેજ નં. ૯૬] હવે જો બીજા ગામના માણસો એ માટે રકમ વસૂલ કરે છે એટલે તમારે પણ રકમ લેવાનું મન થાય છે તો એનાથી બચવાનો સરળ માર્ગ એ છે કે

તમારા ગામ તરફથી તે ગામ સાથે એ પ્રકારની સમજૂતિ કરી લેવામાં આવે કે અમને જરૂરત હશે તો તમો રજા આપો અને તમોને જરૂરત પડશે તો અમો રજા આપીશું, તો પછી જરૂરત પણ પૂરી થઈ જશે અને ગુનાહથી પણ બચી જવાશે. રહી પાડાની સાચવણી, તો એ બોજ આમેય ગામવાળા પોતાની જરૂરત માટે ઉઠાવી જ રહયા છે. બીજા ગામની કોઈ ભેંસ સંજોગવસાત જુફતી માટે ન આવવાથી એમાં કાંઈ ફરક પડવાનો નથી તો અગર બીજા ગામની કોઈ ભેંસ આવી અને રકમ વસૂલ ન કરે તો પણ શું?

## ૭. હરાજી વડે વેચાણ કરવું જાઈઝ છે.

**સવાલ** : મસ્જિદના ખેતરો છે. જ્યારે તે વાવવા આપવામાં આવે છે ત્યારે હરાજી કરવામાં આવે છે. તો શું હરાજી કરી શકાય?

**જવાબ** : હરાજી વડે વેચાણ કરવું જાઈઝ અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાબિત છે. [હિદાયહ : ભાગ–૩ પેજ નં. ૬૭]

## ૮. કબ્રસ્તાનના ઘાસની હરાજી.

**સવાલ** : ચોમાસામાં કબ્રસ્તાનનું લીલું સૂકું ઘાસ હરાજી કરી કાપી શકાય કે નહીં? અને કાપી શકાતું હોય તો ગૈર કોમના ઓરત–મર્દથી અંદર જઈને કાપી શકાય કે નહીં?

**જવાબ** : ઉભા ઘાસની હરાજી જાઈઝ નથી ચાહે તે લીલું હોય કે સૂકું. અલબત્ત કાપી લીધા પછી એનું વેચાણ થઈ શકે છે પરંતુ લીલું ઘાસ જે કબ્રની ઉપર છે તેને કાપવાની મનાઈ છે. ખાલી જગ્યામાંથી કાપી શકાય છે, અલબત્ત સૂકું ઘાસ કબ્રના ઉપરના ભાગમાં હોય તો પણ કાપી શકાય છે. કબ્રોની બે–હુરમતી ન થાય એ રીતે કોઈ પણ કાપી શકે છે.

## ૯. કસાઈનો ધંધો કરી કમાઈ મેળવવું જાઈઝ છે.

**સવાલ** : એક સાહબની હોટલ છે (ખાવું પકાવી વેચવાની) જેને વીશી પણ કહીએ છીએ, તો ખાવું પકાવી વેચવું, તેની હોટલ લગાડી કારોબાર–ધંધો કરવો કેવો છે?

એક શખ્સનો કારોબાર કસાઈનો છે. જે જાનવર ઝુબ્હ કરી મટન વેચવાનો છે, તો જાઈઝ જાનવર ઝબ્હ કરી તેનો ધંધો–કારોબાર કરવું કેવું છે ?

ઉપરોકત બન્ને સવાલ મુહિબ્બીન હઝરાત મના કરે છે, જો કે જાહિરી નજરે કાંઈ નાજાઈઝ દેખાતું નથી, પરંતુ તેમના ઈન્કાર કરવા પાછળ શાયદ કોઈ શરઈ બાબત આવતી હોય, તેના અનુસંધાને આપને પુછેલ છે.

**જવાબ :** એ બન્ને કારોબાર જાઈઝ અને દુરૂસ્ત છે અને એ રીતે મેળવેલ કમાઈ (બશર્તે કે બીજુ કોઈ શરીઅત વિરૂદ્ધ કાર્ય ન કર્યું હોય) હલાલ છે.

હદીસમાં છે કે એક અનસારી સહાબી અબૂ શુએબ (રદિ.)એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની દઅવત ફરમાવી તો તેમણે પોતાના એક ગુલામને જેઓ કસાઈ હતા, કહયું : તું પાંચ માણસો જેટલું ખાણું તૈયાર કર. હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની દઅવત કરવા ચાહું છું અને તેમણે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની દઅવત કરી અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેની દઅવત કબૂલ ફરમાવી ત્યાં તશરીફ લઈ ગયા. [બુખારી શરીફ]

આ રિવાયતની છણાંવટ કરતા અલ્લામહ અયની (રહ.) ફરમાવે છે કે એનાથી ફલિત થયું કે કસાઈનો ધંધો કરી કમાઈ મેળવવું જાઈઝ છે અને એમાં કંઈ વાંધો નથી. [ઉમદતુલ કારી : ભાગ–૧૧ પેજ નં. ૧૯૭]

## ૧૦. ટી.વી., ટેપ, વી.સી.ડી. રીપેરીંગ કામ અને એ કામ શીખવાના કલાસ ખોલવા બાબત.

**સવાલ :** હું સન ૧૯૮૮ થી ટી.વી. અને ટેપ રીપેરીંગનું કામ કરૂં છું. આ સિવાય ટી.વી., ટેપ, વી.સી.ડી. વગેરે શીખવવાનો કોર્ષ ચલાવતી એક ટેકનીકલ ઈન્સ્ટીટયુટ મારી પોતાની છે. મારા ઘરમાં અલ્હમ્દુ લિલ્લાહ ટી.વી., ટેપ જેવા કોઈ સાધનો નથી. છેલ્લા ચાર વર્ષથી મોબાઈ રીપેરીંગના કોર્ષ મારી ઈન્સ્ટીટયુટમાં ચાલુ કર્યા પછી છેલ્લા એક વર્ષથી ટી.વી.ના કોર્ષ તથા રીપેરીંગ સંપૂર્ણ પણે બંધ કરી દીધું છે. અત્યારે મારા ઈન્સ્ટીટયુટમાં

કોમ્પ્યુટર કોર્ષ, મોબાઈલ કોર્ષ તથા ટેપ, વી.સી.ડી. રીપેરીંગ કોર્ષ ચાલે છે તથા તેનું રીપેરીંગ પણ હું પોતે કરૂં છું. ટેપ, સી.ડી. રીપેરીંગ કરતી વખતે ટેસ્ટીંગ માટે ગીતોની કેસેટ અથવા સી.ડી. મૂકી ટેસ્ટીંગ કરવું અનિવાર્ય છે. ટેસ્ટીંગ પૂરતી આવી કેસેટ વાપરવી પડે છે. વી.સી.ડી. ફકત ઓડીયો સી.ડી. થી ટેસ્ટીંગ થઈ જાય છે, પરંતુ એનો ઉપયોગ ટી.વી. સાથે જોડી પિકચર જોવા માટે લોકો કરે છે. તો આવા સાધનોનું રીપેરીંગ કામ તથા શીખવવાના કલાસ ચાલુ રાખી શકાય છે કે બંધ કરી દેવા ?

**જવાબ** : આપે સવાલમાં દર્શાવેલ સાધનોનું રીપેરીંગ કામ અને શીખવવાના કલાસ ચાલુ રાખી શકાય છે. અલબત્ત, ટેસ્ટીંગ માટે ગીતોની કેસેટ મૂકવાના બદલે જાઈઝ નઝમો વગેરેની કેસેટનો ઉપયોગ કરવો.

વી.સી.ડી. નો ઉપયોગ જાઈઝ રીતે કરવામાં આવતો હોય તો તેનું રીપેરીંગ કામ જાઈઝ છે; પછી ભલે કેટલાક લોકો તેનો ઉપયોગ ટી.વી. સાથે જોડી પિકચર જોવા માટે કેમ ન કરતા હોય ? એ સૂરતમાં તેઓનું આ કૃત્ય એમના ઈરાદાપ્રેરિત હોવાથી તેઓ જ ગુનેગાર કહેવાશે, આપ નહીં.

**સવાલ** : આ સિવાય હું બીજી એક ટેકનીકલ સંસ્થા સાથે પણ જોડાયેલ છું. ત્યાં ટી.વી. રીપેરીંગનો કોર્ષ પણ ચાલે છે, કારણ કે ત્યાં કોમ્પ્યુટર, ટી.વી. રીપેરીંગ, ટેપ, સી.ડી. રીપેરીંગ તથા વાયરમેન, મોટર રીવાઈન્ડિંગ તથા રેફ્રીજરેશન તથા ટેલી મોબાઈલ રીપેરીંગ જેવા બધા જ કોર્ષ ચાલે છે. ત્યાં એક પણ કોર્ષ બંધ કરવા શકય નથી. આ સંસ્થા મારી પોતાની નથી. તે સંસ્થા હું કોન્ટ્રાકટ બેઝ પર ચલાવું છું. અહીં પણ ટી.વી. રીપેરીંગનું કામ કરતા નથી. ફકત ઈલેકટ્રોનિકસના એક વિષય રૂપે શીખવવું પડે છે, તો એ કાર્ય શરીઅતની રૂએ કેમ છે ?

**જવાબ** : એવી બાબતોમાં શરઈ સિદ્ધાંત એ છે કે, જે વસ્તુ માત્ર ગુનાહિત રીતે જ વપરાતી હોય અથવા એનો જાઈઝ વપરાશ હોવા છતાં મોટા ભાગે લોકો તેને ગુનાહિત રીતે જ વાપરતા હોય, એવી વસ્તુનું વેચાણ તેમજ રીપેરીંગ કામ જાઈઝ નથી.

આપ ઈલેકટ્રોનિકસના વિષય રૂપે જે કંઈ શીખવાડો છો, તે બાબત

અલ્લાહને જવાબ આપવાનો છે એવું સમજી વિચારી લો અને પોતે જ ફૈસલો કરી લો.

## ૧૧. શું અનાજની દળાઈમાં "જલન" કાપવું જાઈઝ છે ?

**સવાલ :** અમારી અનાજ દળવાની ઘંટી છે. અમે પાંચ કિલોના પાંચ રૂપિયા લેખે પૈસા (ચાર્જ) લઈએ છીએ તથા પાંચ કિલોએ ૧૫૦ ગ્રામ જલન (બળણ) કાપીએ છે. ઉપરોકત વિષયના અનુસંધાનમાં અમારે એ જાણવું છે કે પાંચ કિલોએ ૧૫૦ ગ્રામ કરતાં પણ વધારે જલે છે, પરંતુ અમે ૧૫૦ ગ્રામ કાપીએ છીએ. તો શું આ કાપવું જાઈઝ છે ? ઉપરોકત જે જલન કાપવામાં આવે છે જેની જાણ ગ્રાહકને પણ છે અને એ ગ્રાહકને પણ મંજૂર હોય છે. તો આ મસ્લાનો ઉકેલ આપવા મહેરબાની કરશો.

અમારી ઘંટીમાં અમે મક્કાઈ પણ દળીએ છીએ. મક્કાઈ કડક હોવાથી વધુ દબાણ આપી દળવી પડે છે. જેમ દબાણ વધુ આપો, તેમ આટો વધુ જલે અને ઉડે, એ સ્વાભાવિક બાબત છે. તો અમે ગ્રાહક સાથે સ્પષ્ટતા કરીએ છીએ કે ઘંટીમાંથી જેટલું પણ નીકળશે, તે મુજબ તમને આપવામાં આવશે અને એ મુજબ ગ્રાહકને પણ મંજૂર હોય છે. મક્કાઈની દળાઈ ૧ કિલોના રૂા.૨–૦૦ (બે રૂપિયા) લેખે છે.

ઉપરોકત બંને મસ્લામાં અમે પહેલેથી જ સ્પષ્ટતા કરીએ છીએ અને અમારો ઈરાદો આટો કે અનાજ કાઢી લેવાનો બિલકુલ હોતો નથી. જે ખરેખર બળે છે ઉડે છે. તેના પ્રમાણમાં જ આટો કાપવામાં આવે છે. તો આ બંને મસ્લા વિશે સવિસ્તાર માહિતી આપવા મહેરબાની કરશોજી.

**જવાબ :** આપણાં ત્યાં આટો દળવાની ચક્કીમાં દળાઈના મહેનતાણાં રૂપે રોકડ રકમ જ ચોક્કસ રૂપે નક્કી કરી લેવામાં આવે છે અને અકદે ઈજારહમાં જે વસ્તુને ઉજરત (મહેનતાણાં) રૂપે નક્કી કરવામાં આવી હોય, તે વસ્તુને સોંપવા ઉપર તે વ્યક્તિનું શકિતમાન હોવું જરૂરી છે. માટે આપણાં ત્યાં જે મામલો કરવામાં આવે છે તે શરઈ રૂએ દુરૂસ્ત છે. રહ્યો સવાલ જલનને

કાપવાનો તો તે મહેનતાણાંથી અલગ વસ્તુ છે. એક અંદાજો લગાવીને જલન રૂપે આટો કાપવામાં આવે છે, જેના ઉપર દળનાર અને દળાવનાર બન્ને રાજી હોય છે અને જ્યારે કે આપ જેમ કે આપે સવાલમાં લખ્યું છે ખરેખર જે જલન થઈ છે તે જ કાપો છો તો શરઈ રૂએ એમાં કોઈ બાધ નથી.

[ફતાવા રહીમિય્યહ : ભાગ-૬ પેજ નં. ૧૫૨-૧૫૩ ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. ટી.વી., ટેપ, રેડીયો, સીડી પ્લેયરનું રીપેરીંગ.

**સવાલ :** ટી.વી., ટેપ, રેડીયો, સીડી પ્લેયર (CD Player) રીપેરીંગનું કામ મજૂરીથી કરવામાં કોઈ શરઈ રોકટોક ખરી ?

**જવાબ :** ટી.વી. સિવાય અન્ય વસ્તુઓની મરમ્મત જાઈઝ છે.

## ૧૩. સરકાર માન્ય સસ્તા અનાજની દુકાનમાં ગેર રીતીમાં ભાગ લેનાર માટે નોકરી જાઈઝ નથી.

**સવાલ :** હું એક સરકાર માન્ય સસ્તા અનાજની દુકાનમાં નોકરી કરૂં છું. મને મહીનાનો પગાર આપવામાં આવે છે. મારૂં કામ દુકાનમાં માલ આવે ત્યારે દુકાન પર જવાનું તથા ગ્રાહકોને માલ આપવો તથા બિલો બનાવવાનું છે. મને શંકા છે કે આ દુકાનમાં ગ્રાહકોના કાર્ડ સિવાય બીજા કાર્ડ જેને ભૂતિયા કાર્ડ (બોગસ કાર્ડ) કહેવામાં આવે છે, તે પણ દુકાનદારની દુકાનમાં છે. જ્યારે માલ આવે તો તે માલની પરમિટ આવે છે. પરમિટ ઉપર ઉપાડેલ માલ પૂરો દુકાનમાં નથી આવતો. થોડોક માલ ગ્રાહકો પૂરતો આવે છે. બાકીનો માલ ભૂતિયા કાર્ડનો બજારમાં કાળા બજારના નામથી વેચી દેવામાં આવે છે (વેચાણ કરવામાં આવે છે). સરકાર તરફથી ગ્રાહકોનો જે માલ દુકાનમાં આવે છે, તે માલમાં અમુક વસ્તુ ગ્રાહકોને પૂરી મળે છે અને અમુક વસ્તુ ગ્રાહકોને મળે છે ખરી, પણ ઓછી મળે છે અને એ વસ્તુ સરકાર પૂરી આપે છે, પણ દુકાનદારના કહેવા મુજબ હું ઓછી આપું છું અને અમુક વસ્તુ સરકાર ગ્રાહકો દુકાનદારને આપે છે પણ દુકાનદાર તેમને

નથી આપતા અને તેઓના કાર્ડમાં લઈ ગયા એવી ખોટી એન્ટ્રી પાડવામાં આવે છે, જે હું પાડું છું. આ ઉપર જણાવ્યા મુજબનું કામ મારૂં છે, જેનો મને મહિને પગાર આપે છે.

જ્યારથી મારા સામે આ વાત આવી કે આ ધંધા (નોકરી)માં આ રીતે કરવું બરાબર નથી, ત્યારનો હું આ નોકરી તરફથી બેચેન હતો અને થોડા વર્ષો પહેલાં મેં આ નોકરી એક વર્ષ સુધી છોડી દીધી હતી પણ પછી મેં મારા મસ્જિદવાર જમાઅતના સાથીઓના સલાહ–મશ્વેરાથી આ નોકરી ફરી ચાલુ કરી દીધી, પણ મને વારંવાર આ નોકરી તરફથી એ વાતની એટલે કે હરામ કમાઈની ફીકર રહે છે અને એ વાત કે જે બદનની હરામ માલથી પરવરિશ થાય તેના પર જહન્નમની વઈદ છે અને જે કપડું બદન પર હરામ કમાઈનું હોય તો નમાઝ પણ કબૂલ થતી નથી. તો આ હાલતમાં મારે શું કરવું ? તેનો મને આસાન અને શરીઅતની રોશનીમાં આફિયતની સાથે રસ્તો મળે તેવો જવાબ આપશો. હું બીજો ધંધો કરવાની ફીકરમાં છું પણ હજુ કશું અમલમાં આવ્યું નથી.

આ હાલાત જે મેં લખ્યા છે તે મુજબ મારી કમાઈ હલાલ છે કે હરામ છે તે પણ લખશો.

જ્યારે મને મહિનાનો પગાર મળે છે ત્યારે હું એ પગાર મારા એક ધંધાદારી દોસ્ત પાસે જઈ એ પગારના રૂપિયા આપી અને એવું કહીને કે આ રૂપિયા કોઈ વગર ઈમાનવાળા પાસે જાય એવું કહી એ પગારના રૂપિયા ફેરબદલ કરી ઘરમાં એ રૂપિયા આપું છું અને હું પણ વાપરૂં છું અને દુકાનમાં પણ દરેક રીતે જેટલું બચી જવાય કે ખોટી એન્ટ્રી ન પાડું અને કશું ખોટુ ન થાય તેટલું બચવાની કોશિશ કરૂં છું.

મારા શેઠ મને મહિનાનો પગાર આપવા ઉપરાંત કોઈકવાર ૫૦/– રૂપિયા, ૧૦૦/– રૂપિયા કે કોઈ બીજી વસ્તુ તથા ઈદના મોકા પર બક્ષીશ રૂપે રૂપિયા આપે છે. તો એ રૂપિયા તથા વસ્તુ લીધા પછી પોતે વાપરવી કે બીજાને આપવી તે પણ લખી જણાવશો.

ઉપર લખી જણાવેલ હાલ મુજબ મારે શું કરવું ? અને કઈ રીતે કરવું

તેનો જવાબ આપવા મહેરબાની કરશોજી.

**જવાબ** : મર્યાદિત અને ચોક્કસ આવકવાળા લોકો માટે સરકાર તરફથી રાહતની વિવિધ સ્કીમો જાહેર થતી રહે છે. એવાજ લોકોને રાહત દરે અનાજ મળી રહે એ માટે સરકારના પુરવઠા ખાતા તરફથી સરકાર માન્ય સસ્તા અનાજની દુકાનો મારફત ખાવા–પીવાની કેટલીક ચીજોનું વિતરણ કેટલાક ચોક્કસ ઉસૂલો મુજબ કરવામાં આવે છે. આ રાહત–સ્કીમથી ફાયદો ઉઠાવવા માટે નક્કી કરેલ શરતો ઉપર જેઓ પૂરા ઉતરતા હોય તેઓ માટેજ અને જેટલી માત્રામાં ફાયદો ઉઠાવવાની ઈજાઝત આપવામાં આવી હોય તેટલી જ માત્રામાં ફાયદો ઉઠાવવાની ઈજાઝત છે. અન્ય લોકો જેઓ તે શરતો મુજબ ન હોય તેઓ માટે એ અનાજ–વસ્તુઓ વગેરે લેવી જાઈઝ નથી. હવે તેવા લોકો જેઓ આ રાહતમાં ગેર રીતી અપનાવે છે તે ગેર રીતીમાં ભાગ લેનાર દરેક વ્યક્તિ ચાહે તે સરકારી ઓફિસર અને કર્મચારી હોય અથવા સરકાર માન્ય સસ્તા અનાજની દુકાન ચલાવનાર દુકાનદાર હોય અથવા તેને ત્યાં નોકરી કરતી વ્યક્તિ હોય અથવા સામાન્ય માણસ હોય, દરેક શરઈ રૂએ સખ્ત ગુનેગાર અને વખોડવાપાત્ર અને શિક્ષા પાત્ર છે. એવી ગેર રીતી અપનાવી જે મહેનતાણું મેળવ્યું હોય તે પણ શરઈ રૂએ નાપાક અને ખબીસ ગણાય છે.

એવી નોકરી કરવી જ્યાં આવા કૃત્યો આચરવા પડતા હોય જાઈઝ નથી. આપને જોઈએ કે અગર આપની પાસે પોતાની જરૂરત પૂરી કરી શકવા લાયક માલ મૌજૂદ હોય અથવા માલ તો નથી; પરંતુ અન્ય કોઈ જાઈઝ નોકરી અથવા કામ તુરતમાં મળી જતું હોય તો અત્યારે જ આ નોકરી છોડી દેવી અને જો એવું નથી અને અત્યારે જ એ નોકરી છોડી દેવામાં એવો ભય હોય કે જરૂરતો પૂરી થવા લાયક માલ હાથ પર ન હોવાને લઈ એનાથી વધુ ભયંકર ગુનાહમાં સપડાય જવાનો ભય હોય તો હાલની નોકરીને ગુનાહિત સમજી તૌબા અને ઈસ્તિગફારનો સિલસિલો જારી રાખી બીજા કામની તલાશમાં રહો અને અન્ય કામ મળતાં જ આને છોડી આપવું.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૧) ગસબ

# કિંવા છીનવી લેવું

**૧. કોઈ મુસલમાનની જમીન પડાવી લેવી અને તેના માટે ધમકી.**

**સવાલ :** અમારા ગામમાં એક સૈયદ કુટુંબની અરજી અમારી જમાત ઉપર આવી છે. જેમાં લખ્યું છે કે તેમની બજારના અંદરની મકાનની ખાલી જમીન જે વરસો પહેલાં ગામના રહીશ એક મુસ્લિમભાઈને મોટર, ટ્રક માટેના તબેલા માટે ભાડે આપી હતી. હવે એ સૈયદ કુટુંબને મજકૂર જમીનની જરૂરત પડતાં ભાડૂતને જમીન પરનો મોટરનો પતરાનો તબેલો તોડી લઈ જમીન ખાલી કરવા કહેવામાં આવ્યું તો ભાડૂત કબ્જો છોડવા ના પાડે છે અને ભાડૂતનો છોકરો સૈયદ કુટુંબ પર કહેડાવે છે કે જમીન અમારે રાખવી છે અને અગર ન વેચે તો અમોએ એ જમીન માટે સરકારી કાર્યવાહીની તૈયારી કરી રાખી છે તો એની સજા શરીઅતના કાનૂન મુજબ દુનિયા અને આખિરતમાં શું થશે એનો ખુલાસાવાર જવાબ આપશો, કારણ કે ફૈસલો અમારી જમાતે કરવાનો છે તો અમે શરઈ રીતે નસીહત કરી શકીએ.

**જવાબ :** જે જમીન ભાડા તરીકે વાપરવા માટે આપવામાં આવી હતી તેની માલિકી ભાડે આપનારની છે, ભાડૂત તેનો માલિક નથી. ભાડાની મુદત પૂરી થતાં જમીન માલિક તરફથી એની વાપસીની માંગણી થતાં ભાડૂત ઉપર જરૂરી છે કે જમીન માલિકને એની સોંપણી કરી દે. માલિકની ખુશી વગર જબરદસ્તી અથવા સરકારી કાયદાનો આશરો લઈ એને રાખવી જાઈઝ નથી, એ ગસબ ગણાશે. નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "કોઈ મુસલમાનનો માલ એની દિલી રઝામંદી વગર હલાલ નથી." [મિશ્કાત પેજ નં. ૨૫૫] બીજી એક હદીસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ

સલ્લમ ફરમાવે છે કે જેણે નાહક રીતે એક વેંત જમીન પણ દબાવી લીધી તેને કિયામતના દિવસે સાત જમીન ગળામાં પહેરાવવામાં આવશે. [મિશ્કાત પેજ નં. ૨૫૪] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : “જેણે નાહક રીતે જમીનમાંથી થોડોક ભાગ પણ દબાવ્યો તેને કિયામતના દિવસે સાત જમીન સુધી ધસાવી દેવામાં આવશે.” [મિશ્કાત પેજ નં. ૨૫૬] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : “જેના ઉપર એના (મુસ્લિમ) ભાઈનો કોઈ હક જાની અથવા માલી છે તો આજે જ (તેનો હિસાબ ચૂકતે કરી) તેનાથી હલાલ થઈ જાય, તે દિવસ આવવા પહેલાં જ્યાં દીનાર અને દિરહમ નહીં હોય. જો તેની પાસે નેક અમલ હશે તો (હકદારના હક મુજબ) લઈ હકદારને આપવામાં આવશે અને જો તેની પાસે નેકીઓ નહીં હોય તો સામેવાળાના ગુનાહો લઈ એની ઉપર લાદી દેવામાં આવશે.” [મિશ્કાત પેજ નં. ૪૩૫] માટે એક મુસલમાન માટે જરૂરી છે કે દુનિયાના ક્ષણિક અને ક્ષુલ્લક ફાયદા ખાતર પોતાને આખિરતના અઝાબમાં ન સંડોવે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩ર) શુફઅહ કિંવા પડોશનો મિલ્કત ખરીદીનો હક

### ૧. એક ભાગીદારે બીજા ભાગીદારને જાણ કર્યા વગર પોતાનો હિસ્સો વેચવો અને હક્કે શુફઅહની રીત.

**સવાલ** : બે ભાઈઓ છે. બન્ને ભાઈઓની વડીલો પાર્જીત ચાલતી આવેલી મિલ્કતો પૈકી એક ૧૦ ગુંઠાની જમીન છે. જે હાલ કુટુંબની સહિયારી મિલ્કત ચાલતી આવેલ છે. જેમાંથી એક ભાઈના હિસ્સામાં ૫ ગુંઠા ૮૪ મીટર અને બાકીની ૪ ગુંઠા ૧૬ મીટર બીજા ભાઈના હિસ્સાની છે. (આજ

દિન સુધી બન્ને ભાઈઓના વહેંચણીની કોઈ હદ નક્કી થયેલ નથી) બીજા ભાઈ ગુજરી ગયા બાદ એમના વારસદારો પૈકી એમના પુત્ર જે પહેલાંના સગા ભત્રીજા થાય, એમણે એમનું કુટુંબ બહોળું થઈ જવાથી મકાન બનાવવાની સખ્ત જરૂરત ઉભી થતાં ૧૯૮૪ ઈ. માં પોતાના કાકા પાસે એમના હિસ્સાની જમીન વેચાણ માંગી. (હાલમાં આ ભત્રીજો અને તેમના પૂત્રો ભાડાના મકાનમાં રહે છે) અને એમની પાસે પ્રત્યક્ષ એવી કોઈ જમીન નથી. પરંતુ પહેલાં ભાઈ (કાકા)એ ભત્રીજા કિંવા બીજા ભાઈના પૂત્ર જોડે અણબનાવ હોવાથી વેચવી નથી એમ કહી ના પાડી દીધી. પરંતુ હાલમાં અમોને જાણ થઈ છે કે કાકા (પહેલાં ભાઈ)એ એ જમીન ૫૨૦૦૦/- (બાવન હજાર)માં એક ગેરમુસ્લિમ (કોળી પટેલ)ને વેચાણ આપી દીધી છે. ભત્રીજો એ જમીનના ૫૩૦૦૦/- (ત્રેપન હજાર) આપવા તૈયાર છે. છતાં પોતાના સગા ભત્રીજાને એ આપી નથી. (૧) તો શું એક કાકા પોતાના સગા ભત્રીજાને છોડી એક ગેર કૌમને ખાનદાની મિલ્કત મુસ્લિમ શરીઅત પ્રમાણે વેચી શકે ? (૨) અને અગર એ જમીનનું વેચાણ થઈ ગયું હોય તો મુસ્લિમ શરીઅત મુજબ સદર મિલ્કત ભત્રીજાએ મેળવવી હોય તો શું કરવું જરૂરી છે ? એની માહિતી આપવા વિનંતી.

**જવાબ** : (૧) એક વ્યકિત બીજી વ્યકિત સાથે કોઈ મકાન અથવા જમીન અથવા વાડી વગેરે સ્થાવર મિલ્કતમાં ભાગીદાર હોય અને તેમાંથી કોઈ એક પોતાનો હિસ્સો વેચવા ચાહે તો તેને જોઈએ કે સર્વ પ્રથમ પોતાના ભાગીદારને જાણ કરે, જો એનો ભાગીદાર તે હિસ્સો યોગ્ય કિંમતમાં ખરીદ કરવા તૈયાર હોય તો તેને જ વેચે. તે છતાં જો બીજી બિન સંબંધીત વ્યકિતને વેચી દે તો ભાગીદાર તેટલી જ કિંમત આપી તે હિસ્સો ખરીદી શકે છે એને શરીઅતની પરિભાષામાં "હકકે શુફઅહ" કહેવામાં આવે છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે હકકે શુફઅહ દરેક જમીન, મકાન અથવા વાડીની સહીયારી ભાગીદારીમાં છે. જ્યાં સુધી ભાગીદારને જાણ ન કરે ત્યાં સુધી જાઈઝ નથી કે (પોતાનો હિસ્સો) વેચાણ કરે અને જો (પોતાના ભાગીદારને જાણ કર્યા વગર) (પોતાનો હિસ્સો) વેચી આપ્યો તો

તેનો ભાગીદાર તે (હિસ્સા)નો વધારે હકદાર છે.

[અબૂદાવૂદ શરીફ, બઝલુલ મજહૂદ ભાગ–૧૫ પેજ નં. ૧૯૧–૧૯૨]

(૨) અલબત્ત ઉપરોકત હક્કે શુફઅહ મેળવવા માટે શરીઅતે જે રીત બતલાવી છે તે મુજબ અમલ કરી મેળવી શકે છે. તે રીત આ છે કે જ્યારે ભાગીદારને એવી જાણ થઈ કે એના ભાગીદારે જમીન–મકાનનો પોતાનો હિસ્સો ત્રાહીત વ્યકિતને વેચાણ કરી આપ્યો છે તો જે બેઠકમાં એને જાણ થઈ કે તરત જ એ જ બેઠકમાં તે પોતાના હક્કે શુફઅહની માંગણી એવા શબ્દોમાં કરે જેનાથી એવું ફલિત થતું હોય કે તે પોતાનો હક મેળવવા માંગે છે, જતો કરવા માંગતો નથી. દા.ત. હું મારો હક્કે શુફઅહ લઉં છું અથવા લઈશ. આ માંગણીને શરીઅતની પરિભાષામાં 'તલબે–મુવાસબત' કહેવામાં આવે છે. ત્યાર પછી જો વેચાણ કરેલ વસ્તુ વેચનારના પાસે જ હોય તો વેચનાર પાસે અથવા ખરીદનાર પાસે જઈ (ચાહે વેચાણ થયેલ વસ્તુ એના કબ્જામાં ન પણ આવી હોય) અથવા તે જમીન પાસે જઈ જે વેચાણ કરવામાં આવી છે, એવું કહે 'આ જમીન ફલાણા માણસે ખરીદ કરી છે અને હું એનો હક્કે શુફઅહ ધરાવું છું અને હું એ હક્કે શુફઅહની માંગણી ઉચ્ચારી ચુકયો છું અને હવે ફરીવાર એ માંગણી દોહરાવી રહ્યો છું, તમે લોકો આના સાક્ષી રહો' આ માંગણીને શરીઅતની પરિભાષામાં 'તલબે ઈશ્હાદ' કહેવામાં આવે છે. ત્યાર પછી કાઝી (ન્યાયાધીશ) પાસે જઈ દાવો કરે કે 'ફલાણા માણસે ફલાણું મકાન અથવા જમીન ખરીદ કરી છે અને હું મારી ફલાણી મિલ્કતને લઈ એનો હક્કે શુફઅહ ધરાવું છું. માટે તમો એને હુકમ આપો કે એ મકાન અથવા જમીનને મને સોંપણી કરે' આ માંગણીને શરીઅતની પરિભાષામાં 'તલબે તમ્લીક' કહેવામાં આવે છે. ત્યાર પછી કાઝી (ન્યાયાધીશ) પોતાની તપાસ વીધી કરી દાવાની સત્યતા પુરવાર થતાં ખરીદનારને હુકમ આપે કે એ જમીન અથવા મકાન હક્કે શુફઅહ ધરાવનારને આપી દે અને તેની પાસેથી કિંમત વસૂલ કરી લે.

[શામી, દુર્રે મુખ્તાર : ભાગ–૫ પેજ નં. ૧૫૭ થી ૧૬૦]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (33) મુઝારઅત કિંવા ખેતી

## ૧. ખેડે તેનું ખેતર અને રહે તેનું ઘર, કાયદા વડે આવેલ જમીન બાબત.

**સવાલ** : ઈન્ડિયાની ગવર્મેન્ટ પ્રજાને ફેમિલી પ્લાનીંગ કરવા માટે સૂચન કરે છે પણ મુસલમાનો તેના પર અમલ કરતા નથી, કારણ કે ઈસ્લામિક દ્રષ્ટિએ જાઈઝ નથી. જો કે ઈન્ડિયાની ટેનેન્સીનો કાયદો (ખેડે તેનું ખેતર અને રહે તેનું ઘર) ગવર્મેન્ટે અમલમાં મૂકયો, તો તેને તરત જ મુસલમાનોએ અમલમાં લઈ લીધો અને ઘર તથા ખેતર પર કબજો કરી બેઠા. તો શું ઈસ્લામે આ કાયદાને જાઈઝ કર્યો છે ? એ વિષે કુર્આન અને હદીસમાં શું હુકમ છે ? ઉપરાંત જેના બાપ અથવા દાદાએ એવી જમીનોનો કબજો કરી પોતાની ઓલાદોને એના હકદાર બનાવી આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા તો હવે એ ઓલાદોએ જમીન અથવા ઘર પર કબજો કાયમ રાખવો જોઈએ કે અસલ હકદારોને આપી દેવો જોઈએ ?

**જવાબ** : ''ખેડે તેનું ખેતર અને રહે તેનું ઘર''વાળા ટેનેન્સી કાયદાને લઈ કોઈના ખેતર અથવા ઘર ઉપર કબજો કરી લેવું શરઈ રૂએ જાઈઝ નથી. અગર કોઈએ એ પ્રમાણેનું કૃત્ય આચર્યું હોય તો તેના અસલ માલિક (અગર હોય તો) અથવા અસલ માલિકના વારસદારોને પરત કરવું જરૂરી છે. જેના બાપ-દાદાઓ એવી જમીનોનો કબજો કરી પોતાની અવલાદોના હાથમાં છોડી ગયા છે તેઓને જોઈએ કે ઉપર લખ્યા મુજબ અસલ માલિક અથવા તેના વારસદારોને પરત કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. જમીનની પેદાશમાં ટકાવારી નક્કી કરી જમીન માલિક અને કામ કરનાર વચ્ચે મામલો.

**સવાલ** : ઘણાં લોકો પોતે ખેતી કરતા નથી, પરંતુ પોતાની જમીન બીજાને ખેડવા આપે છે અને જમીનની જે ઊપજ થાય તેમાં જે માણસ

મહેનત અને ખર્ચો કરે તેનો ૭૦% ભાગ અને જેની ફક્ત જમીન હોય તેનો ૩૦% ભાગ રાખે છે. તો આ મુજબ કરવું શરઈ રૂએ સહીહ છે?

**જવાબ** : જી હાં ! જમીનની કુલ પેદાશમાં ટકાવારીની રૂએ ભાગ નક્કી કરવામાં આવ્યો હોય, જેમ કે સવાલમાં દર્શાવ્યું છે, તો શરઈ રૂએ એ સૂરત જાઈઝ છે. અગર ટકાવારીની માત્રામાં ફર્ક હશે દા.ત. મહેનત અને ખર્ચો કરનારને ૬૦% અને જમીન માલિકને ૪૦% તો પણ દુરૂસ્ત છે. સારાંશ કે બન્ને પક્ષોને પેદાશમાંથી મળતો ભાગ ટકાવારી મુજબ નક્કી હોવો જોઈએ.

## ૩. જમીનમાં નાણાંનું રોકાણ કરનાર અને મહેનત કરનાર વચ્ચે ભાગીદારી બાબત.

**સવાલ** : અમે એક જગ્યા ઉપર પર (બાવન) ગુંઠા જમીન વેચાણ રાખેલ હતી. તે જમીનમાં ૨૫% ભાગીદારી હાજી ગુલ મુહમ્મદની હતી અને ૭૫% ભાગીદારી હાજી યાકૂબભાઈની હતી. તે પ્રમાણે અમે ભાગીદારીમાં જમીન વેચાણ રાખેલ હતી. વેચાણ રાખેલ જમીનની મૂડી (પૈસા) ૭૫% ભાગીદારીવાળાના હતા અને ૨૫% ભાગીદારીવાળાની મહેનત અને દેખરેખ રાખવાની જવાબદારી હતી અને તે જમીનમાં અમારે શોપીંગ સેન્ટર અને પાછળ ખૂલ્લા પ્લોટો વેચાણ કરવાના હતા, પરંતુ જમીનમાં અમે (ગુલ મુહમ્મદભાઈએ) ૪ માસ સુધી મહેનત કરીને માટીનું પુરાણ કર્યું અને તે સિવાય આખી જમીનમાં જે ઘાસ તથા બાવળીયા ઊગેલા હતા તેને સાફ કરી અને ચારે બાજુ વાડ હતી તે અમે ઊભા રહીને સાફસૂફ કરાવીને જમીનને ચોખ્ખી અને સમતલ કરી હતી. ત્યાર બાદ શોપીંગ સેન્ટરનું મોડલ અને નકશા એન્જિનિયર પાસે બનાવ્યાં. વેચાણ રાખેલ જમીનનો આખો ગ્રાહક આવેલ હતો તે જમીનમાં અમારી ઈજાઝત લીધા સિવાય આખે-આખી જમીન વેચાણ ૭૫% વાળા ભાગીદાર હાજી યાકૂબભાઈએ વેચી નાંખી અને તે જમીનમાં સારો એવો નફો રહ્યો છે, પરંતુ અમે જ્યારે અમારે હિસ્સે ૨૫ ટકા ભાગ નફાનો માંગ્યો તો હાજી યાકૂબભાઈએ મને કહ્યું કે આપણે જમીનમાં બાંધકામ કરીએ તો તમને ૨૫%

બાંધકામમાં જે નફો થાય તે મળે, જમીન તો મેં આખી વેચી છે. તો મારે તમને ભાગ આપવાનો થતો નથી.

વેચાણ રાખેલ જમીનમાં અમે પહેલાં ભાગીદારી નક્કી કરીને જમીન વેચાણ રાખી હતી અને તેમાં અમારે કોઈ પણ જાતની રકમ કાઢવાની નથી. ભાગીદારી નફો અને નુકસાન બન્નેવે સંમતિથી કરી હતી. બીજું કે ૭૫% નફાવાળા ભાઈએ અમારી પાસે એટલે કે હાજી ગુલ મુહમ્મદભાઈ સાથે કોઈ પણ જાતની ચોખવટ કરેલ નથી. તેઓએ અમને કહેલું કે આ જમીનમાં તમારી ૨૫% ભાગીદારી નક્કી કરેલ છે તો પછી અમે ૨૫% ના શરીઅત મુજબ ભાગીદાર થયા કે નહીં ?

બીજું કે અમે વિશ્વાસ ઉપર આ ધંધો કરેલ હતો માટે અમારી પાસે કોઈ પણ જાતનું લખાણ નથી. માટે અમારા ૨૫% વાળા અને ૭૫% વાળા માટે શરીઅત મુજબ શું હુકમ છે ?

**જવાબ :** સવાલમાં દર્શાવેલ ભાગીદારી શરઈ રૂએ સહીહ અને દુરૂસ્ત નથી. યાકૂબભાઈ જેમણે વેચાણ રાખેલ જમીનની પૂરી કિંમત અદા કરી છે તેઓ જ શરઈ રૂએ એ જમીનનાં સંપૂર્ણ માલિક ઠરે છે, જેથી અગર તેઓએ જમીન વેચી નાંખી છે અને તેમાં એમને સારો એવો નફો પણ મળ્યો છે તો એ બધાના જ માલિક શરઈ રૂએ તેઓ જ છે. અલબત્ત, એ જમીનમાં ચાર મહિના સુધી મહેનત કરી માટીનું જે પુરાણકામ આપે કરાવ્યું અને જે કંઈ સાફ–સફાઈ કરાવી, જમીનનું લેવલીંગ કર્યું અને એના નકશા વગેરે બનાવડાવ્યા એમાં જે કંઈ ખર્ચ આપને થયો તે, અને ચાર મહિના સુધી આ રીતે મહેનત કરી એવી મહેનત કરવા ઉપર આપના ત્યાં જેટલું મહેનતાણું રિવાજ મુજબ આપવામાં આવતું હોય, તેટલા મહેનતાણાંના તમે શરઈ રૂએ હકદાર ઠરો છો, જે આપ યાકૂબભાઈ પાસેથી વસૂલ કરી શકો છો.

# (૩૪) કુર્બાની

## ૧. કુર્બાની કરેલ જાનવરના ગોશ્ત બાબત હુકમ.

**સવાલ :** બકરા ઈદ પર દરેક કુર્બાની કરેલ જાનવરનું ખુચ્ચન (કલેજી) રાંધી ગામના માણસોને બોલાવી દુઆ પઢાવી વહેંચવામાં આવતું હતું હવે તે બંધ કરાવતાં એવી પરિસ્થિતિ પેદા થઈ કે ખુચ્ચન ઘરવાળાજ ખાય જાય છે અને અન્યના ભાગમાં તે આવતું નથી. તો પહેલાં વહેંચતા તે સાચું હતું? આ અંગે સાચી વિગત જણાવશો.

**જવાબ :** કુર્બાનીના જાનવરમાંથી નિકળતું ગોશ્ત, ચરબી, કલેજી વિ. માટે મુસ્તહબ એ છે કે એના ત્રણ ભાગ કરી એક ભાગ કુર્બાની કરનાર પોતાના માટે રાખે, એક ભાગ સગા વ્હાલાઓમાં વહેંચે અને એક ભાગ ગરીબો, મોહતાજોમાં વહેંચે. અગર કોઈ વ્યક્તિ કુર્બાનીનું બધુંજ ગોશ્ત (કલેજી સહીત) પોતાના માટે રાખી લીએ તો એ પણ જાઈઝ છે [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૫ પેજ નં. ૨૩૦] માટે કલેજી રાંધી લોકોને બોલાવી ખવડાવવી એ જરૂરી નથી.

## ૨. દાંત વગરના બકરાની કુર્બાની.

**સવાલ :** અમારા ઘરનો બકરો છે. તેની ઉંમર ૧ વર્ષ ૪ મહિના છે. પરંતુ તે બકરાને દાંત નથી. બીજા આલીમોને પૂછવામાં આવ્યું હતું તો તે પાળેલો બકરો હોય અને તેની ઉંમર વરસ હોવી જોઈએ. દાંત ન હોય કુર્બાની આપી શકાય છે. અમારા બકરાની કુર્બાની થાય કે નહીં?

**જવાબ :** એ બકરાની કુર્બાની દુરૂસ્ત છે.

## ૩. જાનવરને ઝુબહ કરવામાં ચાર નસો કાપવી.

**સવાલ :** કુર્બાનીના જાનવરને ઝુબહમાં ચાર નસો કાપવામાં આવે છે. તો શું આ વાત સહીહ છે કે જાનવરની જે નસ ગળાની ગોળ હડ્ડીનાં અંદર આવે છે. જેને કાપવાથી જાનવર તરત જ ઠંડું થઈ જાય છે તે ન કાપવી

જોઈએ તેનાથી જાનવરને ખૂબ જ તકલીફ થાય છે ?

**જવાબ :** જાનવરને ઝુબહ કરવા માટે જે ચાર નસો કાપવામાં આવે છે તે આ છે : એક હુલકૂમ કિંવા શ્વાસનળી, બીજી મુરી કિંવા ખોરાકની નળી અને બે ધોરી નસો જે ગળાની બન્ને બાજુઓમાં લોહીની જાડી નસો છે. બેહતર તો એ જ છે કે ચારેયને કાપી નાંખવામાં આવે. પરંતુ જો એ ચારમાંથી કોઈ પણ ત્રણને કાપશે તો પણ જાનવર હલાલ થયેલું કહેવાશે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૫ પેજ નં. ૨૦૭]

## ૪. કુર્બાનીની ખાલની રકમથી પગાર આપવું જાઈઝ નથી.

**સવાલ :** અમારા મદ્રેસામાં કુરબાનીની ખાલ ઉઘરાવે છે અને એ ખાલના પૈસામાંથી મુદર્રીસોને પગાર આપે છે. તો એ ખાલના પૈસાથી મદ્રેસામાં પગાર આપી શકે છે ? એ લખી જણાવશો.

**જવાબ :** કુર્બાનીની ખાલના પૈસામાંથી મુદર્રીસોને પગાર આપવું દુરૂસ્ત નથી.

## ૫. કુર્બાનીના ચામડાની રકમ કયાં વાપરવી ?

**સવાલ :** ખાલના પૈસા કઈ જગા વાપરી શકાય છે ? કોને આપી શકાય છે.

**જવાબ :** કુર્બાનીની ખાલ વેચીને આવેલી રકમનો સદકો કરી દેવું વાજીબ છે. ગરીબ મોહતાજ (ઝકાતના હકદાર) માણસને માલિકી ધોરણે આપી દેવામાં આવે.

## ૬. કુર્બાનીના ચામડાની રકમથી લોન આપવું કે ઈસાલે સવાબ કરવું જાઈઝ નથી.

**સવાલ :** આખા વર્ષના પગાર આપી દેતાં બચતમાં રૂા.૧૦,૦૦૦/- છે. તો એ પૈસામાંથી લોન આપી શકે છે ? જરૂરથી લખી જણાવશો. જે માણસે મદ્રેસો આપ્યો છે તેના સવાબ માટે દર વર્ષે ખાલના પૈસામાંથી

રૂા.૨૫૦/- ખર્ચ કરે છે.

**જવાબ** : અગર બચત ઉપરોકત રકમમાંથી થતી હોય તો ઉપર લખ્યા મુજબ એનો સદકો કરી આપવું વાજીબ છે. લોન રૂપે અપાય નહીં અને પગાર રૂપે પણ અપાય નહીં. માટે અત્યાર સુધી એમાંથી જે પગાર આપ્યો એટલી રકમનો સદકો કરવું જરૂરી છે. રકમને ઈસાલે સવાબ રૂપે ખર્ચ કરવું ત્યારે સહીહ થાય જ્યારે કે તે ખર્ચ કરનારની માલિકીની હોય. ઉપરોકત રકમ વ્યવસ્થાપકોની માલિકીની નથી તો પછી એમાંથી ઈસાલે સવાબ કેવી રીતે દુરૂસ્ત હોય શકે છે?

કોઈએ મદ્રેસા માટે લિલ્લાહ રકમ આપી હોય તેને પણ સવાલમાં લખ્યા મુજબ વ્યવસ્થાપકો ઈસાલે સવાબમાં વાપરી શકતા નથી. અગર વાપરશે તો એટલી રકમ પોતાના તરફથી મદ્રેસામાં જમા કરાવવી વાજીબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. કુર્બાની સહીહ થવા માટે કુર્બાની વાજીબ થવા પાત્ર વ્યકિતના સ્થાનનો એ'તિબાર છે કે પછી જાનવર ઝબહ થઈ રહ્યું છે તે જગ્યાનો ?

**સવાલ** : વિદેશમાં વસતા ઘણાં એવા ભાઈઓ છે કે જેમના રહેઠાણના સ્થળે કુર્બાનીનો દિવસ અને સમય મોડો શરૂ થાય છે. તેઓ બીજા એવા દૂરના સ્થળે કે જ્યાં કુર્બાનીનો દિવસ અને સમય જલ્દી શરૂ થાય છે, ત્યાં કોઈ વ્યક્તિ કે સંસ્થાને પોતાની કુર્બાની કરવાનું સોંપે છે. તો બીજા સ્થળના લોકો માટે પહેલાં સ્થળના લોકોની કુર્બાની તેમના સ્થળે કુર્બાનીનો દિવસ અને વખત શરૂ થતાં પહેલાં કરવી જાઈઝ છે કે નહીં ? અને તેમણે પહેલાં સ્થળના લોકોની કુર્બાની કયારે ઝબહ કરવી જોઈએ ? આ સવાલનો જવાબ વિગતવાર દલીલ અને હવાલાઓ સહિત લખી મોકલવા નમ્ર વિનંતી. કારણ કે હજારો કુર્બાનીઓને સ્પર્શતો આ મહત્ત્વનો સવાલ છે.

**જવાબ** : આપના સવાલનો જવાબ આપતા પહેલાં પ્રસ્તાવના અને

પ્રાથમિક જાણકારી રૂપે કેટલીક વાતો રજૂ કરવામાં આવે છે. કારણ કે જ્યાં સુધી પ્રાથમિક જાણકારી નહીં હશે ત્યાં સુધી જવાબ સારી રીતે સમજમાં આવશે નહીં. પહેલી વાત એ છે કે ઈસ્લામે જે ઈબાદતો ફર્ઝ અથવા વાજીબ ઠેરવી છે. જેમ કે નમાઝ, રોઝા, ઝકાત, સદકતુલ ફિતર, કુર્બાની વગેરે. તેના વાજીબ થવા માટે ચોક્કસ સબબ પણ નક્કી કરવામાં આવ્યા છે. કુર્આન હદીસના ચિંતન મનન અને તેનો ગહન અભ્યાસ કરી દરેક ઈબાદત માટે કયો સબબ છે ? તે હઝરાતે ફુકહાએ કિરામે નક્કી કર્યું છે અને જ્યાં સુધી તેના વાજીબ થવાનો તે સબબ અસ્તિત્વમાં નહીં આવશે ત્યાં સુધી તે ઈબાદત વાજીબ થતી નથી. દા.ત. પાંચ નમાઝોમાંથી દરેક નમાઝના વાજીબ થવા માટે તે નમાઝના વખતને સબબ ઠેરવવામાં આવ્યો છે, જે ઘડીએ વખતનો પહેલો અંશ અસ્તિત્વમાં આવશે તે જ ઘડીએ તે નમાઝ ફર્ઝ થશે. જેમ કે ફજરની નમાઝ, કે તેના ફર્ઝ થવા માટે ફજરનો વખત (કિંવા સુબ્હે સાદિકના તુલૂઅ થવાથી લઈ સૂર્યના તુલૂઅથી પહેલાં સુધીનો વખત) શરીઅતે રાખ્યો છે, તો જે વ્યક્તિ (કિંવા આકિલ, બાલિગ, મુસલમાન) ઉપર ફજરની નમાઝ ફર્ઝ થઈ રહી છે તે વ્યક્તિ જ્યાં સુધી ફજરનો વખત નહીં પામશે ત્યાં સુધી તેના ઉપર ફજરની નમાઝ ફર્ઝ થશે નહીં. અલ્લાહ તઆલાએ દિવસ–રાતનો નિઝામ એ રીતે બનાવ્યો છે કે દુનિયાના દરેક ભાગમાં એક સાથે કોઈ પણ નમાઝનો વખત શરૂ થતો નથી; બલકે એક જગ્યાએ અગર સવારનો સમય છે તો બીજી જગ્યાએ બપોર છે, ત્રીજી જગ્યાએ સાંજનો સમય છે. વળી, કોઈ જગ્યાએ રાત છે, મતલબ કે દુનિયાના દરેક ભાગોમાં એક સાથે કોઈ એક વખતને સબબ રૂપ ઠેરવવામાં આવેલ છે અને જ્યાં સુધી તેનો કોઈ અંશ શરૂ નહીં થાય ત્યાં સુધી નમાઝ ફર્ઝ થતી નથી. તો હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે દુનિયાના વિવિધ ભાગોમાં નમાઝના વિવિધ સમયો એક સાથે ચાલી રહ્યા છે, તો શું બધી નમાઝો એક સાથે જ બધા લોકો ઉપર ફર્ઝ થઈ જશે ? તો એનો ઉકેલ ફુકહાએ કિરામે એ રજૂ કર્યો કે જે વ્યક્તિ ઉપર નમાઝ ફર્ઝ ઠરી રહી છે, તે વ્યક્તિ જે જગ્યાએ હશે તેના માટે તે જગ્યાના સમયનો એઅતિબાર કરવામાં આવશે. દા.ત. ઝૈદ સૂરતમાં રહે છે

તો ઝૈદ ઉપર ફજરની નમાઝ ફર્ઝ થવા માટે જરૂરી છે કે સૂરત શહેરના હિસાબે સુબ્હે–સાદિક તુલૂઅ થઈ ફજરનો વખત શરૂ થાય. તે પહેલાં ઝૈદ ઉપર ફજરની નમાઝ ફર્ઝ થશે નહીં. કલકત્તામાં સૂરત કરતાં એક કલાક પહેલાં ફજરનો વખત શરૂ થવું, ઝૈદ ઉપર ફજરની નમાઝ ફર્ઝ થવા માટે કાફી નથી. અગર ઝૈદ એવું વિચારીને કે કલકત્તામાં ફજરનો વખત શરૂ થઈ ગયો છે, લાવ હું પણ સૂરતમાં રહી ફજરની નમાઝ પઢી લઉં, અગર ફજર પઢશે તો તેનો ફર્ઝ અદા થયેલો ગણાશે નહી; બલકે સૂરતમાં ફજરનો વખત શરૂ થયા પછી તેણે ફરીવાર ફજરની નમાઝ પઢવી પડશે. આ એક ઉદાહરણ રજૂ કરવામાં આવ્યું છે. બીજી વાત એ સમજો કે જે ઈબાદતોમાં શરીઅતે વકીલ મારફત કરાવવામાં આવી રહેલ અદાયગી મોઅતબર માની છે, જેમ કે ઝકાત, સદકતુલ ફિતર, કુર્બાની વગેરે માલી ઈબાદતો, તેમાં એ જરૂરી છે કે અસલ વ્યક્તિ જે વકીલ મારફત પોતાની વાજીબ ઈબાદત અદા કરાવી રહી છે, ખુદ તે વ્યક્તિ ઉપર તે ઈબાદત વાજીબ થઈ ચૂકી હોય, અગર અસલ વ્યક્તિ ઉપર ઈબાદત વાજીબ થઈ નથી તો તે પોતે પણ અગર તે ઈબાદત અદા કરશે તો તેના તરફથી અદા થયેલી ગણાશે નહીં તો પછી અન્ય વ્યક્તિ મારફત તે અદા કરાવશે તો કેમ કરી અદા થશે ? દા.ત. ઝકાત ફર્ઝ થવા માટે ઝકાતના નિસાબનું માલિક હોવું સબબ છે, જ્યાં સુધી કોઈ વ્યક્તિ ઝકાતના નિસાબની માલિક નહીં બને ત્યાં સુધી તેના ઉપર ઝકાત ફર્ઝ થતી નથી અને એ હાલતમાં અગર તે વ્યક્તિ પોતાની ઝકાત અદા કરશે તો એ અદાયગી શરઈ રૂએ મોઅતબર નથી. હવે માની લો કે ઝૈદને એના બાપ તરફથી વાયદો કરવામાં આવ્યો કે હું તને શવ્વાલની પહેલી તારીખે બે લાખ રૂપિયા આપીશ અને બાપે પોતાના આ વાયદા મુજબ અન્ય એક વ્યક્તિના હાથમાં બે લાખ રૂપિયા આપી કહી આપ્યું કે મારા દીકરા ઝૈદને આ બે લાખ રૂપિયા શવ્વાલની પહેલી તારીખે આપજો. ઝૈદને પણ યકીન થઈ ગયું કે એ બે લાખની રકમ ચોક્કસ મને મળવાની જ છે ; પરંતુ જ્યાં સુધી એ રકમ ઝૈદના કબ્જામાં આવતી નથી ત્યાં સુધી ઝૈદ તેનો માલિક ઠરતો નથી, હવે ઝૈદ એવું વિચારીને કે જ્યારે એ રકમ મારી પાસે

આવશે ત્યારે હું નિસાબનો માલિક બની જઈશ અને મારા ઉપર ઝકાત ફર્ઝ થઈ જશે; પરંતુ ત્યારે રમઝાનનો મહિનો પસાર થઈ ચૂકયો હશે, માટે લાવો, હું અત્યારે રમઝાનમાં જ એની ઝકાત અદા કરી દઉં, જેથી મને રમઝાનની ફઝીલત મળી જાય અને આ બધું વિચારીને ઝૈદે રમઝાનમાં જ પેલી રકમની ઝકાત પોતે અદા કરી દીધી અથવા વકીલ મારફતે અદા કરાવી અને ત્યાર પછી પહેલી શવ્વાલના તે રકમ તેના હાથમાં આવવાથી કાયદેસર નિસાબનો માલિક બન્યો, તો આ સૂરતમાં તેની ઝકાત અદા થઈ નથી, તેણે ફરી અદા કરવી પડશે, કારણ કે ઝકાત ફર્ઝ થવા માટે શરીઅતે ઝકાતી નિસાબના માલિક હોવું સબબ ઠેરવ્યું છે અને આ સૂરતમાં સબબ અસ્તિત્વમાં આવે તે પહેલાં તેણે ઝકાત અદા કરી હોવાથી તેની ઝકાત અદા થઈ નથી, તેણે ફરી અદા કરવી પડશે. આ બન્ને ઉદાહરણો સમજી ગયા પછી હવે સમજો કે કુર્બાનીના મસાઈલની જ્યાં ચર્ચા કરવામાં આવે છે, ત્યાં કુર્બાનીના વાજીબ થવાના સબબની પણ ચર્ચા કરવામાં આવી છે. હઝરાતે ફુકહાએ કિરામે કુર્બાનીના વાજીબ થવાનો સબબ અય્યામે નહર કિંવા કુર્બાનીના દિવસોનું હોવું બતાવ્યું છે. [દુર્રે મુખ્તાર શામી ભાગ—૫ પેજ નં. ૨૧૯, ઈનાયા અલલ્હિદાયા ભાગ—૯ પેજ નં. ૫૦૫, ફત્હુલ કદીર ભાગ—૯ પેજ નં. ૫૦૬, બદાઈઅ ભાગ—૫ પેજ નં. ૬૫]

હવે કોઈ પણ વ્યક્તિ જે કુર્બાની વાજીબ થવાને પાત્ર છે તેના ઉપર જ્યાં સુધી કુર્બાનીના દિવસો નહીં આવે ત્યાં સુધી કુર્બાની વાજીબ થતી નથી અને કુર્બાનીના દિવસો આવવા ન આવવા બાબત તે વ્યક્તિ જે જગ્યાએ રહે છે તે જગ્યાનો એઅતિબાર કરવામાં આવશે. જેમ કે આગળ ઉપર નમાઝનું ઉદાહરણ આપણે જોઈ ચૂકયા છીએ. જેથી એક એવી વ્યક્તિ જે કુર્બાની વાજીબ થવા પાત્ર છે, તે જે જગ્યાએ રહે છે ત્યાં હજુ સુધી દસવીં ઝિલ્હજની સુબ્હે સાદિક શરૂ થઈ નથી, તો તેના માટે કુર્બાનીના વાજીબ થવાનો સબબ અસ્તિત્વમાં આવ્યો ન હોવાને લઈ અગર તે પોતાની કુર્બાની કરશે તો તે કુર્બાની સહીહ રીતે અદા થયેલી ગણાશે નહીં. અને જેવી રીતે તે વ્યક્તિ પોતે પોતાની જગ્યાએ રહી વાજીબ થવા પહેલાં કુર્બાની અદા કરવાથી

અદા થતી નથી, એવી જ રીતે અન્ય કોઈ જગ્યાએ રહેતી વ્યક્તિને વકીલ બનાવી તેની પાસે પોતાની કુર્બાની કરાવશે તો એ સૂરતમાં પણ તેની વાજીબ કુર્બાની અદા થયેલી ગણાશે નહીં, કારણ કે તેના ઉપર કુર્બાનીના દિવસો શરૂ થયેલા ન હોવાને કારણે હજુ સુધી કુર્બાની વાજીબ થઈ જ નથી, તો પછી તેના તરફથી કરવામાં આવેલી અદાયગી કેવી રીતે મોઅતબર ગણાય? જેમ કે આપણે આગળ ઉપર ઝકાતનું ઉદાહરણ જોઈ ગયા છીએ. આ પ્રસંગે કેટલાક લોકોને કુર્બાની બાબત ફિકહની કિતાબોમાં ઉલ્લેખવામાં આવેલ એક મસ્અલહથી ગેર સમજ ઉતપન્ન થઈ છે, તે મસ્અલો અને તેનાથી ઉતપન્ન થયેલ ગેર સમજની વિગત જણાવતાં પહેલાં એક અન્ય બાબતની ચોખવટ પણ જરૂરી ઠરે છે અને તે એ છે કે એક વાર કોઈક કુર્બાની વાજીબ થવા પાત્ર વ્યક્તિ ઉપર કુર્બાની વાજીબ થઈ ચૂકી છે અને તે પોતાની કુર્બાનીનું જાનવર ઝબહ કરી પોતાનો તે વાજીબ અદા કરવા માંગે છે, તો અહીંયાં એ જાણવું જોઈએ કે જે જાનવરને કુર્બાની રૂપે ઝબહ કરી વાજીબ અદા કરવામાં આવી રહ્યો છે, તેના માટે પણ શરીઅત તરફથી જરૂરી ઠેરવવામાં આવ્યું છે કે તે જાનવર કુર્બાનીના દિવસ અને સમયમાં ઝબહ કરવામાં આવે. અગર કોઈ વ્યક્તિ કુર્બાનીનું તે જાનવર એવા દિવસ અને સમયે ઝબહ કરી રહી છે, જે કુર્બાનીના દિવસો નથી, તો એ રીતે ઝબહ કરવાથી તેની કુર્બાની અદા થશે નહીં. દા.ત. ઝૈદ કુર્બાની વાજીબ થવાને પાત્ર વ્યક્તિ હોવાને કારણે કુર્બાનીના દિવસો પામવાથી તેના ઉપર કુર્બાની વાજીબ થઈ. હવે તે કુર્બાનીનું જાનવર ઝબહ કરી પોતાનો આ વાજીબ અદા કરવા માંગે છે તો એના માટે પણ જરૂરી છે કે કુર્બાનીનું એ જાનવર કુર્બાનીના દિવસોમાં ઝબહ કરે, અગર તેણે કુર્બાનીનું જાનવર જ્યારે ઝબહ કર્યું ત્યારે કુર્બાનીના દિવસો ન હતા, તો તેનો વાજીબ અદા થશે નહીં. આ દાખલામાં ઝૈદે કુર્બાની માટે ખરીદ કરેલ જાનવર ૧૨ ઝિલ્હજના સૂર્યાસ્ત પછી ઝબહ કર્યું, તો ઝૈદ ઉપર કુર્બાની વાજીબ હતી અને કુર્બાનીની નિય્યતથી જ કુર્બાનીને લાયક જાનવર ઝબહ કર્યું. તે છતાં આ જાનવર કુર્બાનીના દિવસો પસાર થઈ ગયા પછી ઝબહ થયેલું હોવાને લઈ ઝૈદની કુર્બાની અદા થઈ નથી. આ આખા મસ્અલાનું તાત્પર્ય

એ છે કે કુર્બાનીનું જાનવર જ્યારે ઝબહ કરવામાં આવે ત્યારે કુર્બાનીના દિવસો અને સમયનું હોવું જરૂરી છે. આ એક બીજો મસ્અલો થયો. હવે આપણે શરૂમાં જાણી ગયા તે મુજબ દુનિયામાં બધીજ જગ્યાઓએ કુર્બાનીના દિવસો અને વખત એક સાથે શરૂ અને ખતમ થતાં નથી, બલકે અગર ચાંદનો ઈખ્તિલાફ હોય તો દુનિયાના વિવિધ દેશોમાં કુર્બાનીના દિવસો આગળ–પાછળ હોય છે અને જો ચાંદનો ઈખ્તિલાફ ન હોય, બલકે એક જ તારીખે પૂરી દુનિયામાં ઈદુલ–અદહા થાય તો પણ તેની શરૂઆત *કિંવા* સુબ્હે સાદિક એક સાથે પૂરી દુનિયામાં થશે નહીં, બલકે પૂર્વમાં ઓસ્ટ્રેલીયામાં આવેલ સીડનીમાં ઈદુલ–અદહાની સુબ્હે સાદિક જ્યારે તુલૂઅ થઈ રહી હોય ત્યારે પશ્ચિમમાં બ્રિટનમાં આવેલ લંડનમાં ઈદનો દિવસ શરૂ થવાને દસ કલાકની વાર હોય છે, જેનો મતલબ એ થયો કે સીડનીના કુર્બાની વાજીબ થવા પાત્ર રહેવાસીઓ ઉપર જ્યારે કુર્બાની વાજીબ થઈ રહી છે તે ટાઈમે લંડનમાં હજુ સુધી ઈદુલ– અદહાની સુબ્હે સાદિક તુલૂઅ થયેલી ન હોવાને કારણે ઈદનો દિવસ (*કિંવા* કુર્બાનીનો દિવસ) હજુ શરૂ થયો નથી, એટલે લંડનના કુર્બાની વાજીબ થવા પાત્ર રહીશો ઉપર કુર્બાનીનો સબબ તેઓના હકમાં અસ્તિત્વમાં ન આવ્યો હોવાને કારણે હજુ સુધી કુર્બાની વાજીબ થઈ નથી. હાલાંકે આ દાખલામાં બન્ને જગ્યાએ ઈદ એક જ દિવસે છે. માત્ર ફરક એટલો જ છે કે જે દિવસે ઈદ છે તે દિવસની શરૂઆત સીડનીમાં દસ કલાક પહેલાં થઈ ચૂકી છે, હવે અગર લંડનના કુર્બાની વાજીબ થવા પાત્ર કોઈક રહીશે સીડનીમાં રહેતા પોતાના સગાને પોતાની વાજીબ કુર્બાની અદા કરવા માટે વકીલ બનાવી એમ કહ્યું હોય કે તું સીડનીમાં મારા તરફથી કુર્બાની કરી આપજે અને લંડનના તે રહીશના કહેવા મુજબ તેનો સીડનીમાં રહેતો સગો સીડનીમાં ઈદની નમાઝ પઢી લંડનવાળા તરફથી તેની કુર્બાનીનું જાનવર ઝબહ કરશે, તો આ સૂરતમાં ભલે સીડનીમાં કુર્બાનીનો વખત શરૂ થઈ ચૂક્યો છે અને સીડનીનો તે રહીશ પોતાની વાજીબ કુર્બાનીનું જાનવર તે વખતે ઝબહ કરશે, તો તેની કુર્બાની અદા થઈ ગયેલી ગણાશે, કારણ કે તેના ઉપર કુર્બાની વાજીબ થઈ ચૂકી છે અને તેને ત્યાં કુર્બાનીનો વખત પણ શરૂ

થઈ ચૂકયો છે. મતલબ કે કુર્બાનીના વાજીબ થવાનો સબબ તેના હકમાં અસ્તિત્વમાં આવી ચૂકયો હોવાની સાથે જ કુર્બાનીનું જાનવર ઝબહ કરવા માટે જે શર્ત (કિંવા કુર્બાનીનો સમય અને દિવસ હોવું) છે તે પણ મવજૂદ છે, એટલે સીડનીના તે રહીશની કુર્બાની દુરૂસ્ત થઈ ગઈ, પરંતુ સીડનીનો તે રહીશ લંડનના પોતાના સગાની કુર્બાનીનું જાનવર જ્યારે ઝબહ કરી રહ્યો છે ત્યારે હજુ સુધી લંડનમાં ઈદનો દિવસ શરૂ ન થયો હોવાને કારણે લંડનના તે રહીશ ઉપર હજુ સુધી કુર્બાની વાજીબ થઈજ નથી. હવે એના તરફથી સીડનીનો રહીશ અગર કુર્બાની કરી રહ્યો છે તો કેમ કરી લંડનના રહીશનો વાજીબ અદા થશે ? પછી ભલે સીડનીમાં કુર્બાનીનો વખત શરૂ થઈ ચૂકયો હોવાને કારણે કુર્બાનીના જાનવરને ઝબહ કરવા માટે જે શર્ત કિંવા કુર્બાનીના સમયનું હોવું જરૂરી ઠેરવવામાં આવેલ છે, તે મવજૂદ હોય, કારણ કે અહીંયાં બે વસ્તુ હોવી જરૂરી છે, એક તો ખુદ જેના તરફથી કુર્બાની કરવામાં આવી રહી છે, તેના ઉપર કુર્બાનીનું વાજીબ હોવું અને બીજી, જાનવર જ્યાં ઝબહ કરવામાં આવી રહ્યું છે ત્યાં કુર્બાનીના સમયનું હોવું. આ દાખલામાં બીજી વસ્તુ તો મવજૂદ છે, પરંતુ પહેલી ન હોવાને કારણે વાજીબ અદા થતો નથી. આ બધી વિગત સમજમાં આવી ચૂકયા પછી ફિકહની કિતાબોમાં લખેલ પેલો મસ્અલો, જે કેટલાક ઉલમા માટે ગેર સમજનું કારણ બન્યો છે, તેનો ઉલ્લેખ મુનાસિબ લાગે છે. મસ્અલો એ છે કે, કુર્બાનીને ઝબહ કરવાનો વખત ઈદની નમાઝ પછી છે, અગર કુર્બાની એવી જગ્યાએ (કિંવા શહેરમાં) ઝબહ કરવામાં આવી રહી હોય, જ્યાં ઈદની નમાઝ વાજીબ છે; પરંતુ અગર કુર્બાનીનું જાનવર એવી જગ્યાએ ઝબહ કરવામાં આવી રહ્યું હોય, જ્યાં ઈદની નમાઝ વાજીબ નથી, કિંવા ગામડામાં, તો દસમી ઝિલ્હજની સુબ્હે સાદિક થતાં જ કુર્બાનીનું જાનવર ઝબહ કરવાથી કુર્બાની દુરૂસ્ત થઈ જશે. આ મસ્અલાનો ઉલ્લેખ કર્યા પછી ફુકહા એક બીજો મસ્અલો ત્યાં જ બયાન કરે છે અને તે એ છે કે, શહેરનો કોઈ રહીશ જેના ઉપર કુર્બાની વાજીબ છે તે અગર પોતાની કુર્બાનીનું જાનવર વહેલો ઝબહ કરવા માંગતો હોય તો તેના માટે રીત આ છે કે તે પોતાનું જાનવર ગામડામાં મોકલી આપે,

જ્યાં ઈદની નમાઝ વાજીબ નથી. ત્યાં સુબ્હે સાદિક થતાં જ વખત શરૂ થઈ જતો હોવાને કારણે અને ઈદની નમાઝ પઢયા પછી ઝબહ કરવાની શર્ત ન હોવાને કારણે સુબ્હે સાદિક થતાં જ જાનવર ઝબહ કરી શકાય છે, જેથી તેનું જાનવર વહેલું ઝબહ થઈ જશે અને પોતે ઈદની નમાઝ પઢીને ઘરે આવશે ત્યારે એને પોતાની કુર્બાનીના જાનવરનું ગોશ્ત ખાવાનું તૈયાર મળશે. આ મસ્અલાને બયાન કરતી વખતે હઝરાતે ફુકહાએ કિરામ એક કાયદો બયાન કરે છે, તે એ કે અહીંયાં કુર્બાનીનું જાનવર જ્યાં ઝબહ થઈ રહ્યું છે તે જગ્યાનો એઅતિબાર થશે. જે વ્યક્તિ ઉપર કુર્બાની વાજીબ છે તેની જગ્યાનો એઅતિબાર નહીં થાય. [શામી : ભાગ–૫ પેજ નં. ૨૨૪] અહીંયાં ફુકહાએ કરેલ શબ્દ પ્રયોગ વિચાર કરવા પાત્ર છે, તે એ કે "જેની ઉપર કુર્બાની વાજીબ છે", માલૂમ પડયું કે કુર્બાની વાજીબ થવા પાત્ર વ્યક્તિ ઉપર કુર્બાનીનો દિવસ શરૂ થઈ જવાને કારણે કુર્બાનીના વાજીબ થવાનો સબબ અસ્તિત્વમાં આવી ગયો અને તેના ઉપર કુર્બાની વાજીબ થઈ ચૂકી છે. જ્યારે આગળ આપણે લંડન અને સીડનીના રહીશોનો જે દાખલો આપ્યો હતો, તેમાં લંડનના રહીશ ઉપર ઈદનો દિવસ શરૂ ન થવાને કારણે કુર્બાની વાજીબ થવાનો સબબ અસ્તિત્વમાં નહીં આવ્યો હોવાને કારણે કુર્બાની વાજીબ થઈજ નથી, તો પછી તેના તરફથી ઝબહ કરવામાં આવેલ જાનવર વડે તેનો વાજીબ કેમ કરી અદા થશે ? પછી ભલેને જાનવર જ્યાં ઝબહ કરવામાં આવી રહ્યું છે, ત્યાં કુર્બાનીનો દિવસ અને વખત મવજૂદ છે.

આ છે અસલ મસ્અલાની હકીકત ! આ મસ્અલો આમ ફહમ અને સરળ રીતે રજૂ કરવાની નેમ હોવાને લઈ આટલી બધી વિગતથી લખવામાં આવ્યો છે અને ફિકહની કિતાબોની ઈબારતો જાણી જોઈને દરમિયાનમાં લાવવામાં આવી નથી. અહલે ઈલ્મ હઝરાત એને સારી રીતે સમજી શકે છે.

ઉપરની વિગતથી આપે પુછેલ સવાલનો જવાબ સમજમાં આવી ગયો હશે. તે છતાં રજૂ કરવામાં આવે છે.

વિદેશમાં વસતા એવા ભાઈએ જેમના રહેઠાણનાં સ્થળે કુર્બાનીનો દિવસ

અને સમય મોડો શરૂ થાય છે અને તેઓ બીજા એવા દૂરના સ્થળે કે જ્યાં કુર્બાનીનો દિવસ અને સમય જલ્દી શરૂ થાય છે, ત્યાં કોઈ વ્યક્તિ કે સંસ્થાને પોતાની કુર્બાની કરવાનું સોંપે છે, તો બીજા સ્થળના લોકો માટે જરૂરી છે કે પહેલાં સ્થળના લોકોની કુર્બાની તેઓના સ્થળે કુર્બાનીનો દિવસ શરૂ થાય તે પહેલાં કરે નહીં, અગર કરશે તો દુરૂસ્ત થશે નહીં. અલબત્ત, અગર ત્યાં દિવસ શરૂ થઈ ચૂકયો છે પરંતુ સમય શરૂ થયો નથી અને કુર્બાનીના સ્થળે દિવસ અને સમય બન્ને શરૂ થઈ ચૂકયા છે, જેમ કે આગળ ઉપર શહેર અને ગામડાંના રહીશોના ઉદાહરણમાં આપણે જોઈ ચૂકયા છીએ, તો કુર્બાની કરી શકાય છે અને દુરૂસ્ત ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ફકત કિંમત સદકો કરવાથી કુર્બાની અદા થશે નહી.

**સવાલ** : "સાહિબે નિસાબ પર ઈદુદદુહા કે દિન કુર્બાની કરના વાજિબ હય" હવે કોઈ પણ માણસથી કુર્બાની થઈ શકતી ન હોય તો તેની કિંમત તા.૧૨ મી પછી મુહતાજોમાં તકસીમ કરવા કિતાબોમાં જણાવેલ છે. મારી જઈફ ઉંમર તથા શારીરિક અને માનસિક અશકિતને લઈ કુર્બાની થઈ શકતી ન હોવાથી જાનવરની કિંમત હું ગરીબોને આપું તો વાજબી છે કે કેમ તે જણાવશો. બકરા ઘેટાં જેવા નાના જાનવરો એક વર્ષના અને મોટા જાનવરો બે વર્ષ તથા તે ઉપરાંતના જાઈઝ છે. મોટા જાનવરની કુર્બાની સાત માણસ વચ્ચે જાઈઝ છે. મોટા જાનવરની કુર્બાનીમાં જો બીજા ભાગીદાર ન હોય તો મોટા જાનવરની જે કિંમત થતી હોય તેનો સાતમો હિસ્સો હું ગરીબોમાં વહેચું તો તે ચાલી શકે કે નહીં ? દા. ત. મોટા જાનવરની કિંમત જો રૂા.૭૦૦/– (સાતસો) પડતી હોય તો તેના સાતમા ભાગના રૂા.૧૦૦/– (એકસો) ગરીબોમાં તકસીમ કરૂં તો વાજબી ગણાશે કે કેમ તે જણાવી આભાર કરશો.

**જવાબ** : વાજીબ કુર્બાનીની અદાયગી સહીહ થવા માટે પોતાના હાથે જ કરવી જરૂરી નથી, બલકે આપ બીજા માણસને પૈસા આપી પોતાનો વકીલ બનાવી તેના થકી કરાવી શકો છો. માટે આપ પોતાની શારીરિક

અશકિતને લઈ ફકત કિંમતનો સદકો કરી આપો એ ચાલે નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. કુર્બાનીના દિવસો પસાર થઈ ગયા પરંતુ કુર્બાની ન કરી તો તેનો સદકો (કુર્બાનીના જાનવરનો સદકો) કરવું જરૂરી છે.

**સવાલ :** અમોએ કુર્બાની માટે બકરો રાખ્યો હતો પણ એમાં એવું બન્યું કે ઈદના પાંચ દિવસ આગળ અમોને લોકોએ એમ કહયું કે, તમારા બકરા પાછળ કુતરાઓ દોડયા હતા અને બકરાને કુતરાઓએ પકડયો હતો. અમોએ બકરાની બરાબર ચકાસણી કરી તો અમોને કુતરાઓએ કરડેલું બિલકુલ માલૂમ પ્રડયું નથી અને અમોને એમ માલૂમ પડયું કે કુર્બાનીનું ગોશ્ત ગામવાળા લોકો લેશે નહીં જેથી અમોએ કુર્બાની આપી નથી. બકરો હજુ અમારા ઘરે છે અને અમો એમ ચાહીએ છીએ કે આવતા વર્ષે બે કુર્બાની આપી દઈશું તો આવતા વર્ષે બે કુર્બાની આપી શકીએ છીએ કે નહીં અને આ બકરાને વેંચી શકીએ છીએ કે નહીં તેનો જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :** જ્યારે કુતરાઓના પકડવાથી એમાં કોઈ ખામી યા ઉણપ આવી નથી તો તેની કુર્બાની કરી દેવી જોઈતી હતી, ચાહે ગામવાળા ગોશ્તનો સ્વીકાર કરે યા ના કરે, તમારી કુર્બાની સહીહ થઈ જાત. પરંતુ હવે કુર્બાનીના દિવસો ગુઝરી ગયા તો તમારા માટે જરૂરી છે કે એ બકરાનો સદકો કરી દો. એને વેચવાની કે આવતા વર્ષે બે કુર્બાની કરવાની જરૂરત નથી, ફકત.

[શામી : ભાગ-૫ પેજ નં. ૨૦૪]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. શાદીમાં અકીકાનું ગોશ્ત વાપરી શકાય કે નહીં ?

**સવાલ :** અમારે ત્યાં અકીકાનું ગોશ્ત શાદીમાં ખવડાવવામાં આવે છે અને તે ગોશ્ત ખવડાવીને વ્યવહાર લેવામાં આવે છે. અમારે ત્યાં એવો રિવાજ

પડી ગયો છે કે જાણે વ્યવહાર કરવો ફર્ઝ હોય તેવી રીતે વ્યવહાર કરવામાં આવે છે અને ગોશ્ત ખવડાવનાર પણ જાણી બુઝીને નોટબુક વગેરે લઈને વ્યવહાર લેવા બેસાડે છે, તો આ અકીકાનું ગોશ્ત વેચવા બરાબર થયું તો અકીકો થઈ જશે ? અને થઈ જશે તો તે અકીકા કરાવનાર બાપ ગુનેગાર થશે કે નહીં ?

**જવાબ :** અકીકાનું ગોશ્ત વિના મૂલ્યે મફત ખવડાવવું જોઈએ. શાદીના મૌકા પર ખાવું, ખવડાવવા પછી વ્યવહાર લેવાય છે જેથી મૂલ્યની શંકા થાય છે, માટે એનાથી બચવું જોઈએ. શાદીની દઅવતમાં અકીકાનું ગોશ્ત ખવડાવવાનો રિવાજ થઈ જવાની સૂરતમાં એક ખરાબી એપણ છે કે અકીકાના મુસ્તહબોનો ખ્યાલ રાખવામાં નહીં આવે, કારણ કે મુસ્તહબ એ છે કે, સાતમાં દિવસે અકીકો કરવામાં અને ત્રીજા ભાગનું ગોશ્ત ગરીબોને દેવામાં આવે.

## ૧૧. કુર્બાનીના ચામડા તથા કિંમતનો ઉપયોગ.

**સવાલ :** (૧) અમારે ત્યાં બકરા ઈદ પર બકરા, ઘેટાં, બળદ, પાડા વગેરે કુરબાનીના જાનવરોના ચામડા એક સંસ્થા મારફત વેચવા માટે જમા કરાવવામાં આવે છે. આ સંસ્થા અહીંની વેપાર કે નફો કરતી સંસ્થા નથી. પહેલાં એ જ સંસ્થા ચામડા વેચી મજૂરી તેમજ વેચાણ પાછળ જોઈતો બીજો જે ખર્ચ થતો હતો તે બાદ કરી ચામડાના માલિકોને બરાબર પૈસા ચૂકવતી હતી પણ બે વરસથી આ સંસ્થાના હાલના વહીવટકર્તાઓ ચામડા પાછળના ખર્ચાઓ બાદ કરતાં ભરપૂર કમીશન ચામડાના માલિકની રજા વગર કાપી પૈસા ચૂકવે છે. શું માલિકની રજા વગર આ જબરજસ્તી ગેરવ્યાજબી કમીશન કાપવું જાઈઝ છે ? જમા કરાવતી વખતે આ સંસ્થાએ કમીશન કાપવા વિષે કંઈ જાહેર કર્યું ન હતું. (૨) કુરબાનીના ચામડાના જે નાણાં ઊપજે છે એ નાણાંની શું હેસિયત છે (ઝકાત કે લિલ્લાહ) અને નાણાં કોને આપવા જોઈએ ? (૩) અમારે ત્યાં જે સંસ્થા છે તે માલિકોના કુરબાનીના ચામડાના જબરજસ્તી ગેરવ્યાજબી કમીશન કાપી માલિકની રજા વગર બીજા ખાતામાં

નાંખી ખર્ચ કરે છે. એ નાણાં ઝકાત સદકાના હોય તો પછી માલિકની રજા વગર બીજા ખાતામાં નાંખી ખર્ચ કરવો શું જાઈઝ છે? (૪) આ વરસે બકરા, ઘેટાના ચામડાના અમારે ત્યાં એક નંગના રૂા.૩૫-૫૦ વેચાણના ઉપજ્યા હતા. એમાં આ સંસ્થાએ જબરજસ્તી રૂા.૨-૫૦ તેમાં બળદ પાડાના ચામડાના નિલામમાં રૂા.૧૧૦ ઉપજ્યા, તેના પાછળ રૂા.૫ કમીશન કાપી લીધું હતું. આમ આ સંસ્થાએ રૂા.૨,૦૦૦ (બે હજાર) કમીશન પેટે કાપી બીજા ખાતામાં ખર્ચ કરે છે શું એ નાણાં ઝકાત-સદકાના હોય આમ માલિકની રજા વગર ખર્ચ કરવું જાઈઝ છે? (૫) બકરા-ઘેટાના ચામડાના એક નંગના રૂા.૩૫-૫૦ ના બદલે રૂા.૩૩ આપ્યા હતા અને બળદ- પાડાના ચામડાના એક નંગના રૂા.૧૧૦ ને બદલે રૂા.૧૦૫ આપ્યા હતા. એ ચામડાના નાણાં ઝકાત-સદકામાં ગણાય તો પછી કુરબાની કરનારને કેટલા રૂપિયા ઝકાત-સદકાના હકદારને આપવા જોઈએ. રૂા.૩૩ કે રૂા.૩૫-૫૦ ? (બકરા-ઘેટા માટે) અને રૂા.૧૦૫ કે રૂા.૧૧૦? (બળદ-પાડા માટે) શું એ રકમ પૂરેપૂરી હાજતમંદોને આપે નહીં તો શું એની કુરબાની કબૂલ થશે?

**જવાબ** : કુરબાનીના ચામડાથી પોતે ફાયદો ઉઠાવવો અથવા બીજા માણસને આપવું (ચાહે તે માલદાર હોય યા ગરીબ) જાઈઝ છે. પોતે એનો મુસલ્લો, ડોલ વિ. બનાવવું અને કામમાં લેવું જાઈઝ છે, પરંતુ જો કુરબાની કરનાર ચામડાથી પોતે ફાયદો ન ઉઠાવે અને બીજાને પણ ન આપે, બલકે પૈસા લઈ વેચી દે તો એ મકરૂહ છે અને એની કિંમત રૂપે આવેલ રકમનો સદકો કરવું વાજીબ થઈ જાય છે અને હવે એમાં ઝકાત જેવો હુકમ લાગુ પડી જાય છે કે ગરીબને માલિકી ધોરણે આપવું જરૂરી થઈ જાય છે અને માલદારને આપવું જાઈઝ નથી. [દુર્રે મુખ્તાર અલા હામીશિશ્શામી : ભાગ-૫ પેજ નં. ૨૦૯] [તબઈનુલ હકાઈક : ભાગ-૬ પેજ નં. ૯૦૮] હવે આપના પ્રશ્નોનાં ઉત્તર ક્રમવાર નીચે મુજબ છે.

(૧) સંસ્થાને લોકો ચામડા વેચવા માટે જ આપે છે તો એની હેસિયત વેચાણના વકીલની ઠરે છે અને વેચાણના વકીલ માટે જરૂરી છે કે જેટલી કિંમતે તે વસ્તુ વેચી હોય તે પૂરી કિંમત માલિક (વકીલ બનાવનાર)ને સોંપી

દે. દુર્રે મુખ્તારમાં છે : વલ મિલ્કુ યસ્બુતુ લિલ્મુઅકિકલી ઈબ્તિદાઅન ફિલઅસહ [દુર્રે મુખ્તાર અલા હામીશીશ્શામી : ભાગ-૪ પેજ નં. ૪૦૨] તેમાંથી કાંઈ પણ કાપી લેવું એના માટે જાઈઝ નથી. હા, સંસ્થા આ કામ માટે મહેનતાણું લેવા ચાહે તો લઈ શકે છે, પરંતુ તે માટે જરૂરી છે કે પહેલેથી બન્ને પક્ષોની સંમતિથી એ નકકી કરી લેવામાં આવે અને તે મહેનતાણું માલિકો પાસેથી નકકી કર્યા મુજબ અલગ વસૂલ કરે. ચામડાની કિંમત પેટે આવેલી રકમનો સદકો કરવો જરૂરી હોવાથી તે પૂરી રકમ તો માલિકોને સોંપી દે જેથી તેઓ એનો સદકો કરી શકે. (૨) એનો સ઼દકો જરૂરી છે, માટે ઝકાતના હક્કદાર ગરીબોને માલિકી ધોરણે આપી દેવામાં આવે. (૩/૪) એ રકમ માલિકની રજાથી પણ બીજા ખાતામાં ખર્ચ થઈ શકતી નથી. (૫) જેટલી રકમ ચામડાની કિંમત પેટે આવી છે તે પૂરી ઝકાતના હક્કદારને આપવી જરૂરી છે. તે છતાં એની કુરબાની દુરૂસ્ત થઈ ગઈ, ફકત.

[કિફાયતુલ મુફતી : ભાગ-૮ પેજ નં. ૨૩૯]

ખુદા પાક વધુ જાણનાર છે.

## ૧૨. ના-બાલીગ અવલાદ માટે આગવો ભાગ રાખી સવાબની નિય્યત સહીહ છે.

**સવાલ :** અગર કોઈ શખ્સ જેના ઉપર કુરબાની વાજીબ છે તે પોતાની કુરબાનીની સાથે સવાબની નિય્યતે પોતાની નાબાલીગ અવલાદ તરફથી (નફીલ) નિય્યતથી કરશે તો ?

**જવાબ :** ના-બાલિગ અવલાદના માટે આગવો ભાગ રાખી તેના સવાબ માટે નફલની નિય્યત કરી શકે છે. [શામી ૫]

## ૧૩. મુસાફિર ઉપર કુર્બાની વાજીબ નથી.

**સવાલ :** મુસાફિર સાહિબે માલ હોય અને તે પોતાના વતનથી દૂર હોય તો તેના (મુસાફિર) ઉપર કુર્બાની વાજીબ છે ? દા.ત. પાકિસ્તાનનો કોઈ મહેમાન ઈન્ડીયામાં આવેલ હોય અને તે શરીઅતી લાઈનથી સાહિબે

નિસાબ હોય અને કુર્બાની કરવા જેટલી રકમ તેમજ મુસાફરી વગેરે કરવાનો ખર્ચ તેની પાસે મૌજુદ હોય તો કુર્બાનીના દિવસોમાં પણ વતનમાં કુર્બાની વાજીબ છે ?

**જવાબ** : શરઈ–મુસાફિર ઉપર કુર્બાની વાજીબ નથી.

## ૧૪. કુર્બાનીના પૈસા લાંબા ગાળા સુધી પડયા રહે તો ?

**સવાલ** : અમારા ગામમાં દર વરસે ઘણી કુર્બાની થાય છે. એ કુર્બાનીના ચામડાના પૈસા આખું વરસ પડી રહે છે. તો શું કુર્બાની કરનારની કુર્બાની અદા થઈ જશે ? એ પૈસાનું આખું વરસ મૂકી રાખવું કેવું છે ?

**જવાબ** : કુર્બાનીના ચામડાને વેચવાની સૂરતમાં એની આવેલી કિંમતનો સદકો કરી આપવું જરૂરી છે. માટે તે રકમને મૂકી ન રાખતાં વહેલી તકે હકદાર સુધી પહોંચાડવામાં આવે. મૂકી રાખવાની સૂરતમાં આટલી બાબતમાં કુર્બાની અધૂરી રહેલી કહેવાશે. જો કે કુર્બાનીનો વાજીબ તો અદા થઈ જ ગયો છે.

## ૧૫. કુર્બાનીના ચામડાનો મસ્રફ.

**સવાલ** : કુર્બાનીના ચામડાના પૈસાનો સહીહ હકદાર કોણ કહેવાય ? શું પોતાના ગરીબ રિશ્તેદારને આપી શકે છે ? અને શું મસ્જિદ મદ્રસાના કોઈ કામમાં ઈમામ– મુદર્રિસોના પગારમાં હીલાથી કે હીલા વગર વાપરી શકાય છે ? જો હીલાથી વાપરી શકાય તો એનો હીલો કેવી રીતે કરવો ?

**જવાબ** : જે લોકો ઝકાતના હકદાર હોય તેને ઉપરોકત રકમ આપી શકાય છે. પોતાના રિશ્તેદારોમાં ઉસૂલ (મા–બાપ, દાદા–દાદી, નાના–નાની વગેરે) અને ફુરૂઅ (દિકરો–દિકરી, પૌત્ર–પૌત્રી, નવાસો–નવાસી વગેરે)ને છોડી બીજાઓ અગર ગરીબ મોહતાજ છે તો તેમને આપી શકાય છે.

મસ્જિદ–મદ્રસાની તામીર તેમજ ઈમામ–મુદર્રિસના પગારમાં વાપરી શકાય નહીં. તમે જે ગરીબ મોહતાજને એ રકમ આપી છે તે પોતાની

રાજીખુશીથી કોઈપણ જાતના દાબ–દબાણ વગર એમાંથી કાંઈક મસ્જિદ–મદ્રસામાં દેવા ચાહે તો દઈ શકે છે.

**૧૬. માથામાં ડામ દીધેલ જાનવરની કુર્બાની દુરૂસ્ત છે.**

**સવાલ :** જ્યારે જાનવર પેદા થાય છે ત્યારે જાનવરના શીંગડા ઉપર ડામ મુકવામાં આવે છે. તો ડામ દેવાથી એના શીંગડા ઉગતા નથી. તો એ જાનવરના મોટું થવા બાદ એની કુર્બાની થશે કે નહીં ?

**જવાબ :** જે જાનવરના શીંગડા જડથી ઉખડી ગયા હોય એવા જાનવરની કુર્બાની દુરૂસ્ત નથી. જડથી ઉખડી ગયેલા તે છે જેનો અસર દિમાગ સુધી પહોંચી ગયો હોય, [આલમગીરી : ભાગ–પ પેજ નં. ૨૯૭] અને જે જાનવરને પેદાઈશી શીંગડા ન હોય એવા જાનવરની કુર્બાની દુરૂસ્ત છે. [આલમગીરી : ભાગ–પ પેજ નં. ૨૯૭]

પૂછેલી સૂરતમાં પેદા થયા પછી તુરંત ડામ આપી દેવાને લઈ શીંગડા ઉગતા નથી તે જાનવર પણ બીજા પ્રકારમાં ગણાશે, કિંવા કુર્બાની દુરૂસ્ત થઈ જશે. અલબત્ત બેહતર એ છે કે જાનવર સાથે એવું કરવામાં ન આવે અને એવા જાનવરની કુર્બાની કરવાને બદલે બીજા જાનવરની કુર્બાની કરવામાં આવે. આ બાબત બીજા ઉલમાએ કિરામને પણ પુછી તસલ્લી કરી લેશો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૭. હલાલ જાનવરની હોજરી હલાલ છે.**

**સવાલ :** હલાલ મોટા કે નાના જાનવરનું માંસ જાઈઝ છે તેવીજ રીતે તેમની હોજરી ખાવી જાઈઝ છે કે નહીં ? અમારા વિસ્તારમાં તેને લાવીને ધોઈને ખાવામાં ઉપયોગ કરે છે અને ઘણી વખત તેને ગરમ પાણીમાં નાંખીને તેની ઉપરની છાલ પણ કાઢવામાં આવે છે તો આવી હોજરી ધોઈને ખાવી જાઈઝ છે કે કેમ ?

**જવાબ :** હલાલ જાનવરની હોજરી ખાવી જાઈઝ છે.

**૧૮. કુર્બાનીના જાનવરમાં હિસ્સાના ભાવમાં તફાવત**

રાખવો.

**સવાલ :** એક કસાઈ એક મોટું જાનવર કુર્બાની માટે વેચવા ખરીદે છે. મઝકૂર જાનવરના સાત ભાગ સાત અલગ વ્યક્તિને, સાત અલગ ભાવે વેચે છે. દાખલા તરીકે એક ભાગ એક વ્યક્તિને રૂા.૩૦૦/– માં વેચે છે. બીજો ભાગ બીજી વ્યક્તિને રૂા.૩૫૦/– માં વેચે છે. ત્રીજો ભાગ ત્રીજી વ્યક્તિને રૂા.૪૦૦/– માં વેચે છે....વગેરે.

હવે સવાલ એ છે કે :

(અ) આ રીતે વેચવું જાઈઝ છે કે નહીં ?

(બ) કુર્બાની કરનારાઓની કુર્બાની અદા થઈ શકે કે નહીં ?

(ક) જો આ રીતનું વેચાણ જાઈઝ ન હોય અને કુર્બાની કરનારાઓએ પોતાના હિસ્સાનું ગોશ્ત વાપરી નાખ્યું હોય તો હવે શું હુકમ છે ?

**જવાબ :** (અ) આ પ્રકારનું વેચાણ જાઈઝ અને દુરૂસ્ત છે. (બ) (ક) એ કુર્બાની દુરૂસ્ત થઈ છે.

## ૧૯. (અ) કુર્બાનીનું જાનવર ઝબહ કર્યા પછી હિસ્સામાં મતભેદ થઈ જાય તો ? અને (બ) ઝબહ કર્યા પછી ત્રીજી વ્યકિતને વેચે તો શું હુકમ છે ?

**સવાલ :** એક કસાઈએ એક મોટું જાનવર કુર્બાની માટે વેચવા ખરીદયું હતું. બે માણસો કુર્બાની કરાવવા માટે કસાઈ પાસે આવ્યા અને દરેક ભાગની કિંમત તેને પૂછીને જાણી લીધી. તે પછી બે પૈકી એક માણસે કસાઈને કહ્યું કે આ જાનવરમાં હું એક ભાગ રાખુ છું અને બાકીના ભાગો આ બીજા માણસના છે અને અમે નાણાં કુર્બાની થઈ ગયા પછી આપીશું. કસાઈ એ માટે સંમત થયો અને જાનવર તેમની રૂબરૂ ઝબહ કર્યું.

જાનવર ઝબહ કર્યા બાદ કિંમત ચુકવતી વખતે ભાગ બાબતમાં મતભેદ થયો. પેલા બીજા માણસે કહ્યું કે મારા છ નહીં, પરંતુ પાંચ જ ભાગ છે, છઠ્ઠા ભાગની કિંમત આપવા ઈન્કાર કર્યો. એટલે કસાઈએ મઝકૂર ઝબહ થયેલા જાનવરનો એક વિવાદી ભાગ ત્રીજા માણસને કુર્બાની તરીકે વેચી દીધો. એ

ભાગ જાનવર ઝબહ થઈ ગયા બાદ વેચ્યો છે તો હવે સવાલ આ છે કે........

(અ) ઉપરોકત સમગ્ર વેચાણ જાઈઝ છે કે નહીં ?

(બ) કુર્બાની અદા થઈ શકે કે નહીં ?

(ક) જો ઉપરોકત વેચાણ જાઈઝ ન હોય અને કુર્બાની અદા થઈ ન હોય અને કુર્બાની કરનારાઓએ પોતાના ભાગનું ગોશ્ત વાપરી નાખ્યું હોય તો હવે શું હુકમ છે ?

**જવાબ** : કસાઈ સાથે વાત–ચીત કરતી વખતે અગર ખરેખર પેલા બીજા ભાઈના છ ભાગ જાનવરમાં રાખવામાં આવ્યા હતા, પરંતુ પાછળથી તે ફરી ગયો અને વાત બદલી એવું કહેવા લાગ્યો કે મારા તો છ નહીં, બલકે પાંચજ ભાગ રાખવામાં આવ્યા હતા તો એ સૂરતમાં કુર્બાની દુરૂસ્ત થઈ ગઈ અને તે બીજા ભાઈ ઉપર જેના ખરેખર છ ભાગ જાનવરમાં રાખવામાં આવ્યા હતા, જરૂરી અને વાજીબ છે કે છઠ્ઠા ભાગની કિંમત પણ કસાઈને ચૂકવી પોતાની જવાબદારીથી મુકત થાય.

તેણે જ્યારે એવું નથી કર્યું અને જાનવર ઝબહ થઈ ચુકયા પછી કસાઈએ પેલો વિવાદીત ભાગ ત્રીજી વ્યક્તિને જે વેચ્યો તે દુરૂસ્ત નથી. તેનું આ વેચાણ શરઈ રૂએ રદ બાતલ છે અને કસાઈની ફરજ છે કે એ ભાગની કિંમત રૂપે જે રકમ વસૂલ કરી છે તે એના માલિક ત્રીજા વ્યક્તિને પરત કરે અને એ ત્રીજી વ્યક્તિ પર અલગ કુર્બાની વાજીબ હતી તો તેનો એ વાજીબ અદા થયો નથી. તેને જોઈએ કે હવે જ્યારે કુર્બાનીના દિવસો પસાર થઈ ચુકયા છે, પોતાની જવાબદારીથી મુકત થવા માટે એક દરમિયાની બકરાની કિંમત સદકો કરે અને કુર્બાનીના એક ભાગ રૂપે એને જે ગોશ્ત આપવામાં આવ્યું હતું તે એવા એક જાનવરનું ગોશ્ત હતું જેની કુર્બાની દુરૂસ્ત થઈ ચૂકી છે અને જેને ગોશ્ત દેવામાં આવ્યું હતું તે એવા લોકો પૈકીમાંનો હતો જેને કુર્બાનીનું ગોશ્ત આપી શકાય છે જેના લઈ તે ગોશ્તની વાપસીની માંગણી કસાઈ તેની પાસેથી કરી શકતો નથી.

અને જો કસાઈ સાથે વાતચીત કરતી વખતે પેલા બીજા માણસના ખરેખર છ ભાગ નહીં, બલકે પાંચ જ ભાગ રાખવામાં આવ્યા હતા અને

કસાઈ પોતાની ગેર સમજથી છ ભાગ સમજ્યો તો એ સૂરતમાં પહેલાં બે પૈકી કોઈ એકની પણ કુર્બાની અદા થઈ નથી, તેઓની આ કુર્બાનીઓ વાજીબ કુર્બાનીઓ હતી તો તેની જગ્યાએ દરેક કુર્બાની તરફથી દરમિયાની બકરાની કિંમતનો સદકો તેઓ ઉપર વાજીબ છે અને ત્રીજી વ્યક્તિનો હુકમ તો ઉપર મુજબ જ રહે છે. અલબત્ત, તેની પાસેથી કસાઈ ગોશ્ત વાપસ લઈ શકે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૫) અકીકો

## ૧. અકીકાનું ગોશ્ત તબ્લીગી ઈજતેમાના ખાવામાં વાપરવું કેવું ?

**સવાલ :** આજકાલ જે તબ્લીગી ઈજતેમામાં ઈજતેમાઈ જમવાનું બનાવે છે જેનો ચાર્જ લેવામાં આવે છે તેવા ઈજતેમાઈ ખાવામાં અકીકાનું જાનવર આપવાથી અકીકો અદા થઈ જશે ? જો કે અકીકાના જાનવરથી બનાવેલ ખાવાના પૈસા લેવામાં આવે છે (જે તેલ, ચોખા, મસાલાના) માની લેવામાં આવે છે તો શું આ રીતે અકીકો અદા થઈ જશે ?

**જવાબ :** અકીકાનું ગોશ્ત મૂલ્ય વગર મફત ખવડાવવું જોઈએ. ઈજતેમામાં જ્યારે ખાવાની કિંમત લેવામાં આવે છે તો તે મૂલ્ય લઈ આપેલું કહેવાય માટે એ રીત મુનાસિબ નથી, અલબત્ત અગર વિના મૂલ્યે મફત ખવડાવતા હોય તો વાંધો નથી. ઈજતેમામાં અકીકાનું ગોશ્ત ખવડાવવનો રિવાજ પડી જવાની સૂરતમાં એક ખરાબી એ પણ આવશે કે મુસ્તહબનો ખ્યાલ નહીં રહે, કારણ કે અકીકામાં મુસ્તહબ એ છે કે સાતમા દિવસે કરવામાં આવે અને ત્રીજો ભાગ ગરીબોને આપવામાં આવે.

## ૨. અકીકો મુસ્તહબ છે કે સુન્નત ?

**સવાલ :** અકીકા મિશ્કાત શરીફની એક હદીસમાં સુન્નત લખે છે,

જ્યારે આમ ઉલમા મુસ્તહબ કહે છે તો સહીહ શું છે ? હઝરત સલ્માન બિન આમિર ઝબ્બી (રદિ.) કહતે હૈં : "મૈંને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકો યહ ફરમાતે સુના કે 'લળકેકે પૈદા હોને પર અકીકા કરના સુન્નત હે. ઉસ્કી તરફસે ખૂન બહાઓ ઔર દૂર કરો ઉસસે ઈઝા (યાની સરકે બાલ ઔર મેલ.)" [બુખારી શરીફ હવાલા મિશ્કાત હદીસ નં. ૩૯૪૫]

**જવાબ** : કોઈ હદીસથી કોઈ મસ્અલો કાઢવો દરેકનું કામ નથી, બલકે "મુજતહિદ" નું કામ છે, કારણ કે કોઈ એક હદીસ જોઈને તે વસ્તુ વિષે કોઈ હુકમ લગાવી શકાય નહીં, બલકે તે વિષય ઉપર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના જેટલા ઈર્શાદાત છે તે સૌને તેમજ કુર્આનથી પ્રાપ્ત કરેલ ઉસૂલ તેમજ સિધ્ધાંતોને તથા ખુલફાએ-રાશિદીન તેમજ મહાન સહાબાના અમલ વિ. ને નજર સમક્ષ રાખી તે વસ્તુ વિષે હુકમ લગાવવામાં આવે છે. એ માટે કુર્આન તેમજ હદીસ તથા સહાબાના અમલ તેમજ કથનનું બહોળું જ્ઞાન તથા દરેક હદીસનો દરજ્જો વિ. જાણવું જરૂરી છે. સાથે જ બીજી ઘણી શરતો છે, જે એ વિષયને લગતી કિતાબોમાં વિસ્તાર સહિત મવજૂદ છે. મારા તમારા જેવાનું કામ નથી. આપણાં માટે તો તે લોકોએ જિંદગીઓ ખપાવી મહેનત કરી જે તૈયાર કરી આપ્યું છે તે લઈ, તેના ઉપર અમલ કરવામાં જ સલામતી છે, નહીં તો થોડો-ઘણો જે દીન પર અમલ થાય છે તેનાથી પણ મહરૂમ રહી જવાનો ભય છે.

સુન્નત શબ્દ વિસ્તૃત અર્થમાં મુસ્તહબ માટે પણ વપરાય છે. આપે ટાંકેલી હદીસમાં પણ એ જ અર્થમાં છે.

## ૩. અકીકાના જાનવરમાં છોકરા-છોકરીના કેટ-કેટલા હિસ્સા ?

**સવાલ** : અકીકાના જાનવરમાં છોકરાના કેટલા હિસ્સા અને છોકરીના કેટલા હિસ્સા થાય છે ? અને અકીકા માટે શરીઅતના જે કાંઈ ઉસૂલો હોય તેની રેહબરી ફરમાવવા નમ્ર વિનંતી.

**જવાબ** : અકીકા કરવું મુસ્તહબ છે. હદીસમાં છે કે નબીએ કરીમ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ છોકરા તરફથી બે બકરા અને છોકરી તરફથી એક બકરો (અકીકામાં) ઝુબહ ફરમાવ્યો. બચ્ચાની પૈદાઈશના સાતમાં દિવસે અથવા ચૌદમાં દિવસે અથવા એકવીસમાં દિવસે અકીકો કરવામાં આવે. મતલબ કે દા.ત. બચ્ચું જુમ્આના પૈદા થયું હોય તો જુમેરાતના દિવસે અકીકો કરે. અકીકા વેળા જે બચ્ચાનો અકીકો કરી રહયા છે તેના વાળ મુંડી તે વાળના વજન બરાબર ચાંદી અથવા સોનું સદકહ કરે અને તેના વાળ તથા નખને દફન કરે અને માથું મુંડવા પછી માથા ઉપર ઝઅફરાન અથવા સંદલ મલે. અકીકાના જાનવરનું ૧/૩ ગોશ્ત ગરીબોમાં વહેંચે અને બાકી પોતાના વપરાશમાં લાવે અથવા દોસ્તો તેમજ સગા વ્હાલાઓમાં વહેંચે.

મોટા જાનવરમાં છોકરાના અકીકા માટે બે ભાગ અને છોકરી માટે એક ભાગ રાખવું પણ જાઈઝ છે. અલબત્ત એટલી શર્ત છે કે બીજા ભાગોમાં પણ ઈબાદતની નિય્યત હોય. (દા.ત. બીજા ભાગોમાં પણ અકીકા અથવા કુરબાનીની નિય્યત હોય.) [રિસાલહ અકીકા–માલા બુદ્દ મિન્હુ]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. શાદીમાં અકીકાનું ગોશ્ત ચાલી જશે ?

**સવાલ** : શાદી પ્રસંગે એક જગાએ સગા સંબંધી–મિત્રોને દાવત આપી. આ જમણવારમાં અકીકાના ગોશ્તનો ઉપયોગ કરવામાં આવ્યું. અહીંયાંના રિવાજ મુજબ જમણવારના સ્થળ ઉપર મિત્રો, સગા–સંબંધીઓ તરફથી સામાન્ય રિવાજ મુજબ ભેટ–સોગાદો તથા રોકડ સ્વીકારવા માણસ બેસે છે અને સ્વીકારે છે. શું આ પ્રમાણે થવાથી અકીકો અદા થઈ ગયો કહેવાશે ?

**જવાબ** : અકીકાનું ગોશ્ત કોઈ પણ જાતના બદલા વગર મફત ખવડાવવું જોઈએ. શાદીની દાવતમાં ખવડાવ્યા પછી ભેટ–સોગાદ લેવામાં આવે છે જેને લઈ બદલાની શંકા પેદા થાય છે, માટે એમાં અકીકાનું ગોશ્ત વાપરવાથી બચવું જોઈએ. અલબત્ત અકીકો અદા થઈ ગયો છે.

[ફતાવા રહીમીય્યહ ઉપરથી : ભાગ–૬ પેજ નં. ૧૭૨]

**૫. અકીકાના ગોશ્તને પકાવી ખવડાવવું જરૂરી નથી.**

**સવાલ :** એક વ્યક્તિને ૪ અકીકા કરવાના છે. આ વ્યક્તિ બે અકીકાના જાનવર ખરીદ કરે અને બીજા બે અકીકાના જાનવરની રકમમાંથી ચોખા, તેલ તથા ઈતર મસાલો ખરીદી સગા સંબંધી, મિત્રોને દાવત કરે તો ચારે અકીકા અદા થઈ જશે ?

**જવાબ :** પૂછેલી સૂરતમાં બે અકીકા અદા થયેલ કહેવાશે, ચાર નહીં. ચોખા, તેલ વગેરેમાં ખર્ચ કરેલ રકમ અકીકાનું સ્થાન લઈ શકતી નથી. અકીકાના ગોશ્તને પકાવી ખવડાવવાની જરૂરત નથી. વહેંચી દેવું કાફી છે.

# (૩૬) જાઈઝ-નાજાઈઝ

**૧. મા-બાપની નારાજગીમાં શાદી કરનાર સાથે મા-બાપનો સંબંધ રાખવો.**

**સવાલ :** એક હાફિઝ, કારી એક છોકરીના પ્રેમમાં છેલ્લા પાંચ વર્ષથી હતો અને મા-બાપ નારાજ હતા, અને છેલ્લે મા-બાપની નારાજગીમાં શાદી કરી તેઓ બન્નેવ ફોરેન ચાલ્યા ગયા. આજે ત્યાં તેઓ સુખેથી રહે છે, પરંતુ અહીંયાં મા-બાપ બન્નેવને બોલાવતા નથી અને બોલાવવા રાજી પણ નથી. તો શરીઅત પ્રમાણે વધારેમાં વધારે ત્રણ દિવસ નહીં બોલી શકે. છોકરી-છોકરો બન્નેવ બોલાવવા તૈયાર છે. છોકરાના કાગળ માલ- સામાન પણ આવે છે. પરંતુ મા-બાપ કાગળ વાંચતા નથી અને સામાન પણ તેમજ પડેલો રહે છે. ઉપયોગમાં લેતા નથી. તો શરીઅત પ્રમાણે આ બધી ઉપરની બાબતો જોતાં શું રસ્તો નીકળી શકે ? જરૂરી ખુલાસો આપશો.

**જવાબ :** મા-બાપની અપનાવેલ આ રીત ખોટી છે. તેઓને જોઈએ કે છોકરા સાથે સંબંધ કાયમ કરી દીએ નહીં તો ગુનેગાર ઠરશે.

**૨. છોકરાની ગીબત કરનાર બાપ સાથે સદવર્તન રાખવું.**

**સવાલ :** એક બાપ તેના છોકરા તથા છોકરાની ઓરતની ખોટી રીતે ગીબત બીજા આગળ કર્યા કરે છે. હાલાંકે બંને મર્દ–ઓરતમાં તે ચીઝ નથી. તો છોકરા તથા તેની ઓરતે તે બાપ સામે શું કરવું જોઈએ ? મા–બાપનો હક છોકરો બરાબર સમજે છે અને બંને મા–બાપથી અલગ રહે છે. છતાં મા–બાપના ઘરે આવવા જવાનું પણ રહે છે. કોઈ ખાસ ઝઘડો પણ નથી.

**જવાબ :** છોકરાને જોઈએ કે આ બધું કરવા છતાં બાપ સાથે સદવર્તન અને તેમની ખિદમત ચાલુ રાખે. બાપની આ હરકતને લઈ છોકરા માટે તેમનો માનભંગ કરવો જાઈઝ નથી.

## ૩. મૂએ ઝેરે નાફમાં કયા કયા વાળનો સમાવેશ થાય છે ?

**સવાલ :** મૂએ ઝૈરે નાફ લેવાની ઈબ્તિદા કયાંથી છે ? શું દુંટીના નીચે મુત્તસીલથી. એટલે કે દુંટીના નીચેનો જે પેટનો જ ભાગ છે. તેના પણ અથવા ઝકરના ઈરદ ગીર્દ અને બન્ને સુરીનના વચમાં જે પાખાનાની જગ્યા છે એ બાલ પણ લેવું જરૂરી છે. એની હદ શું છે ?

**જવાબ :** દુંટીના નીચેથી જે પેટનો ભાગ છે ત્યાંથી લઈ આગળ અને પાછળની શર્મગાહો ઉપર ઉગનારા તમામ બાલોનો એમાં સમાવેશ થઈ જાય છે. [અંબીયાકી સુન્નતેં પેજ નં. ૫૦–૫૧]

## ૪. દરગાહના ઉર્સમાં જવું અને તેના માટે ચંદો આપવો જાઈઝ નથી.

**સવાલ :** જ્યાં દરગાહના ઉપર વર્ષમાં એક વાર ઉર્સ થાય છે. જેમાં કવ્વાલીઓ પૂરી રાત થાય છે. એમાં ગાવાવાળા મર્દ અને ગાવાવાળી ઓરત હોય છે. તો એવી મહેફીલમાં જવું અને એમાં મર્દોનું આવવું કેવું છે ? જે અમારી પાસે જબરન ચંદો લઈ જાય છે એ કેવું છે ?

**જવાબ :** એવી મજલીસમાં જવું જાઈઝ નથી અને એના માટે ચંદો આપવું પણ જાઈઝ નથી. કોઈની ખુશી વગર જબરદસ્તી તેનો માલ લેવું

હરામ છે.

**પ. હરામ કમાણીની રકમ નેક કામમાં ખર્ચ કરવી.**

**સવાલ** : કોઈ પણ માણસ જે ખરાબ કામો જેવા કે દારૂ વેચવાનો, જુગાર રમવાનો કે રમાડવાનો તથા શોપારી બાજીનો, લુંટ ફાટ, ચોરીનો બે નંબરનો મતલબ દરેક નાજાઈઝ કામોથી ખોટા રસ્તાથી પૈસા કમાઈ લાવે છે તો તે પૈસા સારા રસ્તે ખર્ચ કરવાનું ઈચ્છે. દા.ત. મદ્રસા મસ્જિદ કે લોકોની જરૂરીયાતમાં વાપરી શકે છે ? કે સંડાસો બાંધવામાં લઈ શકે છે ? કોઈ વ્યકિત ખૂબ જ જરૂરતમંદ છે, બીમાર છે, સવાલ કરી શકતો નથી, તો તે આ લઈને દવાના ઉપયોગમાં અથવા ઘરમાં વાપરી શકે છે ? ઉપરોકત ખરાબ રસ્તાઓના પૈસા સાથે પોતાની રીક્ષાઓ તથા મકાનોના ભાડા તથા થોડી મહેનતના પૈસા પણ આ સાથે જ સામેલ છે. તો વિગતે જવાબ આપશોજી.

**જવાબ** : જુગાર રમી રમાડી, દારૂ વેચી, લુંટ ફાટ કે ચોરી કરી મેળવેલી રકમ હરામ છે. એવી રકમ માટે જરૂરી છે કે સૌ પ્રથમ આવા કૃત્યોથી તોબા કરે કિંવા અત્યાર સુધી જે કાંઈ થયું તે બદલ દિલમાં અફસોસ–પ્રશ્ચાતાપ કરે અને ભવિષ્યમાં એવું નહીં કરવાનો અડગ નિર્ધાર કરે અને જે જે માણસોની રકમ છે તેમને પરત કરે તે મૃત્યુ પામ્યા હોય તો તેમના વારસદારોને પરત કરે અને જો અસલ માલિક અથવા તેના વારસદાર ન મળે તો તે રકમ એના વબાલને દુર કરવા ખાતર કોઈ પણ જાતના સવાબની નિય્યત રાખ્યા વગર ગરીબો મોહતાજોને આપી દે. એવી રકમ મસ્જિદ મદ્રસા અથવા કોઈ પણ નેકીના કામમાં વાપરવી જાઈઝ નથી. મસ્જિદ મદ્રસા વિ. ના સંચાલકોએ આવી રકમ સ્વીકારવી જાઈઝ નથી. હદીસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે અલ્લાહ તઆલા પાક છે અને પાક વસ્તુને જ કબૂલ કરે છે, હરામ કમાણીને કબુલ કરતો નથી. માટે એક મુસલમાનની ફરજ છે કે નેકીના કામમાં હલાલ અને પાક કમાણી જ ખર્ચ કરે, જે વ્યકિત હરામ કમાણી સવાબની નિય્યતે ખર્ચ કરે તેના ઈમાનમાં ખતરો પૈદા થઈ જાય છે. [નઊઝુ બિલ્લાહી મિન ઝાલિક]

અગર કોઈ માણસની કમાણી હરામ તેમજ હલાલ બન્ને પ્રકારની મિશ્ર હોય અને હલાલથી હરામ અલગ નથી તો અગર હલાલનો ભાગ વધુ હોય તો તેની રકમ મસ્જિદ મદ્રસામાં વાપરી શકાય છે અને જો હરામનો ભાગ વધારે હોય તો તેને સ્વીકારવું જાઈઝ નથી. એવા માણસને ત્યાં ખાવું ખાવાનું તેમજ તેની ભેટ સ્વીકારવાનો પણ એ જ હુકમ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. 'એકટર' વડે ફંડ ભેગું કરવું.

**સવાલ** : એક મારી મનની ઈચ્છા છે, તે નીચે પ્રમાણે છે, તે લખી જણાવું છું. તો ઈસ્લામીક દ્રષ્ટિકોણથી તે અંગેનું માર્ગદર્શન આપવા વિનંતી છે.

દુનિયાના એક મહાન કલાકાર અદાકાર જેમનું નામ જનાબ યૂસુફખાન છે, પરંતુ સામાન્ય રીતે તેને દિલીપકુમારના નામે ઓળખે છે. તેઓ હાલમાં ભારતની પાર્લામેન્ટ (રાજ્યસભા)ના સભ્ય પણ છે અને છેલ્લા દસ/પંદર વર્ષથી માનવ સેવાના કામો તરફ ઢળી રહ્યા છે અને સારી દુનિયામાં એકટીંગ ક્ષેત્રે તેમને એક અજબ ગજબના કલાકાર માનવામાં આવે છે અને દુનિયાની બધી કોમો તેમને ખૂબ માનની દ્રષ્ટિથી પણ જુએ છે. હવે તેઓ વૃધ્ધ થયા છે અને તેમની તબીયત બરાબર નથી, તેથી તેઓ લગભગ એકટીંગમાંથી નિવૃત્ત થયા બરાબર છે.

આ મહાન કલાકારને મારે દિલ્હીમાં મળવાનું થયું, ત્યારે મેં ભરૂચ જીલ્લાના તમામ ગરીબોની અને મુસલમાનોની તંદુરસ્તી અને અદ્યતન હોસ્પિટલની જરૂરીયાત અંગે તથા લોકોની ગરીબી અને લાચારી અંગે અને આજના નાજુક જમાનામાં શિક્ષણની જરૂરીયાત અંગે વાત કરેલી. મેં તેમને આપણાં ટ્રસ્ટ "ધી બોમ્બે પટેલ વેલફેર સોસાયટી ભરૂચ" અને "ભરૂચ હોસ્પિટલ" અંગે વિગત જણાવી અને સદર ટ્રસ્ટ કેળવણી અને આરોગ્ય વિષયક તથા બીજી અનેક સેવાઓ ઉપલબ્ધ કરવાનું વિચારે છે અને તેમાં ખાસ કરીને મેડિકલ કોલેજ, ડેન્ટલ કોલેજ, ફીઝયોથેરાપીક કોલેજ,

જુદા જુદા આરોગ્ય વિષયક અને વ્યવસાયલક્ષી અભ્યાસ ક્રમો અને કોમ્પ્યુટર એન્જીનીયરીંગ કોલેજ વગેરે હેતુઓ માટે ફંડ ભેગું કરવાની જરૂરત અંગે સમજણ આપી ત્યારે સન્માનીય યૂસુફખાને મને કહ્યું કે "હું અને મારા એહલિયા યુ. કે. હોલીડે કરવા જઈશું ત્યારે તમો અને બીજા આગેવાનો ઈંગ્લેંન્ડ આવો અને તમે બે કે ત્રણ મોટા શહેરોમાં બધી જ કોમની મીટીંગો બોલાવો. તેમાં હું મુસલમાનોની પરિસ્થિતિ અંગે અને હોસ્પિટલ વિષે અને શિક્ષણની જરૂરત પર મારા વિચારો દર્શાવીશ અને હાં તમારા ટ્રસ્ટને લોકો દાન આપે તેવી અપીલ કરીશ, તથા ત્યાંના કોઈક દાનવીર પાસે દાનવીરના ખર્ચે ડીનર પાર્ટીઓ રાખીશું અને તેના ડોનેશનો પાસ રાખીશું. આ તમામ રકમ તમારા ટ્રસ્ટે લેવાની, મારે કોઈ ખર્ચો જોઈએ નહીં અને નાચગાનના કે ડ્રામાના કોઈ પ્રોગ્રામ રાખવાના નહીં. ઈન્શા અલ્લાહ યુ. કે. માં એક મીલીયન પાઉન્ડ મળે તેવો ટારગેટ બનાવીશું અને તે પછીના વર્ષોમાં કેનેડા, અમેરિકામાં અને ભારતના બીજા શહેરોમાં પણ ફકત આવા જ પ્રોગ્રામ કરીશું. જેનાથી તમારા ટ્રસ્ટને આરોગ્ય અને કેળવણી વિષયક હેતુ પાર પાડવામાં મદદરૂપ થઈ શકે."

સન્માનીય દિલીપકુમાર યુ. કે. આવે ત્યારે આવું દાન તેમની મદદથી ભેગું કરવું. ઈસ્લામીક દ્રષ્ટિથી જાઈઝ છે કે કેમ ? તેનું મને માર્ગદર્શન આપશો. શકય છે કે આવા પ્રયત્નોથી સન્માનનીય દિલીપકુમાર અને તેમના એહલીયા ઈસ્લામ ધર્મ તરફ વધુ ખેંચાય અને ખિદમતે ખલ્કના પ્રયત્નોથી અલ્લાહ તઆલા તેમનાથી અને આપણાં સૌના ઉપર ખુશ થાય. આમીન.

**જવાબ :** ફિલ્મનું હરામ હોવું અને તેના વડે માનવ જાતિમાં ફેલાવવામાં આવી રહેલ સંસ્કૃતિનું ઈસ્લામ જે સંસ્કૃતિથી તાલીમ આપે છે તેમજ જે સંસ્કૃતિ અપનાવવાનું આમંત્રણ આપી તેને જરૂરી તેમજ વાજીબ ઠેરવે છે તેનાથી સંપૂર્ણ વિરૂધ્ધ હોવું એવી સ્પષ્ટ તેમજ દીવા જેવી હકીકત છે જેને દરેક તે મુસ્લિમ જે ઈસ્લામથી થોડો ઘણો પરિચિત હોય સારી રીતે જાણે છે અને સમજે છે. જે વ્યકિતનું પૂરૂં જીવન એવી ઈસ્લામ દુશ્મન સંસ્કૃતિના પ્રચાર પ્રસારમાં વિત્યું હોય, જેની એકટીંગ તેમજ અદાકારીએ ન જાણે

સેંકડો અને હજારો મુસ્લિમ યુવક યુવતિઓને ગુમરાહી ના રસ્તે નાંખ્યા હોય અને કાંઈ કેટલાએ ઈસ્લામી ફરજો / વાજીબો / સુન્નતોની જગ્યાએ કુફ્ર તેમજ ફિસ્ક / ફુજૂરની રીતો, ટેવો અને તરીકાઓને નિવૃત્તિ લઈ ચુકયા પછી તેમના વડે ફિલ્માવવામાં આવેલ ચલ ચિત્રો આજે પણ આ ગુમરાહી ફેલાવી રહ્યા હોય અને આ ક્ષેત્રેથી લીધેલી નિવૃત્તિ પોતાના અપ કૃત્યો ઉપર તૌબા તેમજ પ્રશ્ચાતાપને લઈ નહીં બલકે વૃધ્ધાવસ્થાને લઈ તેમજ તબિયત બરાબર ન હોવાને લઈ હોય, એવી વ્યકિતને અલ્લાહ તઆલા તેમજ તેના પાક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ માનની દ્રષ્ટિથી જોતા નથી. કુર્આને મજીદમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

اِنَّ الَّذِيْنَ يُحِبُّوْنَ...الخ [સૂ. નૂર આયત : ૧૯] અર્થાત્ : "જે લોકો ચાહે છે કે મુસ્લિમોમાં બેહયાઈ પ્રસરે તેઓ માટે દુનિયા તેમજ આખિરતમાં દર્દનાક અઝાબ છે અને અલ્લાહ તઆલા જાણે છે અને તમે નથી જાણતા."

"સૂરએ લુકમાન"માં ઈર્શાદે ખુદાવંદી છે : وَمِنَ النَّاسِ مَنْ يَّشْتَرِىْ...الخ [આયત : ૬] અર્થાત્ : "કેટલાક માણસો એવા (પણ) છે જે એવી વાતોના ખરીદાર બને છે (કિંવા અપનાવે છે) જે (અલ્લાહથી) ગાફિલ કરનારી છે. જેથી (એના વડે અન્યોને પણ) અલ્લાહ તઆલાના રસ્તા (કિંવા દીન)થી જાણ્યા-સમજ્યા વગર ગુમરાહ કરે અને (ગુમરાહ કરવાની સાથે)એની હંસી ઉડાવે. (જેથી બીજાઓના દિલમાંથી એનું માન તેમજ તાસીર નીકળી જાય) એવા લોકો માટે (આખિરતમાં) ઝિલ્લત ભર્યો અઝાબ છે."

[મઆરીફુલ કુર્આન : ભાગ-૭ પેજ નં. ૧૮]

"બયહકી"માં છે કે : "એનાથી મુરાદ ગાનાર સ્ત્રી પુરૂષો તેમજ તેના જેવી બેહૂદા ચીઝોને અપનાવવું છે જે અલ્લાહની યાદથી ગાફિલ કરે." [મઆરીફુલ કુર્આન : ભાગ-૭ પેજ નં. ૨૧] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :

"મારી ઉમ્મતમાં પણ જમીનમાં ધસી જવા તેમજ ચેહરાઓ વિકૃત થઈ જવા તેમજ પથ્થરો વરસવાના બનાવો બનશે." એક માણસે પુછ્યું કે

"અય અલ્લાહના રસૂલ ! આવું કયારે બનશે ?" તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જ્યારે ગાનારીઓ અને વાજીંત્રો પ્રસરી જશે અને બહોળા પ્રમાણમાં દારૂ પીવામાં આવશે." [તિરમિઝી શરીફ : ભાગ-૨ પેજ નં. ૪૪] [ઈસ્લામ ઔર મૂસીકી : ૧૧૮ ઉપરથી] હદીસમાં છે કે :

"ગાવું દિલમાં એવી રીતે નિફાક પેદા કરે છે જેવી રીતે પાણી ખેતી ઉગાડે છે." [બયહકી વગેરે, ઈસ્લામ ઔર મુસીકી : ૧૪૭-૧૪૮]

એ સિવાય તસ્વીર બનાવવા, બનાવડાવવા, તેનો પ્રચાર પ્રસાર કરવા તેમજ બેહયાઈ અને ગુનાહિત કૃત્યો કરવા સાથે તેવા કૃત્યો કરવા માટે અન્યોને પ્રોત્સાહિત કરવા ઉપર જે અસંખ્ય વઈદો હદીસમાં આવી છે તેનાથી સ્પષ્ટ પણે સાબિત થાય છે કે આવા કૃત્યોનું આચરણ કરનાર (અગર પોતાના અપ કૃત્યોથી તૌબા નથી કરી તો) સખ્ત ગુનેગાર અને શરઈ રૂએ ફાસિક છે અને એવી વ્યકિતને માનની દ્રષ્ટિથી જોવું, તેને માન આપવું, તેના વખાણ કરવું એટલું ભયાનક અપકૃત્ય અને એવું મહા પાપ છે કે તેના ઉપર અલ્લાહ તઆલાનો અર્શ ધ્રુજી ઉઠે છે.

હઝરત અનસ (રદિ.) નકલ કરે છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યું કે :

"જ્યારે ફાસિકના વખાણ કરવામાં આવે છે તો પરવરદિગારે આલમ ક્રોધિત થાય છે અને તેના લઈ અર્શ ધ્રુજી ઉઠે છે." [મિશ્કાત : પેજ નં. ૪૧૪]

મુલ્લા અલી કારી (રહ.) આ હદીસનું સ્પષ્ટીકરણ કરતાં અલ્લામહ તીબી (રહ.)ના હવાલાથી લખે કે :

"અર્શના ધ્રુજવાનો મતલબ એ છે કે ઘણાં જ ભયાનક અપરાધ અને મહાન આફત સર્જાઈ, કારણ કે એમાં અલ્લાહ તઆલાને નારાજ તેમજ તેને ક્રોધિત કરનાર કૃત્ય ઉપર (બંદાની) રઝામંદી વ્યકત થઈ, બલકે (બંદાનું આ કૃત્ય) શકય છે કે કુફની નજીક પહોંચી જાય, કારણ કે એના લઈ અલ્લાહ તઆલાએ હરામ ઠેરવેલ કૃત્યને હલાલ સમજવા સુધી પહોંચી જવાય છે."

[મિરકાત : ભાગ-૯ પેજ નં. ૧૬૦]

ઉપરોકત વિગત તેમજ શરઈ દ્રષ્ટિ બિંદુને નજર સમક્ષ રાખી વિચારો

કે ફંડ ફાળો એકત્ર કરવા માટે આપ જે રીત અપનાવવા ચાહો છો તે ઈસ્લામ તેમજ કુર્આન હદીસની તાલીમાતથી કેટલી સુસંગત છે? આપ નાચ–ગાન કે ડ્રામાનો કોઈ પ્રોગ્રામ ભલે નહીં રાખો, પરંતુ દિલીપકુમારની જે ખ્યાતિને ઉપયોગમાં લઈ આપ પોતાનો હેતુ પાર પાડવા વિચારો છો એ ખ્યાતિ નાચ–ગાન અને ફિલ્મ વડે જ પ્રાપ્ત થઈ છે અને આપનું એ વ્યકિતને આ કામ માટે લોકો સમક્ષ રજૂ કરવું એક પ્રકારનું સન્માન જ છે. જેનું હરામ તેમજ અલ્લાહ તઆલાના ક્રોધને નોતરનાર હોવું ઉપરોકત હદીસથી સ્પષ્ટ છે. સાથે જ મુસ્લિમ સમાજની યુવાન પેઢી ઉપર એની જે ખરાબ અસર પડશે તેમજ બેહયાઈ તથા અશ્લીલતાને જે પ્રચાર પ્રસાર થશે તે અલગ.

એટલું યાદ રહે કે હોસ્પિટલ તેમજ લોક સેવાના અન્ય કાર્યો શરઈ રૂએ સરાહનીય તેમજ આવકાર્ય છે, પરંતુ એ માટે શરીઅતે જાઈઝ ઠેરવેલ રીતો જ અપનાવવી જરૂરી અને વાજીબ છે. સાધન શુધ્ધી શરીઅતનો બુનિયાદી ઉસૂલ છે. કોઈ વ્યકિત લૂંટફાટ તેમજ ચોરી વડે દોલત મેળવી ગરીબો મોહતાજોની સેવા કરે તો એ સદકાર્ય નથી અને ઈસ્લામ એની ઈજાઝત આપતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. 'કોન બનેગા કરોડપતિ' વિષે ખોટા ફતવા બાબત ખુલાસો.

**સવાલ** : હું અલ–ઈસ્લાહનો કાયમી ગ્રાહક છું. મારો ગ્રાહક નં. ૧૯૯૯ છે. તા.૧૩–૧૧–૨૦૦૦ ના ગુજરાત સમાચાર દૈનિકની રાજકોટની આવૃતિમાં "દિલ્હીની વાત" નામી કોલમમાં નીચે મુજબ એક લખાણ વાંચ્યું.

(કરોડપતિ અંગે ફતવો) કોણ જાણે કેમ પણ ટેલીવીઝન નેટવર્ક મુસ્લિમ સમુદાય માટે નોંધ પાત્ર બની રહ્યું છે. મુસ્લિમ ઉલમાઓએ "કોન બનેગા કરોડપતિ" સવાલ દસ કરોડકા અને એ પ્રકારના માલે તુજ્જાર બનાવતા ટી.વી. ગેઈમ શો કાર્યક્રમોની તરફેણમાં ફતવો આપી ગેઈમ શો આયોજકોને રાહત બક્ષી છે. મુસ્લિમોના અંતરંગ વર્તુળોના જણાવ્યા પ્રમાણે સંખ્યાબંધ મુસ્લિમ સંગઠનો અને વ્યકિતઓએ આ ગેઈમ શોમાં ભાગ લેવો જોઈએ કે

કેમ ? તથા તેનાથી થતી ઈન્સ્ટન્ટ કમાણી શરીઅતની પરિભાષામાં જાઈઝ—હલાલ છે કે કેમ ? તેની પૃચ્છા કરતાં પત્રો 'નદવહ' તથા 'દેવબંદ'ના ઉલમાઓને પાઠવી ફતવો મંગાવ્યો હતો. જેનો જવાબ બન્ને સ્થળના મુસ્લિમ ઉલમાઓએ હકારમાં આપ્યો છે. એટલું જ નહીં એ ઉલમાઓએ તો એથી વધુ કબૂલાત કરતાં કહ્યું છે કે જ્યારે ઉકત કાર્યક્રમોનું પ્રસારણ થાય છે ત્યારે ખુદ તેઓ (નદવહ—દેવબંદના ઉલમાઓ) ટી.વી. સેટ સમિપ ગોઠવાઈ જાય છે.

ઉપરોકત લખાણમાં આગળ જતાં નદવહના જાણીતા આલીમ મૌલાના સલમાનના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરી તેમના તરફ આ ગેઈમ શો નો જાઈઝ હોવાનો ફતવો આપવા અને દેવબંદના આલીમોએ નદવહના ચુકાદાને સમર્થન આપ્યું હોવાનો દાવો કરવામાં આવ્યો છે. આપથી અરજ છે કે આ બાબત વિગતવાર સમજણ આપી અલ—ઈસ્લાહના "બાબુલ ફિકહમાં" તાકીદે આપશો જેથી લોકોમાં ફેલાયેલી ગેરસમજ દુર થાય.

**સવાલ** : આપે ગુજરાત સમાચાર દૈનિકના તા.૧૩—૧૧—૨૦૦૦ના અંકમાં દિલ્હીની વાત નામી કોલમમાં "કોન બનેગા કરોડપતિ" સિરિયલ વિષે પ્રગટ થયેલ જે લખાણ બાબત સવાલ કર્યો છે એ લખાણ ગુજરાત સમાચાર દૈનિકની એ જ તારીખની અન્ય આવૃતિઓ (અમદાવાદ, વડોદરા, સૂરત)માં પણ પ્રગટ થયું હતું અને એને વાંચી તમારા જેવા અન્ય લોકોને પણ ચિંતા થઈ હતી કે ભારતમાં મુસ્લિમોની બે મહાન ધાર્મિક સંસ્થાઓ (દેવબંદ અને નદવહ)ના આલીમો તેમજ મુફતીઓ આ પ્રોગ્રામના જાઈઝ હોવા બાબતનો ફતવો આપે છે તેમજ ઉકત પ્રોગ્રામનું જ્યારે પ્રસારણ થાય છે ત્યારે ખુદ તેઓ ટી.વી. સેટ સમિપ ગોઠવાઈને તેને જુએ છે. એ બન્ને વાતો અગર ખરેખર સત્ય છે તો ઘણી જ દુઃખદ અને આશ્ચર્ય પમાડનારી તેમજ હેરતમાં નાખનારી છે. મને પોતાને તો એ વાતનું પાકું યકીન હતું કે આ સમાચાર વડે મુસ્લિમોને ગેરમાર્ગે દોરી એક તરફ લોકોને આ પ્રોગ્રામ જોવા માટે ઉત્તેજન આપવાની અને બીજી તરફ ભારતની આ મહાન દીની સંસ્થાઓ તેમજ ત્યાંના ઉલમા અને મુફતીઓ બાબત મુસ્લિમ સમાજમાં શંકા કુશંકાઓ પૈદા કરી તેમનું વ્યકિતત્વ ખંડન કરવાની બેવડી ચાલ અને

એક ભયંકર કાવતરૂં જ છે. પરંતુ જે લોકોના નામોનો ઉલ્લેખ આ સમાચારમાં કરવામાં આવ્યો હતો તેઓથી સંપર્ક સાધી ખરી હકીકત જાણવી જરૂરી લાગી. ૧૩, નવેમ્બરની સાંજે અમદાવાદથી મુફતી સુફયાન સાહબનો ફોન આવ્યો. તેમણે આ બાબત પૃચ્છા કરી મેં તેમને તાકીદ કરી કે આપ ઉકત બન્ને સંસ્થાઓના મુફતીઓ તેમજ આલીમોથી ફોન વડે આ બાબત તપાસ કરી લ્યો. તેમણે તરત જ દારુલ ઉલૂમ દેવબંદના મુફતી હઝરત મૌલાના મુફતી હબીબુર્રહમાન સાહબથી સંપર્ક કરવાનું ચાલું કર્યું, પરંતુ તરત જ સંપર્ક ન થતાં પૂરી રાત ફોન કરવાનું ચાલું રાખ્યું. જાણવા મળ્યું કે તેઓ બીમારીને લઈ ઈલાજ હેઠળ હોવાથી હમણાં વાત–ચીત થઈ શકે એમ નથી. તે છતાં મામલાનાં મહત્ત્વને લઈ આગ્રહ કરી એમને જગાડી આ બાબત એમનાથી વિગતે વાત–ચીત કરી એમને પુછયું કે આપે આ પ્રમાણે લખ્યું છે? અથવા ફતવો આપ્યો છે? તો તેમણે સ્પષ્ટ રૂપે નકારમાં જવાબ આપ્યો અને કહ્યું કે આ વાત ખોટી છે. મેં એ રીતનો કોઈ ફતવો આપ્યો નથી અને ટી.વી. સેટ પર ગોઠવાઈને એ કાર્યક્રમ જોવાની વાત પણ એક ખોટો આરોપ છે. જે મારા ઉપર લગાવવામાં આવ્યો છે. ત્યાર પછી મૌલાના સલમાન નદવી સાહબથી ફોન વડે સંપર્ક કરવાની કોશીશ શરૂ કરી. તેઓ સફરમાં હોવાને લઈ મુલાકાત થઈ ન શકી. જેના લઈ મોડું થયું. તેમના ઘરેથી મોબાઈલ ફોન નં. મેળવ્યો, તે છતાં વાત–ચીત થઈ શકી ન હતી. એ દરમિયાન અન્ય એક સાથીએ મૌલાના સલમાનથી આ બાબત ફેકસ વડે પુછી હતી. જેનો જવાબ ફેકસ વડે મૌલાના સલમાન સાહબે નીચે મુજબ આપ્યો.

'આપકા ફેકસ મીલા જીસસે મા'લૂમ હુવા કે ગુજરાત સમાચાર નામી અખબારમેં કોન બનેગા કરોડપતિકે ઉન્વાનસે ઈશ્તિહારમેં ઉસ્કે ફત્વએ જવાઝમેં હમારા નામ ભી શાએઅ કિયા ગયા હૈ. હમને તો ઈસ પ્રોગ્રામકા નામ આપકે ફેકસકે ઝરીએ સહીહ પળ્હા. ફતવા તો કોઈ મુફતી દેગા. મૈં તો મુફતી નહીં. મેરી તરફ નિસ્બત સરાસર જૂઠ હૈ, જૂઠ હૈ, યે જઅલી (બનાવટી) નિસ્બત હૈ. ઉસકા હકીકત વ વાકિએસે કોઈ તઅલ્લુક નહીં.

આપ અખબારમેં મેરી તરફસે તર્દીદ કરવા દેં. ઔર જીન લોગોંને શાએઅ કરવાયા હૈ ઉન્સે બાઝપુર્સ કરેં.'

બન્ને જગ્યાએથી ઉપર મુજબનો ખુલાસો મેળવ્યા પછી મુફતી સુફયાન સાહબ પોતાના આઠ(૮) સાથીઓને લઈ તા.૧૭–૧૧–૨૦૦૦ નારોજ અમદાવાદમાં આવેલ ગુજરાત સમાચારની ઓફિસ પર તેના તંત્રીની મુલાકાત માટે પહોંચ્યા. પ્રથમ તો તે ગભરાય ગયો. પરંતુ તેને શાંત્વન આપવામાં આવતા સ્વસ્થ થયો. તેની સાથે વિગતવાર વાતચીત કરી, તેણે માફી માંગી. તેનાથી કહેવામાં આવ્યું કે તમારે આનો રદિયો તમારા દૈનિકમાં છાપવો પડશે. તે ઉપર તેણે કહ્યું કે તમારા લેટરપેડ ઉપર લખીને આપો, હું છાપી દઈશ. મુફતી સુફયાન સાહબે ત્યાંથી જ ફોન વડે પોતાના લેટરપેડની એક કોપી મંગાવી, નીચે મુજબનું લખાણ કર્યું.

'તા.૧૩–૧૧–૨૦૦૦ નારોજ ગુજરાત સમાચાર દૈનિકમાં પ્રસિદ્ધ થયેલ સમાચાર કોન બનેગા કરોડપતિ તથા તે જ રીતની બીજી ઈનામી સ્કીમોની સિરિયલની બાબત કે મુસ્લિમ ઉલમા જેમ કે મૌલાના સલમાન નદવી સાહબ તેમજ દારુલ ઉલૂમ દેવબંદના ઉલમાએ તેને જાઈઝ હોવાનો ફતવો આપ્યો છે, તેમજ ત્યાંના ઉલમા તે સિરિયલને જોવા બેસી જાય છે, તે ખબર અત્યંત ખોટી છે. ત્યાંના ઉલમાનું કહેવું છે કે આ સિરિયલને અમો જાણતા પણ નથી તથા આ અંગે અમે કોઈ નિવેદન જાઈઝ હોવાનું કર્યું નથી. જે લોકોએ આ કહ્યું તથા લખ્યું છે તે ખોટું અને ફકત ઉપજાવી કાઢેલું છે.'

તા.૧૮–૧૧–૨૦૦૦ ના અંકમાં "કેબીસી અંગે ફતવો બહાર પડાયો નથી" નામના શિર્ષક હેઠળ ઉપરોકત લખાણ પ્રગટ થઈ ચુકયું છે. મુફતી સુફયાન સાહબે ગુજરાત સમાચારના તંત્રીને પોતાની વાત–ચીત દરમિયાન પુછયું હતું કે : "તમને આ ફતવો કોણે આપ્યો હતો ?" તો તેણે જવાબમાં કહ્યું કે "અમારા દિલ્હીના પ્રતિનિધીએ એ લખાણ મોકલ્યું હતું." ફરી તેને પુછવામાં આવ્યું કે "તે પ્રતિનિધીને કોણે આપ્યો ?" ઉત્તરમાં તંત્રીએ કહ્યું કે "દિલ્હીના એક સમાચાર પત્રમાંથી તેણે આ વાત લીધી હતી." ફરી તેને પુછવામાં આવ્યું કે "તે સમાચાર પત્રવાળાએ કયાંથી મેળવી ?" તો ઉત્તરમાં

તંત્રીએ કહ્યું કે "કલકત્તાથી પ્રગટ થતાં એક અંગ્રેજી પેપરમાંથી લીધું હતું." ફરી તેને પુછવામાં આવ્યું કે "એની સાબિતી શું?" તેના જવાબમાં તંત્રીએ કલકત્તાના એ અંગ્રેજી સમાચાર પત્રની ઝેરોક્ષ મુફતી સુફયાનને આપી." આ છે તે ફતવાની હકીકત જેને ગુજરાત સમાચારે આ રીતે પોતાના પ્રથમ પૃષ્ઠ પર છાપ્યો હતો. આ ટાણે મુસ્લિમ સમાજ અને સજાગ મુસ્લિમ વાંચકોની ફરજ બને છે કે તેઓ આવી વાતો ઉપર ત્યાં સુધી વિશ્વાસ નહીં કરે જ્યાં સુધી એની પૂરેપૂરી તપાસ નહીં કરી લે. આમેય અહિંયાંના રાષ્ટ્રીય અખબારો અને તેમાંયે ખાસ કરી ગુજરાતી મીડીયાનું મુસ્લિમ તેમજ ઈસ્લામ દુશ્મન માનસ એક એવી દીવા જેવી હકીકત છે, જેનો ઈન્કાર થઈ શકતો નથી. કદાચ જ કોઈ દિવસ ખાલી જતો હશે. નહીં તો આપણાં આ અખબારોની આવૃત્તિ એવી નહીં મળે જેમાં સીધી-આડકતરી રીતે મુસ્લિમ સમાજ તથા ઈસ્લામી કોઈ વસ્તુ ઉપર કાદવ ઉછાળવામાં આવ્યો ન હોય.

મુસ્લિમ દુશ્મન લોબીના મુખ્ય ધ્યેયોમાં એક એ પણ છે કે મુસ્લિમ અવામના દિલોમાં ઉલમા પ્રત્યે જે પ્રેમ આસ્થા અને માનરૂપી સંબંધ છે તેને ખતમ કરી દેવામાં આવે. ગુજરાત સમાચારમાં પ્રગટ થયેલ ઉપરોકત સમાચાર પણ એનો જ એક ભાગ છે.

## ૮. મર્દ માટે પોતાની ઓરતનું તથા ઓરત માટે પોતાના ધણીનું લોહી લેવું.

**સવાલ** : જો કોઈ માણસને લોહીની જરૂર પડે તો બીજા માણસનું લોહી લઈ શકાય કે નહીં ? એવી રીતે જો મર્દને લોહીની જરૂર પડે તો પોતાની ઓરતનું લોહી લઈ શકાય કે નહીં ? અને જો ઓરતને લોહીની જરૂર હોય તો પોતાના ખાવિંદનું લોહી લઈ શકાય કે નહીં ?

**જવાબ** : બીમારની હાલત એટલી કફોડી છે કે મુસ્લિમ ડૉકટર અથવા હકીમના મત મુજબ કોઈ બીજી દવા એના માટે કારગર નથી અને લોહી આપવાથી તેની જાન બચવાની પાકી આશા હોય તો એવી હાલતમાં ખૂન આપી ઈલાજ કરી શકાય છે. [આલાતે-જદીદહ : પેજ નં. ૧૮૧]

ઓરતને લોહીની જરૂરત પડવાની સૂરતમાં ખાવિંદનું લોહી લેવાથી નિકાહ ઉપર કોઈ બાધ નહીં આવે. [આલાતે–જદીદહ : પેજ નં. ૧૮૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. રોઝી ખોલો નામની સેકસ પ્રવૃત્તિઓ વિશે.

**સવાલ** : આજ કાલ મુસ્લિમોને ગુમરાહ કરવા માટે અનેક જાતની પ્રવૃત્તિઓ ચાલી રહી છે. તેમાં સૌથી ખતરનાક પ્રવૃત્તિ છે તે 'રોઝી ખોલો' નામની સેકસ પ્રવૃત્તિ છે.

આમાં કુટુંબમાં રહેતા અને કુટુંબના સ્ત્રી–પુરૂષ સભ્યો સાથે ઝીનાના સંબંધમાં બંધાયેલા તમામ સ્ત્રી–પુરૂષો એક બીજાની સ્ત્રી સભ્યો સાથે ઝિના કરે છે. તેમાં માં, બહેન, બહુ, જમાઈ, સાળી તથા અન્ય તમામ સ્ત્રીઓ જે કુટુંબના કોઈ પણ સભ્ય સાથે ઝિના કરી ચૂકી હોય તે તમામનો સમાવેશ થઈ જાય છે. આવું એક સેકસી સમૂહ (ટોળ) કૂંડાળુ રચાય છે. તેમાં નવા નવા સ્ત્રીઓ અને પુરૂષોનો સમાવેશ થતો જાય છે. આમાં દરેક વ્યકિત એક બીજાની પોલ જાણતો હોય છે. માટે દરેક મારી–મરાઈ ચૂપ રહી આ નાપાક કામમાં સંડોવાયેલો રહે છે.

અને આ કામ ઉપર દેખરેખ રાખવા માટે એક તાંત્રિક (બાપુ)ની નિમણૂંક કરેલી હોય છે. તે દરેક સ્ત્રી–પુરૂષને એક બીજા સાથે વશીકરણથી જોડી આપતો હોય છે અને તે કામના બદલામાં તે ભૂવો (બાપુ) તાંત્રીક તે સ્ત્રી સાથે સંભોગ કરી પોતાની કામ વાસના સંતોષતો હોય છે અને પુરૂષો પાસેથી પૈસા પડાવતો હોય છે. આ પ્રવૃત્તિથી અથવા આવી ઝીનાકારીથી તેમાં જોડાયેલા સ્ત્રી–પુરૂષોની રોઝી ખુલતી હોવાનો દાવો કરે છે અને ખરેખર તેનાથી લોકોને લાભ મળે છે. શું આવી રોઝી જાઈઝ છે? કે શૈતાનનો આ એક ફરેબ છે?

આ પ્રવૃત્તિમાં આજની તારીખમાં હજારોની સંખ્યામાં સ્ત્રી–પુરૂષો સંડોવાયેલા છે. સમાજમાં બદનામીના ડરથી, શરમથી, ઈજ્જતના ખ્યાલથી ના કોઈને કહી શકે છે અને મૂંગે મોઢે સહન કરે છે. પહેલાં મજબૂરન ફસાઈ

જાય છે. ત્યાર બાદ આ શોખ બની જાય છે અને શરમ તૂટી જવાથી આ બાબત આમ બની જવાથી તે પોતાની માં, બહેન કે બેટી વહુ કે કોઈ પણ નજીકની સ્ત્રી પાસે જતાં સંકોચ અનુભવતો નથી અને ના કોઈ સ્ત્રી સંકોચ અનુભવે છે.

પહેલાં આ કામ ગેરમુસ્લિમ, અઘોરી તાંત્રિકો કરતા હતા. હવે આ નીચ કામ મુસ્લિમ બાપુ લોકો પણ કરતા થઈ ગયા છે. એ ખૂબ જ શરમજનક વાત છે. કોઈ પણ આમીલ સ્ત્રીની લાલચમાં ફસાઈ જઈ, ગલત કામ કરતો થઈ જાય છે.

આજે ઘણાં મુસ્લિમ કુટુંબો જે બહારથી નમાઝી અને દીનદાર હોય છે, તેમના ઘરોમાં પણ આવા કામ ચાલતા હોય છે. તો આ ખરાબ બદીથી લોકોને જાગૃત કરવા, બચાવવાની તમારા જેવા ઈદારાઓની ફરજ છે, જેથી અંદરખાને ચાલતી આ શૈતાની ચાલને બહાર પાડી મુસ્લિમ સમાજને બચાવવાની મારી દર્દ ભરી અપીલ છે.

બેશક રોઝીનો કારસાઝ તો ખુદા છે. આ લોકોનું ઝીનાકારીથી રોઝીનું રોકવું અને ઝીનાકારીથી રોઝીનું ખોલવું એ ઈસ્લામની દ્રષ્ટિએ કયાં સુધી ઉચીત છે. આની વિસ્તાર પૂર્વક છણાંવટ ઈસ્લામી દ્રષ્ટિકોણથી કરી, ડરાવી ધમકાવી, સાચી સમજ આપીને, સમાજને આ લૂણાં અને ઉધેશરૂપી ગંદી સાઝિશથી બચાવવા મારી આપને નમ્ર અરજ છે.

આ જે કોઈ વાત લખી છે તે ખુદાના સોગંદ પૂર્વક સાચી છે અને આવો ખૂબ પ્રચાર કરી ખાસ તૌર પર આ બદીથી સમાજને રોકવો ખૂબ જરૂરી છે. આ બદીથી બચવા માટે શું કરવું જોઈએ ? કઈ દુઆઓ પઢવી જોઈએ ? અને ખાસ બંદાઓથી દુઆઓ કરાવવી જોઈએ. **લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મીનઝ્ઝાલીમીન !** આવા માણસો નમાઝ પઢાવે તો તેની પાછળ આપણી નમાઝ અદા થશે કે કેમ ? આવા ગિરોહના ઘરનું ખાવું પીવું જાઈઝ છે કે નહીં ? તેની સાથે અન્ય રીશ્તેદારીઓ રાખવી જોઈએ કે કેમ ? તે સ્પષ્ટ જણાવશો.

**જવાબ :** ઝિના ઈસ્લામમાં કબીરહ ગુનાહો પૈકી એક છે. એની મનાઈ

તેમજ એની બુરાઈઓનું બયાન કુર્આને પાક તેમજ હદીસમાં સ્પષ્ટ રૂપે આવ્યું છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે : "ઝીનાની નઝદીક પણ ન જાવ! કે એ ઘણું બેશર્મીનું કામ છે અને બુરો રસ્તો છે." [સૂરએ બની ઈસ્રાઈલ] સૂરએ નિસાઅ આયત નં. ૨૨ માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જે ઓરતોથી તમારા બાપ (અથવા દાદા)એ નિકાહ કર્યા હોય તેનાથી નિકાહ ન કરો, પરંતુ જે થઈ ગયું તે થઈ ગયું (આઈન્દા એવું બિલકુલ ન થાય) બેશક આ ઘણી જ બેશર્મી છે અને ઘણી જ નફરતની વાત છે અને ઘણી જ બુરી વાત છે. [સુરએ નિસાઅ]" જાહિલિય્યતકાળમાં કેટલાક લોકો બાપના મૃત્યુ પછી તેની બીવીથી (કિંવા મતરાઈમાંથી) નિકાહ કરી લેતા હતા. આ આયતમાં તેને બેશર્મી અને બેહયાઈ કહી મના ફરમાવ્યું અને અલ્લાહની નારાઝગીનું કારણ બતલાવવામાં આવ્યું.

અલ્લાહ તઆલાએ કેટલાક ગુનાહો ઉપર આગવી સજા ચોક્કસ રૂપે નક્કી કરી છે. એવા ગુનાહોમાંથી એક ઝિના પણ છે. ઝિના કરનાર વ્યકિત ચાહે તે પુરૂષ હોય અથવા સ્ત્રી અગર પરિણિત છે તો તેની સજા રજમ કિંવા પથ્થર મારી, મારી નાંખવાની છે અને જો તે કુંવારા હોય તો સજા રૂપે સો કોરડાઓ ફટકારવામાં આવશે. અલ્લાહ તબારક વ તઆલા સુરએ નૂર આયત નં. ૨ માં ફરમાવે છે. "ઝિના કરનારી ઓરત અને ઝિના કરનાર મર્દ બન્નેનો હુકમ એ છે કે તેઓમાંથી દરેકને સો કોરડાઓ ફટકારો અને અલ્લાહનો આ હુકમ પૂરો કરવા બાબત તમને એ બન્ને ઉપર જરા પણ દયા ન આવવી જોઈએ અગર તમો અલ્લાહ પર અને કયામત પર ઈમાન રાખો છો અને એમને આપવામાં આવતી આ સજા મુસલમાનોની એક જમાઅત જોઈ રહેલી હોય." [સૂરએ નૂર]

હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) ઉપરોકત આયતની તફસીર કરતાં લખે છે કે : "કુર્આને કરીમ અને હદીસોમાં ચાર ગુનાહોની સજા અને તેની રીત અલ્લાહ તરફથી નક્કી કરી દેવામાં આવી છે. કોઈ જજ અથવા સત્તાધીશના મંતવ્ય ઉપર છોડવામાં આવી નથી. એવી સજાઓને શરીઅતની પરિભાષામાં "હુદૂદ" કહેવામાં આવે છે અને તે ચાર છે. (૧)

ચોરી (૨) કોઈ પાકદામન ઓરત ઉપર તહોમત લગાવવી (૩) શરાબ પીવી (૪) ઝીનાકારી. એમાંથી દરેક ગુનાહ પોતાની જગ્યાએ ઘણો જ સખત અને દુન્યાની શાંતિને બરબાદ કરનારો તેમજ ઘણી બધી ખરાબીઓનું સંગમ છે. પરંતુ એ બધામાં પણ ઝીનાકારીના બુરા પરિણામો માનવતાના નિઝામને જેવી રીતે તબાહ અને બરબાદ કરે છે કદાચ બીજા ગુનાહમાં એવું નથી.''

કોઈક આદમીની બેટી-બહેન અથવા બીવી ઉપર હાથ નાંખવો, તેને હલાક કરવા બરાબર છે. કોઈ સજ્જન માણસ માટે બધો જ માલ મિલ્કત અને પોતાનું સર્વશ્વ કુર્બાન કરી દેવું અઘરૂં નથી, જેટલું તેની હરમની ઈજ્જત ઉપર હાથ નાંખવું. એટલા જ માટે દુનિયામાં રોજ એવા બનાવો બનતા રહે છે કે જે લોકોના હરમ ઉપર હાથ નાંખવામાં આવ્યો હોય, તેઓ પોતાના જીવની પરવા કર્યા વગર ઝિના કરનારના ખૂન અને તેને મિટાવી દેવા માટે તત્પર હોય છે અને આ વેર ભાવના પેઢીઓ સુધી ચાલે છે અને એને તબાહ કરી આપે છે.

જે કવમમાં ઝિનાકારી વ્યાપક રૂપ પકડે છે, ત્યાં કોઈનું નસલ સચવાયેલું રહેતું નથી. માં-બહેન-બેટી વગેરે જેઓથી નિકાહ હરામ છે, જ્યારે આ સગપણો જ (ઝીના કારીને લઈ) ખતમ થઈ ગયા, તો પોતાની બેટી અને બહેન પણ નિકાહમાં આવી શકે છે, જે ઝીનાથી પણ વધારે બદતર ગુનાહ છે.

વિચારશો તો માલૂમ પડશે કે દુન્યામાં જ્યાં પણ કોઈ જગ્યાએ અશાંતિ અને ઝઘડો હોય છે, તેનું કારણ મોટા ભાગે ઓરત અને બીજા નંબર પર માલ હોય છે. જે કાનૂન ઓરત અને દોલતની હિફાઝત ખરી રીતે કરી શકે અને તેને મર્યાદાઓની બહાર નીકળવા ન દે, એવો કાનૂન જ દુનિયાને શાંતિની ગેરંટી આપી શકે છે. [મઆરીફુલ કુર્આન : ભાગ-૬ પેજ નં. ૩૨૯-૩૩૦]

ઉપરોકત આયતમાં ખાસ તાકીદ કરવામાં આવી કે અલ્લાહનો હુકમ પૂરો કરવા કિંવા ઝીનાકાર મર્દ અને ઝિનાકાર ઓરતને સજા આપવામાં જરા પણ દયા બતાવવી નહીં. કારણ કે ઝીનાની સજા સખ્ત હોવાને લઈ

ભય હતો કે કદાચ સજા આપનારાઓને દયા આવી જાય અને તેઓ તેને છોડી દે અથવા સજામાં કમી કરી આપે. જેથી કરી આ તાકીદ કરવામાં આવે. મહેરબાની અને દયા, દરગુઝર અને મુઆફી સારી વસ્તુ છે, પરંતુ ગુનેગારો ઉપર દયા ખાવાનો નતીજો અલ્લાહની અન્ય મખ્લૂક સાથે એક પ્રકારની બે-રહમી છે. એટલે તેનાથી મનાઈ ફરમાવવામાં આવી.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે : "એ લોકો ! ઝીનાથી બચો કે તેમાં છ વાતો છે. ત્રણ દુનિયામાં અને ત્રણ આખિરતમાં. દુનિયાની ત્રણ આ છે. (૧) ચહેરાના નૂરને ખતમ કરે છે. (૨) મુફલિસી લાવે છે. (૩) ઉંમરમાં ઘટાડો કરે છે. આખિરતની ત્રણ આ છે. (૧) અલ્લાહની નારાઝગી (૨) હિસાબની સખ્તી (૩) દોઝખનો અઝાબ."

[અઝ્ઝવાજિર : ભાગ-૨ પેજ નં. ૧૩૩]

બુખારી-મુસ્લિમ તેમજ અન્ય હદીસની કિતાબોમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદથી રિવાયત છે કે : "મેં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને પૂછ્યું કે "અલ્લાહના નજદીક કયો ગુનો સૌથી મોટો છે ?" તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "અલ્લાહના સાથે કોઈને શરીક ઠેરવવું હાલાંકે તેણે તેને પૈદા કર્યો." મેં કહ્યું કે "ખરેખર એ મોટો ગુનો છે. એના પછી કયો ગુનો મોટો છે ?" તો ફરમાવ્યું કે "તુ તારી ઔલાદને એવા ડરથી કતલ કરે કે તારી સાથે ખાવામાં શરીક થશે." ફરી પૂછ્યું "એના પછી કયો ગુનો મોટો છે ?" તો ફરમાવ્યું "તારા પડોશીની ઓરત સાથે તું ઝિના કરે."

[અઝ્ઝવાજિર : ભાગ-૨ પેજ નં. ૧૩૩-૧૩૪]

તબરાનીની એક રિવાયતમાં છે કે "ઝિનાકારોના ચહેરાઓ આગથી ભડકે બળી રહ્યા હશે" અને બયહકીની રિવાયતમાં છે, "ઝિનાકારી મુફલિસી લાવે છે." [અઝ્ઝવાજિર : ભાગ-૨ પેજ નં. ૧૩૪]

બુખારીની રિવાયતમાં : "હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ખ્વાબની હાલતમાં ઘણાં પ્રશ્નો જોવાનો ઉલ્લેખ છે, તે પૈકી એક પ્રશ્ન આ પણ હતો કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ બે ફરિશ્તાઓના

સથવારામાં એક તન્નૂર જેવી જગ્યાએથી પસાર થયા. તો આપે તેની અંદરથી બૂમો અને શોર સાંભળ્યો. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેમાં ઝાંખીને જોયું તો તેમાં ઘણાં બધા પુરૂષો અને સ્ત્રીઓ નગ્ન હાલતમાં દેખાયા અને નીચેના ભાગમાં આગ સળગી રહી હતી. જ્યારે નીચેના તરફથી આગની કોઈ ચિનગારી તેઓ તરફ આવતી તો તેઓ શોર મચાવતા હતા. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાની સાથેના બન્ને ફરિશ્તાઓને પૂછયું : "આ કોણ છે ?" તેઓએ જવાબ આપ્યો : "આ બધા ઝિનાકાર મર્દો અને ઓરતો છે." [બુખારી શરીફ : ભાગ–૨ પેજ નં. ૧૦૪૪]

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી એક રિવાયત સહીહ ઈબ્ને ખુઝયમહમાં નકલ કરવામાં આવી છે, જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાનો એ ખ્વાબ બયાન કર્યો છે. આપ ફરમાવે છે કે : "હું સૂતેલો હતો, મારી પાસે બે ફરિશ્તા આવ્યા અને મારા બન્ને બાજુ પકડીને એક કઠણ રસ્તાવાળા પહાડ ઉપર મને લાવ્યા. મેં કહ્યું : "મારાથી નહીં ચઢાય" તેઓએ જવાબ આપ્યો : "અમે તમારી મદદ કરીશું." તો આપ ચઢયા, ત્યાં સુધી કે પહાડની બિલકુલ ઉપર પહોંચી ગયા. ત્યાં આપે ઘણી ઉંચી અવાજો અને બૂમો સાંભળી. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પૂછયું કે "આ બૂમો શાની છે ?" તેઓએ કહ્યું : "આ જહન્નમીઓની અવાજો છે." એ હદીસમાં આગળ ફરમાવ્યું : "મને એક જગ્યાએ લઈ જવામાં આવ્યો. ત્યાં કેટલાક એવા લોકો જોયા, જેમના શરીરો ફુલેલા અને ઘણાં જ બદબૂદાર એવા જાણે પાખાનાની બદબૂ આવતી હોય, હતાં. મેં પૂછ્યું : "આ કોણ છે ?" તેઓએ કહ્યું "ઝીનાકાર મર્દો અને ઓરતો છે."

[અઝઝવાજિર : ભાગ–૨ પેજ નં. ૧૩૫]

એક હદીસમાં છે : "માણસ જ્યારે ઝિના કરે છે તો તેના અંદરથી ઈમાન કાઢી લેવામાં આવે છે." અન્ય એક રિવાયતમાં છે :" જ્યારે કોઈ માણસ ઝિના કરે છે અથવા શરાબ પીવે છે તો અલ્લાહ તઆલા તેના અંદરથી ઈમાન કાઢી લે છે, જેવી રીતે કોઈ માણસ માથાથી કમીસ ઉતારે છે."

[અઝઝવાજિર : ભાગ–૨ પેજ નં. ૧૩૫]

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "ઝિના મુફલિસી લાવે છે." અન્ય એક ઈર્શાદ છે : "ઝિના ઉપર કાયમ રહેનાર મૂર્તિની પૂજા કરનારની જેમ છે." અન્ય એક ઈર્શાદ છે : "જે આદમી ઝિના કરશે તેની સાથે ઝિના કરવામાં આવશે, ચાહે ઘરની દિવારોમાં કેમ ન હોય !" અન્ય એક ઈર્શાદ છે : "જ્યારે કોઈ વસ્તીમાં ઝિના અને વ્યાજનો ફેલાવો થાય છે, તેઓ પોતાના ઉપર અલ્લાહના અઝાબને ઉતારે છે." અન્ય એક રિવાયતમાં છે કે "અલ્લાહ તઆલા (રાતના આખિરી હિસ્સામાં) પોતાની મખ્લૂકથી નજીક થાય છે અને જે માણસ મગ્ફિરત તલબ કરે તેને માફ કરે છે, પરંતુ ઝિનાકાર ઓરત અને ટેક્ષ વસૂલ કરનારને માફી મળતી નથી." અન્ય એક રિવાયતમાં છે કે "સાતેવ આસ્માન અને સાતેવ જમીન અને પહાડો ઝીનાકાર બુઘ્ધાઓ પર લઅનત કરે છે, અને ઝિના કરનારના શર્મગાહોથી નીકળનારી બદબૂ જહન્નમીઓને પણ તકલીફ આપશે." [કન્ઝુલઉમ્માલ : ભાગ-૫ પેજ નં. ૩૧૩ થી ૩૧૫.] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : એ કુરયશના નવજુવાનો ! ઝિનાકારી ન કરો અને જેણે પોતાની શર્મગાહને બચાવેલી રાખી તેના માટે જન્નત છે. અન્ય એક ઈર્શાદ છે : "એ કુરયશના નવજુવાનો ! ઝીનાકારી ન કરો, જેની જવાની (ઝીનાથી) બચેલી રહી તે જન્નતમાં જશે." એક ઈર્શાદ છે : "જે માણસ પોતાની મહરમ ઓરત સાથે ઝિના કરશે તેને જન્નત મળશે નહીં." [કન્ઝુલઉમ્માલ : ભાગ-૫ પેજ નં. ૩૧૮-૩૧૯.] મુસ્નદે અહમદની એક રિવાયતમાં છે કે : "કોઈ માણસ દસ ઓરતો સાથે ઝિના કરે તે એના માટે પડોશીની ઓરતની સાથે ઝિના કરવાની તુલનામાં આસાન છે."

[મવારિદુઝઝમઆત : ભાગ-૫ પેજ નં. ૯૨-૯૩]

અલ્લામહ ઝહબીની કૃતિ કિતાબુલ્કબાઈરમાં છે કે : "ઝબૂરમાં લખ્યું છે કે "ઝિના કરનારાઓ કયામતના દિવસે પોતાની શર્મગાહો વડે ઉંધા લટકેલા હશે અને લોખંડના સળીયાઓથી તેમને મારવામાં આવશે અને જ્યારે દુઃખને લઈ ફરીયાદ કરશે તો જહન્નમનો દારોગા કહેશે "આ અવાઝ કયાંથી આવી રહી છે ? હાલાંકે તુ તો હંસતો હતો, ખુશ થતો હતો અને

મસ્તી કરતો હતો. અલ્લાહથી ડરતો ન હતો અને શરમાતો ન હતો.'' મકહૂલ દમીશ્કી ફરમાવે છે કે : ''જહન્નમવાળાઓ એક ઘણી જ ખરાબ બદબૂ મહસૂસ કરશે, તો કહેશે ''કેટલી ખરાબ બદબૂ છે ! અમે તો આવી ખરાબ દુર્ગંધ કયારેય સુંઘી નથી.'' તેઓને બતાવવામાં આવશે કે તે ઝીનાકારોની શર્મગાહથી નીકળેલી બદબૂ છે.'' [કિતાબુલ્કબાઈર (ઉર્દૂ) પેજ નં. ૩૯-૪૦]

ઉપર ઝિના બાબત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના પવિત્ર ઈર્શાદો વિગતવાર ટાંકવાનો આશય એ જ છે કે એ બધા ઈર્શાદોને વાંચી અને સમજી ઝિનાકારી કેટલી ભયાનક અને અલ્લાહ તેમજ તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની નિગાહમાં કેટલી ધિક્કાર પાત્ર અને લઅનત પાત્ર છે તેનો આછો ખ્યાલ આવે.

ઈફ્ફત કિંવા ઝિના જેવા ગુનાહથી પોતાના દામનને પાક રાખવું ઈસ્લામમાં કેટલું મહત્ત્વ ધરાવે છે અને ઈસ્લામ કેવા માનવ સમાજનું ઘડતર કરવા માંગે છે તે પણ જાણી લેવું જરૂરી છે.

ઈસ્લામની બુન્યાદ જે કર્મો અને વિચાર ધારાઓ ઉપર છે, તેમાંથી એક ઘણો જ અગત્યનો પાયો ઈફ્ફત (પાક દામની) અને ઈસ્મત (ગુનાહથી બચાવ) છે અને ઈસ્લામની અસંખ્ય શીખામણો તથા શિક્ષણ એ જ મધ્ય બિંદુની આસપાસ ફરે છે. ઈસ્લામ પોતાના અનુયાયીઓ માટે (ખાસ કરીને) અને સમગ્ર વિશ્વ માટે (વ્યાપક રૂપમાં) જે સમાજનું ઘડતર કરવા માંગે છે તે એક એવો શુધ્ધ અને પવિત્ર સમાજ છે જેના શિર ઉપર ઈફ્ફત ઈસ્મતનો તાજ હોય અને જેના વિચારો તથા કર્તવ્યોના કોઈ ખૂણામાં પણ બદ-અખ્લાકી તેમજ બે-હયાઈ માટે કોઈ ગુંજાઈશ ન હોય, આ ધ્યેય સિધ્ધ કરવા માટે ઈસ્લામે પોતાની કાયદાકીય અને અખ્લાકી તાલીમમાં છેલ્લી ઢબની બારીકાઈ બતાવી છે અને તે બધા જ ચોર દરવાજાઓ ઉપર પહેરો ગોઠવી આપ્યો છે જ્યાંથી સમાજમાં બે-હયાઈની ઘુસણખોરીની શક્યતા હોય.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ એક હદીસમાં ફરમાવે છે : ''જે માણસ પોતાના બન્ને જડબાઓમાં આવેલી વસ્તુ (કિંવા જબાન) અને બન્ને પગોની વચ્ચે આવેલ વસ્તુ (કિંવા શર્મગાહ)ની ગેરન્ટી

આપી દે (કે એ બન્નેને અલ્લાહ તઆલાની ના–ફરમાનીમાં નહીં વાપરે) હું તેના માટે જન્નતની ગેરન્ટી આપું છું.'' [બુખારી શરીફ] આ હિકમતભરી વાણીએ માનવ–સમાજની દુઃખતી નસ ઉપર હાથ મૂકી દીધો છે. વાસ્તવિકતા એ છે કે આ જગતમાં જેટલા ગુનાહ અને જેટલા અપરાધો અસ્તિત્વમાં આવે છે એના મુખ્ય કારણો એ જ છે. પહેલું જબાનનું બેકાબુ થવું. (જેમાં બદ–જબાની સાથે પેટની ખ્વાહીશ પૂરી કરવા માટે કરવામાં આવતા તમામ અપરાધોનો સમાવેશ થઈ જાય છે.) બીજું જાતિય મનોકામનાઓનું વિકૃત રૂપ ધારણ કરવું. (જેમાં નગ્નતા, અશ્લીલતાના અને બેહયાઈના બધાં જ કામોનો સમાવેશ થઈ જાય છે.) માણસ નમાઝ, રોઝા અને અન્ય ઈબાદતોમાં કોતાહી કરે તો એની સીધી અસર તેની ઝાત પૂરતી મર્યાદિત રહે છે. પરંતુ જબાન તથા જાતિય મનો કામનાઓમાં મર્યાદા ઓળંગવાથી પૂરો સમાજ અસરગ્રસ્ત બને છે અને છેવટે એને તબાહ તથા બરબાદ કરીને જંપે છે, એટલા માટે ઈસ્લામ આ બન્ને બાબતોમાં ઘણો જ સંવેદનશીલ (હસ્સાસ) ધર્મ છે અને ઈસ્લામમાં આ બન્ને મર્યાદાઓ તોડવાની રોક થામ માટે ઘણાં જ વિશાળ દુર્ગામી અને વ્યાપક આદેશો આપવામાં આવ્યા છે.''

જાતિય લાગણી માણસની કુદરતી લાગણી છે, જે અગર મર્યાદામાં રહે અને પવિત્ર રીતે વાપરવામાં આવે તો સંસાર જીવનમાં આનંદ તથા ઉલ્લાસ સર્જે છે અને સાથે જ માનવજાતના અસ્તિત્વનું સાધન બને છે અને એના વડે પ્યાર, મુહબ્બતના પવિત્ર રિશ્તાઓ અસ્તિત્વમાં આવે છે. પરંતુ અગર આજ ભાવના મર્યાદા ઓળંગીને હયવાનિય્યતનું રૂપ ધારણ કરી લે તો પૂરી જીવન વ્યવસ્થાને ઉપર તળે કરી દે છે. એનાથી સમગ્ર સમાજ અંધાધુંધીનો શિકાર થઈ જાય છે. આપસના સંબંધોનું બધું જ માળખું દેખાવ રૂપી બની જાય છે. વંશ–વેલામાં ભેળસેળના ફિત્નાઓ ઉદભવે છે, અખ્લાકી તથા શારીરિક રોગો વબાની જેમ ફૂટી નીકળે છે. આપસમાં વેર–ઝેર અને દુશ્મનાવટની ચીનગારીઓ ઉડે છે, સામુહીક કર્તવ્ય નિષ્ઠા ઠંડી પડી જાય છે અને માણસ અશ્રફુલ મખ્લૂકાતના ઉચ્ચ સ્થાનેથી સરકીને

કુતરા–બિલાડાની કતારમાં આવી જાય છે. એટલા માટે જ ઈસ્લામે રહબાનિય્યત (બ્રહ્મચર્યવાદ)ની જેમ જાતિય લાગણીને સદંતર કચડી નથી, બલકે એક બાજુતો માણસની આ કુદરતી લાગણીને માન્ય રાખી અને એના ખરા વપરાશ માટે નિકાહની પવિત્ર વિધી રાખી અને તે માટે અસંખ્ય સગવડો કરી આપી અને નિકાહ વિષયક આદેશો તથા સિદ્ધાંતોમાં એ વાતની સંપૂર્ણ તકેદારી રાખવામાં આવી કે આ પવિત્ર સંબંધ માણસની કુદરતી લાગણીઓને સંતોષીત કરવા માટે પુરક વ્યવસ્થા સાબિત થાય અને બીજી બાજુ તે તમામ મર્યાદા ભંગો ઉપર કડક જાપતા મુકયા જેનાથી માણસના વિચારો ભડકે છે અને જેનાથી એ મનો કામનાઓ વિકરાળ રૂપ ધારણ કરે છે. જેના લઈ વાસના ભૂખ ભડકે છે. જે સમાજમાં કોઈ પણ ભોગે નગ્નતા, અશ્લીલતા તેમજ બેહયાઈ ફેલાવવા માટે જવાબદાર ઠરી શકે છે. આ ઉચ્ચ ધ્યેય સિધ્ધ કરવા માટે કુર્આન તથા હદીસમાં અખ્લાકી તેમજ કાનૂની સુચનોનો એક લંબાણ સિલસિલો છે, જેની શરૂઆત આ આદેશથી થાય છે.

قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا...الخ અર્થાત્ : "આપ મુસ્લિમોથી કહી દો કે તેઓ પોતાની નજરો નીચે ઢાળેલી રાખે અને પોતાની શર્મગાહોની હિફાઝત કરે. આ (આદેશ) તેઓ માટે ઘણી જ પવિત્રતાનું કારણ છે. નિઃશંક અલ્લાહને તે સર્વ (કામો)ની ખબર છે જે કાંઈ તેઓ કરે છે." [સૂરએ નૂર : પેજ નં. ૧૮ આ. નં. ૩૦] અને બીજી બાજુ સ્ત્રીઓને આદેશ આપવામાં આવ્યો.

وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ...الخ અર્થાત્ : "અને તમો પોતાના ઘરોમાં જ રહો અને પ્રથમ જાહીલિય્યતકાળની જેમ શણગારને બતાવતી ન ફરો." [સૂરએ અહઝાબ : પેજ નં. ૨૨ આ. નં. ૩૩] બલકે એ પહેલાં તેણીઓને આ સુચન સુધ્ધાં આપવામાં આવ્યું.

فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِىْ...الخ અર્થાત્ : "તમો (નામહરમ મર્દોથી) નઝાકતથી વાત ન કરો કે જેના દિલમાં રોગ છે તે લાલચ કરવા લાગે અને કાયદાથી વાત કરો." [સૂરએ અહઝાબ : પેજ નં. ૨૨ આ. નં. ૩૨] અને પૂરા સમાજના વિચારો તથા લાગણીઓને પવિત્ર તથા શુધ્ધ રાખવા

માટે પ્રચાર પ્રસારના સાધનોને ચેતવણી આપવામાં આવી.

اِنَّ الَّذِيْنَ يُحِبُّوْنَ اَنْ تَشِيْعَ الْفَاحِشَةُ...الخ અર્થાત્ : "નિશંક જે લોકો મુસ્લિમોમાં અશ્લીલતાનો પ્રસાર ચાહે છે તેઓ માટે દુનિયા તથા આખિરતમાં દર્દનાક અઝાબ છે અને અલ્લાહ તઆલા જાણે છે અને તમો નથી જાણતા." [સૂરએ નૂર : પેજ નં. ૧૮ આ. નં. ૧૯]

આ પ્રકારના અસંખ્ય સુચનો વડે માણસના કાન, આંખ, દિલ અને તેના તમામ વિચારો તથા ભાવનાઓ ઉપર ખુદાના ખૌફ અને આખિરતની ચિંતાનો પહેરો ગોઠવી આપ્યો અને છેલ્લે આ સુચનોની સમાપ્તી સો કોરડાઓ તથા પથ્થર મારી, મારી નાખવાની, રૂંવાડાં ઊભા કરી દેનાર બોધદાયક સઝા ઉપર કરવામાં આવી જે ઈસ્લામે વ્યભિચારીઓ માટે નિયત કરેલી છે.

કુર્આન અને સુન્નતના આ મહત્ત્વના સુચનો તથા સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની તાલીમ તેમજ તરબિયતની અસર હતી કે ઈસ્લામી સમાજ ઈફફત, ઈસ્મત તેમજ જાતિય લાગણીઓની મર્યાદામાં વિશ્વનો શ્રેષ્ઠ અને અનુકરણીય સમાજ હતો. આજથી થોડાક વરસો પહેલાં દીનથી દૂરી તથા અખ્લાકી પડતી હોવા છતાં મુસ્લિમો આ વાતે સૌથી અનોખા હતા કે ઈફફત, ઈસ્મત અને શર્મ હયાના મુલ્યો તેઓના નસે નસમાં હતાં અને દીની જાપતાઓની સાથે સાથે આ બાબતે ખાનદાની પ્રણાલીકાઓનો પણ ખ્યાલ રાખવામાં આવતો હતો. એટલે જ પશ્ચિમી દેશોમાં ઈઝઝતના તથા અખ્લાકી દેવાળાના જે બનાવો સાંભળવામાં આવતા હતા તેને અહિંયાં નફરત ભરી અને તુચ્છ નજરે જોવામાં આવતા હતાં.

પરંતુ આ વાસ્તવિકતા ઘણી જ કરૂણ તથા દુઃખદ છે કે હવે બીજી સેંકડો મર્યાદાઓ ઓળંગવાની સાથે આ બાબતે પણ આપણાં સમાજનો સ્વભાવ ઘણી જ ઝડપી ગતીએ બદલાય રહ્યો છે અને પશ્ચિમી સમાજની તે તમામ લઅનતો જેણે પશ્ચિમને અખ્લાકી પડતીની ઉંડી ખાઈમાં ધકેલી આપ્યો છે. ધીરે ધીરે આપણાં અંદર પણ ભયજનક ગતિથી પ્રસરી રહી છે.

ત્યાં સુધી કે જે કુટુંબો ઈફફત, ઈસ્મત, શરાફત, સજ્જનતા અને શર્મ હયાની દ્રષ્ટિએ આદર્શ સમજવામાં આવતા હતાં, હવે તેઓમાં પણ બેપરદગી, આવારાપણું, બેહયાઈ અને વાસનાવૃત્તિનો ભૂત ભરપૂર તબાહીઓ સાથે ઘુસી ગયો છે. આ દુઃખદ વાસ્તવિકતા માટે જવાબદાર વિવિધ કારણો છે.

(૧) દેશના ખૂણે ખૂણે સીનેમા ઘરો સ્થપાઈ ચૂકયા છે. જ્યાં રાત દિવસ હયા ઘાતક ફિલ્મો બતાવી શરાફત અને સજ્જનતાનો વધ કરવામાં આવે છે. આ ફિલ્મોમાં નગ્નતા, અશ્લીલતા અને વાસના વૃત્તિનું પધ્ધતિસર શિક્ષણ આપવામાં આવે છે. ખાસ કરીને વિદેશી ફિલ્મોમાં વાસના વૃત્તિને ઉત્તેજીત કરનાર જે દ્રવ્યો બતાવવામાં આવે છે તે યુવાન પેઢી માટે ઘાતક ઝેર સમાન છે અને જ્યારે સેંકડો વ્યકિતઓ એક સાથે બેસીને આ શર્મનાક દશ્યોને જુએ છે તો એની બુરાઈ અને ખરાબીની લાગણી ધીરે ધીરે નષ્ટ પામે છે. નજરો આ માનવતા ઘાતક બુરાઈથી ટેવાતી જાય છે અને જાતિય પૂજાની આ બીમારી રકતપિત્તનું રૂપ ધારણ કરી લે છે.

(૨) ટી.વી. એ વળી એવી કયામત ઉભી કરી છે કે બેહયાઈના જે કૃત્યો સિનેમા ઘરો, નાઈટ કલબો અને થિયેટરો પુરતા મર્યાદિત હતાં તેને એક એક ઘરના ડ્રોઈંગ રૂમમાં ઘુસાડી દીધા છે. જેઓ સિનેમા ઘરો સુધી જવામાં શર્મ અને ક્ષોભ અનુભવતા હતા. હવે તેઓ પણ ઘરમાં બેઠા બેઠા આ દોલતથી માલામાલ થઈ રહ્યા છે અને ધીરે ધીરે નાના મોટા તથા પારકા પોતાનાની ભેદ રેખા ત્યાં સુધી ધોવાઈ ગઈ કે બાપ દીકરીઓ અને ભાઈ બહેનો નાચગાન તથા ફિલ્મના વાસનાથી ભરપૂર દ્રશ્યો એક સાથે બેસીને જુએ છે. એટલું જ નહીં બલકે એના ઉપર ભેગા મળી ટીકા ટીપ્પણી કરે છે અને કેટલાક ઘરોમાં વ્યાપક રૂપમાં એવું પણ બનવા લાગ્યું છે કે પાસ પડોશીઓ તથા મહોલ્લાના દોસ્ત બિરાદરો ખાસ ખાસ પ્રોગ્રામો જોવા માટે ભેગા થઈ જાય છે અને પરાયા છોકરા છોકરીઓ ભેગા મળી ટી.વી.નો આનંદ મેળવે છે.

(૩) ટી.વી.ની રહીસહી કસર વિડીયો (વી.સી.આર.)એ પૂરી કરી આપી છે. કારણ કે ટી.વી. ઉપર તો માત્ર તે ફિલ્મો જ જોઈ શકાય છે. જે

ટી.વી. કેન્દ્ર તરફથી રીલે કરવામાં આવે છે, જો કે એમાં પણ બેહયાઈ તથા અશ્લીલતાની કમી ન થઈ હતી તે છતાં તેઓને એક ચોક્કસ મર્યાદામાં રહી આ કામ કરવું પડે છે. એવી ફિલ્મો જેમાં અશ્લીલતાનો અતિરેક કરવામાં આવ્યો હોય યા જેમાં સ્પષ્ટ રૂપમાં નગ્નતાનું પ્રદર્શન કરવામાં આવ્યું હોય (જેને બ્લયુ ફિલ્મ કહેવામાં આવે છે, એવી ફિલ્મો) ટી.વી.માં આવતા પ્રોગ્રામમાં જોવાથી ટી.વી. જોવાવાળાઓ વંચિત રહે છે અને અશ્લીલતાના આ કારોબારી માણસમાં જે વાસનાવૃત્તિને પાલી-પોશી છે, તે હવે એટલી બેકાબુ બની ચૂકી છે કે ટી.વી. પ્રોગ્રામથી પણ એને સંતોષ પ્રાપ્ત થતો નથી, હવે તેઓ એક ડગલું આગળ વધી વિડીયો વડે પોતાની તૃપ્તિના પ્રયાસો કરે છે અને તેઓને વિડીયોમાં તે બધું જ મળી રહે છે જે તેઓ ચાહે છે અને એ રીતે ઘરના બંધ ઓરડામાં બેસી પોતાની શરાફતના બાહ્ય આડંબરને કોઈ આંચ ન આવે એ રીતે તે બધું જ જોઈ લે છે જેને સૌની સમક્ષ જોતાં ક્ષોભ અને શર્મ અનુભવે છે, શાઈરના શબ્દોમાં ........

**બહોત મુશ્કિલ હૈ બચના બાદએ ગુલ્ગું સે ખલ્વત મેં.**
**બહોત આસાં હૈ યારોંમેં મઆઝલ્લાહ કહ દેના.**

આ બધાનો પહેલો હુમ્લો (જેમ કે અનુભવસાક્ષી પુરે છે.) માણસની હયા તથા ગૈરતની લાગણીઓ ઉપર થાય છે. અસર ગ્રહણ કરવાની માનવ પ્રકૃતિ હેઠળ બેહયાઈ અને બેગૈરતીના આ દ્રશ્યો વારંવાર જોવાથી જોનારની ગૈરત તથા હયાનો જનાઝો નીકળી જાય છે, છેવટે તે બેગૈરત અને બેહયા બની જાય છે.

જ્યારે ઓરતો દિવસમાં ઓછામાં ઓછા એક કલાક ટી.વી.માં અને કેટલાય કલાકો સિનેમા તથા વિડીયો વડે ફિલ્મોમાં બેપરદા સ્ત્રીઓને જોશે અને તેઓના નાચ-ગાણા, અશ્લીલ કૃત્યો તેમજ અખ્લાકી પડતીના કૃત્યો જોયા પછી પૂરૂં અઠવાડિયું રાષ્ટ્રીય અખ્બારો, ફિલ્મી મેગેજીનો તેમજ અસંખ્ય સામયિકોમાં મોટા મોટા સુંદર ફોટાઓ સાથે આ અભિનેતા, અભિનેત્રીઓના વખાણ અને તેમની સુંદરતા તથા નઝાકત ઉપર થતા વિવેચનો વાંચશે તો નિઃશંક એનાથી અંજાઈ જઈ એની અસર સ્વીકારશે, નવયુવાન છોકરીઓ

જ્યારે અભિનેત્રીઓના ચુસ્ત લિબાસ, અર્ધ લિબાસ અને ઘણી વખત નગ્નતા જુએ છે તો પોતાની પુરી ખાનદાની શરાફત અને પરદાદારી છતાં તેઓને પોતાના બદન ઉપર ચઢેલ બુરખો બોજા રૂપ લાગે છે. દુપટ્ટો તથા ઢીલો લિબાસ કરડવા દોડે છે. ઓઢણી સરકીને ખભા ઉપર અને ઘણી વખત પર્સમાં પહોંચી જાય છે. શરાફતવાળા લિબાસની જગ્યા ચુસ્ત લિબાસ (જેમાં બદનના બધા જ અંગોનું પ્રદર્શન થતું હોય બલકે કોઈકવાર એથી પણ ચુસ્ત બની જાય છે) લઈલે છે. ફ્રોકના બંધ ગળાં ધીરે ધીરે ખૂલ્વા લાગે છે. પૂરી બાંયો ધીરે ધીરે અર્ધી બની બગલ સુધી પહોંચી અદ્રશ્ય થઈ જાય છે અને એ પ્રમાણે બુરખાથી નગ્નતા સુધી નૌબત પહોંચે છે. આ બધું તે કરૂણ અને ઘાતક મનોરંજનનું પરિણામ હોય છે, જેનો દરેક પ્રેક્ષક પોત પોતાની યથા-શકિત મુજબ અસર ગ્રહણ કરે છે. એ જ પ્રમાણે મર્દ પણ જ્યારે સિનેમા, ટી.વી., વિડીયો વડે વારંવાર મર્દોથી બેગૈરતીના દ્રશ્યો જુએ છે અને તે વિશાળ દિલથી જુએ છે કે કેવી રીતે એક મર્દ પોતાની પત્નિ અને બહેનની ઓળખાણ બીજા નામહરમ મર્દોથી કરાવી રહ્યો છે અને કેવી રીતે તેઓને એકાંતમાં મળતાં જોઈને ચૂપ છે, બલકે કેટલીક વાર પોતે આવી એ વાતને પસંદ કરે છે કે એની બહેન અથવા પત્નિ એના દોસ્તોથી હસીને વાત કરે, ત્યારે બિચારા આ પ્રેક્ષકને પોતાની બહેન અને પત્નિ ઉપર દયા આવે છે. તે એને જેલમાં ગોંધાએલી લાગે છે. તે દિલ દિલમાં શર્માએલો રહે છે કે તેણે કેમ પોતાની પત્નિને આટલી છૂટ ન આપી ? પોતે આટલો બધો તંગ દિલ કેમ છે ? તે એમની સાથે આટલો બધો ક્રુર વર્તાવ કેમ કરી રહ્યો છે ?

ટી.વી., વિડીયો અને સિનેમાના આ પરિણામો-પ્રત્યાઘાતો હમારા ઉપજાવી કાઢેલા નથી, આ બધા તે વિચારો છે, જે એક પ્રેક્ષકના દિમાગમાં ઉત્પન્ન થાય છે અને આ પ્રકારના વિચારો તથા લાગણીઓને ઉત્પન્ન કરવું સ્ત્રી સ્વાતંત્ર્ય માટે આવશ્યક છે. જેનો નિશ્ચય વિશ્વના તમામ માણસ રૂપી શૈતાનો કરી ચૂકયા છે.

એ સિવાય નવયુવાન છોકરા છોકરીઓ આ ઘાતક મનોરંજન વડે પ્રેમ અને ઈશ્કની વિવિધ રીતો અને શિષ્ટાચાર શીખે છે. આ અપરિપકવ દિમાગો

અત્યંત લાગણીશીલ ઉંમરે જ્યારે ટી.વી., વિડીયો, ફિલ્મોમાં સ્ત્રી પુરૂષને પ્રેમ લડાવતા અને રોમાન્સ ભજવતાં જુએ છે તો તેઓનું માનસ બગડવા લાગે છે. તેઓના દિલમાં પણ એ ઈચ્છા પ્રબળ બને છે કે તેઓ પણ કોઈકથી પ્રેમ લડાવે. તેઓની પણ આવી જ સુંદર પ્રેમીકા હોય અથવા આવો જ સુંદર ગભરૂ યુવાન એમનો પ્રેમી હોય. ધીરે ધીરે આ નિર્દોષ માનસ પટ ઉપર પહેલાં પ્રેમની અને પછી વાસનાવૃત્તિની લાગણીઓ ઉદ્‌ભવવા લાગે છે. જેના પરિણામ રૂપ અખ્લાકી પકડ ઢીલી થવા લાગે છે અને વડીલોની રોક ટોક જુનવાણી તેમજ બંધન રૂપ લાગે છે અને છેવટે બેહયાઈ તથા અશ્લીલતા સિધ્ધીના સોપાન સર કરે છે. આ બધું અગર વ્યભિચાર સુધી ન પહોંચે તો પણ એક વાત, પરંતુ અફસોસ તો એ છે કે વિડીયોને લઈ બ્લ્યુ ફિલ્મોનો પણ રિવાજ વધી ગયો અને તેણે વાસનાવૃત્તિની એવી આગ ભડકાવી છે કે અશ્લીલતા અને કાળાં કૃત્યોનો એક ખતમ ન થાય એવો સિલસિલો શરૂ થઈ ગયો છે.

આપે સવાલમાં "રોજી ખોલો" નામની જે સેકસ પ્રવૃત્તિની વિગતો લખી છે, તે વાંચીને કેટલાય દિવસ સુધી તો એના સદમાથી મારૂં દિમાગ માઉફ રહ્યું અને મુસ્લિમ સમાજમાં પણ આવી પ્રવૃત્તિઓ પ્રવેશ પામી ચૂકી છે અને આપના લખવા મુજબ આજની તારીખમાં હજારોની સંખ્યામાં સ્ત્રી પુરૂષો એમાં સંડોવાયેલા છે. આપે આ બધી વિગતો સોગંદપુર્વક લખી છે તેથી મન તો એને કબૂલ કરવા અને માનવા તૈયાર નથી, પરંતુ માનવી પડે છે. આ પ્રવૃત્તિથી મુસ્લિમ સમાજનું માળખું કેવું જબરદસ્ત ધરાશાયી થઈ ગયેલું છે અને એના પરિણામ રૂપ બેહયાઈ અને બેશર્મીએ પૂરા સમાજ ઉપર કેવું પ્રભુત્ત્વ જમાવ્યું છે કે આવી ઘૃણાસ્પદ અને અલ્લાહના ગઝબને લાવનાર બદીમાં સપડાયેલા હોવા છતાં તેનો એહસાસ સુધ્ધાં નથી. વળી, આ પ્રવૃત્તિને "રોજી ખોલો" નામ આપવું ખરેખર શૈતાની માર્ગદર્શન જ છે. જ્યારે કે આપ શરૂ જવાબમાં નકલ કરવામાં આવેલી હદીસોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ પઢી ચૂકયા છો કે ઝીનાથી મુફલિસી આવે છે, તેના વિરૂધ્ધ શૈતાની ટોળાનો એ દાવો ખરેખર જૂઠો છે. અગર

જાહેરમાં એવું લાગતું પણ હોય કે બાહ્ય રીતે તેઓની આવકમાં વધારો થઈ રહ્યો છે, તો પણ એને રોજીની બરકત કહેવામાં નહીં આવે. બલકે કુદરત તરફથી એક પ્રકારની ઢીલ આપવામાં આવી રહી છે. (જેને શરીઅતની પરિભાષામાં "ઈસ્તિદરાજ" કહેવામાં આવે છે.) કે આવા લોકો આટલી ખૂલ્લી ના ફરમાની પછી પણ બાહ્ય રીતે આવકમાં વધારો જોઈ પોતાના આ અપ કૃત્યોમાં વધુ થી વધુ આગળ વધી ના ફરમાનીની પરાકાષ્ઠાએ પહોંચી જાય અને પછી કુદરત તરફથી તેઓની એવી પકડ કરવામાં આવે કે છૂટી ન શકે. (અલ્લાહ બચાવે.) આપના લખ્યા મુજબ આ પ્રવૃત્તિમાં આ ઝિના કરનારાઓ ત્યાં સુધી આગળ વધી જાય છે, કે માં-બહેન, વહુ, સાળી અથવા અન્ય કોઈપણ સ્ત્રીની મર્યાદા રહેતી નથી. બલકે માનવતા સાથે તો છેડો ફાડી નાંખી, જાનવરોની જેમ દરેક સાથે પોતાની વાસના વૃત્તિ સંતોષે છે. તેઓની આ મર્યાદા ભંગને લઈ હરામકારીના મહાપાપ સિવાય અન્ય પણ કેટલીક વિટંબણો શરઈ રૂએ ઉભી થઈ જાય છે. જેમ કે અગર દિકરો માં સાથે ઝિના કરશે તો તે પોતાના ધણી કિંવા તેના બાપ ઉપર હંમેશના માટે હરામ થઈ જશે અને ત્યાર પછી તે તેની સાથે શરઈ રૂએ સંભોગ કરી શકતો નથી, બલકે બન્નેમાં જુદાઈ કરવી જરૂરી ઠરે છે. એ જ પ્રમાણે અગર સસરો પોતાની વહુ સાથે કિંવા બાપ પોતાના દિકરાની બીવી સાથે ઝિના કરશે તો તે ઓરત પોતાના ધણી કિંવા દિકરા ઉપર હરામ થઈ જાય છે અને તે તેની સાથે હવે પછી સંભોગ કરી શકતો નથી. બલકે બન્નેમાં જુદાઈ કરવી જરૂરી થઈ જાય છે. જેનો મતલબ એ થયો કે બન્ને પોતાની લઅનતી હરકતથી તૌબા પણ કરી લે તો પણ મામલો પતી જતો નથી, બલકે બન્નેના નિકાહો ખતમ કરી, પોતાની બીવીઓથી જુદાઈ મેળવવી જરૂરી થઈ જાય છે. નહીં તો જીવનભર તેઓ હરામકારીમાં સપડાયેલા રહેશે.

વળી, જ્યારે કોઈ માણસ કોઈ શાદીસુદહ ઓરત સાથે ઝિના કરે છે, તો તે ઓરતને પોતાના ધણી સાથે ખિયાનતમાં સપડાવવાની સાથે અગર તેના આ હરામ નુત્ફાથી અગર હમલ રહી ગયો અને બાળક પૈદા થયું તો બાહ્ય રીતે તે બાળક એ ઓરતના ધણીનું કહેવાશે, તેના જ તરફ તેનો વંશ

સાબિત કરવામાં આવશે અને તે ધણી પણ એને પોતાનું બાળક સમજી પાળશે અને પોષશે. જ્યારે કે હકીકત એમ નથી, બલકે તે બીજાના નુત્ફાથી પૈદા થયેલું હોવાથી વાસ્તવમાં તેની ઔલાદ છે અને આ રીતે લોકોના નસબ અને વંશમાં ભેળસેળ થઈ જવાથી પૂરો સમાજ બગડશે. આજે યુરોપ સામાજિક જીવનથી મહરૂમ થઈ ચૂક્યું છે. ખાનદાની વ્યવસ્થા બરબાદ થઈ ચૂકી છે. ગૈરત અને હયાનો જનાઝો નીકળી ચૂકયો છે. બેગૈયરતી અને દય્યૂષપણું વ્યાપક રૂપ ધારણ કરી ચૂક્યું છે. નાજાઈઝ અને હરામી બાળકોની સંખ્યા એટલી વધી ચૂકી છે કે માનવ સંસ્કારના મૂલ્યોથી એકદમ ખાલી છે.

આપના લખવા મુજબ આ કામ ઉપર દેખરેખ રાખવા માટે એક તાંત્રિકની નિમણૂંક કરેલી હોય છે જે દરેક સ્ત્રી પુરૂષને એક બીજા સાથે વશીકરણથી જોડી આપતો હોય છે અને તે કામનાં બદલામાં તાંત્રિક તે સ્ત્રી સાથે સંભોગ કરી પોતાની કામવાસના સંતોષતો હોય છે અને પુરૂષો પાસેથી પૈસા પડાવતો હોય છે. જાહેર છે વશીકરણ કરવા માટે તાંત્રિક જે યુક્તિઓ અજમાવે છે તે બધી જ મેલી વિદ્યા અને જાદૂનો એક પ્રકાર છે. મોટા ભાગે જાદુ કરવા માટે કુફ્રિય્યહ તેમજ શિર્કિય્યહ કૃત્યો કરવા પડે છે. જેના લઈ તે માણસ ઈમાન અને ઈસ્લામથી મહરૂમ થઈ જાય છે. ઈસ્લામમાં જાદૂની સજા કત્લ છે. હઝરત ઉમર (રદિ.)એ પોતાની વફાતથી એક વર્ષ પહેલાં (પોતાના એક ગવર્નરને) લખ્યું હતું કે તમામ જાદૂગરો અને જાદૂગરનીઓને કતલ કરી આપો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જાદૂને હલાક કરવાવાળી વસ્તુઓમાં ગણાવ્યું છે. [કિતાબુલ્કબાઈર : પેજ નં. ૯–૧૦]

આપના લખવા મુજબ પહેલાં આ કામ ગેરમુસ્લિમ અઘોરી તાંત્રિકો કરતા હતાં, હવે આ નીચ કામ મુસ્લિમ બાપુઓ પણ કરતા થઈ ગયા છે. જે માણસ આવું કામ કરતો હોય તેવો માણસ ખરેખર મુસલમાન રહેતો નથી, કારણ કે મોટા ભાગે ઉપર જણાવ્યા મુજબ જાદૂના અમલમાં કરવું જ પડે છે અને આવી પ્રવૃત્તિઓની દેખરેખનું કામ સંભાળી આ માણસ ઈસ્લામની બુન્યાદો ખોદી રહ્યો છે. ઈસ્લામી હુકૂમતમાં આવા માણસની સજા કત્લ (શિરચ્છેદ) છે. ત્યાં સુધી કે અગર તે તૌબા કરે તો પણ તે સ્વીકારવામાં

આવતી નથી, બલકે તેને કત્લ કરવું જરૂરી ઠરે છે.

[શામી : ભાગ–૩ પેજ નં. ૩૨૫]

આપ પૂછો છો આવા માણસો નમાઝ પઢાવે તો તેની પાછળ નમાઝ અદા થશે કે કેમ ? અમને તો આપનો આ પ્રશ્ન જ આશ્ચર્ય ભર્યો લાગ્યો કે શું આવા માણસો પણ નમાઝ પઢાવવા માટે આગળ આવી શકે છે ?

આવા ગિરોહના ઘરનું ખાણું પીણું તેમજ તેમની સાથે રિશ્તેદારી રાખવી જાઈઝ નથી. આ પ્રકારના સંબંધો તેને પણ આ ગિરોહનો એક સભ્ય બનાવીને છોડશે. જે લોકો બેખબરીમાં આ પ્રવૃત્તિનો શિકાર બની તેમાં ફસાય ગયા છે અને અનાયાશે મજબૂરીથી એમાંથી નીકળી શકતા નથી, તેઓને જોઈએ કે હિમ્મત કરી અને ઈરાદો મજબૂત રાખી આ હરકતથી સાચા દિલથી તૌબા કરે. માણસે ગમે તેટલા અને ગમે તેવા મોટા ગુનાહો કેમ ન કર્યા હોય ! પરંતુ જ્યારે તે સાચા દિલથી તૌબા કરે છે તો અલ્લાહ તઆલા તેને મુઆફ કરી આપે છે. તૌબામાં ત્રણ કામો કરવાના હોય છે. ૧. આ હરકત છોડી આપે. ૨. અત્યાર સુધી જે કંઈ થયું તેના ઉપર દિલમાં પસ્તાવો હોય. ૩. અને આઈન્દા એવું ન કરવાનો અડગ નિર્ધાર હોય. બસ આ ત્રણ કામો કરવાથી તૌબા મુકમ્મલ થઈ ગયેલી કહેવાશે અને અલ્લાહ તઆલા તરફથી મુઆફી મળી જશે. માટે નાઉમ્મીદ થવાની જરૂરત નથી. હિમ્મતથી કામ લઈ આગળ વધે અને પોતાના ભવિષ્યને સુંદર બનાવે. એવા લોકો માટે તૌબા ઉપર કાયમ રહેવા ખાતર જરૂરી છે કે આવી ખરાબ પ્રવૃત્તિઓ વાળુ વાતાવરણ અને માહોલ છોડી સારા માહોલમાં જાય. અલ્લાહના નેક બંદાઓની સોહબત ઈખ્તિયાર કરે. ઈન્શા અલ્લાહ કુદરત તરફથી જરૂર મદદ થશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. રમઝાનની રાતોમાં ક્રિકેટ, વોલીબોલના રાઉન્ડ.

**સવાલ :** આજે માહોલ ઘણો જ ખરાબ થઈ રહ્યો છે. રમઝાન શરીફની મુબારક રાતોને લોકોએ ક્રિકેટ, વોલીબોલ વગેરે રમવાની રાત બનાવી લીધી છે. અકસર લોકો તરાવીહના સમયે પણ અથવા અડધી તરાવીહ પછી

નાસી જઈ રમવા અથવા ટી.વી.ના પ્રોગ્રામ (ક્રિકેટ સીરીયલ) જોવામાં મશગૂલ થઈ જાય છે અને એ વસ્તુને જાઈઝ કહે છે અને પૂરી રાત ગુજારી દે છે અને જે લોકો રોઝા રાખે છે તે પણ સહરી ખાઈને સૂઈ જાય છે જેથી ફજર અને ઝોહર પણ કઝા થઈ જાય છે. તો આવા માહોલમાં અલ્લાહનો અઝાબ આવવાની શક્યતા છે કે નથી ? અને એવા લોકોનો કેવો હશર થશે ?

**જવાબ** : શામીમાં છે કે ઈશાની નમાઝ પછી વાતો કરવી મકરૂહ છે, નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેનાથી મનાઈ ફરમાવી હોવાને લઈ. અલબત્ત નેકીની વાતો કરવાની રજા આપવામાં આવી છે. નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે ઈશાની નમાઝ પછી બેસીને વાતચીત કરવું જાઈઝ નથી. અલબત્ત નમાઝ પઢનાર અથવા મુસાફિર અથવા નવવિવાહિત વ્યક્તિ માટે ઈજાઝત છે. ઈમામ ઝયલઈ ઈશા પછી વાતો કરવું મના હોવાના કારણ ઉપર ચર્ચા કરતાં લખે છે કે ઘણીવાર એના લઈ આદમી વ્યર્થ અને નકામી વાતોમાં સપડાય જાય છે અથવા ફજરની નમાઝ છૂટવા માટે કારણ રૂપ બને છે અથવા જે માણસ તહજ્જૂદ નિયમિત રીતે પઢતો હોય તેના માટે તહજ્જૂદ છૂટવા કારણ રૂપ બને છે, પરંતુ જો કોઈ જરૂરી હાજતના લઈ વાતચીત કરે તો વાંધો નથી અને કુર્આને પાકની તિલાવત તથા ઝિક્ર અને નેક લોકોના કિસ્સાઓ તેમજ મસ્અલા મસાઈલની ચર્ચા અથવા મહેમાનોનો હક અદા કરવા તેની સાથે વાતચીત પણ એ જ હુકમ ધરાવે છે. કિંવા એમાં વાંધો નથી અને તેની હિકમત એ છે કે દિવસ ભરના નામએ આમાલનો અંત ઈબાદત ઉપર થાય. જેવી રીતે તેની શરૂઆત (ફજરની નમાઝ પઢી) ઈબાદતથી થઈ હતી. જેથી એ બન્ને ઈબાદતો દરમિયાન થયેલી ભૂલો અને કોતાહિઓ મુઆફ થઈજાય અને એટલા જ માટે ફરજની નમાઝ પહેલાં વાતચીત કરવું મકરૂહ છે. એનાથી માલૂમ પડયું કે કોઈ અગત્યની જરૂરત ખાતર વાત કરવી જાઈઝ છે, મકરૂહ નથી. પરંતુ તેમ કરવામાં પણ જો ફજરની નમાઝ છૂટવાનું યકીન અથવા ગાલિબ ગુમાન હોય તો જાઈઝ નથી.[શામી : ભાગ–૧ પેજ નં. ૨૭૧] તિરમિઝી શરીફમાં રિવાયત છે કે : "નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઈશાની

નમાઝ પહેલાં સુવાને અને ઈશાની નમાઝ પછી વાત—ચીત કરવાને મકરૂહ ફરમાવતાં હતાં.'' [તિરમિઝી શરીફ : ભાગ—૧ પેજ નં. ૪૨] હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે : ''મેં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કયારેય ઈશા પહેલાં સુતા અને ઈશા પછી વાત કરતાં નથી જોયા. યાતો નમાઝ પઢીને ફાયદો ઉઠાવતા હતા અથવા સુઈને બચેલા રહેતા હતાં.'' [કશ્ફૂન્નિકાબ : ભાગ—૩ પેજ નં. ૩૩૪] હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે : ''હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈશા પહેલાં સુવાની અને ઈશા પછી વાત—ચીત કરવાની મનાઈ ફરમાવી.'' [કશ્ફૂન્નિકાબ : ભાગ—૩ પેજ નં. ૩૩૫] એક રિવાયતમાં છે કે : હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : ''ઈશા પછી વાત કરવાથી બચો.'' [કશ્ફૂન્નિકાબ : ભાગ—૩ પેજ નં. ૩૩૬] હઝરત ઉરવહ ઈબ્ને ઝુબેર ફરમાવે છે કે ''હું ઈશાની નમાઝ પછી વાત—ચીત કરતો હતો તો હઝરતે આઈશાએ બૂમ પાડી અને કહ્યું : ''એ ઉરવહ ! તારા નામએ આમાલ લખનાર બન્ને ફરિશ્તાઓને આરામ નથી આપતો ?'' હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઈશા પહેલાં સુતા ન હતાં અને ઈશા પછી વાત કરતા ન હતાં.'' [કશ્ફૂન્નિકાબ : ભાગ—૩ પેજ નં. ૩૩૬] હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે : ''હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કોઈ જરૂરત પેશ આવે અથવા કોઈ કામ ખાતર અમને મોકલવા પડે એ માટે અમે લોકો વારા ફરતી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ત્યાં રાત પસાર કરતા હતાં. સવાબ ખાતર આ રીતે વારા ફરતી જાગનારાઓની સંખ્યા વધી ગઈ તો અમે લોકો બેસીને વાતો કરવા લાગ્યાં, તો રાત્રે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ બહાર આવ્યા અને ફરમાવ્યું કે ''આ કેવી વાત—ચીત ! શું મેં તમને ઈશા પછી વાત—ચીત કરવાથી રોકયા નથી ?'' હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે અમે અરજ કરી : ''એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! અમે પોતાની આ હરકતથી અલ્લાહ સમક્ષ તૌબા કરીએ છીએ.'' [કશ્ફૂન્નિકાબ : ભાગ—૩ પેજ નં. ૩૩૬] હઝરત ઉમર (રદિ.) ઈશા પછી વાત—ચીત કરવા ઉપર લોકોને મારતા હતાં. [કશ્ફૂન્નિકાબ

: ભાગ–૩ પેજ નં. ૩૩૭] અન્ય એક રિવાયતમાં છે કે હઝરત ઉમર (રદિ.)એ કેટલાક લોકોને ઈશા પછી વાત–ચીત કરતા જોયા તો કોરડા વડે તેઓને ફટકારી ભગાડી મુક્યા અને ફરમાવ્યું કે શું રાતની શરૂઆતમાં વાત–ચીત અને રાતની છેવટમાં સુઈ રહેવાનું ? [કશ્ફૂલ્ફિકાબ : ભાગ–૩ પેજ નં. ૩૩૮] આજ કાલ જે રમતો અને ખેલો જેમ કે ક્રિકેટ, વોલીબોલ વગેરે પ્રચલિત છે તેમાં શરઈ રૂએ કોઈ પણ રમત અથવા ખેલને જાઈઝ હોવા માટે જે શરતો આવશ્યક છે તે મૌજુદ હોતી નથી. જેથી ક્રિકેટ, વોલીબોલ વગેરે રમવું જાઈઝ નથી. જેમ કે જવાબની શરૂમાં બતાવી ચૂક્યા છે કે ઈશાની નમાઝ પછી વાતો કરવા માટે જાગવું અને તેમાં સમય બરબાદ કરવો જાઈઝ નથી. તો પછી ક્રિકેટ અને વોલીબોલ જેવા નાજાઈઝ ખેલોની ઈજાઝત કેમ કરી હોય શકે છે ?! અને તે પણ રમઝાનની મુબારક રાતોમાં ! જેની એક એક પળ મુલ્યવાન અને કિંમતી છે તેને આવા નાજાઈઝ કામોમાં વિતાવવું બલકે તેના માટે ખાસ રમઝાનુલ મુબારકમાં સુન્નત ઠેરવવામાં આવેલી નમાઝ પૂરી અથવા અધુરી છોડી આવવું કેટલો મહાન ગુનો છે અને વળી રમઝાનની એ મુબારક રાતોને ટી.વી.ના પર્દા પર ક્રિકેટ વગેરે જોવામાં ગુજારી દેવું અને એ નાજાઈઝ તેમજ હરામ કૃત્યને જાઈઝ કહેવું ઈમાન માટે પણ ખતરનાક અને મહા પાપ છે અને એવી રીતે ગુનાહના કામમાં રાત વિતાવી સહેરી ખાઈને એવી રીતે સુઈ જવું કે ફજર અને ઝોહરની નમાઝ પણ કઝા થઈ જાય, આ બધા એવા ખરાબ અને ગુનાહિત કૃત્યો છે જેના ઉપર ખરેખર અલ્લાહનો અઝાબ આવવાની પૂરેપૂરી સંભાવના છે, બલકે આવા ગુનાહિત અને ખુદાઈ ગઝબ લાવનાર કૃત્યોને આચરતા રહેવાની સાથે તેને જાઈઝ સમજવું એ ખુદ દિલની મોતની અલામત છે, જે એક પ્રકારનો કુદરતી અઝાબ જ છે. જમાઅતના વડીલો અને કૌમના બુઝુર્ગોને જોઈએ કે ખુલ્લમ ખુલ્લી રીતે આચરવામાં આવતા આવા ગુનાહિત કૃત્યોથી કૌમના નવ જુવાનોને રોકે, નહિતર કુદરત તરફથી આવનાર અઝાબ આવા અપ કૃત્યો કરનારા પુરતો જ મર્યાદિત નહીં રહે, બલકે પૂરી કૌમને ભરખી જશે... અલ અયાઝુ બિલ્લાહ.

## ૧૧. ગુલાબની ખેતી કરવી કેવી છે ?

**સવાલ** : ગુલાબની ખેતી કરી શકાય કે કેમ ? કારણ કે એમાં જે ગુલાબના ફૂલો ઉગે છે તે માલીને વેચવામાં આવે છે. એમાંથી માલી ફુલહાર વગેરે બનાવી શાદી કે લગ્નમાં વેચે છે અને ગેર કૌમના કેટલાક લોકો ફૂલ ખરીદી પૂજા પાઠમાં કે મંદિરમાં ચઢાવે છે. તો તેની ખેતી કરવી જાઈઝ છે કે કેમ ? તે જણાવવા વિનંતી છે.

**જવાબ** : શરઈ રૂએ ગુલાબની ખેતી કરવામાં કોઈ બાધ નથી. ખેતી કરનાર પાસેથી ખરીદયા પછી ગેર કૌમના જે લોકો એને પૂજા–પાઠ અથવા મંદિરોમાં ચઢાવે છે તેની જવાબદારી તેઓ ઉપર જ છે. તેઓનું આ કૃત્ય ગુનાહિત અને નાજાઈઝ હોવા છતાં તેના લઈ ગુલાબની ખેતી નાજાઈઝ ઠરતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. કબ્ર બનાવવાનો ધંધો કરનાર સાહિબે કબ્રના વારસદારોની ઈજાઝતથી પાકી કબ્ર બનાવવાથી તેને તેટલો જ ગુનો થશે.

**સવાલ** : એક શખ્સનો ધંધો કબ્ર ખોદવાનો તેમજ બનાવવાનો છે. હવે આ શખ્સ કબ્ર મસ્નૂન તરીકાને બદલે એક બાલિશતથી ઉંચી અને પાકી (પ્લાસ્ટર વાળી) (સાહિબે કબ્રના વારિસોના કહેવાથી) બનાવશે તો કબ્ર પાકી બનાવનાર પણ તેટલો જ ગુનેગાર થશે ?

**જવાબ** : ગુનેગાર ઠરશે.

## ૧૩. બે નંબરનો ધંધો કરનારના ઘરનું ખાણું ખાવું.

**સવાલ** : શું ઈમામ સાહબ કોઈ જગ્યાએ વસ્તીમાં વારા ખાતાં હોય, મતલબ હવે ઈમામ સાહબ દરેકના ઘરે ખાવા જાય છે. મતલબ હું જ ગામમાં રોજ વારા ફરતી મુસ્લિમોના ઘરે ખાવા જાઉં છું. હવે જે મસ્જિદ પાસે એક મુસલમાન રહે છે તેને ત્યાં બે નંબરનો ધંધો, જુગાર–દારૂ, આંકડા વગેરે થાય છે. તે માણસ મને કહે છે કે તમો રોજ અહિંયાં જ ખાવા આવજો, કહીં

જતાં નહીં. હવે હું શું કરૂં ? તે ખાવું મારા માટે હરામ થશે કે મસલિહતના લઈ ખાઈ લેવું પડશે ? યા તરક કરી (છોડી) દેવું પડશે ?

**જવાબ** : તે માણસની કુલ આવકમાં વધુ ભાગની આવક હરામ છે તો તેને ત્યાં ખાવું જાઈઝ નથી અને જો વધુ ભાગની આવક હલાલ છે તો ખાવાની ગુંજાઈશ છે, છતાં બચવું બહેતર છે.

## ૧૪. જૂઠ અને ફરેબથી મેળવેલ રકમને વાપરવાની ઈજાઝત નથી.

**સવાલ** : મારો એક મિત્ર અત્યારે સરકારી નોકરી કરે છે. તે મિત્રની અસલ જન્મ તારીખ ૧૯૩૦ ઈ. છે. શાળાના દફતરે ૧૯૩૩ ઈ. પહેલાં વાલિદૈને લખાવી છે. સરકારી નોકરી ન મળતાં ૧૯૩૭ ઈ. ની જન્મ તારીખનું એફિડેવિટ કરાવી અને અત્યારે તે ભાઈ સરકારી નોકરીમાં છે. તેઓ ૧૯૩૭ ઈ. ના હિસાબે ૧૯૯૫ ઈ. ની સાલમાં રિટાયર્ડ થશે. (૫૮ વર્ષે રિટાયર્ડ થઈ જાય છે.) તો ૧૯૩૦ ઈ. ના પ્રમાણે ૧૯૮૮ ઈ. માં રિટાયર્ડ થઈ જાય છે, પરંતુ તે ભાઈ ૧૯૯૫ ઈ. સુધી નોકરીમાં રહીને ૧૯૯૫ ઈ. માં રિટાયર્ડ થશે. તો ઈસ્લામી દ્રષ્ટિએ ૭ વર્ષનો વધારે પગાર લઈ શકાય ? ૭ વર્ષનો પગાર લઈ કોઈ મસ્જિદ મદ્રસામાં આપવું કેવું છે ? પ્રથમ તો ૧૯૯૫ ઈ. સુધી તે ભાઈ રહી શકે કે નહીં ? જો ૧૯૩૦ ઈ. ના હિસાબે ૧૯૮૮ ઈ. માં રિટાયર્ડ ન થાય તો આ બાબતમાં હદીસ શું કહે છે ?

**જવાબ** : ઈસ્લામમાં જૂઠ અને ફરેબની ઈજાઝત નથી અને એ રીતે મેળવેલ કમાઈને વાપરવાની પણ ઈજાઝત નથી. જ્યારે તે માણસની વય ૫૮ વર્ષની થઈ જાય તો તેને જોઈએ કે તે પોતાના તરફથી એની જાણ તે ખાતામાં કરી આપે. ત્યાર પછી પણ જો તેઓ તેને ચાલુ રાખે તો ઠીક, નહીં તો રિટાયર્ડ થઈ જાય.

## ૧૫. હરામ કમાઈ નેક કામોમાં કેવી રીતે આપી શકાય ?

**સવાલ** : એક આદમીકે પાસ દો નંબરકા પૈસા હે. વો કીસી નેક

કામમેં દેના ચાહતા હૈં. લેકિન શરીઅતકે હિસાબસે વહ ખાલિસ હલાલકી કમાઈ ન હોનેકી વજહસે લેના સહીહ નહીં હે. લેકિન એક દૂસરા આદમી જિસકે પાસ અપની હલાલકી કમાઈ હે તો વહ પહલાં આદમી જીતના પૈસા દેના ચાહતા હે ઈતની રકમ દૂસરા આદમી અપની હલાલ કમાઈ કા પૈસા નેક કામમેં દે દે ઓર વહ આદમી ઉસ આદમી સે ઉતની રકમ અપને ખર્ચ કે લીયે લે લે ઓર ધીરે ધીરે અપની હલાલ કમાઈ સે ઉસકો વાપસ લોટા દે યા કીસી ઓર કામમેં ખર્ચ કરે તો ઈસ તરીકેસે હીલા કરના ઓર વહ પૈસા લેના, દીન કે કામમેં સહીહ હે યા નહીં ? ઓર વહ આદમી કો જો અપના પૈસા દે કે વહ પૈસા લેના કૈસા હે ?

**નોટ** : ઈસ તરહસે હીલા કરને મેં સિર્ફ દીની ફાયદા મકસૂદ હે ઓર કોઈ દુન્યવી ગરજ મકસૂદ નહીં હે.

**જવાબ** : જીસ આદમી કી કમાઈ ખાલિસ હરામ કી હે, ઉસકી વહ રકમ નેક કામમેં ઈસ્તેમાલ કરના જાઈઝ નહીં હૈ. અબ અગર એસા આદમી દૂસરે શખ્સ સે જીસ્કી કમાઈ હલાલકી હે કર્ઝ લે કર કર્ઝ લી હુઈ વો રકમ નેક કામમેં દે રહા હો તો ઉસ રકમ કો ઉસ નેક કામમેં ઈસ્તેમાલ કરના જાઈઝ હે. લેકીન દૂસરે સે લીયા હુવા વો કર્ઝ જબ વો આદમી હરામ કમાઈ સે અદા કર રહા હે તો કર્ઝ દેનેવાલે કો માલૂમ હે કે યે આદમી મેરે કર્ઝ કી અદાયગી હરામ માલ સે કર રહા હે તો ઉસકે લીયે ઉસકા લેના ઓર ઈસ્તેમાલ કરના જાઈઝ નહીં હે.

## ૧૯. ગુમરાહ લોકોથી કતઅ-તઅલ્લુક....

**સવાલ** : દીનના કામમાં રોળા નાંખનાર, ગલત અકીદા રાખનાર, ફીત્ના ફસાદ માટેના મશ્વેરામાં રચ્યા પચ્યા રહેનાર, મુનાફીક તેમજ બિદઅતી લોકોથી સલામ કલામ બંધ કરવું તેમજ કતઅ–તઅલ્લુક કરવું કેવું છે ?

**જવાબ** : ઘણું જ જરૂરી છે તેમજ પોતાના દીનની હિફાઝતનો ઝરીયો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે : "તમારામાંથી

જે માણસ પોતાના દીનની કદર (હિફાઝત) કરવા ચાહે તેણે શૈતાની કૃત્યો અને ગુમરાહ લોકોથી દૂર રહેવું જોઈએ, કારણ કે તેઓ પાસે બેસવાથી તેમની બીમારી ખુજલી કરતાં વધુ ગતીએ ઉડીને લાગી જાય છે.''

[અલ. એ'અતિસામ : ભાગ-૨ પેજ નં. ૨૭૮]

## ૧૭. આર. ટી. ઓ. ના એજન્ટનું કામ અને કમાઈ.

**સવાલ** : આર. ટી. ઓ. ના કામમાં એજન્ટ (દલાલ) તરીકે કામ કરવું અને તેની કમાઈ (ઈન્કમ) શરીઅતની રૂએ (રોશનીમાં) કેવી છે ? જાઈઝ છે કે નાજાઈઝ ? તેનો ખુલાસાવાર જવાબ આપશો. ધંધાની હકીકત નીચે મુજબ છે.

આ એજન્ટના કામમાં લોકોનાં કામો કરાવવાના હોય છે. ઓફિસમાં ઓફિસરો તેમજ કલાર્કોને એક રિવાજી બની ગયેલ રકમ આપી કામ કઢાવવાનું હોય છે. આ પૈસા ગ્રાહક પણ પોતાની રાજીખુશીથી આપતા હોય છે. એટલે સુધી કે કોઈક કામ રિવાજી બાંધેલા પૈસામાં ન થઈ શકતું હોય તો ગ્રાહકો, સાહેબો અને ઓફિસમાં વધારે પૈસા આપીને કામ કરાવી અપાવવા મજબૂર કરતા હોય છે. હું કામ કરનાર વચ્ચે ફકત એક ઝરીયાના રૂપમાં છું, જે ગ્રાહક પાસેથી લાંચની રકમ લઈ ઓફિસમાં આપવાની હોય છે. મારી ફી અલગથી હોય છે. દા.ત. એક રીક્ષાનું લાયસન્સ અને બેજ કઢાવવા માટે અમો પાર્ટી (ગ્રાહક) પાસેથી રૂા.૧૫૦ થી ૧૭૦ સુધીની રકમ લઈએ છીએ. તેમાં ઓફિસરને રૂા.૮૦ આપવાના હોય છે. સરકારી ભરણાંની રકમ રૂા.૩૦ ભરવી પડે છે અને રૂા.૧૦ થી રૂા.૧૫ કલાર્કોને આપવા પડે છે. બાકી રકમ દલાલ (એજન્ટ)ની હોય છે. તો આવા સંજોગોમાં આ ધંધો શરીઅતની રોશનીમાં કેવો છે ? વધુમાં આ ધંધો દસ વર્ષથી ચાલુ છે. દિવસે દિવસે ઘટવાને બદલે વધે છે. હવે તેની કમાઈથી જ ઘર સંસાર ચાલે છે બીજી કોઈ મૂડી ન હતી, ન છે. વધુમાં આજ કમાઈની રકમથી ઘરનું બધું જ રાચરચીલું, વાસણો, પલંગો તેમજ ગેસના ચુલા બોટલ જે નંબર ઉપર હોય છે તે વગેરે વસાવેલ છે. વધુમાં ઓરત તેના બાપના ઘરેથી

જે સોનું ચાંદી લાવેલ તેની ઝકાત પણ આ પૈસામાંથી દર વર્ષે આપવામાં આવે છે અને સદકએ ફિત્ર તેમજ બીજા દીની કામો જેવાં કે મદ્રસા મસ્જિદમાં પણ આજ કમાઈમાંથી આપવામાં આવે છે. તેમજ જમાઅત તેમજ ઉલમાએ કિરામને દાવત પણ આજ કમાઈથી કરવામાં આવે છે. વધુમાં આજ કમાઈની મૂડીથી એક ભાઈને પરદેશ પણ મોકલવામાં આવેલ છે અને આજ કમાઈની મૂડીથી ભાગીદારીમાં એક દુકાન પણ કરવામાં આવી છે. હવે આજ કમાઈની મૂડી સિવાય કોઈ મૂડી નથી જેથી બીજો ધંધો થઈ શકે. વધુમાં સરકારી નોકરી માટેની ઉંમર પણ પૂરી થઈ ચૂકી છે. એક ઓરત અને ત્રણ બાળકો છે તો આવા સંજોગોમાં અને હાલમાં શરીઅતની રોશનીમાં જવાબ આપશો. જો નાજાઈઝ છે તો પછી વસાવેલ વસ્તુઓ, ઝકાત અને જે કંઈ પણ દર્શાવવામાં આવેલ છે તેનો ખુલાસાવાર જવાબ અને બીજા ધંધાની પણ લાઈનદોરી ઈલ્મની રોશનીમાં આપશો એવી આજીઝાના ગુઝારીશ છે.

**જવાબ** : એજન્ટનો મતલબ છે કોઈના તરફથી વકીલ બની તેનું કામ કરવું અને તે કામ કરવા બદલ તેની પાસેથી પોતાનું મહેનતાણું લેવું. આ એક રીતનો "અકદે ઈજારહ" છે જે શરીઅતે એના માટે નક્કી કરેલા ધારા ધોરણ મુજબ દુરૂસ્ત છે. દા.ત. આપ જે કામ વકીલ રૂપે કરવાના છો તે કામની વિગત એ રીતે આપસમાં નક્કી કરવી જેનાથી આપની જવાબદારી ચોક્કસ રૂપમાં નક્કી થાય, પાછળથી એવો ઝઘડો ન રહે કે કામ કરાવનાર કહે કે મેં તો આ રીતે કરવા માટે કહ્યું હતું અને આપ કહો કે મારી જવાબદારી તો માત્ર આટલી જ હતી વધુ નહીં. સાથે જ આપ પોતાની એ મહેનત ઉપર કેટલું મહેનતાણું લેશો તે પણ પહેલેથી નક્કી કરી લેવું જરૂરી છે વગેરે.

હવે આપ વકીલ બની જે કામ કરી રહ્યાં છો તે જાઈઝ હોય જેમ કે (સવાલમાં પૂછેલી સૂરતમાં) રીક્ષાનું લાયસન્સ કઢાવવું વગેરે તો એ કમાણી દુરૂસ્ત કહેવાશે અને જો એ કામ નાજાઈઝ હોય તો તે કમાણી નાજાઈઝ ઠરશે.

એ કામ કિંવા રીક્ષાનું લાયસન્સ વગેરે કઢાવી આપવું દુરૂસ્ત હોવા છતાં એમાં એ કામ કરી આપનાર સરકારી કાર્યકર્તાઓ વગેરેને જે રકમ

આપવામાં આવે છે તે અગર લાંચ રૂપે હોય તો એવી રકમ આપવી, લેવી અને એની આપ–લે માં સહાયક બનવું હરામ છે. હદીસ શરીફમાં લાંચ લેનાર, લાંચ દેનાર અને એમાં કડી બનનાર ઉપર લઅનત આવી છે. અલબત્ત સામેવાળા પાસેથી આપણો જાઈઝ હક મેળવવું લાંચ આપવા વગર અશક્ય છે, બલકે લાંચ ન આપવાની સૂરતમાં આપનો હક મળતો જ નથી તો એવી સૂરતમાં ઈજાઝત છે કે કાંઈક આપી પોતાનો હક મેળવે, પરંતુ એ સૂરતમાં પણ લેનાર તો બહરહાલ ગુનેગાર ઠરશે અને હરામ લેનારો કહેવાશે. આપ લાયસન્સ કઢાવનાર વ્યક્તિ તરફથી વકીલ બન્યા હશો તો ઉપર જણાવેલી ઈજાઝતમાં આપનો પણ સમાવેશ થશે, નહીં તો નહીં. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૫ પેજ નં. ૧૧૭] એટલું યાદ રહે કે કાયદેસર રીતે સરકારે નક્કી કરેલ મુદ્દતમાં કામ થઈ જાય છે તો માત્ર એને વહેલું કરાવવા માટે ખોટી રીત અપનાવી લાંચ વગેરેમાં પડવાની ગુંજાઈશ નથી.

ઉપરની વિગતને નજર સમક્ષ રાખી આપ કઈ રીત અપનાવો છો તે જોઈ પોતાના મામલા વિશે સરળતાથી ફેંસલો કરી શકો છો.

## ૧૮. ટ્રાન્સપોર્ટ કમીશન એજન્ટનું કામ અને હુકમ.

**સવાલ : (અ)** વધુમાં ટ્રાન્સપોર્ટ કમીશન એજન્ટ એટલે કે ટ્રકો લોકોને ભાડે કરાવી આપી અને પોતાની દલાલીની બાંધેલી રકમ લઈ લેવી તે પણ શરીઅતની રોશનીમાં કેમ છે ?

**(બ)** બાંધેલી રકમ ટ્રકવાળા પાસેથી અને માલવાળા પાસેથી બંન્ને પાસેથી દલાલીની રકમ લેવી તે પણ શરીઅતની રોશનીમાં કેમ છે ?

**(ક)** ભાડું માલવાળા પાસેથી રૂા.૫૦૦/– નક્કી કરવું અને ટ્રકવાળાને રૂા.૪૦૦/– માં નક્કી કરવું અને ઉપરથી દલાલી પણ લેવી તે પણ કેવું છે ? વગેરે સવાલોનાં જવાબો પણ જણાવશો. પાસપોર્ટ એજન્ટનો ધંધો કેમ છે ? તે પણ જણાવશો.

**જવાબ : (અ)** દલાલીનો મતલબ એ છે કે ટ્રક માલિક અને ભાડે

લેનારના દરમિયાન મામલો કરી આપવો. એમાં બન્નેને ભાડાની રકમની જાણ હોય છે અને દલાલને એ વગર પોતાનું મહેનતાણું આગવું મળે છે ચાહે તે પાંચ પચ્ચીસ રૂપિયાના રૂપમાં ચોક્કસ હોય અથવા ટકાવારી હોય એ દુરૂસ્ત છે. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ—૪ પેજ નં. ૧૭૦]

**(બ)** ઉપર મુજબ દલાલી કરી હોય અને બન્ને પાસેથી દલાલી લેવાનો રિવાજ હોય તો લઈ શકાય છે. [ફતાવા દારુલ ઉલૂમ : ભાગ—૧ પેજ નં. ૮૬૫] પરંતુ છૂપી રીતે નહીં. [ભાગ—૨ પેજ નં. ૮૬૪]

**(ક)** એ જાઈઝ નથી. પાસપોર્ટ એજન્ટના કામમાં પોતાએ કરવાનું કામ અને તેનું મહેનતાણું પહેલાંથી નક્કી કરી દેવામાં આવે અને કોઈ જાતની ધોકાબાઝી અથવા જૂઠ વગેરે ન આચરવામાં આવે તો દુરૂસ્ત છે.

## ૧૯. સૈયદ ફાસીક ફાજીર હોય તો તેને બુરૂં કહી શકાય ?

**સવાલ** : કોઈ સૈયદ ફાસીક ફાજીર હોય, તેમ નમાઝ ન પઢતો હોય, તેમ ગોરખ ધંધા કરતો હોય, મખ્લુકે ખુદાને તકલીફ પણ પહોંચાડતો હોય તો અમુક લોકોનું કહેવું છે કે સૈયદ આલે બેતને બુરૂં કહેવું મના છે. તો ફઝાઈલે કુર્આન (હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા (રહ.)ની તસ્નીફના પેજ નં. ૩૩ (હદીસ નં. ૨૨ ના ખુલાસામાં) "મુસ્લિમ શરીફમેં યહ હદીસ ઝયાદા મુફસ્સલ આઈ હૈ જીસમેં ઔર ભી મઝામીન હૈ. આખીર મેં એક જુમ્લા ભી ઝિયાદા હૈ "મન બત્ત—અ—બિહી અમલુહૂ લમ યુસરિઅ બીહી નસબુહુ" જીસ શખ્સ કો ઉસ્કે બુરે આમાલ રહમત સે દૂર કરે ઉસકા આલી નસબ હોના, ઉંચે ખાનદાન કા હોના રહેમત સે કરીબ નહીં કર શકતા. એક શખ્સ જો પુશ્તાની શરીફુન્નસબ હૈ અગર ફિસ્ક ફુજૂરમેં મુબ્તલા હૈ, વો અલ્લાહ કે નઝદીક ઉસ રઝીલ ઔર કમજાત મુસલમાનકી બરાબરી કિસી ભી તરહ નહીં કર સકતા જો મુત્તકી—પરહેઝગાર હૈ", તો આલી નસબ શરીફુન્નસબમાં સૈયદ આવી શકે ? અને તેમાં ઉપરોકત ખામી હોય તો તેને ઉપર જણાવેલ વઈદ જે અલ્લાહના નઝદીક રઝીલ અને કમ—જાત

મુસલમાનકી બરાબરી નહીં કર સકતા તે વઈદ લગાડી શકાય ?

ઘણાં લોકો આમી સૈયદના બારામાં કહે છે કે તે સોના બરાબર છે અને આપણે ગેર સૈયદ હકીર (રઝીલ) છે તો આ બાબત ખુલાસો લખશો.

**જવાબ** : સૈયદ હોવાને લઈ એને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી જે સગાઈ સંબંધ છે તેના કારણે એક મુસલમાન હોવાના નાતે આપણી ફરજ છે કે આપણે તેની સાથે સારો સુલૂક અને સારી વર્તણૂંક કરીએ. ચાહે તે ફાસીક ફાજીર કેમ ન હોય ? રહ્યું એનું ફાસીક ફાજીર હોવું તો એનો એ મામલો અલ્લાહ તઆલા સાથે છે અને અલ્લાહ તઆલાને ત્યાં اِنَّ اَكْرَمَكُمْ عِنْدَ اللّٰهِ اَتْقٰكُمْ. અર્થાત્ : "અલ્લાહ તઆલાના નઝદીક તમારામાં વધુ ઈઝઝતવાળો તે છે જે સૌથી વધુ પરહેઝગાર હોય." વાળો સિધ્ધાંત અમલમાં આવશે, મતલબ કે તે સૈયદને ચેતવણી આપવામાં આવી છે કે તેણે માત્ર પોતાની આ સગાઈ ઉપર મુશતાક રહી અમલથી બેફિકર રહેવાની જરૂરત નથી. હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ (રહ.)ના જે શબ્દો આપે નકલ કર્યા છે તેમાં પણ એ તરફ અંગૂલી નિર્દેશ છે. મેં તે ઉપર લીટી કરી આપી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. નાજાઈઝ માલની ભેટ આપવી અને આ માલ મસ્જિદમાં આપવો અને સ્વીકારવો જાઈઝ નથી.

**સવાલ** : એક શખ્સની કમાણી શરીઅતની લાઈનથી નાજાઈઝ છે. એટલે કે ચરસ, માલમાં ધોકો, બ્લેકમાલ બતાવે શું ? અને આપે શું ? તેમજ કેફી દ્રવ્યો તેમજ ગ્રાહકો સાથે ચીટીંગ કરતો હોય તેમ કરી માલ જમા કરેલ હોય તે માલમાંથી તે કોઈ દીનદાર માણસને મદદ (આર્થિક રીતે કરે) તો તે માલ જે દીનદાર લેનાર છે તેની જિંદગીમાં તેના અસરાત (નહૂસત) આવશે ? અને આવો માલ (પૈસા) મસ્જિદમાં આપે તો તે મસ્જિદમાં ઈસ્તિમાલ કરવો કેવો છે ?

**જવાબ** : નાજાઈઝ માલ ભેટ રૂપે સ્વીકારવો જાઈઝ નથી. મસ્જિદમાં પણ એવો માલ વાપરી શકાય નહીં. અલ્લાહ તઆલા પાક છે અને પાક

માલને જ સ્વીકારે છે.

## ૨૧. હલાલ વસ્તુને હરામ ઠેરવવાના ત્રણ પ્રકાર.

**સવાલ :** એક મુસ્લિમ માણસે અહદ કરેલ છે કે તે બ્રહમચર્ય પાળશે. (મતલબ અહદ કરવા પછી જાઈઝ યા નાજાઈઝ તરીકાથી સંભોગ નહીં કરશે) ત્યાર બાદ એને શાદી કરવા ઉપર અથવા ઝિનાકારી કરવા ઉપર મજબૂર કરવામાં આવ્યો તો તેના માટે ઈસ્લામ ધર્મ મુજબ આપઘાત કરવું કેવું છે? જે વાત જૈન ધર્મમાં એમના અકીદા મુજબ જાઈઝ ગણવામાં આવે છે.

**જવાબ :** કોઈ હલાલ વસ્તુને હરામ ઠેરવી લેવાના ત્રણ પ્રકાર છે. પહેલાં એ કે અકીદાની રૂએ એને હરામ સમજે. બીજું એ કે જબાનથી કોઈ વસ્તુ પોતાના માટે હરામ કરી લે. દા.ત. કસમ ખાય લે કે ઠંડું પાણી નહીં પીઉં અથવા ફલાણા પ્રકારનું હલાલ ખાણું નહીં ખાઉં અથવા ફલાણું જાઈઝ કામ નહી કરૂં. ત્રીજો પ્રકાર એ કે અકીદા અથવા જબાનથી કાંઈ ના હોય. માત્ર અમલી રૂપે હંમેશ માટે કોઈ હલાલ વસ્તુને છોડવાનો નિર્ણય કરી લે. પહેલી સૂરતમાં અગર તે વસ્તુનું હલાલ હોવું કતઈ દલીલોથી સાબિત હોય તો તેને હરામ સમજનારો ખુદાઈ કાનૂનના ખૂલ્લાં વિરોધને લઈ કાફિર થઈ જશે અને બીજી સૂરતમાં અગર કસમ માટે વાપરવામાં આવતા શબ્દો વડે તે વસ્તુને પોતાના ઉપર હરામ ઠેરવી છે, તો કસમ થઈ જશે. દા.ત. એવું કહે કે હું અલ્લાહની કસમ ખાઉં છું ફલાણી વસ્તુ નહીં ખાઉં અથવા ફલાણું કામ નહીં કરૂં અથવા એવું કહે કે ફલાણી વસ્તુ અથવા ફલાણાં કામને પોતાના ઉપર હરામ ઠેરવું છું. એનો હુકમ એ છે કે જરૂરત વગર એવી કસમ ખાવી ગુનાહીત છે. તેના ઉપર જરૂરી છે કે એ કસમને તોડી નાંખે અને કસમનો કફ્ફારો અદા કરી દે. ત્રીજો પ્રકાર જેમાં અકીદા અથવા જબાનથી કોઈ હલાલ વસ્તુ હરામ ન કરી હોય બલકે અમલી રૂપે તેના સાથે હરામ જેવો મામલો કરે કે હંમેશ માટે તેને છોડી દેવાનો નિશ્ચય કરી લે. તેનો હુકમ એ છે અગર (તે માણસ) આ હલાલ કામને છોડવાને સવાબ સમજતો હોય તો એ

બિદઅત રહબાનિય્યત (બ્રહમચર્યવાદ) છે. જેનું મહાન ગુનો હોવું કુર્આન અને હદીસમાં મૌજૂદ છે. એના વિરૂધ્ધ કરવું વાજીબ છે. અને એવી પાબંદી સવાબ સમજીને નહીં બલકે બીજા કોઈ કારણસર હોય. દા.ત. કોઈ જીસ્માની અથવા રૂહાની બીમારીને લઈ કોઈ ખાસ વસ્તુ હંમેશ માટે છોડી આપે તો એમાં કોઈ ગુનો નથી. [મઆરીફુલ કુર્આન : ભાગ–૩ પેજ નં. ૨૨૦]

હવે સવાલમાં લખ્યા મુજબ જાઈઝ રીતે સંભોગથી બચવાનો નિશ્ચય સવાબ સમજી કર્યો છે તો એને તોડવું વાજીબ અને એના ઉપર કાયમ રહેવું ગુનો છે. રહ્યો નાજાઈઝ સંભોગથી બચવાનો નિશ્ચય તો એ દરેક મુસ્લિમ માટે ખુદાઈ હુકમ છે. "લા તકરબુઝ્ઝિના" (કિંવા ઝિનાની પાસે પણ ન જાઓ) એનું પાલન જરૂરી છે. પહેલી સૂરતમાં અગર એને મજબૂર કરવામાં આવ્યો હતો. મજબૂર કરનારે એને ગુનાથી બચાવ્યો. તેનો એહસાન માનવો જોઈએ અને બીજી સૂરતમાં બન્ને ગુનેગાર ઠર્યા. તૌબા કરવી જરૂરી છે. રહ્યો આપઘાત તો ઈસ્લામમાં આપઘાત કરવું હરામ છે. આપઘાત કરનાર માટે હદીસે પાકમાં ઘણી જ સખ્ત વઈદ આવેલી છે, કબીરા ગુનાહોમાંથી એક છે. અગર કોઈ માણસ બીજા ધર્મમાં એની ઈજાઝત હોવાને લઈ એને જાઈઝ સમજશે તો તે ઈસ્લામથી ખારીજ થઈ જશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. જીવંત તસ્વીરનો ગુનો.

**સવાલ** : ટેલીવીઝનના ગેરફાયદાઓ માંનો એક ગેરફાયદો "તસ્વીરોને જીવંત સ્વરૂપ આપવું" બતાવેલ છે. તો તસ્વીર પોતે ગુનો છે, પરંતુ તેને ટી.વી.માં જીવંત સ્વરૂપ આપવું ગુનો કઈ રીતે છે ?

**જવાબ** : ગેરમહરમની તસ્વીર જોવાથી શહવત ભરી જે લાગણીઓ પેદા થાય છે, તેમાં તસ્વીરના જીવંત રૂપથી વધારો જ થશે.

## ૨૩. એન્ટ્રીકાર્ડ બનાવવા માટે ફોટો ઉતારવાની ગુંજાઈશ.

**સવાલ** : બેન્કના અંદર ઓળખપત્ર માટે એન્ટ્રીકાર્ડ બનાવવામાં આવે

છે એ માટે ફોટો માંગવામાં આવે છે. એ માટે ફોટો ઉતારવું કેવું છે?

**જવાબ** : કોઈ એવી મજબૂરી હોય જેને લઈ બેંકમાં રકમ જમા કરાવવાની શરઈ ઈજાઝત હોય, તે સૂરતમાં એન્ટ્રીકાર્ડ બનાવવા માટે ફોટો ઉતારવાની ગુંજાઈશ છે, નહિ તો ઈજાઝત નથી.

## ૨૪. પ્રિન્ટીગ પ્રેસને લગતા અગત્યના મસાઈલ અને ધોકાબાજી અને નાજાઈઝ કામોમાં સહકાર કરવા બાબત શરઈ ચોખવટ.

**સવાલ** : હું મારા કાકાની પ્રિન્ટીંગ પ્રેસમાં કામ કરૂં છું. પ્રેસની અંદર ઘણી એવી બાબતો મારા કાકા મારફતે ખોટી થાય છે, જે શરીઅત ખિલાફ લાગે છે. જેવી રીતે કે કોઈ વ્યક્તિ ૫૦૦ કાર્ડ છપાવે છે, તો બગડી જવાને કારણે મારા કાકા આ બગડેલા કાર્ડ સારા કાર્ડની વચ્ચે મુકી દે છે અને ગ્રાહકને તેની ખબર પણ હોતી નથી. તેથી ગ્રાહકને તેણે આપેલા ઓર્ડર મુજબ ૫૦૦ કાર્ડ પૂરા મળતા નથી. અમુક વખત મારા કાકા કાર્ડ કાઢી નાંખે છે અને ગ્રાહકને તેની જાણ પણ કરવામાં આવતી નથી. તો હું ગુનેગાર કહેવાઉં કે નહીં? હું આ અંગે કાકાને કશું કહી શકતો નથી. અગર હું કંઈ કહેવા જાઉં તો દીનદારીના અભાવના લીધે મારા કાકા મને ટોણાં મારે છે માટે મારે શું કરવું?

**જવાબ** : ગ્રાહકને તેણે આપેલ ઓર્ડરનો માલ આપતી વખતે બગડેલ અને ખરાબ નંગ તેમાં એ રીતે સામેલ કરી આપવું કે ગ્રાહકને એની જાણ ન થાય અને તે બધો જ માલ તેને બતાવવામાં આવેલ નમૂના મુજબ સહીહ અને સારો છે એવું સમજી પોતાના કબ્જામાં લઈ લે તો એ સૂરતમાં જ્યારે ગ્રાહકને એ માલમાં રહેલ અયબ અને નુકસાનની જાણ થાય ત્યારે શરીઅત તરફથી તેને હક છે કે તે અયબ અને નુકસાનને લઈ ખરીદ કરેલ માલ વાપસ કરે. એને શરીઅતની પરિભાષામાં "ખિયારે–અયબ" કહેવામાં આવે છે. પરંતુ તે સાથે જ વેચનાર વ્યક્તિની જવાબદારી છે કે વેચાણ માલમાં કોઈક ખોટ અને અયબ હોય તો તેને છુપાવવાને બદલે ગ્રાહક સમક્ષ જાહેર

કરી તેને બતલાવી તેનો સોદો કરે. અગર ગ્રાહક તે ખોટ અને અયબ જોવા અને જાણવા છતાં તે વસ્તુ ખુશીથી ખરીદે તો વેચનારની જવાબદારી રહેતી નથી, પરંતુ વેચાણ વસ્તુમાં રહેલ અયબ અને ખોટને છુપાવી તે વસ્તુ ગ્રાહકને વેચવું શરીઅતની રૂએ ધોકાબાજી છે અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે : "જે અમને કિંવા મુસ્લિમોને ધોકો આપે તે અમારામાંથી નથી." માટે આપના કાકાનું એ કૃત્ય શરઈ રૂએ નાજાઈઝ અને ધોકાબાજી હોવાને લઈ ગુનાહિત કૃત્ય છે અને તેના કારણે તેમની કમાણી પણ હલાલ રહેતી નથી. આપ શરીઅતના આ હુકમથી તેઓને જાણકાર કરી આપો, એ આપની ફરજ છે અને તેના લઈ આપના કાકા અગર આપને ટોણાં મારતા હોય તો આપ તે સહી લો. ઈન્શાઅલ્લાહ આપને તેનો અજર અને સવાબ મળશે.

**સવાલ** : આ પ્રેસમાં ઘણાં લોકો કંકોત્રી છપાવવા માટે આવે છે. જેનો ઉપયોગ તેઓ બેંકમાંથી લોન લેવા માટે કરે છે. અમારૂં કામ ફકત છાપકામ કરી આપવાનું છે. પછી લોકો તેનો શું અને કયાં ઉપયોગ કરે છે તેની સાથે કોઈ લેવા દેવા નથી. તો આ અંગે શું હુકમ છે ?

**જવાબ** : કંકોત્રીનો ઉપયોગ બેંકમાંથી લોન લેવા માટે કઈ રીતે થાય છે તે સમજમાં આવ્યું નહીં. તે છતાં અગર આપને એ વાતનો યકીન હોય કે આ માણસ મારા છાપેલ આ કાર્ડને બેંકમાંથી લોન લેવા માટે વાપરશે તો એ સૂરતમાં બેહતર એ છે કે તેનું તે કામ કરવામાં ન આવે.

**સવાલ** : અમારી પ્રિન્ટીંગ પ્રેસ હોય અમે રમઝાનુલ મુબારકના ટાઈમ ટેબલ છાપીએ તો તેની સાથે અમારી પ્રેસની જાહેરાતો આપી શકીએ કે નહીં ? જ્યારે બીજા લોકો તેમના ટાઈમ ટેબલ છપાવે છે તો તેઓ તેઓના કારોબારની જાહેરાત અમારી પાસેથી છપાવે છે. તો મારે એ જાણવું છે કે જાહેરાતો છાપી શકાય કે નહીં ?

**નોંધ** : આ સવાલ માત્ર અમારા પુરતો છે. બીજું એ કે હર એક મુસલમાનથી આવું કરી શકાય કે નહીં ? હાલાંકે અમે અમારા પોતાના તરફથી છાપેલા ટાઈમ ટેબલ પર અમારી પ્રેસની જાહેરાત ન આપીએ

પરંતુ બીજા લોકો તેમના તરફથી છપાવેલા ટાઈમ ટેબલ ઉપર જાહેરાત આપે છે તો આ અંગે શું હુકમ છે?

**જવાબ** : રમઝાનુલ મુબારકનું ટાઈમ ટેબલ છાપી તેના ખાલી રહેલ ભાગ ઉપર પોતાની જાઈઝ અને હલાલ તિજારત અથવા કારોબારની જાહેરાત આપવામાં શરઈ રૂએ કોઈ બાધ નથી જાઈઝ છે.

**સવાલ** : પ્રેસમાં છાપ કામ માટે ઘણી વસ્તુ આવે છે તો તેમાં ચિત્રો પણ છાપવાના આવે છે. જેમ કે હિન્દુઓની કંકોત્રીઓમાં ગણપતિની તસ્વીરો વગેરે તો ચિત્રો અમારાથી છાપી શકાય કે નહીં? હાલાંકે અમે ચિત્રો (આંખ, કાન કે મોઢું કે શરીરનો કોઈ પણ ભાગ) બનાવતા નથી. કોમ્પ્યુટરમાં જે ચિત્રો સેવ કરેલા હોય છે તે જ બેઠા છાપીએ છીએ તો તે અંગે શું હુકમ છે?

**જવાબ** : સજીવ વસ્તુનું ચિત્ર છાપવું પણ હરામ અને ગુનાહિત છે માટે તેનાથી બચવું જરૂરી છે.

**સવાલ** : અમારી પ્રેસમાં ઘણાં સરકારી ખાતાઓમાંથી છાપ કામ આવે છે અને તે સરકારી કર્મચારીઓ ઓછા પ્રમાણમાં છપાવી બીલ વધારે રૂપિયાનું બનાવડાવે છે. દા.ત. સરકારી કર્મચારી ૧૦૦ રૂપિયાનું છાપ કામ કરાવે છે અને બીલ ૧૩૦ રૂપિયાનું બનાવડાવે છે તો અમારે આવા બીલ બનાવી આપવા જોઈએ કે નહીં?

**જવાબ** : એ સરકારી કર્મચારીઓ ખરેખર જેટલી રકમનું કામ કરાવ્યું હોય તેનાથી વધારે રકમનું બીલ બનાવડાવી, તે બીલ સરકારમાં રજૂ કરી વધારાની રકમ વસૂલ કરે છે કિંવા ધોકાબાજીની સાથે સાથે ખોટી રીતે માલ હડપ કરે છે અને તેઓના આ ખોટા કૃત્યમાં આપ તે મુજબનું બીલ બનાવી સહભાગી થાઓ છો જે દુરૂસ્ત નથી. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ફરમાન છે કે ગુનાહ અને નાફરમાનીના કામોમાં સહકાર ન આપો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨૫. મુસ્લિમ ઓરતોએ બ્યુટી પાર્લરોમાં જઈ શણગાર કરાવવો.**

**સવાલ** : શું નાબાલીગ કુંવારી છોકરી લગ્ન પ્રસંગે બ્લીચ કરી શકે કે નહીં ? અને શું બ્લીચ કર્યું હોય તો નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ? નમાઝ સહીહ થશે કે નહીં ? બ્લીચનો મતલબ એ છે કે એક પ્રકારની ક્રીમ છે જેને ઓરતો ચેહરા ઉપર લગાડે છે જેથી ચેહરાના વાળ સોનેરી માલૂમ પડે છે અથવા સામેવાળી વ્યક્તિને વાળ દેખાતા નથી.

**જવાબ** : બ્યુટી પાર્લરોમાં જવા અને નવી નવી ફેશનો અપનાવવાને લઈ ઓરતોના ચેહરાઓ, શરીર અને બાલોનું કુદરતી સૌંદર્ય ખત્મ થઈ જાય છે અને તેનાથી ઘણાં નુકશાનો પણ થાય છે. એ બાબત કેરો મેડીકલ કોલેજના પ્રોફેસર ડૉક્ટર અબ્દુલ મુન્ઈમનો લેખ ઘણો જ વિચાર માંગી લે છે. તેઓ લખે છે : "એ જ પ્રમાણે બ્યુટી પાર્લરમાં જઈ બાલોને સેટીંગ કરાવવું, યુરોપી ફેશનની જેમ વિવિધ ગેર કુદરતી રીતો અપનાવવું, એનાથી વાળ જલ્દી ખરી જાય છે, એની જળો કમઝોર થઈ જાય છે. સેટીંગ મશીન તેમજ કેમીકલ દવાઓનો વપરાશ જેમાં વાળોને સખ્ત હાનિ પહોંચાડનાર વસ્તુઓનો સમાવેશ હોય છે. કોઈ પણ ઓરત માટે આ વસ્તુઓનો વપરાશ યોગ્ય નથી. ઓરતોએ આ રીતના બનાવ સિંગાર કરવાથી બચવું જોઈએ."

["તુમ્હારા ખુસૂસી મુઆલીજ"માંથી]

આજની કેટલીક ખાતૂનોને તેની જાણ પણ નથી કે તેઓના માથાના વાળને ખેંચી તાણીને રાખવામાં શું શું નુકશાનો છે ? કારણ કે વાળોને ખેંચી તાણીને રાખવાનો મતલબ એ છે કે તેની જળો ઉપર જોર નાંખવામાં આવે અને લોહીની ચોક્કસ મિકદાર વાળોની જળો સુધી જવા દેવામાં ન આવે. જેને લઈ વાળોની જળો કમઝોર થઈ જઈ, વાળ ઘણાં જલ્દી ખરી જાય છે. જેનું પરિણામ એ આવે છે કે બ્યુટી પાર્લરોમાં હેર કટીંગ, થ્રેડીંગ, મિકસીંગ, બ્લીચીંગ કરાવી આઈબ્રો તેમજ અપરલ્યુસ બનાવડાવી શણગાર કરી, નિકળ નારી સ્ત્રી થોડા દિવસ તો ધણીને સારી દેખાય છે પરંતુ ત્યાર પછી જેમ જેમ તેની અસર દૂર થતી જાય છે, તેમ તેમ પચ્ચીસ વર્ષની છોકરી અગર પચાસ વર્ષની નહીં તો ચાળીસ વર્ષની જરૂર લાગે છે અને ગુનાહના અસરને લઈ શોહરના દિલમાં મોહબ્બતના બદલે નફરત બેસી જાય છે અને બ્યુટી

પાર્લરોમાં કામ કરનારી ઓરતો મોટા ભાગે બેનમાઝી, બેપર્દા, આઝાદ ખ્યાલ અને અલ્લાહ તઆલાના આદેશોથી બગાવત કરનાર તેમજ રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને નારાઝ કરનારી હોય છે અને આ તે ઓરતો છે, જેઓના શોહર પોતે પણ તેઓથી બેઝાર હોય છે અને તેણીઓ પણ શોહરથી બેઝાર બનીને આ પ્રકારના ધંધામાં પરોવાયેલી હોય છે. શું તે ઓરતો અન્ય ઓરતોને એવી રીતે તૈયાર કરશે જેનાથી તેઓ શોહરની બની જાય ? હરગિઝ નહીં ! બલકે મુસ્લિમ ઓરતોએ આવી બેહયા અને ગુનેગાર ઓરતોને પોતાના શરીર ઉપર હાથ લગાવવાની પણ ઈજાઝત આપવી નહીં જોઈએ અને જો બ્યુટી પાર્લરમાં કામ કરનાર પુરૂષો હોય અથવા તેઓની ત્યાં અવર જવર હોય તો એ સૂરતમાં તેનું હરામ હોવું અને આ કામ ઉપર અલ્લાહની લઅનત વરસવામાં કોઈ શંકાને સ્થાન રહેતું નથી. બ્યુટી પાર્લરમાં જઈ, આવી બેહયા, બેશર્મ અને ગુનેગાર ઓરતોથી પોતાનો શણગાર કરાવવો, મુસ્લિમ ઓરતો માટે કોઈ પણ હાલમાં દુરૂસ્ત નથી, બલકે ઘર પર રહી પોતે જેટલો શણગાર (શરઈ હદમાં રહી) કરી શકતી હોય કરી લે.

શરઈ હદમાં રહી શણગાર કરવામાં કોઈ વાંધો નથી, પરંતુ તેમાં પણ એટલી આગળ ન વધે કે પોતાના બજેટનો પણ ખ્યાલ ન રહે અને પોતાના બાપ, પોતાના ધણીના ખૂનપસીનાની કમાઈને બેદર્દીથી વેડફી નાંખે. ''આપકે મસાઈલ ઔર ઉન્કા હલ''માં બ્લીચ ક્રીમના વપરાશ બાબત એક સવાલ જવાબ નીચે મુજબ છે.

**સવાલ** : સવાલ યહ હૈ કે ઓરતોકે મુંહ પર કાલે બાલ હોતે હૈં. જિસ્સે મુંહ કાલા લગતા હૈ ઔર એક ક્રીમ આતી હૈ જિસ્કો લગાનેસે બાલ જીલ્દકી રંગત જૈસે હો જાતે હૈં ઔર લગતા નહીં હે કે ચેહરે પર બાલ હૈં, ઉસકો બ્લીચ કરના કહેતે હૈં. કયા ઈસ તરહ બાલ કે રંગ કો બદલનેસે ગુના હોતા હે ? અગર ચેહરા સફેદ હો ઔર બાલ કાલે હો તો ચેહરા બુરા લગતા હે ઈસ લીયે લડકીયાં ઔર ઓરતેં બ્લીચ કરતી હૈં તો કયા યહ કરના બુરા હે ?

**જવાબ :** ઓરતોં કે લીયે ચેહરે કે બાલ નોચ કર સાફ કરના યા ઉનકી હૈસીયત તબદીલ કરના જાઈઝ હૈ. [ભાગ-૭ પેજ નં. ૧૩૫]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૬. લેડીઝ ટેલરીંગનો ધંધો જાઈઝ છે કે નાજાઈઝ ?

**સવાલ :** લેડીઝ ટેલરીંગનો ધંધો જાઈઝ છે કે નાજાઈઝ ?

**જવાબ :** શરઈ ધારા ધોરણો અને મર્યાદાઓમાં રહી જાઈઝ છે.

## ૨૭. યઝીદ ઉપર લઅનત કરવી મના છે.

**સવાલ :** ઈબ્ને મુઆવિયહ (રદિ.) બાબત "રહમતુલ્લાહિ અલય્હ" લગાડવું કેવુ છે ? જો કે ફરઝન્દે મુઆવિયહ (રદિ.)નો ઝમાનો તાબેઈનનો છે માટે તેના ઉપર લઅનત કરવી કેવી છે ? વળી ઈબ્ને મુઆવિયહ (રદિ.)નો ઈસ્લામ સહીહ તોર પર ષાબિત છે. વળી ઈમામ હુસૈન (રદિ.)નો કાતિલ ઈબ્ને મુઆવિયહ છે તેવું વાકિઆત ઉપર થી ષાબિત થતું નથી માટે આ બાબત મુફતિયાને ઈઝામ શું ફરમાવે છે ?

**જવાબ :** કોઈ ચોક્કસ માણસ વિષે જયાં સુધી એવી ખબર ન હોય કે તેનુ મૃત્યુ કુફ્ર ઉપર થયું છે ત્યાં સુધી તેની ઉપર લઅનત જાઈઝ નથી, ચાહે તે ફાસિક કેમ ન હોય ? એજ ઉસૂલને લઈ યઝીદ ઉપર લઅનત કરવાથી અલ્લામહ શામી (રહ.) એ મના કર્યું છે.

## ૨૮. ઉંદરને ગાળ આપવી અને ઉંદરમામા કહેવું કેવું છે ?

**સવાલ :** મારી એક દુકાન છે. દુકાન હોય એટલે એમાં ઉંદર તો હોય જ. ઉંદરો બહું જ નુકશાન કરે તો મારા મોંમાંથી નાની એવી ગાળ નીકળે છે. એટલે મારો છોકરો મારા ઉપર ખીજાય છે કે તમે ગાળ બોલો છો એટલે ઉંદરો નુકશાન કરે છે. એમને તો ઉંદરમામા કહેવાના. આ બાબત યોગ્ય સમજ આપશો.

**જવાબ :** હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ

સલ્લમનો ઈર્શાદ છે કે : "મોઅમિન (ઈમાનવાળી વ્યક્તિ) અપશબ્દો અને ગાળ બોલનાર નથી હોતો." [મિશ્કાત : પેજ નં. ૪૧૩] માટે ગાળ બોલવું ચાહે તે નુકશાન પહોંચાડનાર જાનવરને જ કેમ ન હોય, જાઈઝ અને દુરૂસ્ત નથી. પોતાની જબાનને એવા શબ્દો ઉચ્ચારવાથી બચાવવું જરૂરી છે. રહી વાત ઉંદરને ઉંદરમામાથી સંબોધવાની, તો એ પણ દુરૂસ્ત નથી. મામા એક ચોક્કસ પ્રકારની સગાઈ બતાવનાર શબ્દ છે. કિંવા માંના ભાઈને ગુજરાતીમાં મામા કહેવામાં આવે છે. ઉંદર જેવા જાનવર માટે આવું માનવાચક શબ્દ વાપરવું મુનાસીબ નથી. બાકી આપના છોકરાનું એમ સમજવું કે ઉંદરને ગાળ આપવામાં આવે છે તેના લઈ એ નુકશાન કરે છે, એ વાત ખોટી છે.

## ૨૯. ગેર મુસ્લિમની મદદ કરવી કેવી છે ?

**સવાલ** : ગેર મુસ્લિમની મદદ કરવી ઈસ્લામમાં જાઈઝ છે ?

**જવાબ** : ગેરમુસ્લિમ જો મદદનો મોહતાજ હોય અને પોતાનામાં મદદ કરવાની શકિત હોય તો અવશ્ય કરવી જોઈએ. સારો વર્તાવ તો ચાહે ગમે તેની સાથે હોય એક સારી જ વાત છે. હા, જે કાફિર મુસલમાનોને કષ્ટ પહોંચાડવામાં રચ્યો પચ્યો રહેતો હોય તો તેની મદદની ઈજાઝત નથી.

## ૩૦. હૂંડી (હવાલા)નો ધંધો કરી શકાય ?

**સવાલ** : ઈસ્લામિક દ્રષ્ટિએ મુસલમાનો જે દેશમાં રહેતા હોય તે દેશને વફાદાર બનીને રહેવું જોઈએ અને ત્યાંના કાયદાઓનું અવશ્ય પાલન કરવું જોઈએ. કેટલાક દેશમાં આપણાં મુસ્લિમ ભાઈઓ હૂંડી (હવાલા)થી પૈસા મોકલે છે. આ કૃત્ય તે દેશના કાયદા વિરૂદ્ધ હોય તો આ રીતે પૈસા મોકલવા જાઈઝ છે કે નહીં ? તેમજ મુસ્લિમોએ હૂંડીનો ધંધો કરવો જાઈઝ છે ?

**જવાબ** : એ ધંધામાં જે તે મુલ્કી કાનૂનનું ઉલ્લંઘન થતું હોય પોતાની જાત તેમજ ઈઝઝતને જોખમમાં નાખવા બરાબર છે, જે જાઈઝ નથી. ગુનાહિત કૃત્ય છે.

## ૩૧. શિક્ષક વ્યાજના દાખલા શીખવી શકે ?

**સવાલ** : વ્યાજ લેવું દેવું, હિસાબ કરવું, ગવાહી આપવી સર્વે હરામ છે, પણ સ્કુલમાં શિક્ષક માટે વ્યાજના દાખલા શીખવવું કેવું ?

**જવાબ** : જો એ વગર પણ નોકરી ઉપર આંચ આવતી ન હોય તો ન શીખવાડે, નહીં તો રોજ શીખવાડયા પછી એવું કહી દે કે આ હિસાબ વડે વ્યાજમાં કામ લેવું જાઈઝ નથી. [ઈમદાદુલ ફતાવા : ભાગ-૪ પેજ નં. ૧૭૪]

## ૩૨. દીનના મામલામાં હસદ અને રશ્ક કરવું !

**સવાલ** : દીનના મામલે હિર્સ (ઈર્ષા) કરવું જાઈઝ છે ? જેમ કે હું હાફીઝ નથી અને હું હિર્સ કરૂં કે હું પણ હાફીઝ બની જાઉં અને તેનાથી પણ આગળ નીકળી જાઉં.

**જવાબ** : દીનના મામલામાં પણ હસદ કરવું જાઈઝ નથી, અલબત્ત રશ્ક કરવાની ઈજાઝત આપવામાં આવી છે. હસદનો મતલબ એ છે કે નેઅમતવાળાની નેઅમત જોઈ તેનાથી એ નેઅમત છીનવાઈ જવાની તમન્ના કરે અને રશ્કનો મતલબ એ છે કે તે નેઅમત છીનવાઈ જવાની તમન્ના કર્યા વગર પોતાને પણ એવી નેઅમત મળે એવી તમન્ના કરે.

## ૩૩. કુટુંબ નિયોજનનો હુકમ !

**સવાલ** : મોંઘવારી અને ભાઈઓ વચ્ચેના ઝઘડાઓ અને વધારે બચ્ચાંઓ હોય તો તેઓની જરૂરીયાતો (ભણવાનું, રહેવાનું વગેરે)ની અક્ષમતાને કારણે અને કયામતની નિશાનીમાંની એક નિશાની કે બચ્ચાંઓ માં બાપના ગુસ્સાનો સબબ બનશે, તેને લીધે બે બચ્ચાંઓ થયા પછી ઓપરેશન કરાવીને સ્ત્રીની બચ્ચાદાની બંધ કરાવી દઈએ તો ચાલે ને ?

**જવાબ** : મોંઘવારીને લઈ બચ્ચાંઓની જરૂરતો કેમ પૂરી કરીશું ? એ ડરથી કુટુંબ નિયોજન હર હાલતમાં હરામ છે. અલબત્ત અગર એ માનસ ન હોય, બલકે ઓરતની તંદુરસ્તીને લઈ હોય, તો કંડોમ અથવા દવાઓનો ઉપયોગ કરવો દુરૂસ્ત છે. બચ્ચાદાની કઢાવી નાંખવું અથવા પુરૂષનું

ઓપરેશન કરી હંમેશા માટે તેને બેકાર બનાવી આપવું જાઈઝ નથી.

[અહસનુલ ફતાવા : ભાગ–૮ પેજ નં. ૧૯૬, ૧૯૭]

### ૩૪. સાસુ જમાઈ માટે મહરમ છે કે કેમ ?

**સવાલ :** સાસુ, જમાઈની મહરમ ગણાય તેમ સાંભળવામાં આવે છે, પરંતુ સાસુ જવાન હોય તો તેણે જમાઈથી પરદો કરવો તેમજ હજ માટે મહરમ તરીકે બન્નેએ જવું કેવું છે ?

**જવાબ :** સાસુ જવાન હોવાની સૂરતમાં જમાઈ માટે એને એકાંતમાં મળવાની ઈજાઝત નથી. [શામી : ભાગ–૫ પેજ નં. ૨૩૬] એ જ પ્રમાણે મહરમ તરીકે એની સાથે હજમાં ન જાય.

[મુઅલ્લીમુલ–હુજ્જાજ : પેજ નં. ૮૪]

# અ. તઆમ કિંવા ખાણું

### ૧. એક જ પ્લેટમાં બધા ભેગા મળી ખાય કે અલગ અલગ પ્લેટમાં ?

**સવાલ :** થોડાક સમય પૂર્વે નવી મસ્જિદના ઉદ્ઘાટન પ્રસંગે કેટલાક આલીમો જેમાં મુફતી સાહબ પણ હતા. જમવાની વ્યવસ્થા મારે ઘરે હતી. દસ્તરખ્વાન બીછાવા પછી મેં કહ્યું કે સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મુજબ ખુન્ચા મુકવામાં આવે કે પછી અલગ પ્લેટોમાં જમવું છે ? તો મુફતી સાહબે જણાવ્યું કે બધા સમૂહમાં જમે છે જેથી પ્લેટોમાં ચાલશે. (એવું તો ગૈર કૌમો પણ સમૂહમાં જુદી જુદી થાળીમાં જમે છે.) જ્યારે હદીસ શરીફનો ભાવાર્થ તદ્દન સ્પષ્ટ છે મુબારક ખાણું તે છે કે એક જ ખુન્ચામાં ઝાઝા હાથ પડતા હોય. જુદી જુદી થાળીમાં એક દસ્તરખ્વાન પર અલગ અલગ ભોજન લેવાતું હોય તે કેવું છે ?

**જવાબ :** બેહતર અને મુસ્તહબ રીત એ જ છે કે એક જ પ્લેટ યા

થાળામાં બધા ભેગા મળી ખાય અને અલગ પ્લેટમાં ખાવું પણ જાઈઝ છે. [મિરકાત શર્હે મિશ્કાત : ભાગ–૮ પેજ નં. ૨૦૯] દસ્તરખ્વાન ઉપર પ્લેટો મુકી ખાવાની સૂરતમાં પોતાની પ્લેટમાં બીજાને ભાગીદાર બનાવી લેવાથી પણ એ મુસ્તહબ ઉપર અમલ થઈ જશે.

[ઈફાદાતે હઝરત મૌલાના અબરારૂલ હક સાહબ]

**૨. કબૂતર ખાવું હલાલ છે.**

**સવાલ :** એક માણસ દરરોજ કબૂતર પકડી હલાલ કરી ખાય જાય છે. શું તેના માથે કોઈ ગુનાહ ખરો ?

**જવાબ :** કબૂતર હલાલ જાનવર છે. એને શરઈ રીતે ઝુબહ કરી ખાવામાં કોઈ ગુનો નથી.

# બ. રિશ્વત

**૧. સરકારી કર્મચારી માટે લાઈટ જોડાણ ઉપર કંઈક રકમ સ્વીકારવું.**

**સવાલ :** લાઈટનું કનેકશન (જોડાણ) ફેકટરીવાળાઓને આપતી વખતે એ લોકો અમને કંઈક ને કંઈક રકમ આપે છે, તો એ રકમ લઈ શકાય કે નહીં ? એ લોકોના રિવાજ પ્રમાણે જોડાણ આપતી વખતે રકમ આપે છે અને તે મને પણ આપે છે અને હું ના પાડું છું તો કહે છે કે આ પૈસા તો અમે તમારા માંગ્યા વિના આપીએ છીએ. તો શું એ પૈસા હું લઈ શકું છું ? અને આ રકમ જો હું લઈ મારા ઈસ્તિમાલમાં ન લાવું અને મારા ગરીબ સગા–વહાલાને આપી શકું કે નહીં ? (આ ટાઈમે મારી નોકરી ચાલુ છે અને નોકરીના ટાઈમ વગર બીજા મારા ટાઈમમાં જોડાણ આપું તો પૈસા લેવા જાઈઝ છે કે નહીં ?) અને એ ઓવરટાઈમનો પગાર સરકાર આપતી નથી તો લઈ શકાય કે નહીં ?

**જવાબ** : લાઈટ જોડાણ મળવાની ખુશીમાં આપતા હોય અને લાંચ–રૂશ્વતનો દૂરનો સંભવ પણ ન હોય તો લઈ શકાય છે.

## ૨. માલ મળવાની રસીદ લખવા ઉપર લાંચ.

**સવાલ** : દિલ્હીથી ઈલેકટ્રીકનો સામાન ખરીદવામાં આવે છે અને રેલ્વેમાં રવાના કરે છે. એમને દિલ્હીથી પૈસા પણ પાસ થઈ જાય છે, પરંતુ માલ ટ્રકમાં સાથે લઈ આવે છે. માલ જલદી મળી જાય એના માટે અને માલ મળી ગયો છે તેની રસીદ પર સહી તરત કરાવી તેના પૈસા આપવા તૈયાર થાય છે, એ પૈસા લઈ શકાય કે નહીં ?

**જવાબ** : માલ તમને મળી ગયો તેની રસીદ લખી આપવી તમારી ફરજ છે. એના પૈસા લઈ શકાય નહીં. લાંચ–રૂશ્વતમાં ગણાશે.

## ૩. છાત્રાલયમાં વધુ બાળકોની મંજુરી મેળવવા માટે અધિકારીને લાંચ આપવું.

**સવાલ** : હું એક દીની ધાર્મિક સંસ્થાનું સંચાલન કરૂં છું. જેમાં દીની તાલીમની સાથે સાથે દુન્યવી તાલીમ તેમજ રાજ્ય સરકારશ્રી તરફથી ચાલતા છાત્રાલય, બાલવાડી અને સીવણ કલાસનું સંચાલન કરૂં છું.

આ સંસ્થા દીની હોઈ એનું વાર્ષિક બજેટ લોકોની ઈમદાદ ઉપરાંત સરકારશ્રી તરફથી મળતી ગ્રાન્ટ ઉપર નિર્ભર છે. મારા નીચે મુજબના પ્રશ્નોના જવાબ દીનની રોશનીમાં આપવા નમ્ર અરજ છે.

અત્યારે હું જે છાત્રાલયમાં સંચાલન કરૂં છું તેમાં મને ૨૦ બાળકોની મંજૂરી મળેલ છે. વધુ બાળકોની મંજૂરી મેળવવા માટે મારે ઉપરના અધિકારીઓને રાજી રાખવા અને કામ કરાવવા પૈસા આપવા પડે એમ હોય તો મારે આ પૈસા આપવા કે નહીં ?

જો હું પૈસા નહીં આપું તો મને વધારાના બાળકોની મંજૂરી મળશે નહીં અને જો પૈસા આપું તો ૧૦૦ ટકા મંજૂરી મળે એમ છે. તો આ સંસ્થાનું સંચાલન કરવા માટે લોકો તરફથી મળેલી ઈમદાદમાંથી આ પૈસા આપી શકું કે કેમ ?

જો ઈમદાદમાંથી પૈસા આપી શકાતા ન હોય તો આ ટ્રસ્ટનું ખાતું બેંકોમાં હોય તેમજ સરકારશ્રી તરફથી ફરજીયાત મૂકાવાતી ફીકસ ડીપોઝીટ કે જે શાળાની મંજૂરી જેવા કામો માટે મૂકવામાં આવે છે. આ ડીપોઝીટના વ્યાજમાંથી આ લોકોને પૈસા આપી શકું કે કેમ ?

મારે હાલમાં સંસ્થામાં ૧૦૦ ઉપરાંત છાત્રાલયમાં એડમીશન આપી શકું એવા બાળકો મારી પાસે છે જ, પરંતુ સરકારશ્રીની મંજૂરી ફકત ૨૦ બાળકોની જ હોય સરકારશ્રી તરફથી મને ફકત ૨૦ બાળકો માટે જ મદદ મળતી હોય વધુ બાળકોની મંજૂરી માટે પૈસા આપીને જ મળે તેમ હોય તો મને યોગ્ય માર્ગદર્શન આપવા નમ્ર અરજ છે.

**જવાબ** : આપ છાત્રાલયને ચલાવવા માટે સરકારી મદદ પણ મેળવો છો. તો હવે આપની ફરજ છે કે એને ચલાવવા માટે સરકારે જે ધારા ધોરણો નક્કી કર્યા છે તેનો પૂરો ખ્યાલ રાખીને એનું સંચાલન કરો. તેનો ભંગ કરી પોતાની તેમજ સંસ્થાની ઈઝઝત અને સાખને નુકશાન પહોંચે એવા કોઈ પણ પગલાથી બચીને રહો. વધુ બાળકોની મંજૂરી મેળવવા માટે ઉપરના અધિકારીને રાજી રાખવા જે પૈસા આપવા પડે છે તે લાંચ રૂશ્વત છે અને લાંચ રૂશ્વતનું આપવું તથા લેવું અને એના માટે મધ્યસ્થી કરવું શરઈ રૂએ હરામ છે, હદીસે પાકમાં તેઓ ઉપર વઈદ આવી છે. વળી આપ જે રકમ તેમાં દેવા ઈચ્છો છો તે અગર લોકો તરફથી ઈમદાદ રૂપે મળેલ રકમ હોય તો તેને આ કામમાં ખર્ચ કરવું જાઈઝ નથી અને જો તે રકમ બેંકમાંથી વ્યાજ રૂપે મળી હોય તો તેનો હુકમ એ છે કે એવી રકમ કોઈ પણ પ્રકારના સવાબની નિય્યત રાખ્યા વગર ગરીબો મોહતાજોને આપી દેવામાં આવે અને તેઓ એના માલિક બન્યા પછી પોતાની કોઈ પણ જરૂરતમાં ખર્ચ કરી શકે છે અને આપની સંસ્થાને ઈમદાદ રૂપે પણ આપી શકે છે. બેંક વ્યાજની એ રકમ આપ ઉપરના અધિકારીને લાંચ રૂશ્વત રૂપે આપશો તો એનો મતલબ એ થયો કે આપે તેનાથી લાભ ઉઠાવ્યો અને એ રીતનો કોઈ પણ લાભ તેનાથી ઉઠાવવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# ક. મોબાઈલ

## ૧. મોબાઈલના વપરાશ બાબત અન્ય કેટલીક વાતોનો પણ ખ્યાલ રાખવો જરૂરી છે.

**સવાલ** : મોબાઈલમાં રીંગ (મ્યુઝીક)ની જગ્યાએ કુર્આને પાકની આયત સેટ કરવું કેવું છે ? અથવા અઝાન સેટ કરવું કેવું છે ? મોબાઈલમાં કુર્આન ઉતારવું કેવું છે ? અને ઉતારવા પછી એ મોબાઈલને સંડાસમાં લઈ જવું કેવું છે ?

**જવાબ** : (૧) મોબાઇલમાં ટોન રૂપે સાદી ઘંટડી જરૂરત ખાતર મુકી શકાય છે. કારણ કે એમાં કોઈને આકર્ષણ હોતું નથી. પરંતુ વિવિધ મ્યુઝીક ટોનવાળી રીંગો મોબાઈલમાં બેસાડવી શરઈ રૂએ મના અને વખોડવા પાત્ર છે. હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ એ બાબત જે વઈદો ઉચ્ચારી છે તેને ધ્યાનમાં રાખવું જરૂરી છે. વર્તમાન યુગમાં સારા સારા દીનદાર અને પરહેઝગાર લોકો પણ વિવિધ ગાયનો ઉપર સેટ કરવામાં આવેલી મ્યુઝીકને ટોન રૂપે મોબાઈલમાં ફીટ કરે છે અને જાણ્યે અજાણ્યે ગુનાહમાં સપડાય છે અને ધીરે ધીરે આ ભયંકર ગુનાહની ખરાબી અને તીવ્રતા પણ એમના દિલો દિમાગમાં રહેતી નથી. કારણ કે એક ગુનો વારંવાર કરવાથી એ જ પરિણામ આવે છે અને આ ગુનાહનું વરવું રૂપ ત્યારે નજર પડે છે જ્યારે આવી રીંગટોન જમાતની સાથે નમાઝ થઈ રહી હોય, મસ્જિદ નમાઝીઓથી ભરેલી હોય, એવા ટાંણે ફૂલ વોલ્યુમમાં રણકી ઉઠે છે. વિચારો આ કૃત્યથી અલ્લાહ તઆલાનો ગઝબ કયાં સુધી પહોંચશે ?

અત્રે એ યાદ રહે કે કેટલાક લોકો નઅતીયા કલામ ઉપર તૈયાર કરવામાં આવેલી મ્યુઝીકને રીંગટોનમાં સેટ કરે છે અને એવું કરનારા કદાચ પોતાના આ કૃત્યને સારૂં સમજે છે. ભલા હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમની નઅતને મ્યુઝીક સાથે શું લાગે વળગે ? જે મ્યુઝીકને ખત્મ કરવા માટે આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમને મોકલવામાં આવ્યા હતા, તેમની

જ નઅતના નામ ઉપર મ્યુઝીકની ઉન્નતી અને તેનો પ્રસાર કરવામાં આવી રહ્યો છે. રીસાલતે મુહમ્મદીના ધ્યેયોનું એનાથી વધીને શું અપમાન હોય શકે છે ? કેટલાક અવામી શાયરો ફીલ્મી ગાયનોની તરઝ પર નઅત લખે છે અને તેના સૂરોમાં જલ્સા ટાંણે રજુ કરે છે. તે બાબત કરવામાં આવેલ એક સવાલના જવાબમાં હઝરત મુફતી મુહમ્મદ રફીઅ સાહબ ઉસ્માની (દા.બ.) લખે છે કે "એને બદકિસ્મતી સિવાય બીજું કયું નામ આપવામાં આવે કે પ્રથમ તો આપણે દિવસો દિવસ દરેક નેકીના કામથી દૂર થતા જઈ રહ્યા છીએ અને જો કયારેક નેક કામ કરવાનો જઝબો પૈદા થાય છે તો એમાં પણ જયાં સુધી થોડાક નાજાઈઝ અને હરામની ભેળ સેળ ન કરે ત્યાં સુધી ચેન પડતું નથી."

સવાલમાં દર્શાવેલ જે સૂરત બયાન કરવામાં આવી છે બેશક એમાં નઅત શરીફ જેવી ઈબાદતને ખેલ તમાશો બનાવવું અને તેની સાથે ખુલ્લો મઝાક છે. અલ્લામહ ઈબ્ને આબીદીન (રહ.)એ રદદુલ મુહતારમાં એક હદીસ નકલ કરી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું "જયારે કોઈ માણસ પાણીને શરાબની જેવી બનાવી તે રીતે પીએ તો એના માટે હરામ છે."

ફુકહાએ લખ્યું છે કે "અગર કોઈ વ્યક્તિ ખેલ અને મસ્તીની સાથે પાણી અથવા કોઈ હલાલ પીણું શરાબીઓની જેવી રીત અપનાવી પીએ તો એ હરામ છે." [નવાદીરુલ ફીકહ : ભાગ-૨ પેજ નં. ૩૫૨, ૩૫૩]

(૨) અસલ તો એ જ છે કે મોબાઈલને મસ્જિદમાં લઈ જ જવામાં ન આવે. પરંતુ આગળ ઉપર જણાવ્યા મુજબ તેને બહાર મુકવા માટે મુનાસીબ જગ્યા ન હોવાને લઈ અગર મસ્જિદમાં સાથે લઈ જવાની નૌબત આવે તો મસ્જિદના દરવાજામાં પ્રવેશતા પહેલાં જ બંધ કરી દેવામાં આવે, ખાલી વાયબ્રેશન પર મુકવું પણ કાફી નથી, કારણ કે નમાઝની હાલતમાં વાયબ્રેશનની ઝણઝણાટીથી બીજા નમાઝીઓની નમાઝમાં તો ખલેલ નહીં આવે, પરંતુ ખુદ મોબાઈલ ધારકનું ધ્યાન પોતાની નમાઝથી હટી જશે અને આગળ ઉપર જણાવ્યા મુજબ એ રીતે પઢેલી નમાઝ પણ મકરૂહે તહરીમી

ઠરે છે. અગર કોઈ કારણસર ભૂલથી મોબાઈલ ખુલ્લો રહી ગયો અને સંજોગોવસાત તેણે નમાઝની હાલતમાં રણકવાનું શરૂ કર્યું તો એક હાથ વડે તુરત જ એને એ રીતે બંધ કરી દે જેને લઈ નમાઝ તુટવાની નૌબત ન આવે. નમાઝની હાલતમાં કોઈ એવું કામ જે બે હાથ વડે કરવામાં આવે અથવા જેના કરનારને અન્ય જોનાર વ્યક્તિ નમાઝથી બહાર સમજે તેવાને ફુકહાની પરિભાષામાં “ફેઅલે કસીર” કહેવામાં આવે છે અને એનાથી નમાઝ તુટી જાય છે, પરંતુ અગર એવું કૃત્ય આચર્યા વગર એક હાથને કામમાં લઈ મોબાઈલ બંધ કરવામાં આવે તો એનાથી નમાઝ તુટશે નહીં. એટલું યાદ રહે કે આ ઉપાય છેલ્લા દરજ્જાનો છે. કેટલાક અવળી બુધ્ધીના લોકો આ મસ્અલાને દલીલ રૂપે રજુ કરી અન્યોને એવું સમજાવવાની કોશીશ કરે છે કે મોબાઈલ ખુલ્લો રાખી નમાઝ પઢી શકાય છે. તેવા લોકોની બુધ્ધી ઉપર “ઈન્ના લિલ્લાહ....” પઢવા સિવાય બીજો કોઈ ઉપાય નથી.

(૩) કેટલાક લોકો મોબાઈલમાં રીંગટોનની જગ્યાએ અઝાન અથવા કુર્આને પાકની આયત સેટ કરે છે. એ વિશે સૌપ્રથમ એ જાણવું જરૂરી છે કે પવિત્ર શરીઅતમાં ઝીક્રના કેટલાક કલીમાત ચોક્કસ આશય માટે નક્કી કરવામાં આવ્યા છે. દા.ત. અઝાન, જેમાં ઝીક્રના જ કલીમાત રાખવામાં આવ્યા છે અને એનો આશય એના વડે લોકોને મસ્જિદમાં જમાઅતની નમાઝમાં આવવા માટે બોલાવવાનો છે અને અઝાનની એક હેસીયત ઈસ્લામી શિઆર કિંવા ઓળખચિન્હની પણ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પવિત્ર આદત એ હતી કે જ્યારે કોઈ વસ્તી ઉપર હુમલો કરવા જતા તો સવારે ત્યાંથી અઝાનની અવાજ આવે છે કે નહીં તેનો ઈન્તિઝાર ફરમાવતા. અગર અઝાનની અવાજ આવતી તો એનો મતલબ એ હતો કે આ મુસ્લિમ વસ્તી છે અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તેના લઈ ત્યાં હુમલો ન ફરમાવતા અને અઝાનની અવાજ ન આવતી તો હુમલો ફરમાવતા. [બુખારી શરીફ : ભાગ-૧ પેજ નં. ૮૬] સારાંશ કે અઝાન ઈસ્લામનું ઓળખચિન્હ છે. એટલા જ માટે ફુકહાએ લખ્યું છે કે, “કોઈ મુસ્લિમ આબાદીના રહીશો અઝાન છોડી આપે તો મુસ્લિમ સત્તાધીશ

તેઓને અઝાન આપવા ફરજ પાડે અને જો તેઓ ન માને તો તેઓની સાથે જંગ કરે.'' [શામી : ભાગ-૧ પેજ નં. ૨૮૩] અને એના જ લઈ અઝાનના કલીમાતની અદબ અને અઝમત જાળવવી એક મોમીનની ફરજ અને ઈમાનનો તકાઝો છે. પવિત્ર શરીઅતે અઝાનનો જે આશય નક્કી કર્યો છે તેનાથી હટાવી અન્ય આશયથી તેનો ઉપયોગ કરવો અઝાનની એક પ્રકારની બેઅદબી છે. જે લોકો રીંગટોન રૂપે અઝાનને સેટ કરે છે તેઓ આ ગુનાહમાં સપડાય છે, માટે એમ કરવું જાઈઝ અને દુરૂસ્ત નથી.

ડોરબેલમાં અઝાન સેટ કરવાના નાજાઈઝ હોવા બાબતનો મુફતીએ ગુજરાત હઝરત મુફતી અ.રહીમ સાહેબ (રહ.)નો ફત્વો પહેલાં પ્રગટ થઈ ચુકયો છે.

કુર્આને પાક અલ્લાહ તઆલાનું અઝમતવાળું કલામ છે. તેના બાબત ખાસ હુકમો આપવામાં આવ્યા છે. જ્યારે કુર્આન પઢવામાં આવે ત્યારે તેને સાંભળવું પણ જરૂરી ઠરે છે. રીંગટોનમાં કુર્આને પાકની આયત ફીટ કરવાથી આગળ ઉપર અઝાન બાબત જણાવવામાં આવેલ ખરાબીની સાથે કુર્આન પઢાય રહ્યું હોવા છતાં તેના તરફ ધ્યાન ન દેવાનો ગુનો પણ લાઝીમ આવે છે, માટે એ પણ જાઈઝ નથી.

ઉપરોકત બન્ને હુકમો સારી રીતે સમજમાં આવે તે માટે કેટલાક ફીકહી મસ્લાઓ રજૂ કરવામાં આવે છે. ''અલ અશબાહ વન્નઝાઈર''માં ફતાવા કાઝીખાનના હવાલાથી લખ્યું છે કે : ''ફુક્કાઅ (એક પ્રકારની શરાબનું નામ છે) વેચનાર તેના વાસણનું ઢાંકણ ખોલતી વેળા અગર એવું કહે ''સલ્લલ્લાહુ અલા સય્યીદીના મુહમ્મદ'' તો ગુનેગાર ઠરશે. એ જ પ્રમાણે ચોકીદાર પોતાની ચોકીદારીનું કાર્ય અંજામ આપવા દરમિયાન જોરથી ''લા-ઈલાહ-ઈલ્લલ્લાહ'' એટલા માટે કહેતો હોય કે લોકોને ખબર પડે કે તે જાગી રહ્યો છે તો એ પણ ગુનેગાર છે. કોઈ માણસ કાપડના વેપારી પાસે કાપડ ખરીદવા માટે આવ્યો. વેપારીએ જ્યારે પોટલું ખોલ્યું ત્યારે ''સુબ્હાનલ્લાહ'' અથવા ''અલ્લાહુમ્મ સલ્લી અલા મુહમ્મદ'' એટલા ખાતર પઢયું કે ખરીદનાર ઉપર કાપડના સારા હોવાની છાપ પડે તો આ

ગુનાહિત કૃત્ય છે.'' [અલ અશ્બાહ વન્નઝાઈર : પેજ નં. ૨૭] ''ફતાવા આલમગીરી''માં છે કે : ''કોઈ માણસ ખંજરી અને વાંસળીની અવાજ પર કુર્આન પઢે તો તે કાફીર છે.'' [ભાગ–૨ પેજ નં. ૨૬૭] કોઈ માણસ પ્યાલો ભરીને લાવ્યો અને સાથે જ ''કઅસન–દીહાકા'' પઢયું અથવા એક જગ્યાના લોકોને ભેગા કર્યા અને ''ફ– જમઅ–નાહુમ જમઆ'' પઢયું તો તેવો માણસ કાફીર થઈ ગયો. [ભાગ–૨ પેજ નં. ૨૬૭]

આ બન્ને મસ્લાઓમાં કુર્આને પાકની આયતોને અયોગ્ય જગ્યાએ અને કુર્આને પાકના આશયથી હટીને પઢવાને લઈ કુફ્રનો હુકમ લગાવવામાં આવ્યો છે.

(૪) આજ કાલ મોબાઈલની મેમરીમાં કુર્આને પાક પણ ઉતારવામાં આવે છે. જેને ચાલુ કરતાં કુર્આને પાકની આયતો લખેલ રૂપમાં મોબાઈલની સ્ક્રીન ઉપર આવવાની સાથે સાથે તેની તિલાવત પણ અવાજમાં સંભળાય છે. કોઈ વ્યક્તિ અગર મોબાઈલની મેમરીમાં આ રીતે કુર્આન મહફૂઝ કરી તેને પઢવા અને સાંભળવાના જે અદબો જરૂરી છે તેનો ખ્યાલ રાખી તેનાથી ફાયદો ઉઠાવતો હોય તો તેની ઈજાઝત છે અને એવો મોબાઈલ જેની મેમરીમાં કુર્આન મહફૂઝ કરવામાં આવ્યું હોય બંધ હાલતમાં ગજવામાં લઈ સંડાસમાં જવું પણ ગુનાહિત નથી. આ એવું જ કહેવાશે જેમ કે કોઈ વ્યક્તિ નાની સાઈઝનું કુર્આને પાક અથવા તેનો કોઈક ભાગ જે બંધ જુઝદાનમાં મુકેલું હોય ગજવામાં રાખી સંડાસમાં જાય તો તેની પણ ગુંજાઈશ છે, જો કે બેહતર નથી. [ઈમ્દાદુલ અહકામ : ભાગ–૧ પેજ નં. ૧૫૫] એ રીતે સાંભળવામાં આવેલ આયતે સજદહને લઈ સજદએ તિલાવત વાજીબ થતો નથી.

(૫) કેટલાક લોકો પોતાના મોબાઈલમાં ગાયન વગેરે એવી રીતે સેટ કરે છે કે સામેવાળી વ્યક્તિ જ્યારે આ મોબાઈલ ધારકને ફોન કરે ત્યારે તેને તે ગાયન સાંભળવા મળે અને એ રીતે પોતે ગુનેગાર બનવાની સાથે સાથે અન્યોને પણ તે ગુનાહમાં અનાયાસે સપડાવવાની કોશિશ કરે છે અને ઉર્દૂ શાયરની આ પંક્તિ ''હમતો ડૂબે હૈં સનમ તુમ્હેં ભી લે ડુબેંગે''ને સાર્થક કરે છે.

(૬) કેટલાક લોકો મોબાઈલની સ્ક્રીન ઉપર વોલપેપરની જગ્યાએ કુર્આન શરીફની આયત સેટ કરે છે. જેનો મતલબ એ થયો કે કુર્આનની તે આયત ચોવીસ કલાક મોબાઈલની સ્ક્રીન ઉપર રહે છે. એવી હાલતમાં તે મોબાઈલને વગર વુઝૂએ પકડવું જાઈઝ નથી. વળી એ આયતના સ્ક્રીન ઉપર રહેવાની સાથે જે લોકોના ફોન નંબરો નામ સાથે મોબાઈલમાં મહફૂઝ કર્યા છે તે નામો અને નંબરો જરૂરત ટાંણે સ્ક્રીન ઉપર આવે છે, ત્યારે પણ તેની નીચે આયત અથવા અલ્લાહનું નામ રહે છે. વિચારવાની વાત છે કુર્આનની આયત અથવા અલ્લાહ તઆલાના નામની ઉપર લોકોના નામો, તેમાં પણ અગર તે નામ કોઈ ગેરમુસ્લિમનું છે અને તે નામના અંશ રૂપે કોઈ દેવી દેવતાનું નામ પણ જોડાયેલું છે તો તે દેવી દેવતાનું નામ કુર્આન પાકની આયત અથવા અલ્લાહના નામની ઉપર લખાયેલું દેખાશે. શું કોઈ મોમીનની ઈમાની ગૈરત એને ચલાવી લઈ શકે છે ?

(૭) આજ કાલ મોબાઈલ ફોનમાં કેમેરાની સુવિધા પણ આવી ચુકી છે. સર્વ પ્રથમ તો એ જાણવું જરૂરી છે કે જાનદાર (જીવંત)ની તસ્વીર બનાવવા ઉપર હદીસે પાકમાં સખ્ત વઈદ આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "કયામતના દિવસે સૌથી સખ્ત અઝાબ તસ્વીર બનાવનારાઓને થશે." અન્ય એક રિવાયતમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "જે લોકો તસ્વીરો બનાવે છે તેઓને કયામતના દિવસે અઝાબ આપવામાં આવશે અને કહેવામાં આવશે કે તમે જે તસ્વીર બનાવી છે એમાં જાન નાંખો." અન્ય એક રિવાયતમાં એ પણ છે કે "જે ઘરમાં જાનદારની તસ્વીરો હોય છે તેવા ઘરમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી." [આ બધી રિવાયતો બુખારી શરીફમાં છે.] માટે કેમેરાવાળો મોબાઈલ પાસે રાખી તેના વડે જાનદાર વસ્તુઓની તસ્વીરો પાડવું અથવા કેમેરામાં મહફૂઝ કરવું હરામ અને ગુનાહિત કૃત્ય છે. જેથી એહતિયાતનો તકાઝો તો એ જ છે કે એવો મોબાઈલ વપરાશમાં રાખવામાં ન આવે અને જો કોઈ અન્ય કારણસર રાખ્યો હોય તો પોતે તો તેના વડે જાનદારની તસ્વીર લેવાથી અવશ્ય બચે જ અને સાથે જ કોઈ અન્ય વ્યક્તિ આપની અજાણતામાં

એ મોબાઈલ વડે કોઈ જાનદારની તસ્વીર પાડી ન શકે તેની ખાસ તકેદારી લે, કારણ કે એ સૂરતમાં તેના માટે એ ગુનાહનું સાધન પૂરૂં પાડી તેના ગુનાહમાં સહકાર આપવાને લઈ પોતે પણ ગુનેગાર બને છે.

(૮) જેવી રીતે કોઈની મુલાકાત લેવા માટે તેનો સમય અને સગવડનો ખ્યાલ રાખવો જરૂરી છે. એ જ રીતે કોઈના મોબાઈલ ઉપર વાત કરવા માટે પણ એનો ખ્યાલ રાખવો જરૂરી છે. ફોન કરતા પહેલાં વિચારી લ્યો કે હું આ સમયે એના ઉપર ફોન કરી રહ્યો છું એનાથી એને કોઈ તકલીફ કે અગવડ તો નહીં પડે ? આ તેના કામ કાજ અથવા આરામ અથવા નમાઝ વગેરેનો સમય તો નથી ? જો એવું અનુમાન હોય તો ફોન કરી હરગીઝ હરગીઝ તેને તકલીફ ન આપવામાં આવે. શું આપ પસંદ કરો છો કે આ રીતે આપને કોઈ તકલીફ આપે ? જ્યારે આપ પોતાના માટે આ વસ્તુ પસંદ કરતા નથી તો અન્ય માટે કેમ એ રીત અપનાવો છો ?

(૯) મોબાઈલનો વપરાશ વ્યાપક બની જવાને લઈ જુવાન છોકરા અને છોકરીઓ પણ બેધડક વાપરવા લાગી ગયા છે અને તેના લઈ યુવાન પેઢીમાં જે બુરાઈઓ આવી રહી છે તે સમજદાર લોકોની નજરથી છુપાયેલી નથી. હદીસે પાકમાં આવે છે કે જબાન પણ ઝિના કરે છે અને જબાનનો ઝિના પરાઈ ઓરત સાથે વાત કરવું છે. મોબાઈલની નહૂસતથી જબાનનો આ ઝિના ઘણો જ વ્યાપક થઈ ચુકયો છે. ખુદ વાપરનાર શાણા લોકો પણ એનો વગર જરૂરતે ઈસ્તિમાલ કરી ફુઝૂલ ખર્ચીના ગુનાહમાં સપડાય છે. એનાથી પોતે બચવું અને પોતાની ઔલાદને બચાવવું ઘણું જ જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ૭૮૬ નો મતલબ શું ? મોબાઈલમાં રીંગટોન બાબત અહકામ.

**સવાલ :** (૧) ઘણાં લોકો કહે છે કે ૭૮૬ નો મતલબ બિસ્મિલ્લાહ છે. એ વિશે મારે જાણવું છે. (૨) મોબાઈલમાં રીંગટોન દુરૂદ શરીફ, ત્રીજો કલિમો, અઝાન વાગે છે તો આ સહીહ છે ? (૩) ચાલુ નમાઝમાં રીંગ બંધ કરીએ

તો નમાઝ પાછી પઢવી પડશે ?

**જવાબ :** (૧) અરબી ભાષામાં જે અક્ષરો વાપરવામાં આવે છે તેમાંથી દરેક અક્ષર માટે અરબોએ પ્રાચીનકાળથી જ એક સંખ્યા નક્કી કરી છે. જેમ કે અલીફ માટે એક, બા માટે બે, જીમ માટે ત્રણ, દાલ માટે ચાર અને અરબો એ મુજબ કોઈ નામ અથવા વાકયમાં જે અક્ષરો વપરાયા હોય તેની સંખ્યાને ભેગી કરીને તેના સરવાળાને તે નામનો અદદ કહે છે. દા.ત. અહમદ નામમાં અરબીના જે ચાર અક્ષરો વપરાયા છે તેનો સરવાળો ત્રેપન થાય છે. તો હવે અહમદના અદદ ત્રેપન છે એવું કહે છે. એવી જ રીતે **બિસ્મીલ્લાહિ ર્રહમાની ર્રહીમમાં** વપરાયેલા અક્ષરોનો સરવાળો ૭૮૬ થાય છે, પરંતુ જે જગ્યાએ શરઈ રૂએ બિસ્મીલ્લાહ પઢવું અથવા લખવું સુન્નત ઠેરવવામાં આવ્યું છે તે જગ્યાએ ૭૮૬ લખવાથી અથવા પઢવાથી તે સુન્નત અદા થયેલી કહેવાશે નહીં.

(૨) મોબાઈલના રીંગટોનમાં દુરૂદ શરીફ અથવા ત્રીજા કલિમા અથવા અઝાનને ફીટ કરવું જાઈઝ નથી. એમ કરવાથી એની તવહીન થાય છે.

(૩) ફેઅલે કલીલ કિંવા એવી રીતે મોબાઈલ બંધ કરવો કે જોનાર વ્યક્તિ તે બંધ કરનારને નમાઝથી ખારિજ ન સમજે તો નમાઝ ફાસિદ થતી નથી અને જો ફેઅલે કસીર કિંવા એવી રીતે મોબાઈલ બંધ કરવો કે જોનાર વ્યક્તિ તે બંધ કરનારને આ હાલતમાં જોઈ એવું સમજે કે તે નમાઝમાં નથી તો નમાઝ ફાસિદ થઈ જાય છે. આ મસ્અલો કોઈ સારા આલિમથી જબાની પણ સમજી લેશો.

# ડ. ટી.વી. સિનેમા

## ૧. સમાચાર માટે પણ ટી.વી.નો વપરાશ જાઈઝ નથી.

**સવાલ :** અમારા પડોશમાં ટી.વી. છે, જેનાં ઉપર રાતના ૨૦ મિનિટ સમાચાર આવે છે. ઘણી વખત અમો ટી.વી. ઉપર સમાચાર સાંભળીએ

છીએ. શરીઅત આ મસ્અલામાં શું કહે છે ? તફસીલથી જવાબ આપવા તકલીફ ઉઠાવશો.

**જવાબ** : માત્ર સમાચાર સાંભળવા માટે પણ ટી.વી.નો ઉપયોગ જાઈઝ નથી. ખબરનું પ્રસારણ કરનાર મોટા ભાગે સ્ત્રી જ હોય છે અને પુરૂષ હોવાની સૂરતમાં પણ સ્ત્રીઓની નજર નામહરમ પુરૂષના ફોટાઓ ઉપર પડે છે અને ટી.વી. વડે પહોંચી રહેલા નુકસાનોને નજર સમક્ષ રાખતા કોઈ ગયરતમંદ મુસલમાન એને વસાવવાનો કે એને વાપરવાનો વિચાર સુધ્ધાં કરી શકતો નથી.

કોઈક વસ્તુમાં થોડોક દુન્યવી ફાયદો હોવું શરઈ દ્રષ્ટિએ એના હરામ હોવાની વિરૂધ્ધ નથી ; જેવી રીતે બાહ્ય વસ્તુઓમાં તે દવા અથવા ખોરાકને નુકસાનકારક કહેવામાં આવે છે જેના નુકસાનો એના ફાયદાઓ કરતાં મહાન હોય, બાકી દુન્યાની કોઈ બુરામાં બુરી વસ્તુ પણ ફાયદાથી ખાલી નથી. ઝેરમાં, સાપ–વિચ્છુમાં, ફાડી ખાનાર જાનવરોમાં કેટલાક ફાયદા છે પરંતુ એકંદરે એને નુકસાનકારક કહેવામાં આવે છે અને એનાથી બચવાની સુચના આપવામાં આવે છે. એ જ પ્રમાણે જે કામોના નુકસાન તેના ફાયદાઓ કરતાં વધુ હોય શરીઅતમાં તેને હરામ કરી દેવામાં આવે છે. ચોરી, લૂંટ, ઝીના, અપહરણ, ધોકાબાજી, વિ. તમામ ગુનાહોમાં કયો એવો ગુનો છે જેમાં કોઈ ફાયદો જ ન હોય, કારણ કે જો આ બધું બિલકુલ બેફાયદા જ હોત તો કોઈ અક્કલ અને ભાનવાળો માણસ એની નજીક પણ ન જાત. હાલાંકે આ બધી બુરાઈઓમાં ઉસ્તાદ તે લોકો જ હોય છે જેઓ હોંશીયારી તથા અકલમંદીમાં પ્રખ્યાત હોય છે, પરંતુ એનું નુકસાન ફાયદાથી વધીને છે એટલે કોઈ સમજદાર માણસ એને ફાયદાકારક અને જાઈઝ નથી કહેતો. ઈસ્લામી શરીઅતે દારૂ અને જુગારને આ સિધ્ધાંત હેઠળ જ હરામ ઠેરવ્યા છે કે તેના ફાયદાઓથી વધુ દીની દુન્યવી નુકસાનો છે.

[મઆરીફુલ કુર્આન : ભાગ–૧ પેજ નં. ૫૩૬, ૫૩૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ટી.વી. અને વિડીયોના બારામાં વિસ્તૃત ફતવો.

**સવાલ** : એક ડીગ્રીધારી આલિમ સાહેબ છે અને પીર સૈયદ સાહેબ છે, તેઓ નવજવાન છે. તેમની સાથે તેમનો એક ભાઈ પણ સંયુકત કુટુંબમાં રહે છે, જે પોતાની સ્વતંત્ર દુકાન પણ ચલાવે છે. તેઓ રિલાયન્સ 87 ની કોમેન્ટરી જોવા માટે એક ટી.વી. ખરીદી લાવ્યા છે અને સદર આલિમ સાહેબના ઘરમાં એ ટી.વી. રાખે છે. આલિમ સાહેબ સહિત બધા તે ક્રિકેટ મેચની કોમેન્ટરી જુએ છે, સમાચાર પણ સાંભળે છે (કોઈક વખત સમાચાર આપનાર નામહરમ ખાતૂન હોય છે). સારી સારી સીરીયલો જુએ છે (કદાચ વખત જતાં પિકચરો પણ જોવાય તે સ્વભાવિક છે).

સદર આલિમ સાહેબના એક બુઝુર્ગ વાલિદહ પણ છે, તેઓ સમાજની ઓરતો પર સારૂં એવું વર્ચસ્વ રાખે છે. તેઓ મુહર્રમમાં રોજ અને આમ દિવસોમાં જુમ્આના દિવસે ઓરતોની મજલિસ પણ કરે છે અને દીનના મસઅલાઓ પણ કહે છે. બુઝુર્ગાને દીનના કિસ્સાઓ પણ બયાન કરે છે. સદર આલિમની આ વાલિદહ સાહિબા ટી.વી. ઉપર ક્રિકેટ મેચની કોમેન્ટરી જોવી અને સમાચાર સાંભળવા, સારી સારી સીરિયલો તેમજ સારી ફિલ્મો જોવાને જાઈઝ ઠેરવે છે અને આમ પણ કહે છે કે વિડીયો ઉપર સારી ફિલ્મો જોઈ શકાય છે. શાદીના પ્રસંગે, ખુશીના પ્રસંગે તેમજ બુઝુર્ગાને દીનના ઉર્સ પ્રસંગે તેમના મઝારાત ઉપર અને મીલાદના જલસાઓ, યાદે હુસૈન (રદિ.)ના જલસાઓ, અગ્યારવીં શરીફના જલસાઓ વખતે દારૂખાનું ફોડવું અને તેની વિડીયો રેકોર્ડીંગ કરવી જાઈઝ છે. તેઓ જાઈઝ ઠેરવવાના સમર્થનમાં કહે છે કે ટી.વી., વિડીયો અને કેમેરાઓ અત્યારની પેદાશ છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના જમાનામાં તે વસ્તુઓ કયાં હતી ? જેથી તે નાજાઈઝ હોય ! અને હવે જમાનો બદલાયો છે એટલે જમાનાની સાથે ચાલવું જોઈએ. તો શું ટી.વી., વિડીયો જોવું, રાખવું, વિડીયો રેકોર્ડીંગ કરવું, જલસાઓમાં દારૂખાનું ફોડવું, ફોટાઓ લેવા કુર્આન, અહાદીષ અને ફિકહની રોશનીમાં જાઈઝ છે ? એવા પીર સૈયદ, આલિમની વાલિદહ સાહેબા જેઓ ટી.વી., વિડીયો જોવાને અને રેકોર્ડીંગ કરવાને અને જમાના

સાથે ચાલવાને મજલિસમાં જાઈઝ ઠેરવતા હોય તેવી મજલિસમાં ઓરતોને જવા દેવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : ટી.વી. ઉપર ક્રિકેટનું જીવંત પ્રસારણ તથા પિકચર વગેરે બીજી સીરીયલો જોવું તેમજ વિડીયો ઉપર પિકચર જોવું જાઈઝ નથી અને એવો માણસ ઈમામત જેવા હોદ્દાના લાયક નથી અને જે મજલિસમાં એવી વસ્તુઓને જાઈઝ ઠેરવવામાં આવતી હોય એવી મજલીસમાં જવાની ઓરતોને રજા આપવી પણ જાઈઝ નથી. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

"અને કેટલાક તે માણસો છે જે એવી વાતોના ખરીદાર (કિંવા એવી વાતો અપનાવે છે) જે (અલ્લાહથી) ગાફિલ કરનારી છે. જેથી (એના વડે બીજાઓને પણ) અલ્લાહના રસ્તાથી વગર સમજ્યે ગુમરાહ કરે અને (ગુમરાહ કરવાની સાથે) એની ઠેકડી ઉડાવે (જેથી બીજાઓના દિલોમાંથી એનો માન–મરતબો બિલકુલ નીકળી જાય) એવા લોકો માટે (આખિરતમાં) ઝિલ્લતભર્યો અઝાબ છે." [સૂરએ લુકમાન, આયત–૬]

ઉપરોક્ત આયતમાં તમામ સહાબા (રદિ.) અને તાબેઈન (રહ.) અને મોટા ભાગના મુફસ્સિરોએ **લહવલ હદીસ** નો મતલબ એ તમામ વસ્તુઓ બતલાવી છે જે માણસને અલ્લાહની ઈબાદત અને તેની યાદથી ગફલતમાં નાંખે. [મઆરિફુલ કુર્આન : ભાગ–૭ પેજ નં. ૨૧]

# ઈ. ફીલ્મ – ગરબા

## ૧. માઈક ફિલ્મી ગાયનો તેમજ ગરબા ગાવા માટે આપી શકાય ?

**સવાલ** : મારે એક માઈક લેવું છે અને તે માઈક લગ્ન–ગરબા વગેરેમાં રેકોર્ડીંગ (ફિલ્મી ગાયનો) વગેરે વગાડવા માટે ભાડા પેટે આપી તે ભાડૂ હું લઈ શકું કે નહીં ? અને ન લઈ શકું તો એની જાઈઝ કોઈ શકલ હોય તો

બતાવશો.

**જવાબ** : જે કામ નાજાઈઝ અને ગુનાહ હોય તે કામમાં સહાયરૂપ થવું પણ નાજાઈઝ છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : "વલા તઆવનૂ અલલ ઈસ્મ" –(કિંવા ગુનાહ અને નાફરમાનીના કામમાં સહકાર ન આપો) માટે, ફિલ્મી ગાયનો તેમજ બીજા નાજાઈઝ કામો માટે માઈક ભાડે આપી શકાય નહીં. જાઈઝ કામોમાં (જેમ કે તકરીર, વઅઝ વગેરેમાં) ભાડે આપી શકો છો.

# ૭. રમત – ગમત

## ૧. ક્રિકેટ રમવા બાબત.

**સવાલ** : અકસર બુઝુર્ગાને દીન ક્રિકેટ તેમજ અન્ય રમત–ગમતથી મના કરે છે. જે રમત અલ્લાહના ઝિક્રથી ગાફિલ કરે તે હરામ છે, તેવું સાંભળવામાં આવેલ. તો આ બાબત શું શરઈ હુકમ છે ? અગર જાઈઝ હોય તો કઈ શરતે જાઈઝ છે ?

**જવાબ** : આજ કાલ એ રમતનાં લઈ દીનનું જે નુકશાન થઈ રહ્યું છે કે એના શોખીનો નમાઝની જમાઅત, બલકે જુમ્આની નમાઝ સુધ્ધાં જતી કરે છે પછી એની ગુંજાઈશ ક્યાં રહે છે ?

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ટી.વી. ઉપર ક્રિકેટનું જીવંત પ્રસારણ જોવું.

**સવાલ** : ટી.વી. જોવું મના છે જ, પરંતુ આજ કાલ વગર દીનદાર તો ઠીક પરંતુ દીનદાર તેમજ હુફ્ફાઝે કિરામ પણ કોમેન્ટ્રી ટી.વી. ઉપર જુએ છે તો કોમેન્ટ્રી જોવી કેટલા અંશે જાઈઝ છે ? તે પણ કમ્પ્લીટ ટી.વી.ની જેમ હરામ છે કે કેમ ?

**જવાબ** : ટી.વી. ઉપર ક્રિકેટનું જીવંત પ્રસારણ જોવું પણ જાઈઝ નથી.

# (૩૭) મુઆશરત કિંવા સામાજિક

## ૧. મુસલમાને સમશાનમાં અથવા હિન્દુનું કબસ્તાનમાં આવવું.

**સવાલ** : અમારે ગેરકોમ સાથે વહેવાર તથા સંબંધ બહુ છે અને તે ગેરકોમની અંદરમાં કોઈ પણ ગુજરી ગયું હોય તો તેની સમશાન યાત્રામાં જવું કેવું છે ? બીજી વાત એ છે કે અમારે મુસલમાનમાં કોઈ પણ ગુજરી જાય તો ગેરકોમ પણ મૈયતમાં આવે છે અને જનાઝાની નમાઝમાં પણ શામીલ થઈ જાય છે તો આપણે ગેરકોમની સમશાન યાત્રામાં જવું કેવું છે ?

**જવાબ** : મુસલમાન માટે ગેરમુસ્લિમની સમશાન યાત્રામાં જવું જાઈઝ નથી, અલબત્ત તેની તઅઝીયત (ખરખરો) કરી શકાય છે, એ જ પ્રમાણે મુસલમાનના જનાઝામાં ગેરમુસ્લિમનું શરીક થવું દુરૂસ્ત નથી.

[અહસનુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ર૩૩]

"ફતાવા રહીમીય્યહ"માં છે : કોઈક જરૂરત અથવા મસ્લહતને લઈ ગેરમુસ્લિમોથી હળવું–મળવું, એમના દુઃખ–દર્દમાં ભાગ લેવું અને માનવતાના નાતે તેમની મદદ કરવું, ખાસ કરીને જ્યારે કે તે પાડોશી હોય, શરઈ રૂએ જાઈઝ છે, નિય્યત સારી અને ઈસ્લાહની હોવી જોઈએ, દીનમાં કમઝોરીનું પાસું ન હોય, પરંતુ રિવાજોમાં ભાગ લેવું જાઈઝ નથી. માટે, અગર કોઈ ગેરમુસ્લિમ બીમાર થઈ ગયો અથવા તેના ત્યાં કોઈકનું મૃત્યુ થયું તો તેની ખબર પુછવી અને તઅઝીયત કરવી તો જાઈઝ છે, પરંતુ મય્યિત તેમજ સમશાન યાત્રામાં ભાગ લેવો અને તેઓની અન્ય ધાર્મિક રિવાજોમાં શિર્કત કરવું જાઈઝ નથી. [ભાગ–૮ પેજ નં. ૧૮૦]

આપના ત્યાં જે રિવાજ છે કે મુસ્લિમ, ગેરમુસ્લિમની સમશાન યાત્રામાં અને ગેરમુસ્લિમો, મુસલમાનોના જનાઝામાં ભાગ લીએ છે એ ખોટું છે,

એનાથી બચવું અને એને ત્યજવું જરૂરી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. કાફીરો સાથેનો મેળ-મેળાપ.

**સવાલ** : મારો એક હિન્દુ દોસ્ત છે, તેના ભાઈના લગ્ન લેવાયા છે અને મને જમવાની દાવત આપેલ છે. તો મારાથી તેની દાવત કબૂલ કરાય કે કેમ ? અમારા બંનેની ઘણી સારી દોસ્તી છે. તે મારા ઘરે આવે છે અને હું એના ઘરે જાઉં છું અને હું એના ઘરે દાવત ખાવા ન જાઉ તો અમારી દોસ્તી બગડે એમ છે. તફસીલથી જવાબ આપવા વિનંતી.

**જવાબ** : કાફીરો સાથે દિલી મહોબ્બત તેમજ દોસ્તીનો સંબંધ રાખવો જાઈઝ નથી, ધંધાકીય સંબંધ રાખવો જાઈઝ છે. એવા ધંધાકીય સંબંધને લઈ તે દઅવત કરે અને તેને સ્વીકારવામાં મસ્લહત હોવાની સાથે તે ખાવું પાક હોય તો જાઈઝ છે. વિના કારણ તેઓથી મેળ- મેળાપ તેમજ સંબંધ મકરૂહ છે. [ફતાવા : મહમુદીય્યહ : ભાગ-૯ પેજ નં. ૩૬૯]

## ૩. સારા અખ્લાકનો દરજજો નફલી ઈબાદતોથી વધુ.

**સવાલ** : અકસર લોકો વાતચીતમાં કહે છે કે નમાઝ અગર નહીં પઢી હોય તો અલ્લાહ ચાહશે તો સજા દેશે અથવા માફ કરી દેશે, પરંતુ મખ્લૂક બાબતનો ગુનો માફ નહીં કરે અને અલ્લાહને ઈબાદતની કાંઈ નથી પડી, ઘણાં ફરિશ્તા રાત- દિવસ રૂકૂઅ-સજદમાં પડેલા છે. માટે ઈન્સાન ઉપર ભલાઈ અને રહમ કરવું અને ફાયદો પહોંચાડવો કોઈવાર નમાઝથી પણ વધારે ફાયદામંદ અને મગ્ફિરતનો ઝરીયો બને છે. તો ઉપરોકત બાબતમાં શું ક્યારેક કોઈ અમલ નમાઝથી પણ વધી જાય છે ખરૂં ? અને ઉપરોકત વાત કરવામાં નમાઝને કમતર ગણવાનો અર્થ તો થતો નથી ને ? કારણ કે કયારેક માણસ નમાઝી, રોઝાદાર, તહજજુદ ગુજાર હોય છે, પરંતુ પડોશીને સતાવવાના કારણે જહન્નમી બતાવવામાં આવેલ છે, તો કયારેક નમાઝથી મખ્લુકે ખુદા પર રહમ કરવાનો અમલ વધી જાય છે ખરો ?

**જવાબ** : હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે : ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કહેતા સાંભળ્યા કે મુઅમિન પોતાના સારા અખ્લાક વડે રાત્રે તહજ્જુદ પઢનાર અને દિવસે રોઝા રાખનારનો દરજજો મેળવી લે છે. [મિશ્કાત પેજ નં. ૪૩૨] હઝરત અબૂદરદાઅ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે કિયામતના દિવસે ઈમાનવાળાના (નેકીઓના) ત્રાજવામાં સૌથી વજનદાર વસ્તુ જે રાખવામાં આવશે તે સારા અખ્લાક છે.

[મિશ્કાત પેજ નં. ૪૩૧]

## ૪. કોઈની વાત કુર્આન પકડાવવી કબૂલાવવું જાઈઝ છે ?

**સવાલ** : બે માણસોની અંદર તકરાર થતાં બન્નેમાંથી એક માણસે કહયું કે હું જે વાત કરૂં છું તે સાંભળ ! ખરી હકીકત આ છે, એના જવાબમાં બીજા માણસે કહયું કે જો તું આ વાત કુર્આન શરીફ પકડીને કબૂલ કરે તો હું સાચી માનું. શું આવી રીતે કબૂલ કરાવવું સહીહ છે ?

**જવાબ** : મુસલમાન માટે જરૂરી છે કે સત્ય જ કહે. જૂઠ બોલવા ઉપર કુર્આન હદીસમાં ઘણી જ વઈદ (ધમકી) આવી છે અને જૂઠ કબીરહ ગુનો છે, બીજા મુસલમાનને જોઈએ કે પોતાના મુસલમાનભાઈથી સારૂં ગુમાન રાખે અને કોઈ સ્પષ્ટ કારણ વગર તેનાથી બદગુમાની રાખવી ગુનાહ છે. જ્યારે કોઈ માણસ મુસલમાન છે અને કોઈ વાત ખરી હકીકત રૂપે રજૂ કરી રહયો છે તો તેને એવું કહેવું કે તું કુર્આન શરીફ પકડીને કહે તો હું સત્ય માનું, એક જાતની બદગુમાની છે. જેનાથી બચવું જોઈએ અને કુર્આન શરીફ પકડીને પણ વાત કરવાથી કસમ થતી નથી, જ્યાં સુધી જબાનથી કસમનાં શબ્દો બોલ્યો ન હોય. [ઈમદાદુલ મુફતીન, ફતાવા દારુલ ઉલૂમ-કરાચી : ભાગ-૨ પેજ નં. ૭૨૬]

## ૫. કોઈ કારણ યા રૂકાવટથી વાયદો તોડવું તે વાયદા ખિલાફી નથી.

**સવાલ** : ઝેદે બકર પાસે કરજની જરૂર પડયે લેવાનો વાયદો કરેલ. હવે થોડા કલાક બાદ બકરે ઝેદને કહેડાવેલ કે મેં તમોને કરજ આપવાનો વાયદો કરેલ, પરંતુ મારે ઈત્તેફાકન ખર્ચ આવી પડતાં હું કરજ (જ્યારે તમોને જરૂર પડે ત્યારે) આપી શકું તેમ નથી. તો આ મામલો વઅદા ખિલાફીમાં ગણાશે ?

**જવાબ** : વાયદો કરતી વખતે દિલમાં પાકો ઈરાદો એને પૂરો કરવાનો હતો, પરંતુ પાછળથી કોઈ કારણ અથવા રૂકાવટને લઈને પૂરો નહીં કરી શક્યો તો એ વાયદા ખિલાફીમાં દાખલ નથી.

અલબત્ત, પહેલેથી જ દિલમાં એને પૂરો કરવાનો વિચાર ન હતો તો એ ગુનાહ છે. હદીસમાં એને મુનાફિકની નિશાની કહેવામાં આવે છે.

## ૬. ગીબત અને ચુગલીનો તફાવત.

**સવાલ** : ચુગલી અને ગીબત વચ્ચે પાયાનો ફરક શું છે ?

**જવાબ** : કોઈની ગેરહાજરીમાં તેનો તઝકેરો એવી રીતે કરવો, જે તેને નાપસંદ હોય, એ ગીબત છે. અને એક માણસની હાલત બીજા સમક્ષ ખરાબી અને ફિત્નાની નિય્યતે રજૂ કરવી, ચાહે તેની જાણમાં હોય કે ન હોય, એ ચુગલી છે. [ફૈઝુલ બારી : ભાગ-૪ પેજ નં. ૩૯૦]

## ૭. ખૈરખ્વાહિની એક શકલ.

**સવાલ** : કોઈ મુસલમાનની પર્દાપોશી ઉપર વાયદો ફઝાઈલે હદીસ શરીફની કિતાબોમાં આવેલ છે જેનો મફહૂમ છે કે "જે કોઈ મુસલમાન ભાઈની પર્દાપોશી કરશે, કિયામતના દિવસે અલ્લાહ તેની પર્દાપોશી કરશે." પરંતુ એક શખ્સ ગુનાહિત કૃત્યવાળો હોય અને આપણને એમ લાગે કે આ વ્યક્તિથી આપણે કોઈ વ્યક્તિને નહીં ચેતવીએ તો તે તેને છેતરીને કે તેનું કાટલું કરી જશે, તો લોકોને ચેતવવા માટે તેનો રાઝ છતો કરી શકાય અથવા ફકત આટલી ચેતવણી આપી દેવી કે આ વ્યક્તિથી બચતા રહેશો, તેમ કહેવું કે તેના આગલા કરતૂત બીજાની સામે રજૂ કરવાથી ઉપરોકત

ફઝાઈલથી મહરૂમ રહીશું ?

**જવાબ** : બીજા મુસલમાન ભાઈની ખૈરખ્વાહિને લઈ અગર તેને પેલા માણસથી ચેતવવામાં આવે તો વાંધો નથી, જાઈઝ છે, બલકે અગર યકીન હોય કે પેલો માણસ આને નુકસાન પહોંચાડશે તો જરૂરી છે. અલબત્ત, ટૂંકાણમાં ચેતવી દે. પુરી વિગત બયાન કરવાની જરૂરત નથી. હા, અગર બયાન કર્યા વગર બચાવવું મુશ્કેલ હોય તો જરૂરત પુરતી વિગત પણ કહી શકે છે. અલબત્ત, નિય્યત પેલા ભૂંડા માણસની બુરાઈની નહીં, બલકે બીજા માણસની ખૈરખ્વાહિની હોવી જોઈએ. [શામી વિ. ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ભરણ-પોષણ કરનાર સગા સાથે સંબંધ રાખવાથી સાસરાવાળાઓએ રોકવું.

**સવાલ** : અગર એક વ્યક્તિ બચપણથી સાત-આઠ વર્ષની ઉંમરથી કોઈ સગાને ત્યાં રહેતી હતી. તેના સગાએ તેને ભણાવી- પઢાવીને મોટી કરી, શાદી કરી. હવે તે સાસરે રહે છે. સાસરિયાવાળા અગર તેને પોતાના તે સગાઓ સાથે સંબંધ વધારે રાખવાની ના પાડે તો આવી હાલતમાં તે વ્યક્તિ શું કરી શકે ? કારણ કે કોઈનો એહસાન તો ભૂલી શકાતો નથી. એહસાનનો બદલો તો એહસાન જ હોય છે. અગર તે વ્યક્તિ પોતાના તે સગાઓ સાથે છૂપો વ્યવહાર કરે તો ગુનેગાર થશે ?

**જવાબ** : જે સગાએ તે વ્યક્તિનું ભરણ-પોષણ કર્યું છે તે સગાનો આ એક મોટો એહસાન છે અને શરીઅતે એહસાન કરનાર સાથે સદ્‌વર્તનનો હુકમ આપ્યો છે. હવે સાસરાવાળાઓનું તેની સાથે સંબંધ રાખવા માટે રોકવું મુનાસિબ અને દુરુસ્ત નથી અને એ માટે જ સાસરાવાળાઓના રોકવા છતાં અગર તે સગા સાથે છૂપો વ્યવહાર રાખશે તો ગુનેગાર નથી, બલકે રાખવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. રહેઠાણવાળા એરિયામાં એવું મશીન લગાડવું કે લોકોને તકલીફ થાય.

**સવાલ :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ પાડોશીના હુકૂકના બારામાં? અમને પાડોશીથી ખૂબ તકલીફ છે. હું જે મહોલ્લામાં રહું છું તે મહોલ્લામાં મારા ઘરની જમણી બાજુ એક સાથે બે ઘર તથા પ્લોટ છે. આ ત્રણેય એક જ વ્યક્તિના છે. અમે જ્યાં રહીએ છીએ તેની બાજુમાં આ વ્યક્તિ ખરાદી (સંઘેડાથી ઘાટ ઉતારનાર)નું કામ કરે છે અને અમારી બાજુના ઘરમાં રંધા મશીન (પાટીયા સાફ–પોલીશ કરવાનું) તથા કટર મશીન (પાટીયાના ટુકડા કરી એને ગોળ કરવાનું) આવેલા છે. આ મશીનોથી અમને ખૂબ તકલીફ છે. આ મશીનોથી અમારૂં ઘર વાયબ્રંટ (ધ્રુજારી) કરે છે અને કટર મશીનથી ધ્રુજારી તથા ખૂબ અવાજ આવે છે. આ મશીનો ચાલે છે તો અમે સૂઈ શકતા નથી. અમે ગમે તેવી ઉંઘમાં હોય તો મશીન ચાલુ થવાથી અમે જાગી જઈએ છીએ એટલો અવાજ તથા ધ્રુજારી આવે છે. તકલીફના કારણે અમે ઘણી વખત શિકાયત કરી, પરંતુ આ વ્યક્તિએ અમારી તકલીફ દૂર ન કરી અને ખોટા વાયદા કરી ધંધો વધારે વિકસાવે છે અને હું પોતે બ્લડ પ્રેશરનો મરીઝ છું અને ડો. નો અભિપ્રાય એવો છે કે તમો સુકૂનવાળી જગ્યા ઉપર રહો અને વધુ આરામ કરો, તો તમારી તબીયત સારી રહેશે.

અમે રીકવેસ્ટ કરી કે બે નંબરવાળા મકાનમાં મશીનો લઈ જાવ તો ૧ અને ૩ ના વચ્ચે આવી જાય તો કોઈને તકલીફ નહીં થાય. આ વ્યક્તિએ ૨ વાળા મકાનમાં મશીનો લઈ જવાનો વાયદો કર્યો હતો. આ વ્યક્તિ ન તો બાજૂમાં લઈ ગયો અને ૨ નંબરવાળા મકાનમાં સંગારા ફીટ કરી દીધા. ગયા વર્ષે ૨૦૦૪ માં હજ્જમાં ગયા હતા તે વખતે અમારી મુલાકાત કરવા આવ્યા હતા ત્યારે અમે તકલીફ વિષે પાછી વાત કરી તો તેમણે જવાબ આપ્યો : હજ્જમાંથી આવ્યા પછી હું મારો બંદોબસ્ત કરી લઈશ. અમે મુસાફો તથા માફી–સાફી કરી લીધી. હજ્જમાંથી આવ્યા પછી તેઓએ એક અલગ જગ્યા લીધી. એ જગ્યામાં બાંધકામ કરી તેમના ઘરના નીચેના સંગારા ફીટ કરી દીધા. તેમનું ઘર અમારાથી થોડે દૂર સામેની લાઈનમાં છે અને આજ દિવસ સુધી હજ્જમાં જતી વખતે જે વાયદો કર્યો હતો તે પૂરો કર્યો નથી. છેલ્લે રમઝાન માસમાં અમે તેમના છોકરાને કહેવા ગયા હતા કે બહુ અવાજ

આવે છે. તો છોકરાએ જવાબ આપ્યો કે "ઘર વેચી ચાલ્યા જાવ. અમે જવાના નથી." આનો મતલબ એવો થયો કે મશીનો ત્યાં જ રહેશે. એમના કરતાં પહેલાં અમારૂ મકાન છે. જે વખતે મશીનો નાંખ્યા તે વખતે પણ અમે વિરોધ કર્યો હતો, છતાં તે વખતે પણ અમારૂં માન્યું નહીં. આપ સાહેબથી સવાલ એ છે કે અમો લડાઈ–ઝઘડો પસંદ કરતા નથી અને લડાઈ–ઝઘડો સારી વાત નથી. એ માટે અમે શરીઅતથી મસ્અલો સુલઝાવવા માંગીએ છીએ. અમે દરેક રીતે સમજાવી ચૂકયા છીએ અને આ વ્યક્તિ પોતે હાજી તથા દીનદાર છે અને સૌમો–સલાતનો પાબંદ છે, આમ છતાં પણ અમારી તકલીફ દૂર કરતાં નથી, તો શરીઅતનો આ માટે શું હુકમ છે ? જેનાથી અમારૂં ઝહન સાફ થાય. આ પછી કાનૂની કાર્યવાહી કરીએ તો અમે અલ્લાહના ગુનેગાર બની શકીએ ?

**જવાબ** : રહેઠાણવાળા એરીયામાં કોઈ માણસ પોતાની માલિકીના મકાનમાં કારોબાર રૂપે કોઈ સંચો લગાવે અથવા આટો પીસવાની ચક્કી ગોઠવે, જેનાથી તેનાં પાડોશીઓને તકલીફ થતી હોય તો તે માણસને એમ કરવાથી રોકવામાં આવશે અને જો તે રોકવા છતાં પોતાના આ કૃત્યને છોડતો ન હોય તો સરકારી મદદ લઈ તેના તરફથી પહોંચી રહેલી આ તકલીફ દૂર કરવામાં આવશે. [ફતાવા આલમગીરી ભાગ–૫ પેજ નં. ૩૭૪ ઉપર એ વિષયને લગતા મસાઈલ મવજૂદ છે.]

આપે સવાલમાં દર્શાવ્યા મુજબ આપના પડોશમાં રંધા મશીન અને કટર મશીન લગાવી આપનો પડોશી જે કારોબાર કરી રહ્યો છે અને તેના લઈ આપ તકલીફમાં મૂકાય ગયા છો. તેને પોતાના આ મશીનો હટાવી લેવાનું કહેવા છતાં અને તેણે એનો વાયદો કર્યા છતાં આજ સુધી એ ઉપર અમલ કર્યો નહીં, બલકે આપના લખવા મુજબ તેમના છોકરાએ જવાબ આપ્યો કે "ઘર વેચી ચાલ્યા જાવ. અમો જવાના નથી." તેમનું આ વર્તન શરઈ રૂએ સખ્ત ગુનાહિત અને વખોડવા પાત્ર છે. તેઓ તરફથી પહોંચી રહેલ આ તકલીફને દૂર કરવા માટે કાનૂની પગલા લેવાના આપ શરઈ રૂએ હકદાર છો. એમ કરવાથી આપ લેશમાત્ર ગુનેગાર નથી, બલકે એવા દુઃખ

પહોંચાડનારાઓ સામે કાનૂની કાર્યવાહી આવશ્યક છે, જેથી અલ્લાહના બંદાઓ સુકૂનનું જીવન ગુજારી શકે.

# (૩૮) બંદાઓના હકો

## ૧. હુકૂકુલ્લાહ અને હુકૂકુલ્ઈબાદ ભેગા થઈ જાય તો હુકૂકુલ્ઈબાદ પ્રથમ.

**સવાલ** : એક શખ્સ બચરવાળ હોય, અવલાદની કસરત હોય અને કરજ રહેતું હોય તો તેવા શખ્સે કોઈને લિલ્લાહ મદદ રૂપિયા–પૈસાથી કરવી કેવી છે? તેના ઉપર કરજ હોય પ્રથમ કરજ ભરે કે મસ્જિદ મદ્રસામાં કે કોઈ ગરીબની મદદ કરવી ? અગર કોઈ ગરીબને એકના દસ દુનિયામાં મળે અને આખિરતમાં ૭૦ મળે તે યકીન સાથે કરજ હોય તો પણ દાન કરી શકે ?

**જવાબ** : કરજ અને હુકૂકુલ ઈબાદની અદાયગી ફરજ અને જરૂરી હોવાથી તે અગ્રીમ છે. સદકો–ખયરાત નફલનો દરજ્જો ધરાવે છે.

## ૨. જમાઅતના માણસો આપસમાં મશ્વરા વગર ચુંટણીથી કોઈ કામ કરી શકે ?

**સવાલ** : અમારી બિરાદરીની એક જમાઅત છે. જે જમાઅતનું પદ્ધતિસર આયોજન કરવા માટે કારોબારી તેમજ હોદ્દેદારો ઈસ્લામિક તરીકાથી બનાવવા માંગીએ છીએ, તો ઈસ્લામિક તરીકાથી ચુંટણી તેમજ મશ્વેરાથી નક્કી કરવું સાબિત છે કે ફકત મશ્વેરાની રીતજ સાબિત છે ? અગર ચુંટણી દ્વારા આયોજન કરીશું તો ઈસ્લામી તરીકાના વિરૂદ્ધ ગણાશે, તો જમાઅતનું આયોજન ઈસ્લામી રીતે કેવી રીતે કરવું ?

**જવાબ** : ઈસ્લામ એ ચાહે છે કે એના આદેશોનું પાલન કરી ઈસ્લામી હુકમ મુજબ વ્યવસ્થા ચલાવવી, એ માટે ચુંટણી અથવા મશ્વેરો જે રીત

અપનાવવા ચાહો અપનાવી શકો છો. ચુંટણીમાં એ વાતનો ખ્યાલ રહે કે જે માણસને વોટ આપવામાં આવે છે, તે કામ માટે લાયક હોવો જોઈએ. કારણ કે વોટ આપનાર વોટ આપી શહાદત (ગવાહી) આપી રહયો છે કે આ માણસ લાયક છે. માટે નાલાયક હોવાની સૂરતમાં વોટ આપનાર ગુનેગાર ઠરશે.

[જવાહિરુલ ફિકહ : ભાગ-૨ પેજ નં. ૨૯૨]

## ૩. ગીબત કરવી કોઈ કારણસર જાઈઝ છે ?

**સવાલ :** એક માણસ એનાં સગા-વહાલામાંથી એક માણસને બુરી હરકતો કરતા જુએ અને એની ઈસ્લાહ માટે એ વ્યકિત એના બાપને ચેતવણી આપે તો એવી સૂરતમાં એ ગીબત ગણાશે ? (દા.ત.) કાકાએ પોતાના ભત્રીજાની આદતો વિષે પોતાના ભાઈને ખબરદાર કર્યો. આવી બીજી કોઈ સૂરતો છે જેમાં આવી રીતે કરવાથી ગીબત નથી લેખાતી ?

**જવાબ :** અગર ખબર આપનાર માણસને શ્રધ્ધા છે કે બાપ તે છોકરાને બુરા કામથી રોકવા શકિતમાન છે અને તેની ઈસ્લાહ કરી શકે છે તો ખબર કરવી જોઈએ. તે સૂરતમાં ગીબત કહેવાશે નહીં. અગર બાપ તેને રોકવા ઉપર શકિતમાન ન હોય તો પછી ન કરે, કારણ કે તે વ્યર્થ છે.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ-૫ પેજ નં. ૨૮૯]

## ૪. તૌબાથી માલી હુકૂક માફ થશે નહી.

**સવાલ :** હરામ ખાધાનો ગુનો તૌબાથી માફ થઈ જશે, મતલબ કે જે કોઈનો ગેર વહેરીક માલ ખાધો હશે તે ગુનો અલ્લાહથી માફી તૌબા કરવાથી માફ થશે ?

**જવાબ :** તૌબાથી એ ગુનો પણ માફ થઈ જાય છે, પરંતુ તેની તૌબાની એક શર્ત એ પણ છે કે જેનો માલ હરામ રીતે દબાવી દીધો હોય તેનાથી માફ કરાવવામાં આવે અથવા તેનો એટલો હક અદા કરી દેવામાં આવે.

## ૫. 'મા' ની નારાજગી સાથે કોઈ ઓરત સાથે નિકાહ કરવા.

**સવાલ :** એક છોકરાએ એક છોકરીને ત્યાં શાદીનો પેગામ પૂછાવ્યો તો છોકરી પણ રાજી અને છોકરો પણ રાજી, પરંતુ છોકરીની વાલિદહ સખત નારાજ છે, તો વાલિદહને નારાજ રાખી અગર એ બંનેની શાદી કરાવી દેવામાં આવે તો કંઈ નિકાહમાં વાંધો આવશે ? છોકરીના વાલિદ સાહબ ગુજરી ગયા છે. છોકરીનો ભાઈ મોજૂદ છે. આ મસ્અલાનો ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ :** છોકરી અગર આકિલહ–બાલિગહ છે, તો તેની રઝામંદીથી કરવામાં આવેલા નિકાહ ચાહે એની વાલિદહ નારાજ હોય–સહીહ થઈ જશે, પરંતુ વાલિદહની નારાજગી મામૂલી વસ્તુ નથી કે તે તરફથી નજર ફેરવી લેવામાં આવે. હઝરત અબૂ દરદાઅ (રદિ.)ની સેવામાં એક માણસ આવ્યો અને અરજ કરી કે : “મારી એક ઓરત છે અને મારી માં તેને તલાક આપવા માટે કહે છે.” તો હઝરત અબૂ દરદાઅ (રદિ.)એ ફરમાવ્યું કે : “મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાવતાં સાંભળ્યા કે “માં જન્નતનો શ્રેષ્ઠ દરવાજો છે. હવે અગર તું ચાહે તો એ દરવાજો સાચવી રાખ અથવા બગાડી નાખ.” [મિશ્કાત પેજ નં. ૪૨૦] હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે : “મારા નિકાહમાં એક ઓરત હતી. હું તેણી સાથે મુહબ્બત રાખતો હતો અને હઝરત ઉમર (રદિ.) તેને નાપસંદ કરતા હતા એટલે તેમણે મને કહયું કે “તું એને છૂટી કરી દે અને મેં ઈન્કાર કર્યો તો હઝરત ઉમર (રદિ.) એ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થઈ આ વિગત જણાવી તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ મને હુકમ આપ્યો કે એને તલાક આપી દે.” [મિશ્કાત પેજ નં. ૪૨૧] માટે માંની નારાજગી છતાં નિકાહ કરવા પહેલાં વિચારી લેવું.

# (૩૯) મિયાં–બીવી

## ૧. શોહર ઓરતને માનવાચક સંબોધનથી બોલાવી શકે

છે ?

**સવાલ :** બીવી શોહરને તેના મર્તબાના આધારે તમો અમોમાં બોલાવે એ સ્વાભાવિક છે, પરંતુ શોહર તેની ઓરતને તમો અમોમાં બોલાવે એ કેવું છે ? અને હંમેશા એ મુજબ તેમની રોજીંદી જિંદગીમાં હું જોઉં છું. તો ખુલાસો જણાવશો. મેં હજુ સુધી કોઈ શોહરને તેની ઓરતને તમો અમોમાં બોલાવતા જોયા નથી.

**જવાબ :** શોહર પોતાની બીવીને માનવાચક સંબોધનથી બોલાવે તો શરઈ રૂએ એમાં કોઈ વાંધો નથી, બલકે શરીઅતની તાલીમાતને નજર સમક્ષ રાખી કહી શકાય છે કે શોહરનું આ કૃત્ય સરાહનીય છે.

## ૨. ધણી ધણીયાણીના પરસ્પરના હકો બાબત એક અગત્યની ચોખવટ.

**સવાલ :** એક કુટુંબ પરદેશમાં વસાહત કરે છે. જેમાં ધણી ધણીયાણી અને ત્રણ છોકરીઓ અને એક છોકરો છે. જેમાં મર્દ તબ્લીગને લગતું કામ કરે છે અને વધુ ભાગે જમાતમાં પણ જાય છે. પરંતુ તેના ઘરના હાલાત એવા છે કે મર્દ પોતાની ઓરત પર ઘણો જુલ્મ કરે છે. એવા જુલ્મ અને ત્રાસથી ઓરતને માનસિક બીમારી (હીસ્ટેરીયા)ની અસર છે તથા ઓરત ઘણી ખાનદાની અને નેક છે તથા નમાઝની પાબંદ છે, પરંતુ તેમની વચ્ચે જે અંગત ઝઘડાઓ થાય છે જે, આ મુજબ છે :

(૧) કોઈ દિવસ ઓરત ઘણી બીમાર હોય અને આ હાલતમાં મર્દ પોતે જમાતમાં જાય છે. ઓરત ના કહે છે કે તમો હમણાં ન જાવ, તો પણ મર્દ જમાતમાં જાય છે. તો મર્દનું જમાતમાં જવું કેવું છે ?

(૨) આ ઓરત ખાવાનું રાંધે છે જે પોતે બીમાર છે, અને મર્દ તેને કહે છે કે ખાવાનું બચવું જોઈએ નહીં તેમ ઘટવું પણ જોઈએ નહીં. ઘરમાં નાના બચ્ચાં હોય સ્વભાવિક રીતે થોડું ખાવાનું બચતું હોય છે તો ઓરત મર્દના મારથી બચવા માટે બચેલું ખાવાનું પણ બળજબરીથી પુરૂં કરે છે. ત્યારે કોઈક વાર અચાનક એક બે મહેમાનને વગર દાવતે લઈ આવે છે અને

ખાવાનું કાઢવાનું કહે છે, પછી ખાવાનું ખત્મ થઈ જાય તો નાહક જુલ્મ કરે છે કે ખાવાનું ઘટી કેમ ગયું? બીમાર હાલતમાં ઓરતે ખાવાનું પકાવવું, મહેમાની કરાવવી ઉપરાંત બે ત્રણ જાતના શાક બનાવવા અને તે પણ વધ ઘટ થયા વિના તો શું આ સરાસર જુલ્મ નથી ?

(૩) આવી બીમાર ઓરત સાથે મર્દ હંમેશા ગાલી ગલોચ કરે છે અને તલાકની પણ ધાક આપે છે અને ઝઘડા દરમિયાન બે શર્તિય્યહ તલાક પણ આપી દીધી છે અને હંમેશા કહે છે કે ઊંધું ચિત્યું કરી નાંખીશ અને મર્દ પોતાનો સ્વાર્થ હોય ત્યાં સુધી જ (એટલે કે ખ્વાહીશ પૂરી કરવા માટે જ) વર્તાવ કરે છે અને પછી ઓરતની સેવા તો દૂર રહી, તેને ઓરત પણ કહેતો નથી. આ વિશે મુફ્તીયાને કિરામ શું કહે છે ?

(૪) હવે મર્દે પોતાના માં બાપ અને ભાઈઓને પરદેશમાં બોલાવ્યા. જેમાં મર્દ ઓરત બન્નેને ખર્ચ થયો અને ઓરતે પોતાના નાના બચ્ચાંની સેવા કરવી, મર્દની સેવા કરવા ઉપરાંત તેના માં બાપ અને દિયરોની પણ ખિદમત કરવી પડે છે તથા મર્દ કોઈ પણ વાતનો સલાહ મશ્વરો પોતાના ભાઈઓ સાથે કરે છે. જ્યારે ઓરતને તે વાતથી બિલકુલ વાકેફ કરે નહીં, આટલી સેવા ચાકરી કરવા પછી પણ દિયરો અને સાસુ સસરા ઝઘડો કરે છે. એવી બીમારીની હાલતમાં કોની કોની ખિદમત કરવી ફર્ઝ છે ? આ ઉપરાંત મર્દની બે બહેનો ઈન્ડિયામાં છે જેને બોલાવવા માંગે છે, પરંતુ જ્યારે આ ઓરત ઈન્ડિયામાં હતી ત્યારે બન્ને નણંદો તેની સાથે ઘણો ઝઘડો કરતી હતી. આવી ઝાલીમ નણંદોને હાથે કરીને પોતાના ઉપર મુસલ્લત કરવું અને આ ઝઘડાની વાકેફિયત હોવા છતાં પોતાના ખર્ચે પોતાના ઘરમાં (પોતાના સહી સિક્કાવાળા) બોલાવવા વિશે શરીઅત શું કહે છે ?

(૫) બીજું એ કે ઓરતની જુવાન છોકરીઓ ઘરમાં એકલી છે અને છોકરીઓની માં (ઓરત) બીમારીના ઈલાજ માટે ઈન્ડિયા આવેલી છે અને બાપ (મર્દ) રાત દિવસ જમાતમાં ફર્યા કરે છે તો શું જુવાન છોકરીઓને ઘરમાં એકલી રાખવી (પરદેશના માહોલમાં) અને શું મસ્અલો એવું કહે છે કે જમાતમાં રાત દિવસ ફરો અને ઘરમાં જુવાન છોકરીઓ એકલી રહે ?

(૬) બીજું કે બીમાર ઓરતની સેવા ચાકરી કરવી શું મર્દના માટે જરૂરી નથી ? તથા તેણીને ટિકિટ તેમજ દવાનો ખર્ચ આપવું મર્દના શિરે જરૂરી નથી ? મહેરબાન મુફ્તી સાહબ અમારા ઉપરોક્ત મુજબના રોજબ રોજના બનતા બનાવો વાંચી અમને યોગ્ય માર્ગદર્શન આપશો કે જેથી અમારૂં જીવન એક ફૂલોથી મહેકતો જન્નતનો આલીશાન બગીચો બને.

**જવાબ :** શરીઅતે મીયાં બીવીને તેઓની ઉપર લાગુ કરવામાં આવેલી જવાબદારીઓ બતલાવી છે કે મર્દો ઉપર ઓરતોના હક્કોની અદાયગી એવી જ જરૂરી છે જેવી કે ઓરતો ઉપર મર્દોના હક્કોની અદાયગી જરૂરી છે. وَلَهُنَّ مِثْلُ الَّذِىْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ. એમાં ઈશારો છે કે દરેક પક્ષે પોતાના હક્કોની માંગણી કરવાને બદલે પોતાની જવાબદારીઓને નજર સમક્ષ રાખવી જોઈએ. અગર તેઓ આ પ્રમાણે કરશે તો હક્કોની માંગણીનો ઝઘડો જ નહીં થાય, કારણ કે મર્દની જવાબદારીઓ જ ઓરતના હક્કો છે અને ઓરતની જવાબદારીઓ જ મર્દના હક્કો છે. એટલે જ્યારે બન્ને પોત પોતાની જવાબદારીઓ અદા કરશે તો આપો આપ હક્કો અદા થઈ જશે. આજ કાલ દુન્યાના તમામ ઝઘડાઓની શરૂઆત અહીંયાંથી જ થાય છે કે દરેક વ્યક્તિ પોતાના હક્કોની માંગણી તો મુકે છે, પરંતુ પોતાની જવાબદારીઓની અદાયગી તરફથી ગફલત વર્તે છે. જેનું પરિણામ હક્કોની માંગણીની લડાઈના રૂપમાં આવે છે જે આજ કાલ લોકોમાં ચાલી રહી છે.

[મઆરીફુલ કુર્આન]

હદીસમાં છે કે ઓરત ઉપર લોકોમાં સૌથી મોટો હક્ક ધણીનો છે અને મર્દ ઉપર લોકોમાં સૌથી વધુ હક્ક માંનો છે. (હાકિમ) બીજી એક હદીસમાં છે કે અગર ઓરત પાંચ વખતની નમાઝ પઢે, રમઝાનના રોઝા રાખે અને પોતાની શર્મગાહની હિફાઝત કરે તેમજ પોતાના ધણીની ફરમાં બરદારી કરે તો જન્નતમાં દાખલ થઈ જાય છે. [મુસ્નદે અહમદ]

એક ઓરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થઈ અને અરજ કરી કે હું ઓરતો તરફથી આપની સેવામાં હાજર

થઈ છું. મર્દો ઉપર અલ્લાહે જિહાદ ફર્ઝ કર્યો છે. તેમાં તેઓને કાંઈક તકલીફ પહોંચે તો તેઓને સવાબ મળે છે અને જો શહીદ થઈ જાય તો પોતાના પરવરદિગારના સમીપ જીવંત રહી રોઝી મેળવે છે અને અમો ઓરતો જે તેઓની સેવા ચાકરી કરીએ છીએ, તો એ સવાબમાં અમને શું મળશે ?

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે ઓરતોથી તમારી મુલાકાત થાય તેઓને આ પૈગામ પહોંચાડી દો કે ધણીની ફરમાં બરદારી અને તેના હક્કોને માન્ય રાખવું અલ્લાહના રસ્તામાં જિહાદના બરાબર છે, પરંતુ તમારામાંથી ઘણી જ ઓછી ઓરતો એવું કરે છે. [મુસ્નદે બઝ્ઝાર, તબરાની]

ધણીના હક્કોમાંથી એક મોટો હક્ક એ પણ છે કે ઓરત પોતાના ધણીના સગાં વ્હાલાઓ તથા ભાઈ બહેનોથી સારી વર્તણૂંક રાખે. તેઓની સાથે સારા અખ્લાકથી વર્તે, કારણ કે ઓરતની આ સારી વર્તણૂંકથી ધણીને ખુશી થશે. તેને સાંત્વના મળશે અને ઘરેલું જીવનમાં મીયાં બીવીનો આપસનો સંબંધ ગાઢ બનશે. મહોબ્બત વધશે. [ઈસ્લામ ઔર શાદી : પેજ નં. ૧૬૨]

માટે તમારી વિટંબણોનો અસલી ઈલાજ તો એ છે કે તમે વધુમાં વધુ રીતે ધણીના હક્કો અદા કરી તેના દિલમાં જગા મેળવો. મોહબ્બતનો રિશ્તો મજબૂત કરો. આ રીતે પ્રશ્નો કરવાથી તમારો પ્રશ્ન હલ થશે નહીં. હવે આપના પ્રશ્નોના જવાબ જુઓ.

(૧) જમાતમાં જવા માટે મર્દે ઓરતની રજા લેવી જરૂરી છે એવું કોઈ કિતાબમાં નથી. અલબત્ત અખ્લાક અને માનવતાનો તકાઝો એ છે કે ઓરત બીમાર હોય અને ધણીની દેખરેખની મોહતાજ હોય તો ધણીએ સંજોગો અને હાલાતને નજર સમક્ષ રાખી એવા ટાઈમે કોઈ સફર ન કરવો જોઈએ.

(૨–૩) ધણીના માલની હિફાઝત કરવી ઓરતની ફરજ છે. જેથી તેણે ખાવા પકાવવામાં એ વાતનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ કે કોઈ બગાડ ન થાય અને થોડું ઘણું ખાવું બચવું એ સ્વભાવિક વાત છે. એવી સ્વભાવિક બાબતમાં મર્દ તરફથી ઓરતને મારવાની ઈજાઝત નથી. એવી બાબતમાં મારવું હિણપત ભર્યું હોય એક મોમીનની શાન નથી અને જો બીમારીને

લઈ ખાવું પકાવવા માટે શકિતમાન નથી તો તેને એ માટે મજબૂર કરી શકાય નહીં અને એવી હાલતમાં મારવું સરાસર ઝિયાદતી છે, બલકે એવી હાલતમાં ઘરકામમાં એની મદદ કરવી જોઈએ. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઘરકામમાં પોતાની પાક બીબીઓની મદદ ફરમાવતા હતા.

[બુખારી શરીફ]

(૪) નણંદોને બોલાવવા માટેનો ખર્ચ શરઈ રૂએ ઓરત ઉપર વાજીબ નથી. એ માટે મર્દ ઓરત ઉપર કાંઈ પણ દબાણ લાવી શકતો નથી, તે છતાં ઓરત મર્દની રઝામંદી ખાતર એમાં હિસ્સો લેવા ચાહે તો લઈ શકે છે. મર્દ માટે જરૂરી છે કે એકના હક્કને લઈ બીજાનો હક્ક ન મારે.

(૫) પોતાની ઓરત તેમજ પોતાની દિકરીઓની ઈઝઝત આબરૂની હિફાઝત કરવી મર્દની ફરજ છે. કોઈ એવું કૃત્ય કરવું જેના પરિણામ રૂપ તેઓની ઈઝઝત આબરૂ ભયમાં પડતી હોય એ જાઈઝ નથી.

(૬) શરઈ ફિકહી રૂએ વાજીબ નથી. અલબત્ત હુસ્ને સુલૂકનો તકાઝો અવશ્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. પતિ-પત્નિની આપસમાં એકબીજાની એંઠી વસ્તુ ખાવી જાઈઝ છે.

**સવાલ** : દૂધ કે દૂધમાંથી બનાવેલી વાનગી જેવીકે ખીર, બાસુંદી, આઈસ્ક્રીમ પોતાના ખાવિંદની એંઠી (બોટેલી) ખાય શકાય કે નહીં ? ઘણાં લોકોનું કહેવું છે કે ઓરત– ખાવિંદ એકબીજાનું એંઠું દૂધ ખાય શકે નહીં.

**જવાબ** : પત્નિ માટે પોતાના પતિએ ખાઈ અથવા પીને એંઠી છોડેલી ખાવા–પીવાની વસ્તુઓ ખાવી તેમજ પીવી કોઈ પણ પ્રકારની કરાહત વગર જાઈઝ છે. (ચાહે તે દૂધ યા દૂધમાંથી બનાવેલી હોય અથવા અન્ય કોઈ ખાવા–પીવાની વસ્તુ હોય). એ જ પ્રમાણે પતિ માટે પત્નીની એંઠી (બોટેલી) વસ્તુ ખાવી પીવી વિના વાંધે જાઈઝ છે. હદીસમાં છે : "હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે હું હયઝની હાલતમાં કોઈ વસ્તુ પીને તે (બચેલી વસ્તુ) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને આપતી હતી તો

આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમ મેં (વાસણમાં) જે જગ્યાએ મોઢું મુકી તે પીધી હતી તે જ જગ્યાએ મોઢું રાખી પીતા હતા."

[શામી : ભાગ-૧ પેજ નં. ૧૬૩]

# (૪૦) નામ

## ૧. ફિરોઝ નામ બદલવું કે નહી.

**સવાલ** : મારૂં નામ ફિરોઝ છે. મને અમારા મૌલાનાએ કહ્યું કે નામ બદલી નાંખો, ફિરોઝ નામ રાખવું સારૂં નથી. તો ફિરોઝ નામ રાખવું કેવું છે ?

**જવાબ** : હઝરત ઉમર (રદિ.)ને કત્લ કરનાર અબૂ લુઅલુઆનું નામ ફિરોઝ હોવાને લઈ કેટલાક લોકો એ નામને પસંદ કરતા નથી, કારણ કે ઈરાનીઓ એ ખાતર જ એ નામને પસંદ કરે છે, પરંતુ અર્થ જોતાં એ નામ બુરૂં નથી. એનો અર્થ થાય છે : સફળતા પ્રાપ્ત કરનાર. તે સિવાય હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમના એક સહાબીનું નામ પણ ફિરોઝ હતું, જેમણે નુબુવ્વતના એક જૂઠા દાવેદાર અસ્વદે અનસીને કત્લ કર્યો હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમને આખરી બીમારીની હાલતમાં વહી વડે આ સમાચાર મળ્યા તો આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "ફાઝ ફિરોઝ." અર્થાત્ "ફિરોઝ સફળ થઈ ગયા." માટે આ નામ અગર આપનું રાખવામાં આવ્યું છે, તો મારી જાણ મુજબ એને બદલવું જરૂરી નથી.

## ૨. બાળકોના નામો રાખવા બાબત ખાસ આદેશો અને "સમીરા" નામનો અર્થ.

**સવાલ** : મેં મારી છોકરી જે હાલમાં સવા વરસની છે તેનું નામ 'સમીરા' રાખ્યું છે. કરાચી ખાતે અમારા સંબંધીને ત્યાં પણ એક છોકરીનું નામ સમીરા રાખ્યું હતું. થોડા વખત બાદ ત્યાંથી કાગળ આવ્યો કે સમીરા નામનો અર્થ

બહુ સારો નીકળતો નથી અને ઈસ્લામી તરીકા મુજબ ઠીક નથી. મને પણ આ વાતની ઈન્ડીયા ખાતે તહકીક કરવાનું કહયું તો આપ સાહેબને નમ્ર ગુજારીશ છે કે : (૧) "સમીરા" નામ કેવું ? (૨) ઈસ્લામી તરીકા મુજબ એનો અર્થ કાંઈ નાપસંદ તો નીકળતો નથી ? (૩) "સમીરા" નો અર્થ શું નીકળે છે ? ઈસ્લામી નામોની કિતાબો જોઈને તમારા અભિપ્રાય મુજબ એ નામ કેવું છે તે મને ખુલાસાવાર જણાવવા મહેરબાની કરશો. નામમાં કાંઈ વાંધા જેવું નહીં હોય તો ચાલુ રાખીશ. બદલવા જેવું હોયતો હજી ટાઈમ છે.

**જવાબ** : આદિકાળથી ચાલ્યો આવતો ઈન્સાની દસ્તૂર એ છે કે જ્યારે બાળક પેદા થાય છે ત્યારે એના મા–બાપ એના માટે એકાદ નામ નકકી કરે છે, જેથી એના વડે તે ઓળખાય છે અને બધાથી અલગ તારવી શકાય છે. ઈસ્લામ એક સંપૂર્ણ ધર્મ હોવાને લઈ આ બાબતમાં પણ એણે કાળજી રાખી એ વિષે ખાસ ખાસ આદેશો આપ્યા છે, જેનાથી એનું મહત્ત્વ જણાઈ આવે છે. એમાંથી કેટલાક આ પ્રમાણે છે :

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે દરેક નવજાત બાળક અકીકાથી બંધાયેલું છે. સાતમાં દિવસે એના તરફથી જાનવર ઝુબહ કરવામાં આવે અને ત્યારે એનું નામ રાખવામાં આવે તથા માથાના વાળ મૂંડવામાં આવે. [હદીસ] એનાથી જણાયું કે નવજાત બાળકનું નામ સાતમાં દિવસે રાખવામાં આવે. જો કે બીજી હદીસોથી એનો જન્મ જે દિવસે થયો હોય તે દિવસે પણ રાખવાનું જણાય છે. ઉલમા લખે છે કે અગર અકીકો કરવાનો વિચાર છે તો સાતમાં દિવસે અકીકો કરી નામ રાખે, નહીં તો પહેલાં દિવસે રાખી લે. જો કે આ બાબત સંપૂર્ણ છૂટ છે કે એથી આગળ પાછળ પણ કરી શકાય છે, વાંધા જેવું કાંઈ નથી. (૨) હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "તમને કિયામતના દિવસે તમારા અને તમારા બાપના નામ લઈ પુકારવામાં આવશે, માટે તમારા નામો સારાં રાખો." [હદીસ] એનાથી જણાયું કે મા–બાપને જોઈએ કે સારૂં નામ રાખે અને ખરાબ નામ રાખવાથી બચે. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જાણમાં અગર કોઈ ખરાબ નામ આવતું તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તેને બદલી

નાખતા હતા. (૩) જે નામો અલ્લાહ તઆલાની પાક ઝાત માટે ખાસ છે તે પણ ન રાખે. (૪) એવા નામો જે ગેરમુસ્લિમોમાં રાખવમાં આવે છે તેનાથી પણ બચવું જોઈએ, જેથી નામ વિષે પણ મુસ્લિમ કૌમનું આગવું અસ્તિત્વ અને પ્રતિભા જળવાઈ રહે. બીજી કૌમમાં રાખવામાં આવતા નામો રાખવાથી મુસ્લિમોનું કૌમી અને મિલ્લી અસ્તિત્ત્વ જોખમાય છે અને પરિણામરૂપ એના બીજી કૌમોમાં ભળી જઈ ખતમ થઈ જવાનો ભય ઉપસ્થિત થાય છે. [તર્બિયતુલ્અવલાદિ ફીલ ઈસ્લામ : ભાગ–૧ પેજ નં. ૭૬–૮૧] એટલા માટે જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ નબીઓના નામો રાખવા ઉપર ભાર મૂકયો છે. [અબૂદાવૂદ શરીફ] જેથી તે બુઝુર્ગ હસ્તીઓની યાદ એ રૂપમાં જળવાઈ રહે અને આ રીતે જીવનાર દરેક ક્ષેત્રમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ બીજી કૌમથી અલગ તરી આવે. આપે પોતાની સાહબઝાદીનું નામ જે "સમીરહ" રાખ્યું છે તો અરબી ભાષામાં એનો અર્થ "વાતો કરનારી" થાય છે. અરબમાં પહેલાં એ રિવાજ હતો કે ચાંદની રાતમાં બધા બેસીને વાતો માંડતા એને અરબીમાં સમર કહેતા. એ ઉપરથી આ શબ્દ બન્યો, એટલે અર્થ જોતા આ નામ ખરાબ નથી લાગતું. અલબત્ત સહાબી ઓરતોમાં આ પ્રમાણેનું નામ નથી જણાતું. હા, "સુમયરહ" નામ એક મુહાજિર સહાબિય્યહનું છે માટે જો આપ પોતાની સાહબઝાદીનું નામ પણ "સમીરહ" થી બદલી "સુમયરહ" કરી દેશો તો સારૂં રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. બાળકોના નામો વિષે હિદાયત.

**સવાલ** : મારા ભાણેજનું નામ અમે "મુહમ્મદ અલય" રાખ્યું છે. તો શરીઅતની રૂએ એ નામ રાખવું કેવું છે?

**જવાબ** : બાળકનું નામ સારૂં રાખવું પણ તેનો એક હક છે. માટે તેનું સારૂં નામ રાખવું જોઈએ. નામની પણ અસર પડે છે. મઆરિફુલ હદીસમાંથી કેટલીક રિવાયતો ટાંકવામાં આવે છે :

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ

કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "બાપ ઉપર બાળકનો એ પણ હક છે કે તેનું સારૂં નામ રાખે અને સારા અદબો શીખવી તેને શણગારે."

(૨) હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે માણસ પોતાના બાળકને સૌથી પહેલી ભેટ નામની આપે છે, માટે તેને જોઈએ કે તેનું સારૂં નામ રાખે."

(૩) હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યું કે "કિયામતના દિવસે તમને તમારા અને તમારા બાપનાં નામો વડે પૂકારવામાં આવશે, માટે તમે સારાં નામ રાખો."

(૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "તમારા નામોમાં અલ્લાહ તઆલાને સૌથી વધુ પ્યારૂં અને પ્રિય નામ *અબ્દુલ્લાહ* અને *અબ્દુર્રહમાન* છે."

અન્ય એક રિવાયતમાં છે કે પયગમ્બરોનાં નામો ઉપર નામ રાખો. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાના સાહબઝાદહનું નામ ઈબ્રાહીમ રાખ્યું હતું. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાના નવાસાઓનાં નામ હસન અને હુસૈન રાખ્યાં હતાં.

ઉપરોકત હદીસોથી માલૂમ પડયું કે બાળકોના નામ સારાં રાખવાં જોઈએ. અર્થાત્ યા તો અલ્લાહ તઆલાનાં નામો સાથે જેમ કે અબ્દુલ્લાહ, અબ્દુલ કાદિર, અબ્દુલ કુદ્દૂસ વગેરે અથવા પયગમ્બરોનાં નામોની જેમ ઈબ્રાહીમ, ઈસ્માઈલ વગેરે અથવા સહાબાના નામોની જેમ અબૂ બક્ર, ઉમર વગેરે.

આજ–કાલ નામો બાબત ઘણી જ કોતાહી તેમજ અતિશયોકિતથી કામ લેવામાં આવે છે. કેટલીક જગ્યાએ તો નામ રાખતી વખતે તેનો શું અર્થ થાય છે એ તરફ બિલકુલ ધ્યાન દેવામાં આવતું નથી. માટે ઘણું જ સોચી–વિચારી આલિમોથી મશ્વેરો લઈને નામ રાખવું જોઈએ. [હદયએ

ખવાતીન : ભાગ-૨ પેજ નં. ૧૩૧ થી ૧૩૩] આપે પોતાના ભાણેજનું નામ બે વિભાગમાં રાખ્યું છે. પહેલાં વિભાગમાં મુહમ્મદ તો બિલકુલ દુરૂસ્ત અને સરાહનીય છે. બીજા વિભાગમાં "અલય" રાખ્યું છે, જેનો કોઈ મુનાસિબ અર્થ થતો નથી, માટે આપ "અલય" ની જગ્યાએ "અલી" કરી આપો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૧) લીબાસ

## ૧. વર્તમાન યુગના ફેશનેબલ બુરખા વિષે.

**સવાલ** : આજ કાલ ઓરતોમાં જે પરદેનશીન હોય છે. એક ફેશન ચાલી છે, જે પરદી પહેરે છે. જેમાં નાક, આંખ, અર્ધો ચેહરો ખૂલ્લો રહે એવી બુરખા ઉપર પરદી પહેરે છે અને બુરખા ઉપર જાતજાતની ફૂલ, ડિઝાઈન, દિલવાળી ભરત વગેરે કરેલી હોય છે. નીકળે ત્યારે નાક, આંખ દેખાઈ એવી (નોઝપીસ) પરદી પહેરી લીએ છે. મતલબ કે આજ કાલ ખૂબ જ ફેશન વધી ગઈ છે અને અમોએ સાંભળ્યું છે કે આવી જાતના બુરખા શરઈ રીતે પણ ઠીક નથી. તો પરદો કેવો હોવો જોઈએ અને ઈસ્લામમાં પરદાની શું હેસીયત છે ? આપ શરઈ અંદાઝમાં હવાલા સાથે સવિસ્તાર જવાબ આપી શુક્રિયહનો મોકો આપશો.

**જવાબ** : "ઓરત" અરબી શબ્દ છે. જેનો અર્થ છે "છુપાવવાની વસ્તુ". કુદરતે એનું ઘડતર અને સર્જન જ એ પ્રકારનું બનાવ્યું છે કે એને સંપૂર્ણ છુપાવવાની વસ્તુ કહેવી જોઈએ. એટલા જ માટે સૃષ્ટીના સર્જનહારે સખ્ત જરૂરત વગર તેણીના ઘરની બહાર નીકળવાને યોગ્ય નથી સમજ્યું. જેથી આ પાણીદાર મોતી, નાપાક નઝરોની હવસથી મેલું ન બની જાય. અલ્લાહ તઆલાનો આદેશ છે : وَقَرْنَ فِي بُيُوتِكُنَّ...الخ [સૂરતુલ્ અહઝાબ, આયત નં. ૩૩] અર્થાત્ : "અને પોતાના ઘરોમાં ટકેલી રહો અને પ્રથમ જાહિલિય્યતકાળ જેમ શણગાર કરીને નીકળો નહીં.' [સુ. અહઝાબ]

પ્રથમ જાહિલિય્યતકાળથી મુરાદ ઈસ્લામ પૂર્વેનો (કાળ) સમય છે. જ્યારે સ્ત્રીઓ બજારોમાં ખૂલ્લી રીતે પોતાના સ્ત્રીત્ત્વનું પ્રદર્શન કરતી હતી. પ્રથમ જાહિલિય્યતકાળનો શબ્દ વાપરી આગાહી કરવામાં આવી કે માનવતા ઉપર બીજો એક જાહિલિય્યતકાળ પણ આવનાર છે. જેમાં સ્ત્રીઓ પોતાની કુદરતી વિશિષ્ટતાઓના તકાઝાઓને મોડર્ન જાહિલિય્યત ઉપર ભેટ ચઢાવશે.

કુર્આનની જેમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પણ સ્ત્રીજાતિને સંપૂર્ણ છુપાવવાની વસ્તુ જણાવી, વિના જરૂરત તેણીના બહાર નીકળવાને નાજાઈઝ ફરમાવ્યું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે: "ઓરત સંપૂર્ણ છુપાવવાની વસ્તુ છે, માટે જ્યારે તેણી બહાર નીકળે છે તો શયતાન એની તાકમાં રહે છે." [મિશ્કાત પેજ નં. ૨૬૯] અને જો જરૂરત ખાતર ના છુટકે તેણીને ઘરથી બહાર નીકળવું પડે તો તેણીને હુકમ આપવામાં આવ્યો કે એવી મોટી ચાદર ઓઢીને નીકળે જેના વડે તેનું પૂરૂં શરીર માથાથી પગ સુધી ઢંકાય જાય. સુ. અહઝાબમાં છે : يَاأَيُّهَا النَّبِيُّ قُلْ لِّأَزْوَاجِكَ ...الخ અર્થાત્ : "અય નબી ! આપ પોતાની પત્નિઓ, દીકરીઓ અને મોઅમિનોની ઓરતોને કહી દો કે "તેણીઓ (જ્યારે બહાર નીકળે ત્યારે) પોતાના ઉપર મોટી ચાદરો નાખી લે." [આયત નં. ૫૯] મતલબ એ છે કે તેણીઓએ મોટી ચાદરમાં લપેટાઈને બહાર નીકળવું જોઈએ અને ચેહરા ઉપર ચાદરનો ઘુંઘટ તણાયેલો હોવો જોઈએ. બહર હાલ શરઈ હુકમ એ છે કે શકયતા : ઓરત ઘરની બહાર નહીં નીકળે અને જો ના છુટકે નીકળવું પડે તો મોટી ચાદરમાં એવી રીતે લપેટાઈને નીકળે કે ઓળખી ન શકાય અને તેના લીબાસનો શણગાર પરાયાઓની નજર સામે ન આવે.

મોટી ચાદર ઓઢીને નીકળવાની સૂરતમાં તે ચાદરને વારંવાર સંભાળવું મુશ્કિલ હતું, તેના અનુસંધાનમાં શરીફ કુટુંબોમાં ચાદરની જગ્યાએ બુરખો આવ્યો. આ ધ્યેય ઢીલા અને સાદા બુરખા વડે સિધ્ધ થતો હતો, પરંતુ શૈતાને એ બુરખાને ફેશન તેમજ વાસનાની ભટ્ટીમાં રંગીને આડંબર અને પ્રદર્શનનું

સાધન બનાવી આપ્યો. બુરખાનું સર્જન અને શોધ સ્ત્રી શણગારને છુપાવા માટે થયું હતું, તેમાં જ એવી એવી કટો અને આકર્ષક ડિઝાઈનો તેમજ ફેશનો ગોઠવી દેવામાં આવી કે બુરખો પણ શણગારનું જ એક અંગ તેમજ સાધન બની ગયો. કેટલીક ઓરતો હવે બુરખો પોતાને છુપાવવા માટે નહીં, બલકે વધારે ખૂબસૂરત અને આકર્ષક દેખાડવા માટે પહેરવા લાગી. એનાથી વધીને બુરખાનો ઉપયોગ અને અવમુલ્યન શું હોઈ શકે છે? ફિતરતનું મસ્ખ થવું કિંવા માણસનું પલ્ટાઈને અધોગતીએ પહોંચી જવું, તે આનું જ નામ છે. એક બુરખાના વેપારીના જાહેર ખબરના શબ્દો વાંચો: "હમારે યહાં સઉદી નિકાબ, ઝભલે-દાર નિકાબ, શેરવાની નિકાબ, અબાયા નિકાબ, દુપટ્ટાદાર નિકાબ, ગોલ રૂમાલ નિકાબ, તીન કોના નિકાબ, રૂમાલ નિકાબ કે અલાવહ ફેન્સી નિકાબ કે દુપટ્ટે, ચાદરેં, ઘાટા ઔર રંગીન સ્કાર્ફ વિ. રિઆયતી કિંમત પર દસ્તયાબ હૈં." શરૂઆતમાં જ્યારે સરળતા ખાતર બુરખાની શોધ થઈ ત્યારે તેઓના સ્વપ્નેય ખ્યાલ નહીં હોય કે મોડર્ન જાહિલિય્યતકાળમાં બુરખા આટલા નિમ્ન સ્તરે બનવા લાગશે કે ઓરતોનું પૂરૂં શરીર અને અવયવોનો આકાર સુધ્ધાં સ્પષ્ટ દેખાવા લાગશે.

આપે સવાલમાં બુરખાની ઉપર પહેરવામાં આવતી જે પરદીનો ઉલ્લેખ કર્યો છે, જેમાં આંખો, નાક, અડધા રૂખસાર ખૂલ્લા રહે છે. તે બાબત પ્રશ્ન એ થાય છે કે જાલીદાર બુરખા છોડીને આ પરદીવાળા બુરખા શા માટે અપનાવવામાં આવ્યા? જ્યારે કે જાલીદાર બુરખામાં પૂરૂં મોઢું, ચેહરો છુપાવવાની સાથે રસ્તો જોવામાં પણ કોઈ અડચણ હતી નહીં. આ પ્રશ્નનો ઉત્તર પણ સ્પષ્ટ છે કે જાલીદાર બુરખામાં તે આકર્ષણ શકિત નથી જે પરદીવાળા બુરખામાં છે. હવે તો બુરખાની ડિઝાઈન તેમજ કટમાં શરીઅત શું ઈચ્છે અને કહે છે તે નહીં, બલકે ફિલ્મ અને ફેશન શું શીખવાડે છે એ જ જોવામાં આવે છે! માટે જે ઓરતો આવા બુરખા પહેરી એવું સમજતી હોય કે તેણીઓ કુર્આન તેમજ શરીઅતનું આદેશ પાલન કરી રહી છે એ માત્ર નફસ તેમજ શૈતાનનો એક ધોકો અને ફરેબ જ છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ કાફિરો તેમજ મુશ્રીકોનાં કેટલાક તે અમલો જે બાહ્યરૂપમાં નેકી

દેખાતા હતા તેની બાબત ફરમાવ્યું છે : قُلْ هَلْ نُنَبِّئُكُم ...الخ અર્થાત્ : "આપ (તેઓને) કહો કે શું અમે તમને એવા લોકો બતલાવીએ જેઓ અમલની રૂએ એકદમ ખોટમાં છે. આ તે લોકો છે જેમની દુન્યામાં કરેલી મહેનત બધી જ બરબાદ થઈ ગઈ અને તેઓ (અજ્ઞાનતાને લઈ) એવું જ સમજતા રહ્યા છે કે તેઓ સારૂં કરી રહ્યા છે."

[મઆરીફુલ કુર્આન : ભાગ–૫ પેજ નં. ૬૭૫]

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) એની તફસીરમાં લખે છે કે અહિંયાં પહેલી બે આયતો પોતાના આમ મતલબની રૂએ દરેક તે વ્યકિત તેમજ જમાઅતને આવરી લે છે જેઓ કેટલાક અમલોને નેક સમજી તેમાં તનતોડ મહેનત કરે છે, પરંતુ અલ્લાહને ત્યાં તેઓની મહેનત બરબાદ અને અમલ વ્યર્થ છે [મઆરીફુલ કુર્આન : ભાગ–૫ પેજ નં. ૬૫૮] અને પાછલાં કેટલાક સમયથી તો આપે સવાલમાં દર્શાવેલ એ પરદીમાં એક પ્રગતી એ થઈ છે કે પૂરો બુરખો કાળા કલરનો હોય છે અને પરદી સફેદ કલરની હોય છે, જેથી કોઈનું ધ્યાન ન ખેંચાતું હોય તે પણ આ દ્રશ્ય જોવા આકર્ષાય. અલ્લાહ તઆલા આપણી મુસ્લિમ બહેન/બેટીઓને સદ્બુધ્ધિ આપે કે તેણીઓ હવસખોરોના આ પ્રપંચો અને યુકિતઓને પારખી લઈ પોતાની ઈસ્મત અને ઈઝ્ઝત, શર્મ અને હયાને બચાવી લે. આમીન...........

ઈસ્લામના દુશ્મનો એક લાંબા સમય સુધી હિજાબ/પરદા અને બુરખા વિરૂધ્ધ અભિયાન ચલાવતા રહ્યા. તે છતાં જે મુસ્લિમ ઓરતો એનાથી પ્રભાવિત નહીં થઈ અને પોતાને પરદા/હિજાબ અને બુરખાની બહાર ન લાવી તેવી ઓરતો માટે હવે તે દુશ્મનોએ આ નવું પ્રપંચ રચ્યું જેમાં બુરખો ઉતારીને ફેંકવા વગર જ તેઓનો ધ્યેય સિદ્ધ થાય, અને ખુદાઈ આદેશના ઉપર–છલ્લા પાલન સાથે તેનું ખૂન થતું રહે. આ ટાણે ઈમાની ફીરાસત, ગૈરત અને હમિય્યતથી કામ લઈ આવા પ્રપંચો ઉપરથી નિકાબ ઉતારવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. ઓરતનું પહોળા પાંચાવાળી ઈજાર પહેરવું.**

**સવાલ :** ઓરતોમાં બે જાતની ઈજાર પહેરવામાં જોવા મળે છે. એક પાટલૂન (જે પહોળા પાંયચા પહોળી મોરીના) અને બીજી સરવાલ ટાઈપ ટુંકી મોરી (પાંયચા)ની પહેરે છે. તો એક સાહિબે ઈલ્મનું કહેવું છે કે પાટલૂન પહોળા પાંયચાની ઓરતે પહેરવી તદન મના છે. કારણ કે રાત્રે સૂતી વેળા તે પહોળી મોરીની હોય સાથળ સુધી ચડી જાય છે, તો ફરિશ્તા ખૂલ્લા સતરને જોઈને દૂર ભાગે છે. માટે આ બાબત સહીહ હકીકત શું છે ? અમારે ત્યાં ઓરતોની ઈજાર પહોળી મોરીને પાટલૂન કહે છે. નાની મોરીને સરવાલ કહે છે.

**જવાબ :** ઓરતની ઈજારમાં પાંયચા સાંકડી મોરીનાં જ હોવા જોઈએ એવી કોઈ શર્ત કિતાબોમાં જોવામાં નથી આવી. માટે જાહેર તો એ જ છે કે બન્ને પ્રકારની ઈજાર પહેરી શકે છે. રાત્રે સૂતી વખતે પાંયચા સાથળ સુધી ખુલી જવાનો જેને ભય હોય તેણે સાવચેતી રૂપે ચાદર ઓઢી લેવી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ઓરત ટૂંકી બાંઈનું ફરાક ઘરમાં પહેરી શકે ?

**સવાલ :** ઓરતોએ ઘરમાં (ચાર દિવારી)માં પણ પહોંચા સુધી આખી આસ્તીનનો ફ્રોક પહેરવો વાજીબ છે ? અમારે ત્યાં મસ્તૂરાતમાં કોહનીયોના ઉપર સુધી ફ્રોક (પહેરણ) પહેરવાનો રિવાજ છે. તો ઘરના મેમ્બરો બાપ, ભાઈ, કાકા સામે ટૂંકી આસ્તીનનું પહેરણ (ફ્રોક) પહેરવું શરઈ લાઈનથી કેવું છે ?

**જવાબ :** ઘરમાં માત્ર મહરમ મર્દો જ રહેતા હોય તો ઘર પૂરતું ટૂંકી બાંઈનું ફરાક જેમાં કોણી ખૂલ્લી રહે એ પહેરી શકાય છે, પરંતુ એહતિયાત એ જ છે કે પૂરી બાંઈનું પહેરે.

## ૪. ઉઘાડા માથે રહેવું ખિલાફે અદબ અને ફાસીકોનો શિઆર છે.

**સવાલ :** વલીયુલ્લાહની જેટલી સીફતો શરીઅતે બતાવેલ છે તે વલી

કહેવાય છે, પરંતુ એક શખ્સ ઉઘાડા માથે ફરતો હોય તો તે વલીની સીફતની કમીમાંથી દેખાશે ?

**જવાબ** : શરઈ ઉઝર અને કારણ વગર ઉઘાડા માથે ફરવાની આદત નાપસન્દીદા, ખિલાફે અદબ અને ફાસીકોનો શિઆર છે. શરઈ રૂએ મકરૂહ છે. માટે, એનાથી બચવું જરૂરી છે. હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે : "પોતાના માથા–શરીરનો જે ભાગ સતરમાં દાખલ નથી, પરંતુ શરીઅતના પાબંદ નેક લોકો તેને છુપાવતા હોય તો માથા અથવા શરીરના એવા ભાગને લોકો સમક્ષ ખોલવું મકરૂહ છે." [ગુન્યહ]

અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.) ફરમાવે છે : "સમજદાર માણસ માટે આ વાત છુપાયેલી નથી કે લોકો સમક્ષ ઉઘાડા માથે રહેવું મકરૂહ છે. જેને સારૂં લેખવામાં નથી આવતું, શરાફત, સજ્જનતા, અદબ અને તહઝીબના ખિલાફ છે." [ફતાવા રહીમિય્યહ : ભાગ–૩ પેજ નં. ૨૨૪]

## ૫. શું આ ટોપીઓ પહેરનારાઓ યહૂદિય્યત અપનાવી રહયા છે ?

**સવાલ** : આજે મોટા મદ્રેસા કે જામેઆતમાં પઢતા તલબાઓ એક ખાસ બનાવટની ટોપી પહેરે છે. જે એક નંગ આપના જોવા ખાતર આ સવાલ સાથે મોકલી રહ્યો છું. ગઈ જુમ્આના દિવસે એક તાલીબે ઈલ્મએ જુમ્આની નમાઝ પઢાવી, પાછળ ઘણાં જ તલબા હતા. તેમજ એક તબ્લીગી જમાઅત પણ આવી હતી, જે પણ તલબાઓની જ હતી. આ સર્વ તાલીબે ઈલ્મમાં વધુ પ્રમાણમાં તલબાના માથા ઉપર આ ટોપી હતી. (જે આપની સેવામાં નમૂનારૂપ મોકલી છે.) જુમ્આની નમાઝથી ફારીગ થતાં જ એક મોટી વયના માણસ જે ગામના વડીલોમાંથી ગણાય છે, તેઓ કહેવા લાગ્યા કે આજે બધા યહૂદિય્યત અપનાવી રહ્યા છે. આજે જાણે પહેલી સફ યહૂદિય્યતથી ભરેલી છે. જ્યારે આ પહેલાં ઈમામ સાહબ (તાલીબે ઈલ્મ) મીમ્બર પર જ ખુત્બો પઢવા બેઠા હતા ત્યારે એમની ટોપી જોઈ એક વ્યક્તિ પડોશમાં બેસનારને કહે છે : "જુઓ પેલો પણ યહૂદી જેવો બેઠો છે અને

પહેલાં વ્યક્તિ નમાઝ બાદ એમ પણ કહેવા લાગ્યા કે તમો દીનના રેહબર થઈ યહૂદિય્યત અપનાવો છો? તો તમારા પાછળ ચાલનારી કૌમનું શું થશે?"

**જવાબ :** આપે નમૂનારૂપે જે ટોપી સવાલ સાથે મોકલાવી છે એવી ટોપી યહૂદીઓનું ધર્મ ચિન્હ અથવા કૌમી શિઆર હોય, એવું મારી જાણમાં નથી. જે ભાઈ એને યહૂદિય્યત કહી રહ્યા છે એમનાથી જ પુછી જુઓ કે તેઓ કઈ બુન્યાદ પર આ હુકમ લગાવી રહ્યા છે? આજ કાલ પૂરા હિન્દુસ્તાન, બાંગ્લાદેશ વગેરેમાં આ ટોપી આમ લિબાસ રૂપે એહલે હકકમાં વપરાય છે. તેને આ રીતે યહૂદિય્યત કહેવું અને ખુત્બા માટે મીમ્બર ઉપર બેઠેલ ઈમામને આવી ટોપીના લઈ યહૂદી કહેવું "વલા–તનાબઝૂ–બિલ્અલ્કાબ" (અર્થાત્ : "અને ન એક બીજાને બુરા લકબથી પુકારો.") વાળા કુર્આની આદેશની ખુલ્લી ખીલાફ વર્ઝી છે.

## ૬. ઓરતો માટે શરઈ પરદો કેટલો ?

**સવાલ :** ઓરતોએ પરદો કેવી રીતે કરવો? શું ચેહરો દેખાવો જોઈએ? પરદો કરવો ફર્ઝ, સુન્નત કે મુસ્તહબ છે?

**સવાલ :** અસલ એ છે કે ઓરતનું પુરૂં શરીર ચેહરા સમેત ઢંકાયેલું હોવું જરૂરી છે, તેના માટે ચાદર, જેના વડે શરીર માથાથી પગ સુધી ઢંકાય જાય કાફી છે. અલબત્ત ચાદરને સંભાળવું ઓરત માટે મુશ્કેલ હોવાને લઈ ચાદરને બુરખાનું રૂપ આપવામાં આવ્યું છે. શરઈ રૂએ ચેહરાનો પરદો પણ લાઝીમ છે. ખાસ કરી જ્યારે દીલ અને નજર બન્ને નાપાક હોય તો એવી નજરોથી ચેહરાની આબરૂને બચાવવું જરૂરી છે.

## ૭. નાની ટોપી (જેનાથી ચોથો હિસ્સો ઢંકાય) પહેરવી જાઈઝ છે.

**સવાલ :** આજકાલ આમ તૌર પર નવજવાન તાલીબેઈલ્મ– હાફિઝ તેમજ દીનદાર કિસમના લોકો માથે વાળ કાનની ટીસી (બુટ) સુધી રાખે છે. જે સુન્નત તરીકા મુજબ છે તેમાં કોઈ શક નથી, પરંતુ માથે જે ટોપી પહેરે છે તે ફકત માથાનો ચોથો હિસ્સો ઢંકાય તેટલી કાચલી (નાની વાડકી)

સાઈઝની જેમ કે મરઘાના માથે જે કલગી હોય છે તેવી ટૂંકી અને તોછડી લાગે તેવી પહેરે છે અને તેવી ટોપીથી નમાઝ પણ પઢાવે છે. તો આવી ટોપી પહેરવી શરઅન જાઈઝ છે?

**જવાબ** : જાઈઝ છે. [ઈનાયહ શર્હે હિદાયહ ૩/૩૦]

## ૮. રેશમી કપડા પહેરવા બાબત વિસ્તૃત ફતવો.

**સવાલ** : અમારે ત્યાં લગભગ બે મહીનાથી રેશમ તથા મખમલના શર્ટ નવજવાનો પહેરતા થયા છે. ઓરતો પણ પૂરો ડ્રેસ પહેરે છે. તો કુર્આન હદીસની રોશનીમાં જણાવશો કે શું રેશમ અથવા મખમલ મર્દો પહેરી શકે કે કેમ? ઓરતો પહેરી શકે કે કેમ? અગર નાજાઈઝ હોવા છતાં પહેરે તો શું વઈદો છે? જરૂર તફસીલથી જણાવવા ગુજારીશ છે.

**જવાબ** : સૌપ્રથમ રેશમ બાબત શરઈ હુકમ, હદીસ તેમજ ફિકહની રોશનીમાં શું છે? તે લખી આપે પુછેલા સવાલનો જવાબ આપીશ.

(૧) હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે : "મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને જોયા કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ રેશમને પોતાના જમણા હાથ મુબારકમાં અને સોનાને ડાબા હાથ મુબારકમાં લઈને ફરમાવ્યું કે આ બન્ને વસ્તુઓ મારી ઉમ્મતના મર્દો ઉપર હરામ છે." [અબુદાવૂદ, નસઈ, જામિઉલ ઉસૂલ : ભાગ–૧૧ પેજ નં. ૨૮૪]

(૨) હઝરત અબૂ મુસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે : "આં હઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે રેશમ તેમજ સોનું પહેરવું મારી ઉમ્મતના મર્દો ઉપર હરામ ઠેરવવામાં આવ્યું અને ઓરતો માટે હલાલ કરવામાં આવ્યું છે."

[તિરમીઝી, જામિઉલ ઉસૂલ : ભાગ–૧૧ પેજ નં. ૨૮૪]

(૩) હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે : "મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાવતા સાંભળયા કે : "રેશમ (દુન્યામાં) તે પહેરે છે જેનો આખિરતમાં કોઈ હિસ્સો નથી."

[મુસ્લિમ, જામિઉલ ઉસૂલ : ભાગ–૧૧ પેજ નં. ૨૮૪]

(૪) હઝરત અનસ (રદિ.) નકલ કરે છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "જેણે દુન્યામાં રેશમ પહેર્યું તે આખિરતમાં એ પહેરી નહીં શકશે."

[બુખારી, મુસ્લિમ, જામિઉલ ઉસૂલ : ભાગ-૧૧ પેજ નં. ૨૮૫]

(૫) મુસ્લિમ શરીફની એક રિવાયતમાં હઝરત અલી (રદિ.) કહે છે કે : "હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં સફેદ રેશમની એક જોડ ભેટ રૂપે આવી તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તે જોડ મારી પાસે મોકલી આપી. તો હું એને પહેરીને નીકળ્યો. (હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મને આ પહેરવેશમાં જોઈ નારાઝ થયા.) મેં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની નારાઝગી આપના ચેહરા મુબારકમાં મેહસૂસ કરી તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "(રેશમની આ) જોડ મેં તમારા ઉપર એટલા માટે નથી મોકલાવી કે તમે પહેરો, બલકે એટલા માટે મોકલી હતી કે તમે (તમારા ઘરની) ઓરતો દરમિયાન ઓઢણીઓ રૂપે એને વહેંચી દો."

[જામિઉલ ઉસૂલ : ભાગ-૧૧ પેજ નં. ૨૮૮]

(૬) અબૂ દાવૂદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે : "હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ સંપૂર્ણ રેશમના કપડાથી મનાઈ ફરમાવી છે, અને જો એનું ભરતકામ રેશમનું હોય અથવા ફકત તાણો રેશમનો હોય તો વાંધો નથી."

[જામિઉલ ઉસૂલ : ભાગ-૧૧ પેજ નં. ૨૮૯]

(૭) હઝરત ઉમર (રદિ.)ની એક રિવાયતમાં જે મુસ્લિમ તેમજ નસઈમાં છે "ભરતકામ રૂપે ચાર આંગળ જેટલી પહોળાઈની છૂટ આપવામાં આવી છે." [જામિઉલ ઉસૂલ : ભાગ-૧૧ પેજ નં. ૨૯૦]

કાપડ તૈયાર કરવામાં વણાટમાં બે વસ્તુ હોય છે. તાણો અને વાણો. એ બુન્યાદ પર, રેશમથી તૈયાર કરવામાં આવેલ કાપડના ત્રણ પ્રકાર છે. (૧) તાણો રેશમનો અને વાણો અન્ય કોઈ વસ્તુ દા.ત. સુતરાઉ અથવા ઉનનો હોય. (૨) તાણો અન્ય કોઈ વસ્તુનો હોય અને વાણો રેશમનો હોય. (૩)

તાણો અને વાણો બન્ને રેશમના હોય. એમાં પહેલાં પ્રકારનું કાપડ ઈમામ અબૂ હનીફા (રહ.) તેમજ આપના બન્ને શાગિર્દોના મત મુજબ પહેરવું જાઈઝ છે. બીજા પ્રકારનું રેશમી કાપડ લડાઈ વિ. ઉઝરને લઈ પહેરવું ત્રણેયના મત મુજબ જાઈઝ છે, પરંતુ તે વગર જાઈઝ નથી. પહેલાંના જમાનામાં જ્યારે તલવાર વડે લડાઈ થતી હતી ત્યારે સૈનિકો માટે રેશમનું યુનિફોર્મ બનાવવામાં આવતું હતું. કારણ કે રેશમી કાપડ ઉપર તલવાર અસર કરતી નથી. ત્રીજા પ્રકારનું રેશમી કાપડ ઈમામ અબુ હનીફા (રહ.)ના મત મુજબ લડાઈ ટાણે પહેરવું પણ જાઈઝ નથી, જ્યારે આપના બન્ને શાગિર્દો (ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ)ના મત મુજબ જાઈઝ છે. [દુર્રે મુખ્તાર શામી : ભાગ-૫ પેજ નં. ૨૫૧, ૨૫૨]

આપે સવાલમાં રેશમ તેમજ મખમલ બાબત પુછયું છે. મખમલ પણ રેશમનોજ એક પ્રકાર છે. ઓરતો માટે તો ઈસ્લામી શરીઅતે રેશમ પહેરવાની ઈજાઝત આપી છે. માટે તેઓ કોઈ પણ પ્રકારનું રેશમ પહેરે, વાંધો નથી, જાઈઝ છે. અલબત્ત અગર મર્દ રેશમના બીજા અથવા ત્રીજા પ્રકારના કાપડથી બનેલા શર્ટ વિ. પહેરતા હોય તો તે હરામ અને નાજાઈઝ છે. અલબત્ત અગર પહેલાં પ્રકારનું કાપડ હોય તો ગુંજાઈશ છે.

આજ કાલ રેશમ પણ બે પ્રકારનું હોય છે. પહેલો પ્રકાર અસલી રેશમ, જે એક ખાસ પ્રકારના કીડાઓ વડે કુદરતી રીતે તૈયાર થયેલું હોય છે. આગળ ઉપર વિગતવાર જે હુકમ બતલાવવામાં આવ્યો તે એ અસલી રેશમનો જ છે, બીજો પ્રકાર બનાવટી (કૃત્રિમ) રેશમનો છે, આજ કાલ વધુ ભાગે એનોજ વપરાશ થાય છે. એ મર્દો માટે પણ જાઈઝ છે.

[અહસનુલ ફતાવા : ભાગ-૮ પેજ નં. ૬૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૯. બુશર્ટ-પેન્ટ સાલિહ અને નેક લોકોનો પહેરવેશ નથી.

**સવાલ :** બુશર્ટ-પેન્ટ પહેરનારને મુસ્લિમ કહેવો કે નહીં ? અમારા

ઉલમા બુશર્ટ-પેન્ટ પહેરનારને કાફિર સુધીનો ફતવો મૌખિક આપી દે છે. મુસ્લિમ લિબાસ આકાએ નામદાર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ કેવો બતાવેલ છે ? જરા વિગતથી સમજાવશો. પેન્ટ-બુશર્ટ પહેરનારાઓની કિયામતના દિવસે આકાએ નામદાર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સિફારિશ નહીં કરે એવું આકાએ નામદાર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ કહેલ છે કે કેમ ?

**જવાબ** : બુશર્ટ અને પેન્ટ વર્તમાન યુગમાં કોઈ ખાસ કોમ અથવા કોઈ ચોક્કસ ધર્મના લોકોનો લિબાસ રહ્યો નથી, જેને લઈ એનું પહેરવું શરઈ રૂએ જાઈઝ છે, જો કે સારૂં નથી. દરેક જમાનામાં તે જમાનાના સાલિહ અને નેક લોકો જે રીતનો લિબાસ પહેરતા હોય તેને પહેરવું બેહતર છે.

# (૪૨) પરદો

## ૧. નવજવાન સાસુથી પર્દો કરવો જરૂરી છે.

**સવાલ** : અગર સાસુ પોતે જવાન હોય (એટલે કે નાની ઉમરમાં શાદી થઈ ગઈ હોય અને પ્રથમ ખોળે પૂત્રી આવેલ હોય અને તેના લગ્ન વખતે પૂત્રીની માંની ઉમર જુવાનીમાં જ હોય તો પુછવાનું એ કે સાસુએ પોતાના જમાઈ સામે પરદો કરવો લાઝીમ છે, સાસુ ગેર મહરમમાં ગણાશે કે મહરમમાં અને સાસુએ જમાઈનો પરદો ફર્ઝ છે કે કેમ ?

**જવાબ** : સાસુ નવજવાન હોવાની સૂરતમાં ફિત્નાનો ભય હોવાને લઈ જમાઈથી પરદો કરે. [શામી : ભાગ-૫ પેજ નં. ૨૬૦]

## ૨. ગેર મહરમ ઓરત સાથે રસ્તામાં વાત કરવું.

**સવાલ** : અગર કોઈ ગેર-મહરમ ઓરત રસ્તામાં વગર પરદે મર્દ સાથે વાત કરવા માટે ઉભી રહે તો મર્દે જવાબ ન આપવો તેમજ ઉભું ન રહેવું જોઈએ કે કેમ ? અગર મર્દ ઉભો રહી વાતો કરશે તો બીજા દીનદાર

લોકો તાનો કરશે માટે આવી બાબત વખતે શું કરવું ?

**જવાબ** : અગર તે ઓરતની કોઈ અગત્યની જરૂરત છે, તો તે પૂરી કરવા ખાતર પર્દાનો ખ્યાલ રાખી, નજર નીચી રાખી વાત કરી શકે છે, નહીં તો બચવું જોઈએ.

### ૩. મકાનની છત ઉપર ચઢવાથી બાજૂના ઘરની બેપર્દગી થતી હોય તો ન ચઢે.

**સવાલ** : મકાનની છત પર વગર જરૂરતે ચઢવું કેવું છે ? કારણ કે મકાનની છત (અગાસી) ઊંચી હોય અને બાજુમાં ઘર નીચા હોય તો તેમના ઘરમાં નજર પડવાની શકયતા રહે છે, માટે છત ઉપર ચઢવું કેવું છે ?

**જવાબ** : પોતાના મકાનની છત ઉપર ચઢવામાં બીજાના ઘરની બેપર્દગી થતી હોય તો વગર જરૂરતે ન ચઢે અને જરૂરત વેળા પણ પડોશમાં અથવા જ્યાં બેપર્દગીનો ભય હોય તો તેને જાણ કરી પછી જ ચઢે.

[આલમગીરી]

# (૪૩) ખસાઈલે ફિત્રત કિંવા સ્વભાવિક આદતો

### ૧. દાઢી કયારે રાખી શકાય અને રાખ્યા પછી કાપી શકાય ?

**સવાલ** : દાઢી કયારે અને કયા સંજોગોમાં રાખી શકાય ? અને રાખ્યા પછી કાપી શકાય કે નહીં ?

**જવાબ** : દાઢી હર હાલતમાં રાખવી જરૂરી છે. દાઢી ઈસ્લામી શિઆર છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતે દાઢી રાખી છે અને ઉમ્મતને દાઢી રાખવાની તાકીદ ફરમાવી છે. [બુખારી શરીફ : ભાગ–૨

પેજ નં. ૮૭૫] આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના અમલને અપનાવવું અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ફેંસલાને દિલો જાનથી માનવું ઈમાનના માટે જરૂરી છે. દાઢી મૂંડાવવું અથવા શરીઅતે નક્કી કરેલી હદથી ઓછી રાખવી હરામ છે. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૨ પેજ નં. ૧૧૩]

## ૨. દાઢી રાખી ખરાબ કામ કરી શકાય ?

**સવાલ** : દાઢી રાખી ખરાબ કામ કરાય કે નહીં ? કરવાથી શું થાય ?

**જવાબ** : ખરાબ કામ હર હાલતમાં ખરાબ છે. દાઢી ન રાખી ખરાબ કામ કરવું ડબલ ગુનો છે. એક તો દાઢી ન રાખવી ગુનો અને ઉપરથી ખરાબ કૃત્યનો ગુનો.

**સવાલ** : દાઢી રાખી મા–બાપની નાફરમાની કરવાથી અલ્લાહ પાક મને કેવો અઝાબ આપશે ?

**જવાબ** : મા–બાપની નાફરમાની હરામ અને ગુનાહનું કામ છે. કુર્આન અને હદીસમાં એ ઉપર ઘણીજ વઈદ (ધમકી) આવી છે. અલબત્ત અગર મા–બાપ શરીઅત વિરૂદ્ધ ગુનાહનું કામ કરવા માટે કહે તો એમની વાત માનવી નહીં. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે "અલ્લાહની નાફરમાની થતી હોય એવા કામમાં મખલૂકની વાત માનવી નહીં." [બુખારી શરીફ : ભાગ–૨ પેજ નં. ૧૦૫૭]

## ૩. નાની વયમાં દાઢી રાખી પાછળથી કપાવી શકાય ?

**સવાલ** : નાની વયમાં શાદી પહેલાં દાઢી રાખી પાછળથી કપાવી શકાય કે કેમ ?

**જવાબ** : દાઢી અગર એક મુઠ્ઠીથી વધારે હોય તો તે વધુનો ભાગ કાપી શકાય. એક મુઠ્ઠીથી અંદર કાપવું નાજાઈઝ અને હરામ છે.

## ૪. દાઢી બાબત એક અગત્યનો ફતવો.

**સવાલ** : અલ્લાહના ફઝલો કરમથી મેં ૨૦૦૨ માં હજ કરી છે અને ત્યાંથી જ હું દાઢી રાખીને અહીં આવેલ હતો. તે પહેલાં હું દાઢી રાખતો ન

હતો. અહીં આવ્યા પછી એટલે કે ૫૫/૬૦ દિવસ પછી અહીં તોફાનો શરૂ થઈ ગયાં તો મને મારા ઘરવાળાઓ દાઢી કઢાવી નાંખવાનું કહે છે તો શું શરીઅતના હિસાબે દાઢી કાઢી નાંખવી યોગ્ય ગણાશે ? અમારે ત્યાં આ વર્ષના ઘણાં હાજીઓએ અહીં આવ્યા પછી દાઢી કઢાવી નાંખી છે. તો શું તેમણે કોઈ ગુનો કર્યો છે કે કેમ ? અને આટલા દિવસો પછી દાઢી કઢાવવી શરીઅતના હિસાબે જાઈઝ છે કે કેમ ?

**જવાબ** : દાઢી મૂંડાવવું અથવા (જ્યારે તે એક મૂઠથી ઓછી હોય ત્યારે તેનું) કતરાવવું હરામ અને ગુનાહે કબીરહ છે. એ વિશે કેટલીક હદીસો :

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે દસ વાતો ફિતરતમાં દાખીલ છે. મૂછોનું કતરાવવું અને દાઢીનું વધારવું." [મુસ્લિમ શરીફ]

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "મૂછોને કતરાવો અને દાઢીને વધારો." અને એક રિવાયતમાં છે કે : "હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ મૂછોને કતરાવવા અને દાઢીને વધારવાનો હુકમ આપ્યો."

[મુસ્લિમ શરીફ]

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "મૂછો કતરાવો અને દાઢીઓ વધારો, આમ કરીને અગ્નિ પૂજકોનો વિરોધ કરો." [મુસ્લિમ શરીફ]

ઉપરોકત હદીસોથી માલૂમ પડયું કે મૂછો કતરાવવી અને દાઢી વધારવી ઈન્સાનની ફિતરતે સલીમહનો તકાઝો છે અને નબીયોની સુન્નત છે. જેઓ દાઢી મૂંડાવે છે તેઓ નબીયોના તરીકાની વિરૂદ્ધ કરે છે. ઉપરોકત હદીસમાં મૂછો કતરાવવા અને દાઢી વધારવાનો હુકમ આપવામાં આવ્યો છે અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના આદેશનું પાલન દરેક મુસલમાન ઉપર વાજીબ અને તેનો વિરોધ હરામ છે. ઉપરોકત હદીસથી એ પણ માલૂમ પડયું કે મૂછો કતરાવવી અને દાઢી વધારવી મુસલમાનોનું

ઓળખચિન્હ છે અને તેના વિરૂદ્ધ મૂછો વધારવી તેમજ દાઢી મુંડાવવી અગ્નિ પૂજકોનું ઓળખચિન્હ છે. ઈસ્લામી ઓળખચિન્હ છોડીને ગુમરાહ કોમનું ઓળખચિન્હ અપનાવવું હરામ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "જે માણસ કોઈ કોમની સાથે મુશાબહત અપનાવે છે તે તેઓ માંહેનોજ કહેવાશે." જે લોકો દાઢી મૂંડાવે છે તેઓ મુસલમાનોનું ઓળખચિન્હ છોડી ગૈર મુસ્લિમોનું ઓળખચિન્હ અપનાવે છે તેઓએ ઉપર જણાવેલ વઈદ (ધમકી)થી ડરવું જોઈએ કે કિયામતના દિવસે તેઓનો હશ્ર ગૈર કોમોમાં ન થાય.

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને દાઢી મુંડાવવાના ગુનાહથી એટલી નફરત હતી કે ઈરાની બાદશાહના એલચી જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થયા તો તેઓની દાઢીઓ મૂંડેલી અને મૂછો વધેલી હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેઓ તરફ જોવાનું પણ પસંદ ન કર્યું અને ફરમાવ્યું : "તમારૂં નખ્ખોદ જાય. આ રીતે શકલ બગાડવાનું તમને કોણે કહયું ?" તેઓએ ઉત્તર આપ્યો કે "અમારા રબ કિંવા શાહે–ઈરાનનો હુકમ છે." તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "પરંતુ મારા રબે તો મને દાઢી વધારવા અને મૂછો કતરાવવાનો હુકમ આપ્યો છે." [અલ–બિદાયહ વન્નિહાયહ] માટે જે લોકો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના રબના આદેશનું ઉલ્લંઘન કરી અગ્નિ પૂજકોના ખુદાનું આદેશ પાલન કરે છે તેઓએ સો વાર વિચારવું જોઈએ કે તેઓ કિયામતના દિવસે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને શું મોઢું બતાવશે ? અને જો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવશે કે તમે પોતાની શકલ બગાડવાને લઈ અમારી જમાઅત બહાર છો તો શફાઅતની ઉમ્મીદ કોનાથી રાખશે ?

એક વાત યાદ રાખવા લાયક છે કે ઈસ્લામના કોઈ ઓળખચિન્હની ઠેકડી ઉડાવવી અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની કોઈ સુન્નતને તુચ્છકારવું કુફ્ર છે, જેનાથી આદમી ઈમાનમાંથી નીકળી જાય છે. આગળ ઉપર જાણી ચૂકયા છે કે દાઢી ઈસ્લામનું ઓળખચિન્હ અને

નબીયોની સુન્નત છે. માટે જે લોકો દાઢીથી નફરત કરે છે તેને તુચ્છ નજરે જુએ છે તેઓના સગાં વ્હાલાઓમાંથી અગર કોઈ દાઢી રાખવા માંગતો હોય તેને રોકે છે, તેને મહેણાં–ટોણાં મારે છે એવા લોકોએ પોતાના ઈમાનની ફિકર કરવી જોઈએ. તેઓ ઉપર જરૂરી છે કે તૌબા કરે અને નવેસરથી ઈમાન લાવી નવેસરથી નિકાહ કરે......

બુઝુર્ગોએ હજના મબરૂર અને મકબૂલ હોવાની નિશાની એ બતાવી છે કે હજ પછી માણસના જીવનમાં પરિવર્તન આવે કિંવા માણસ હજ પછી નેકીઓની પાબંદી અને ગુનાહોથી બચવાનો એહતેમામ કરે. જે માણસના જીવનમાં હજને લઈ કોઈ પરિવર્તન નથી આવ્યું અને જેવી રીતે હજ કરવા પહેલાં ગુનાહો આચરતો હતો, હજ પછી પણ રાબેતા મુજબ તે કબીરહ ગુનાહોમાં લબદાયલો રહયો એવા માણસની હજ હકીકતમાં હજ નથી, બલકે માત્ર સહેલગાહ સેર–સપાટો અને એક પ્રવાસ માત્ર છે. ચાહે ફિકહી રૂએ તેનો ફર્ઝ અદા થઈ જાય છે, પરંતુ હજના સવાબ તેમજ બરકતોથી મહરૂમ રહે છે. કેટલા દુઃખ અને અફસોસની વાત છે કે માણસ હજારો રૂપિયા ખર્ચ કરે, સફરની તકલીફો ઉઠાવે અને તે છતાં ગુનાહોથી તવબહની તવફીક ન થાય. માટે જે લોકો હજ માટે જાય છે તેઓને જોઈએ કે અલ્લાહ અને રસૂલના પવિત્ર દરબારમાં હાજર થવા પહેલાં પોતાની બગડેલી શકલને ઠીક કરી લે અને આ ગુનાહથી સાચી તવબહ કરે અને આઈન્દહ હમેશાના માટે આ હરામ કૃત્યથી બચવાનો પાકો નિશ્ચય કરી લે, નહીં તો ખુદા ન કરે શેખ સઅદી (રહ.)ના એક શેઅર મુજબ કે "હઝરત ઈસા અલય્હિસ્સલાતુ વસ્સલામનો ગધેડો અગર મક્કા શરીફ ચાલ્યો જાય તો પાછા ફર્યા પછી પણ ગધેડો જ રહે છે."

તોફાનોમાં જે લોકોને જાનથી મારી નાંખવામાં આવ્યાં અથવા બાળી નાંખવામાં આવ્યાં, શું તે બધા દાઢીવાળા જ હતા ? બલકે અગર આપ તેઓનું સર્વે કરશો તો જણાશે કે દાઢીવાળાઓની સંખ્યા તો તેઓમાં નજીવી જ હતી. મોટા ભાગનાં દાઢી મૂંડાવનારા જ હતાં. માટે દાઢીના લઈ જાન જોખમમાં છે તેવું સમજવું ઈમાની ગૈરતના વિરૂદ્ધ છે અને એ દુશ્મનોને તો તમારા ઈમાનથી

નફરત છે, તો શું આ ડરના લઈ ઈમાન છોડી દેશો ? અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે.

જે માણસ અલ્લાહના આદેશોનું પાલન કરે છે અલ્લાહ તઆલા તેની હિફાઝત ફરમાવે છે. માટે ભલે આપના ઘરવાળા આપને દાઢી કઢાવી નાંખવા માટે કહેતા હોય, પરંતુ આપ હરગીઝ હરગીઝ દાઢી કઢાવશો નહીં અને જે લોકોએ હજમાં દાઢી રખાવ્યા પછી અહીંયાં આવી દાઢી કઢાવી નાંખી છે તેઓ પોતાના આ કૃત્યને લઈ સખ્ત ગુનેગાર છે. દાઢી કઢાવવું ગુનાહે કબીરહ છે અને એવો માણસ શરઈ રૂએ ફાસિક છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. ઓરતોનું વાળ કપાવવું.

**સવાલ** : અમારી આજુબાજુ વિસ્તારમાં મુસ્લિમ છોકરીઓના વાળ ફેશનથી કાપવામાં આવે છે. શું એકથી પાંચ વર્ષની છોકરીના વાળ કપાવવા જાઈઝ છે ? અમે ઓરતોને ના કહીએ છીએ તો તે અમોને એવું કહે છે કે મવલાના સાહબ તેમની છોકરીના વાળ કપાવે છે, તો નાની છોકરીઓના વાળ કપાવવા શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે કેમ ?

**જવાબ** : બાલિગ અથવા તેની નજીક પહોંચેલી છોકરીઓના વાળ કપાવવા જાઈઝ નથી. અલબત્ત એવી છોકરીઓ જે નાની હોય અને બાલિગ હોવાની નજીક ન હોય તો ખૂબસૂરતી અથવા અન્ય કોઈ જાઈઝ મકસદ ખાતર એના વાળ કપાવવા જાઈઝ છે. તે છતાં કાફિરો અને ફાસિકો સાથે ઈરાદાપુર્વક મુશાબહત (સામ્યતા) અપનાવવાથી બચવું જોઈએ, કારણ કે શરઈ રૂએ તેઓની મુશાબહત અપનાવવાની મનાઈ આવી છે.

[ઓરતકે લીયે બનાવ-શિંગાર કે શરઈ અહકામ : પેજ નં. ૩૨]

## ૬. શું વાળમાં કાળો કલર કરવાથી ગુસલ થશે ?

**સવાલ** : માથાના વાળ સફેદ ન દેખાડવા માટે લોકો કાળો કલર લગાવી કાળા કરે છે. શું એના લગાડવાથી ગુસલમાં ઉણપ આવશે ?

**જવાબ :** એ માત્ર રંગ હોય કે જેના લગાડવાથી વાળનો રંગજ બદલાય છે, જેમ કે મેંહદી લગાડવાથી બદલાય છે, તો એવા રંગથી ગુસલમાં બાધ આવશે નહીં, અને જો એના લગાડવાથી વાળ ઉપર કોઈ પડ જામતું હોય, જેમ કે ઓઈલપેન્ટ યા નેલ પોલીસમાં જામે છે, તો જ્યાં સુધી એને ઉખેડવામાં નહીં આવે ત્યાં સુધી ગુસલ સહીહ થશે નહીં.

[તહતાવી પેજ નં. ૩૪, અહસનુલ ફતાવા ભાગ–૧ પેજ નં. ૨૦]

### ૭. લાલ રંગથી બાલ રંગવા મુસ્તહબ છે.

**સવાલ :** માથાના વાળ મરદ અને ઓરત કાળા અથવા લાલ રંગથી રંગી શકે કે નહીં ?

**જવાબ :** માથાના વાળને લાલ રંગથી રંગવા જાઈઝ; બલકે મુસ્તહબ છે. કાળા રંગથી રંગવા મકરૂહ છે.

[ઈમ્દાદુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ૨૧૩]

## અ. ખત્ના

### ૧. બાળક જન્મથી ખત્ના થયેલ પૈદા થઈ શકે છે.

**સવાલ :** અમારા શહેરમાં એક બાળક મખતૂન (ખતના થયેલ) પૈદા થયેલ છે. નવમવલૂદ બચ્ચાનું મખતૂન પૈદા થવું કોઈ નવાઈ ગણાશે કે કેમ ? શું અગાઉ આવું બનતું આવ્યું છે કે કેમ ? આવી બાબત જોયા બાદ કોઈ અકીદો ધારવું કેવું છે ? શું ફકત અલ્લાહ તઆલાની કુદરત માની વાત બંધ કરી આપવી જોઈએ કે કેમ ?

**જવાબ :** કેટલાક બાળકો મખતૂન (ખત્ના શુદા) પૈદા થાય છે, એ કાંઈ નવાઈની વાત નથી. અલ્લામહ ઈબ્ને કય્યીમ (રહ.)એ પોતાની કિતાબ 'ઝાદુલ–મઆદ' માં એવા કિસ્સા નકલ કર્યા છે. [ભાગ–૧ પેજ નં. ૩૫]

### ૨. ખત્નાનો તરીકો આગલા અમ્બિયાએ

અલયહિમુસ્સલામના જમાનાથી ચાલ્યો આવે છે.

**સવાલ** : ઈસ્લામમાં જ્યારે બાળક જન્મે તો એની ખત્ના કરે છે. ઈસ્લામમાં ખત્ના કરવાનો રિવાજ કયારે અને કયા પયગમ્બરના સમયમાં શરૂ થયો ?

**જવાબ** : હદીસે પાકમાં ખત્નાની ખિસાલે ફિતરતમાં ગણના કરવામાં આવી છે. એનો મતલબ આ છે કે આ તરીકો આગલા અમ્બિયાઅ (અલય.)ના જમાનાથી ચાલ્યો આવે છે. ઈસ્લામે પણ એનો હુકમ આપીને એને સુન્નત ઠરાવેલ છે અને આ ઈસ્લામના શઆઈર (પ્રતિકો અને પ્રણાલિકાઓ) માંથી છે.

# (૪૪) ઈલાજ

## ૧. ટેસ્ટ ટયુબ બેબીનો શરઈ હુકમ.

**સવાલ** : એક પતિ પત્નિને શાદીને લગભગ ૧૨ વર્ષ થયા છે. કોઈ ઔલાદ નથી. ઘણી એવી ટ્રીટમેન્ટ કરાવી છતાં ઔલાદ વજૂદમાં આવે તેવી કોઈ શકલ નથી. બંનેના રિપોર્ટ નોર્મલ છે. રિપોર્ટ પ્રમાણે પત્નિની ફેલોપીયન ટયુબ બ્લોક છે. જેનાથી મર્દનું વીર્ય અંદર ગર્ભાશય સુધી જતું નથી. તેની પણ ટ્રીટમેન્ટ કરાવતાં ઘણો એવો ખર્ચ કર્યો છતાં ખુલી શકી નથી. અંતે ઈલાજ કરનાર ડૉકટરોનું કહેવું છે કે આપનો છેલ્લો ઉપાય "ટેસ્ટ ટયુબ બેબી" છે. જેના વડે મર્દનું વીર્ય ડાયરેકટ ઈન્જેકશન દ્વારા ગર્ભાશયમાં અંદર મુકવામાં આવે તો ૫૦ ટકા ચાન્સીસ છે. તેની પણ કોઈ ગેરંટી નથી અને ખર્ચ લગભગ રૂા.૮૦,૦૦૦/– થી ૧ લાખ સુધી થાય એમ છે. ખૈર, અસ્બાબ ઈખ્તિયાર કરવા પછી પણ ઔલાદ આપવું ન આપવું તો અલ્લાહના હાથમાં છે, તેમાં કોઈ શક નથી. તે બાબત તો તેઓને સારી રીતે ખબર છે. તો અત્રે સવાલ એ છે કે આ મુજબ "ટેસ્ટ ટયુબ બેબી"ની શકલ ઈખ્તિયાર કરી શકાય ? જાઈઝ છે ? અને જો નાજાઈઝ હોય તો હવે પછી શું

શકય હોય શકે ?

**જવાબ :** ટેસ્ટ ટયુબ બેબીનો શરઈ હુકમ બયાન કરતાં હઝરત મૌલાના મુફતી રશીદ અહમદ લુધયાન્વી (રહ.) લખે છે : "ઓરતની શર્મગાહ અથવા ગર્ભાશયમાં કોઈ એવો રોગ હોય જે શારિરીક દુઃખ અને તકલીફ માટે કારણ રૂપ હોય, તો તેનો ઈલાજ લેડી ડૉકટરથી કરાવવો જાઈઝ છે, પુરૂષ તબીબથી જાઈઝ નથી. અલબત્ત અગર રોગ ઘાતક અથવા અસહ્ય હોય અને લેડી ડૉકટર અપ્રાપ્ય હોય તો પુરૂષ તબીબથી ઈલાજ કરાવવું જાઈઝ છે. ટેસ્ટ ટયુબ બેબીની કાર્ય પદ્ધતિમાં કોઈ એવા રોગનો ઈલાજ કરવામાં નથી આવતો જેના લઈ શારિરીક તકલીફ હોય. આ કોઈ શારિરીક નુકશાનને દૂર કરવા માટે નહીં, બલકે લાભ પ્રાપ્તિ માટે છે. માટે આ કાર્ય પદ્ધતિ લેડી ડૉકટરથી પણ કરાવવું જાઈઝ નથી. પુરૂષ ડૉકટરથી તો કરાવવું આખરી દરજાની બે-દીની હોવાની સાથે એવી બે-ગૈરતી અને બે-શરમી પણ છે જેના માત્ર વિચારથી માનવતા માઈલો દૂર ભાગે છે. અલ્લાહ તઆલાને નારાઝ કરી જે ઔલાદ પ્રાપ્ત કરવામાં આવી તે વબાલ જ બનશે."

[અહસનુલ ફતાવા : ભાગ-૮ પેજ નં. ૨૧૫]

ટેસ્ટ ટયુબ બેબીની વિવિધ રીતો ઉપર વિસ્તૃત ચર્ચા કરી છેલ્લે સારાંશ રૂપે હઝરત મૌલાના બુરહાનુદ્દીન સાહબ સંભલી (દા.બ.) લખે છે કે "સારાંશ કે ધણી સિવાય અન્ય કોઈ પુરૂષનું વીર્ય સ્ત્રીના વીર્ય સાથે મેળવવું ચાહે ડાયરેકટ અથવા ટેસ્ટ ટયુબ વડે બહરહાલ હરામ છે. અલબત્ત પતિના વીર્યનું પત્નિના વીર્ય સાથે મેળવવું અગર તે રીતે હોય કે બન્નેમાંથી કોઈએ પણ અન્ય કોઈ વ્યક્તિ (સ્ત્રી યા પુરૂષ) સમક્ષ નગ્ન ન થવું પડતું હોય અને તે સિવાય પણ અન્ય કોઈ કૃત્ય શરીઅત વિરૂદ્ધ ન કરવું પડતું હોય તો આ અમલ નાજાઈઝ નથી. અલબત્ત ઈસ્લામે શીખાડેલ અસલ સાદગીથી મેળ ન ખાવાને લઈ નાપસંદીદા કહેવામાં આવશે."

[મૌજુદા ઝમાને કે મસાઈલ કા શરઈ હલ : પેજ નં. ૨૪૦]

**નોટ :-** હઝરત મૌલાના બુરહાનુદ્દીન સાહબે જાઈઝ હોવાની જે સૂરત બતાવી છે તે ત્યારે જ શકય છે જ્યારે કે પતિ પોતે ડૉકટર હોવાને લઈ

આ આખો અમલ અન્ય કોઈ વ્યક્તિના દરમિયાનમાં આવ્યા વગર સંપૂર્ણ રીતે અંજામ આપી શકતો હોય.

આપ પુછો છો કે જો નાજાઈઝ હોય તો હવે પછી શું શક્ય હોય શકે ? શકલ તો બિલકુલ સ્પષ્ટ છે. ઔલાદ પ્રાપ્તિ માટે જે કંઈ રૂકાવટ છે, તે પત્નિના શરીરથી સંબંધ ધરાવે છે. પતિમાં કોઈ ખામી નથી. જેથી પતિ માટે બીજા નિકાહ કરી બીજી પત્નિથી ઔલાદ પ્રાપ્તિનો રસ્તો ખુલ્લો છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઓરત મજબુરી વખતે જ ગેર મુસ્લિમ ડૉકટરથી ઈલાજ કરાવે.

**સવાલ :** ઓરત જ્યારે બીમાર પડે છે તો ગેર મહરમ મુસ્લિમ કે ગેર મુસ્લિમ ડૉકટર પાસે ટ્રીટમેન્ટ માટે લઈ જવામાં આવે છે તો તે દર્દીના હાથ પકડી નાળ ચેક કરે છે, તેમજ સ્ટેથોસ્કોપથી છાતી વગેરેનુ નિદાન કરે છે. તો જ્યાં લેડીઝ ડૉકટર ન હોય ત્યાં આવું શરઈ લાઈને નિદાન કરાવવું કેવું છે ? અને નિદાન કરાવવું પડે તો તેનો હીલો અથવા બીજી કઈ રીત છે જેથી ટ્રીટમેન્ટ લઈ શકાય ?

**જવાબ :** લેડી ડૉકટર બિલકુલ અપ્રાપ્ય હોય અને ઈલાજ ન કરાવવાની સૂરતમાં ભય હોય તો ગુંજાઈશ છે. બેહતર તો એ છે કે હકીકત કહી ટ્રીટમેન્ટ કરાવે.

## ૩. નિરોધ અને રસીનો હુકમ.

**સવાલ :** મારો એક દોસ્ત છે. તેની ઓરતની ડિલિવરી (પ્રસુતિ)ને અઢી મહિના થયા છે, હવે મારો દોસ્ત એની ઓરત સાથે હમબિસ્તરી કરે તો હમલ રહેવાનો ભય છે. હમલ રહી જાય તો ઓરતની તથા બચ્ચાંની સિહહતમાં તકલીફ થાય એમ છે તો એ ભાઈ નિરોધનો ઉપયોગ કરી શકે ? કદી કદી નિરોધ વાપરે તો શું એની ગુંજાઈશ છે ? અને જે તારીખે માસિક આવે અથવા તે તારીખોમાં માસિક નહીં આવ્યું તો માસિક લાવવા માટે

(રસી) ઈન્જેકશન મુકાવી શકે ?

**જવાબ :** પૂછેલી સૂરતમાં દૂધ પીતા બાળકની તંદુરસ્તી જળવાઈ રહે તે માટે અગર શૌહર નિરોધ વાપરવા ચાહે તો ઈજાઝત છે. કોઈ બીમારીને લઈ માસિક નથી આવ્યું તો માસિક લાવવા માટે ઈલાજ રૂપે ઈન્જેકશન અથવા અન્ય દવાનો ઉપયોગ કરી શકાય છે. અલબત્ત, અગર હમલ રહી જવાને લઈ માસિક નથી આવ્યું તો એવું ન કરે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૫) વારસા વહેંચણી

## ૧. ગુમ થયેલ વારસદારના વારસાની વહેંચણી.

**સવાલ :** વાલિદના ગુજરી જવા બાદ વારસદારોમાં ચાર ભાઈઓ અને એક બહેન છે અને વારસામાં મળેલું ફકત એક ઘર છે. એમાંથી એક ભાઈ લગભગ સોળ વરસથી ગાંડપણને લઈ ગૂમ થઈ ગયો છે. બાકી ત્રણ ભાઈઓ અને એક બહેનની સંમતિથી ઉપરોકત ઘર રૂા.૧૪,૦૦૦/– માં ૧૯૭૨ માં વેચી નાંખવામાં આવ્યું. વેચાણ રાખનારે દરેકને તેના હિસ્સાની રકમ અદા કરી દીધી હતી. હવે ત્રણ ભાઈઓ અને એક બહેન પોતાના ગૂમ થયેલ ભાઈનો હિસ્સો ઘર રાખનાર પાસે માંગે છે અને લેખિત બાંહેધરી આપવા તૈયાર છે કે ગૂમ થયેલ ભાઈ મળી આવે અથવા પત્તો લાગે તો દરેક તેના લીધેલા નાણાં આપી દેશે અને ખરીદનાર પણ મુફતી સાહબની ઈજાઝતથી આપવા તૈયાર છે. (૧) ઉપર મુજબ બનેલ હકીકતની રૂએ ગૂમ થયેલ ભાઈનો હિસ્સો આપી શકાય કે નહીં ? (૨) આપી શકાય તો દરેકને કેટલા મળશે ? (૩) લેખિત બાંહેધરી લેવી જરૂરી છે કે નહીં ? (નોંધ : ગૂમ થયેલ ભાઈની કોઈ ઓરત કે ઔલાદ નથી.)

**જવાબ :** બાપના તરફથી જે ઘર ઔલાદને વારસાઈમાં મળ્યું છે, તેમાં મરનારની ઔલાદમાંથી જેનો જેટલો હિસ્સો લાગતો હોય તેટલો હિસ્સો તે

પોતાની મરજી મુજબ કોઈને વેચવા ચાહે તો વેચી શકે છે, પરંતુ ઔલાદમાંથી કોઈ એક બીજાના હિસ્સાને તેની સંમતિ વગર વેચશે તો સંપૂર્ણ વેચાણ સહીહ કહેવાશે નહીં. બલકે જેનો હિસ્સો છે તેની રજા અને સંમતિ ઉપર મૌકૂફ રહેશે. ઉપરોકત પ્રશ્નમાં ત્રણ ભાઈઓ અને એક બહેનનો હિસ્સો જેટલો એ ઘરમાં લાગે છે તેટલું વેચાણ તો સંપૂર્ણ થઈ ગયું છે, પરંતુ જે ભાઈ ગૂમ થઈ ગયો છે તેના હિસ્સામાં વહિવટ કરવાનો બીજા ભાઈઓને કોઈ હક નથી. એ કામ કાઝી (ન્યાયાધીશ) અથવા હાકિમ (સત્તાધીશ)નું છે. માટે, જ્યારે એના હિસ્સા જેટલું વેચાણ સહીહ અને સંપૂર્ણ થયું નથી તો હવે તેની કિંમતનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી, બલકે તેટલો હિસ્સો તે ભાઈની માલિકીનો જ ગણાશે અને તેની ઉંમરના ૯૦ વર્ષ પૂરાં થતા સુધી પણ તે નહીં મળે તો ત્યારે એના વારસદારો (આ ત્રણ ભાઈઓ અને એક બહેન)માંથી જે વારસદારો જીવંત હશે તેમને એમાં વારસાઈ હક મળશે.

[શામી, દુર્રે મુખ્તાર : ભાગ—૩ પેજ નં. ૩૬૩]

## ૨. બાંદીની ઔલાદ વારસદાર છે.

**સવાલ** : નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના દૌરમાં જે ગુલામી પ્રથા હતી તે કયા વખતમાં નાબૂદ થઈ અને ગુલામ બાંદી સાથે આકા (માલિક) વગર નિકાહે હમબિસ્તરી કરી શકે તેમ તે બાંદીથી જે ઔલાદ પૈદા થાય તેનો વારસામાં હિસ્સો બીજી ઔલાદ જેમ જ લાગે છે ?

**જવાબ** : બાંદી મુસલમાન અથવા કિતાબીય્યહ (એહલે કિતાબ) હોય અને હુરમતનું બીજું કોઈ કારણ ન હોય તો આકા તેની સાથે હમબિસ્તરી કરી શકે છે (નિકાહની જરૂરત નથી) અને તે બાંદીથી આકાને જે ઔલાદ થશે તેને પણ વારસાઈ હક મળશે.

"રાષ્ટ્રસંઘ"ના દેશોએ આપસમાં એવો કરાર કર્યો છે કે કોઈ દેશ યુદ્ધ કેદીઓને ગુલામ નહીં બનાવે. ત્યાર પછી આ પ્રથા વિશ્વના મોટા ભાગમાંથી નાબૂદ થઈ છે.

## ૩. વારસા વહેંચણીમાં પંચોની જવાબદારી.

**સવાલ** : ગામડાઓમાં વારસા વહેંચણીમાં ગામના પંચો (લોકો) વારસા વહેંચણી કરે છે. પણ દુઃખની વાત કે માં બાપના મૃત્યુ બાદ જે વારસા વહેંચણી થાય છે તેમાં મોટા ભાગે બહેનોને ચોથાઈ (શરઈ હક્ક) મળતો નથી. જે શરીઅત મુજબ વહેંચણી થઈ કે નહીં ?

આવા પંચોમાં પંચી બનીને જવું શરીઅતની રૂએ જાઈઝ છે કે નહીં ? તે જણાવશો.

**જવાબ** : ઈસ્લામી શરીઅતે મરણ પામનાર વ્યક્તિએ છોડેલ માલ મિલકતમાં કોણ વારસદાર ઠરે છે ? અને કયા વારસદારનો કેટલો હિસ્સો છે ? એ બધું જ સ્પષ્ટ રૂપે નક્કી કરી કુર્આન અને હદીસમાં વિગતવાર બતલાવી આપ્યું છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે "મર્દો માટે પણ હિસ્સો (નક્કી કરેલ) છે તે વસ્તુઓમાંથી જેને (તે મર્દોના) માતા પિતા અને બીજા નજીકના સગાં વ્હાલાં (પોતાની મોત વખતે) છોડી જાય અને તેવી જ રીતે ઓરતો માટે પણ હિસ્સો (નક્કી કરેલ) છે તે વસ્તુઓમાંથી જેને (તેણીઓના) માતા પિતા અને બીજા નજીકના સગાં વ્હાલા (પોતાની મોત વખતે) છોડી જાય, ચાહે (તે છોડેલ) વસ્તુઓ ઓછી હોય કે વધારે દરેકમાંથી મળશે, હિસ્સો પણ એવો જે ચોક્કસ રૂપે મુકર્રર છે." આયતના છેલ્લે જે ઈર્શાદ ફરમાવવામાં આવ્યું કે "એવો જે ચોક્કસ રૂપે મુકર્રર છે." તેનાથી એ પણ બતલાવી દીધું કે અલગ અલગ વારસોના જે નોખા નોખા હિસ્સાઓ કુર્આને મુકર્રર કીધા છે, આ અલ્લાહ તઆલાના તરફથી મુકર્રર કરવામાં આવેલ હિસ્સાઓ છે. તેમાં કોઈને પોતાની સમજ અને અક્કલથી ઘટાડો વધારો અને અદલ બદલનો કોઈ હક્ક નથી.

[મઆરીફુલ કુર્આન : ભાગ–૨ પેજ નં. ૩૧૨]

માટે મરનારે છોડેલ માલ મિલકતની વહેંચણી શરીઅતે નક્કી કરેલ ધારા ધોરણો મુજબ જ કરવી જરૂરી છે. હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.) એક સવાલના જવાબમાં લખે છે : "કે કાનૂને વિરાસતકા અકસરી હિસ્સા સરીહ નસ્સે કુર્આનીસે સાબિત હે. ઈસ સાબિત શુદહ હિસ્સેકે કિસી જુઝકો તસ્લીમ ન કરના યા કિસી દૂસરે કાનૂનકો ઉસ પર

તરજીહ દેના કત્અન કુફ્ર હૈ.”

[કિફાયતુલ મુફ્તી : ભાગ-૮ પેજ નં. ૨૯૭-૨૯૮]

જે લોકો ગામડાઓમાં વારસા વહેંચણીના મામલાઓમાં પંચ બનીને જાય છે અને પોતાની મરજી મુજબ વારસા વહેંચણી કરે છે, જેના લઈ વારસદારોને વારસદારો માટે અલ્લાહ તઆલાએ નક્કી કરેલ હિસ્સો મળતો નથી. ખાસ કરીને બહેનોને તેઓના શરઈ વારસાઈ હક્કથી વંચિત રાખવામાં આવે છે. કોઈક જગ્યાએ તેણીઓને કાંઈક આપે છે તે પણ તેણીઓના ખરા હક્કની તુલનામાં નજીવું હોય છે અને તે બીચારીઓ એવું વિચારી કે અગર અમે અમારો ખરેખર હક્ક માંગીશું તો જીવનભર માટે ભાઈઓ સાથે સંબંધ કપાઈ જશે અને બીજી ઘણી બધી અગવડો અને તકલીફો વેઠવી પડશે. આ બધું વિચારી તેણીઓ પણ દિલથી રાઝી ન હોવા છતાં આ વહેંચણી બાબત મોઢાથી કશું બોલતી નથી, બલકે સમાજ તેમજ ભાઈઓને સારૂં દેખાડવા માટે ઉપર ઉપરથી આ વહેંચણી બાબત સ્પષ્ટ શબ્દોમાં પોતાની રાજી ખુશી જાહેર કરે છે, હાલાંકે તેણીઓનું દિલ એ માટે બિલકુલ રાજી હોતું નથી.

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પવિત્ર ઈર્શાદ છે : “સાંભળો ! કોઈનો હક્ક ન મારો. સાંભળો ! કોઈ પણ વ્યક્તિનો માલ તેની દિલી રઝામંદી વગર હલાલ નથી.” [મિશ્કાત : પેજ નં. ૨૫૫]

અગર કોઈ વારસદાર એવું કહે કે મને વારસાઈ હક્ક જોઈતો નથી, તો તેના આ પ્રમાણે કહેવાથી મરનારે છોડેલ માલ મિલકતમાંથી તેનો વારસાઈ હક્ક ખત્મ થઈ જતો નથી, બલકે એવું કહ્યાં પછી પણ તે પોતાના વારસાઈ હક્કની માંગણી કરી શકે છે.

[તન્કીહુલ ફતાવલ હામિદિય્યહ : ભાગ-૨ પેજ નં. ૫૭]

માટે જે લોકોને વારસા વહેંચણી વેળા પંચ રૂપે બોલાવવામાં આવે છે તેઓની ફરજ છે કે શરીઅતે નક્કી કરેલ ધારા ધોરણ મુજબ વારસા વહેંચણી કરાવે અને કોઈ પણ વારસદાર, ચાહે તે દીકરીઓ હોય કે બહેનો તેઓ શરીઅત તરફથી મળતા વારસાઈ હક્કથી વંચિત ન રહે તેની તકેદારી રાખે, નહીં તો એ પંચમાં શામેલ બધા જ લોકો સખ્ત ગુનેગાર ઠરશે.

અને એવા પંચોમાં પંચી બનીને જવું જાઈઝ નથી, બલકે જ્યાં શરીઅતના વારસાઈ કાનૂનને તરછોડી રસ્મ અને રિવાજને પ્રાધન્ય આપવામાં આવતું હોય એવો ફેંસલો કરવાથી ઈમાન ખતરામાં પડી જાય છે. અન્યોની દુનિયા ખાતર પોતાના ઈમાનને ખતરામાં નાંખવું કઈ જાતનું શાણપણ કહેવાય? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. વારસા વહેંચણી, પેન્શન, બહેનનો ભાઈના મકાન ઉપર કબજો કરવો વિ.

**સવાલ** : અમો છ ભાઈ, એક બહેન છીએ. વાલિદ ગુજરી ગયા છે. વાલિદા હયાત છે. મિલ્કતની વહેંચણી કરતાં રૂા.૯૦ હજાર ૭ હિસ્સામાં વહેંચી લીધી. વાલિદ નોકરી કરતા હતા તેને ખાતર વાલિદાને રેહમીયત પેન્શન ૧૯૮૨ થી મળે છે જે આજ પર્યંત ચાલુ છે. હાલમાં રૂા:૧૩૦૦/– પેન્શન મળે છે. પ્રથમ શરૂ થયું ત્યારે રૂા.૩૫૦૦૦/– એકી સાથે મળ્યા હતા. આમ આજ દિન સુધીનો હિસાબ લગાવીએ તો દોઢ લાખ ઉપરની પેન્શનની રકમ થવા કરે છે. જે વાલિદાએ પાઈએ પાઈ બહેનને આપી છે. તેણી શાદીસુદા પોતાના ઘેર રહે છે. તમામ રકમની જવાબદારી તેની છે. ઉપરોકત મિલ્કતમાં તેણી ચોથાઈ માંગે છે ત્યારે ભાઈઓ કહે છે કે વાલિદાની ખોરાકીનો ખર્ચ કાપી બાકીની રકમનો હિસાબ અમને આપ, તને ચોથાઈ આપીએ. અમો છ ભાઈઓ પૈકીના ચાર ભાઈઓ પોતાના હાથ–પગ ઉપર મહેનત કરી ગરીબીની હાલતમાં જીવે છે. વાલિદાને હજ પઢવા મોટો ભાઈ પોતાના ખર્ચે લઈ જાય છે તો વાલિદાએ છોકરાઓનો હક્ક મારીને છોકરીને રકમ આપી છે. છોકરી હક્કદાર નથી તો આ કિસ્સામાં તેને ચોથાઈ આપવા શું હિસાબ કરવો? એક ભાઈના મકાનમાં પંદર વરસથી રહે છે. જેનું ભાડૂં આપતી નથી અને ખાલી પણ કરતી નથી કબજો કરીને બેઠી છે. વાલિદાએ હજમાં જતાં પહેલાં છોકરાઓનો હક્ક અદા કરવાનો રહેશે? શરઈ જવાબ આપશો.

**જવાબ** : આપના વાલિદ સાહેબે છોડેલી માલ–મિલ્કત (ઘર, જમીન,

ઘરેણાં, રોકડ, ઘરવખરી વગેરે)માંથી વારસા વહેંચણી પહેલાંના શરઈ હક્કો (કિંવા એમના કફન-દફનનો મધ્યમસરનો ખર્ચ, ત્યાર પછી એમનું તમામ દેવું-કરજ અદા કરી જે બચે તેના ત્રીજા ભાગમાંથી એમણે કરેલી શરઈ વસીય્યત) અદા કરી બાકી માલ-મિલ્કતના કુલ ૧૦૪ (એકસો ચાર) ભાગ કરી આપની વાલિદાને તેર ભાગ અને આપ છ ભાઈઓને કુલ મળી ચોર્યાસી ભાગ એટલે કે દરેક ભાઈને ચૌદ ભાગ અને બહેનને સાત ભાગ આપવા. આપે જે વહેંચણી કરી તે ખોટી છે, માટે ફરી ઉપર મુજબ સહીહ વહેંચણી કરવી. સરકાર તરફથી મળતું પેન્શન અગર ફેમીલી પેન્શન કિંવા વિધવા માટેનું છે તો તે પેન્શનના હક્કદાર માત્ર આપના વાલિદા જ છે તેમાં અન્ય કોઈનો હક્ક નથી, વાલિદાએ પોતાની માલિકીની રકમ આપની બહેનને આપી છે એમાં વાંધો ઉઠાવવાનો આપને હક્ક નથી. પેન્શનની શરૂઆતમાં જે પાંત્રીસ હજાર રૂપિયા એકી સાથે મળ્યા હતા તે કયા નામથી મળ્યા હતા ? પ્રોવિડન્ટ ફંડના અથવા ગ્રેજ્યુઈટીના અથવા અન્ય કોઈ રૂપમાં ? તેનો ખુલાસો કરી ફરી પૂછી લેશો. બહેન પોતાનો વારસાઈ હક્ક માંગે છે, તે એને આપવો આપ ભાઈઓ ઉપર જરૂરી છે, નહીં તો કાલે કિયામતના દિવસે એનો હિસાબ આપવો પડશે જે ઘણોં જ સખ્ત હશે. વાલિદહને મળેલ તેમના પેન્શનની રકમ એમનો પોતાનો હક્ક છે, તેને લઈ બહેનને એના વારસાઈ હક્કથી વંચીત રાખવી ગુનાહિત કૃત્ય છે. ભાઈના જે મકાનમાં બહેન પંદર વરસથી રહે છે તે અગર ભાઈનું આગવું માલિકીનું છે અને ભાઈએ બહેનને ભાડે રહેવા માટે આપ્યું છે તો તેનું નકકી કરેલું ભાડૂં આપવું બહેન ઉપર જરૂરી છે, બહેન નહીં આપતી હોય તો ભાઈ જબરદસ્તી વસૂલ કરી શકે છે અને જો એ મકાન ભાઈએ બહેનને ભાડે નથી આપ્યું, બલકે વપરાશ માટે આપ્યું હતું તો બહેન ઉપર તેનું ભાડૂં નથી. અલબત્ત ભાઈ પાછું માંગી રહયો હોય તો તે પરત કરવું જરૂરી છે, નહીં તો બહેન ગુનેગાર ઠરશે. વાલિદહના હજ પહેલાં છોકરાઓ પોતાનો કયો હક્ક તેઓ પાસે માંગે છે તેની ચોખવટ કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૫. ગુજરી ગયેલ પૂત્ર તેમજ દાદા સાથે પૌત્ર વારીસ નથી.**

**સવાલ** : (A) આમ તોર પર વારસાના બારામાં એક વાત પ્રચલિત છે. જો બાપની હયાતીમાં પૂત્ર ગુજરી જાય તો બાપની મિલ્કતમાં પૂત્રનો કાંઈ વારસો ન લાગે. (B) પરંતુ બાપની પાસે અગર ગુજરનાર પૂત્રના દાદાની મિલ્કત (બાપના બાપની મિલ્કત) હોય તો વારસો લાગે આ બાબત મુસ્લિમ પર્સનલ લોથી સાબિત છે ? (C) બાપની હયાતીમાં પૂત્ર દાદાની મિલ્કતમાંથી ભાગ માંગી શકે ?

**જવાબ** : (A) જ્યારે પૂત્ર બાપની હયાતીમાં ગુજરી ગયો તો તેને બાપનો વારસો કેવી રીતે લાગે ? બાપના ગુજરવા પર પૂત્ર–પૂત્રી અને બીજા વારસદારોને વારસો એટલા માટે મળે છે કે મૃત્યુ પામવાથી બાપ તે મિલ્કતનો માલિક ન રહયો, કારણ કે મૃત માણસમાં કોઈ વસ્તુના માલિક બનવાની સલાહિય્યત–લાયકાત રહેતી નથી, એટલે હવે એની તે મિલ્કત જે એની માલિકીમાં હતી તેમાં એના (વારસદારો) ની માલિકી આપોઆપ સાબિત થઈ જાય છે માટે જે પૂત્ર બાપની હયાતીમાં ગુજરી ગયો તે તો પહેલેથીજ મૃત્યુને લઈ માલિક બનવાની લાયકાત ખોઈ ચુકયો છે તો તે કેવી રીતે વારસદાર બને ? (B) (C) દાદાની સાથે પૌત્રની સગાઈ સીધી (ડાયરેકટ) નથી, બલકે બાપની દરમિયાનગીરીથી (ઈન ડાઈરેકટ) છે માટે તે વ્યક્તિ જેના લઈ પૌત્ર પોતાના દાદા સુધી પહોંચે છે (કિંવા બાપ) તે મૌજૂદ છે તો હવે પૌત્રને દાદાની મિલ્કતમાં હિસ્સો મળશે નહિ. [સિરાજી]

**૬. વારિસને વારસાઈના હકમાંથી નીકાળવાથી નીકળી જશે ?**

**સવાલ** : કોઈ શખ્સ અવલાદ માહેના એક ફરજંદને પોતાની મિલ્કતમાં હુકૂકે ફરજંદીથી અલગ કરવા માંગે તો અલગ કરી શકે એટલે કે પોતાની મિલ્કતમાંથી તેનો શરઈ હિસ્સો રદ કરવાનો અધિકાર છે ? અને તે બાબતનું આકનામું લખી હિસ્સો રદ કરી શકે ? કે મારા ગુજરી જવા બાદ મારા ફુલાં

પૂત્રનો મારી મિલ્કતમાં કાંઈ હિસ્સો લાગે નહીં, તેવું કરવું જાઈઝ છે ?

**જવાબ** : માત્ર જબાનથી કહી દેવાથી અથવા "આકનામું" લખી દેવાથી ફરઝંદનો બાપની મિલ્કતમાંથી વારસાઈ હક્ક ખતમ થઈ જતો નથી, બલકે એને પણ પૂરો હિસ્સો મળશે. અલબત્ત અગર બાપ પોતાની હયાતીમાં જ પોતાની મરજી મુજબ પોતાના બીજા ફરઝંદોને પોતાની મિલ્કત વહેંચી કબ્ઝો સોંપી દીએ અને એકને મહરૂમ કરી દીએ તો તે મહરૂમ રહેશે. બાકી મરતી વેળા એવી વસીય્યત કરી કે મારા ફલાણાં છોકરાને કાંઈ આપવું નહીં, તેનો કોઈ એઅતેબાર નથી. હવે રહી એ વાત કે હયાતીમાં એવું કરવું બાપ માટે જાઈઝ છે ? તો અગર તે ફરઝંદ ના–ફરમાન છે, બાપને દુઃખ પહોંચાડે છે, ગુનાહો (જુગાર–દારૂ વિ.)માં ફસાયેલો છે અને બાપને યકીન છે કે આ દવલત અને મિલ્કત એના હાથમાં આવતાં તે વધુ ખરાબ થશે તો એવી સૂરતમાં બાપ પોતાની હયાતીમાં જ એને ઉપરોકત રીતે મહરૂમ કરી શકે છે. [ફતાવા દારુલ–ઉલુમ : ભાગ–૨ પેજ નં. ૧૦૫૧]

## ૭. કૌટુંબીક વકફમાં વારસાઈ કરવી જાઈઝ નથી.

**સવાલ** : મોહતરમ મુફતી સાહેબ, સલામ સાથે લખવાનું કે અમારા મરહૂમ બાપ મુહમ્મદ અહમદ અસ્માલ દહીં. એ સને ૧૯૫૦ની સાલમાં પોતાના કુટુંબ પૂરતું કૌટુંબીક વકફ બનાવ્યું હતું, જેની કોપી હું આ સાથે મોકલું છું. અમારા બાપ મુહમ્મદ અહમદ અસ્માલ દહીં સને ૧૯૭૨માં ગુજરી ગયા હતા. તેમની બે ઓરતો તેમની હયાતીમાં જ અનુક્રમે સને ૧૯૫૯ અને સને ૧૯૬૨માં ગુજરી ગયા હતા. હાલમાં અમે બે ભાઈઓ અને બે બહેનો મળી ચાર ભાઈ બહેનો હયાત છીએ. બનાવેલ વકફમાં ખેતીની જમીનો તેમજ ગામમાં ઘરથાળની ખૂલ્લી જમીનો છે. આપ તો જાણો છો કે આજના સમયમાં ખેતીની જમીનમાંથી ખાસ કંઈ આવક નથી. તેમ કાયદા મુજબ કોઈને ગણોતે પણ આપી શકાતી નથી અને ઘરથાળની જમીનની તો કોઈ આવક જ નથી. મતલબ કે અમને ભાઈ–બહેનોને એમાંથી ખાસ કંઈ આવક આવતી નથી. તેથી અમે ચારે ભાઈ–બહેનોનો એવો વિચાર

છે કે આપણે એ વકફનો અમલ નહીં કરતા યાને વકફને ખતમ કરી શરીઅતે મુહમ્મદી પ્રમાણે ભાગ પાડી વહેંચણી કરી લઈએ, જેથી જેના ભાગે જે કંઈ આવે તે તેનો પોતાની મરજી મુજબ ઉપયોગ કરી લાભ ઉઠાવી શકે. એમાં આપના માર્ગદર્શનની જરૂર છે. એમાં નીચેના કેટલાક મુદાઓ ઉપર ધ્યાન આપવું.

૧. વારસાઈ હક્કથી બંને બહેનોને વારસો મળે તો તેમની ઓલાદ પણ તેનો લાભ ઉઠાવી શકે.

૨. વારસાઈ હક્કથી બંને ભાઈઓને વારસો મળે તો તેમની ઓલાદ પણ તેનો લાભ ઉઠાવી શકે.

૩. આજની સખત મોંઘવારીના સમયમાં જો દરેકને પોત પોતાનો હક્ક હિસ્સો મળી જાય તો દરેક પોત પોતાની રીતે સ્વતંત્રપણે તેનો ઉપયોગ કરી પોત પોતાની રીતે મહેનત કરી તેનો લાભ લઈ શકે અને આવક વધારી શકે.

૪. બીન આવક આપતી જમીનો વેચી, દરેક પોત પોતાની રીતે વધારે આવક આપતો ધંધો કરી લાભ મેળવી શકે કે બીજા ધંધામાં એ રકમ રોકી લાભ મેળવી શકે.

૫. દરેક ભાઈ–બહેન પોતાના ભાગે આવેલી મિલ્કત પોતાની હયાતીમાં પોતાની ઓલાદને આપવું હોય તો આપી શકે.

૬. આજના અવિશ્વાસના સમયમાં એનો વહીવટ કરનાર આવકની ઈમાનદારીપુર્વ ક વહેંચણી કરે તો પણ વારસદારોને વિશ્વાસ આવે નહીં અને તેથી ઝઘડા ઉભા થાય.

૭. ભાગદોડ અને ભવિષ્યમાં પણ ઘણી જ મુશ્કેલીઓ આવવાનો સંભવ છે.

૮. જો આ વકફને ખતમ નહીં કરતા એનો અમલ ચાલુ રાખીએ તો આજે પણ અને ભવિષ્યમાં પણ ઘણી જ મુશ્કેલીઓ આવવાનો સંભવ છે.

૯. આજે અમો ચાર ભાઈ–બહેનો છે તો ઘણી સહેલાઈથી વારસા વહેંચણી પતી જાય એમ છે. જો વકફનો અમલ ચાલુ રાખીએ તો ભવિષ્યમાં

ચારે ભાઈ- બહેનોની ઓલાદ સાથે કુટુંબ મોટું અને મોટું થતું જશે. તેમ વધુને વધુ મુશ્કેલીઓ આવતી જશે. એ જ પ્રમાણે આગળ જતાં ઓલાદ દર ઓલાદ વધુને વધુ કુટુંબ મોટું થતું જશે ત્યારે એ વકફનો અમલ કરવાનું કઠીન થઈ પડશે. હું મારા ભાઈ- બહેનોમાં મોટો છું. આજે એ મિલ્કતોનો હુંજ વહીવટ કરૂં છું. આજે પણ વહીવટકર્તા તરીકે મારે ઘણી જ મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

મોહતરમ મુફતી સાહેબ વકફ બાબતમાં મેં ઘણું જ લંબાણપુર્વક લખી આપને દરેક રીતે વાકેફ કરવાની કોશીશ કરી છે. આપ એને ધ્યાનપુર્વક વાંચી શરીઅત એ બાબતમાં શું હુકમ આપે છે તેનો ફતવો મને લંબાણથી વિગતવાર આપવા મહેરબાની કરશોજી. આપ જે ફતવો આપશો એનો અમલ અમે જરૂર કરીશું. અમને બધાને સમજ પડે એ માટે સરળ ભાષામાં જવાબ આપવા વિનંતી કરૂં છું.

**જવાબ** : આપ માટે સવાલનો જવાબ જાણવા અગાઉ "વકફ"ની હકીકત અને હુકમથી માહિતગાર થવું આવશ્યક છે. તેનાથી ઈન્શા-અલ્લાહ આપે રજૂ કરેલ મુદ્દાઓનો જવાબ પણ આપોઆપ મળી જશે.

**વકફની વ્યાખ્યા** :- 'વકફ' અરબી શબ્દ છે, જેનો અર્થ થાય છે "રોકી રાખવું" અને શરીઅતની પરિભાષામાં વકફની વ્યાખ્યા છે "કોઈ વસ્તુને (પોતાની માલિકીમાંથી કાઢી અલ્લાહ તઆલાની માલિકીમાં લઈ તેમાં) રોકી રાખી તેના ફાયદાઓ (આવક વિ.)ને પોતાની મનપસંદ જગ્યાએ ખર્ચ કરવા." [દુર્રે મુખ્તાર શામી ભાગ-૩ પેજ નં. ૩૯૨] દાખલા તરીકે કોઈ માણસે પોતાની જમીન પોતાની અવલાદ માટે વકફ કરી તો એનો મતલબ એ થયો કે તે માણસે એ જમીન પોતાની માલિકીમાંથી કાઢી નાંખી અલ્લાહ તઆલાની માલિકીમાં રોકી રાખી એની આવક પોતાની અવલાદ માટે ખર્ચ કરવાનું નકકી કર્યું.

એનો હુકમ એ છે કે જયારે વકફ કર્યું ત્યારથીજ તે લાઝિમ (જરૂરી) થઈ ગયું અને તે વસ્તુમાં હવે વારસાઈ-હક્ક લાગુ નહીં પડે [ભાગ-૩ પેજ નં. ૩૯૨] અને વકફ કરનાર પોતે પણ એનો માલિક ન રહયો અને (જયારે

પોતે જ માલિક ન રહયો તો) બીજાને પણ વેચાણ (અથવા બક્ષિસ યા સદકહ) દ્વારા માલિક બનાવી શકતો નથી અને કોઈને મફત–વપરાશ માટે પણ આપી શકાય નહીં અને કોઈની પાસે ગિરો પણ મૂકી શકાય નહીં. [ભાગ–૩ પેજ નં. ૪૦૨] અને જે લોકો (ને એની આવક વિ. વડે ફાયદો પહોંચાડવા) માટે વકફ કરવામાં આવ્યું હોય તેઓની દરમિયાન પણ વહેંચી શકાય નહીં [ભાગ–૩ પેજ નં. ૪૦૪] કારણ કે તેઓનો હક્ક તે વકફની ઝાતમાં નથી, બલકે તેની આવકમાં છે. [ભાગ–૩ પેજ નં. ૪૦૪] ત્યાં સુધી કે (અગર વકફ, ઈમારત હતી અને તે ભાંગી અથવા તૂટી જવાથી તેમાંથી મલ્બો નીકળ્યો તો) તેનો મલ્બો પણ તે ઈમારતના સમારકામમાં વાપરવામાં આવે અથવા સાચવીને રહેવા દેવામાં આવે, ફરી જ્યારે જરૂર જણાય ત્યારે તે ઈમારતમાં જ વાપરવામાં આવે, અલબત્ત અગર તે મલ્બાના વેડફાય જવાનો ભય હોય તો તેને વેચાણ કરી તેની કિંમત સાચવી રાખવામાં આવે અને જરૂરત ટાણે તેના જ સમારકામમાં વાપરવામાં આવે, પરંતુ તે તૂટેલો મલ્બો અથવા તેની કિંમત વકફની (આવક)ના હક્કદારો દરમિયાન વહેંચવામાં નહીં આવે, કારણ કે તેઓનો હક વકફ–ઈમારતની આવકમાં છે. ખુદ ઈમારતમાં નથી. [ભાગ–૩ પેજ નં. ૪૧૯] વકફ કરનારે વકફની મિલ્કતને જે શરતો પ્રમાણે વકફ કરી છે તે જ શરતો મુજબ એનો ઉપયોગ કે વહીવટ થઈ શકે છે. તે શરતોથી એક તસુ પણ આમ તેમ હટી કોઈ ઉપયોગ કે વહીવટ થઈ શકતો નથી. વહીવટ કરનાર (ટ્રસ્ટી) માટે એની પાબંદી જરૂરી અને વાજીબ છે, નહીં તો ગુનેગાર ઠરશે. [ભાગ–૩ પેજ નં. ૪૫૬–૪૫૭] જે લોકો માટે વકફ કરવામાં આવ્યું છે તેઓ સિવાય બીજા માટે એની આવક વાપરી શકાય નહીં. ધારોકે પોતાના છોકરાઓ માટે વકફ કર્યું હોય તો છોકરીઓ માટે એની આવક વાપરવી (ટ્રસ્ટી માટે) જાઈઝ નથી. [ભાગ–૩ પેજ નં. ૪૫૬] અગર વહીવટ કરનાર (ટ્રસ્ટી) તે મુજબ વહીવટ નથી કરી શકતો તો એને જોઈએ કે બીજા એવા માણસ માટે જે તે શરતોને આધીન રહી વહીવટ કરી શકતો હોય જગ્યા ખાલી કરી આપે.

[ભાગ–૩ પેજ નં. ૪૫૭]

વકફના ઉપરોકત હુકમો નજર સામે રાખી આપ ભાઈ–બહેનોમાં વારસદાર તરીકે જે વહેંચણી (વકફની–મિલ્કતની) કરવા ચાહો છો, તે વિચારી જુઓ તો સ્પષ્ટ રીતે જણાશે કે શરીઅતમાં આપના આ વિચારને અમલી સ્વરૂપ આપવું કોઈ રીતે જાઈઝ નથી, કારણ કે વારસાઈ હક તો તે મિલ્કતમાં લાગે જે મૃત્યુ વખતે બાપની માલિકીમાં હોય. જ્યારે કે વકફની ઉપરોકત મિલ્કત આપના વાલિદની માલિકીમાં મૃત્યુ ટાણે હતી જ નહીં, બલકે તે પહેલાં જ એમની માલિકીમાંથી નીકળી અલ્લાહ તઆલાની માલિકીમાં જઈ ચુકી હતી અને વકફની મિલ્કતમાં વારસાઈ હક લાગતો જ નથી, એટલે એને વારસદારોમાં વહેંચવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. વકફનામામાં ચોખ્ખા શબ્દોમાં લખ્યું છે કે છોકરીઓ જ્યાં સુધી જીવતી છે ત્યાં સુધી તો એ વકફની આવકમાં એમને હિસ્સો મળશે, પરંતુ જ્યારે એ પણ મરણ પામશે ત્યારે એમના પછી એમની અવલાદને એમાં કોઈ પણ હિસ્સો મળશે નહીં. એ જ પ્રમાણે છોકરાઓના મરણ બાદ માત્ર તેમના છોકરાઓને જ હિસ્સો મળશે, પરંતુ તેમની છોકરીઓને હિસ્સો મળશે નહીં. હવે જો આપ એ મિલ્કતને આપસમાં વહેંચી આપો તો (જો કે એ જાઈઝ નથી છતાં) શક્ય છે કે જેના હિસ્સામાં જે આવ્યું તે વેચી દે (જે જાઈઝ નથી) અને ન પણ વેચે તો તેના બાદ તેના વારસદારો પાસે જાય. (હાલાંકે છોકરીઓની અવલાદ માટે એમાં કોઈ હિસ્સો નથી તેમજ છોકરાઓની છોકરીઓ માટે પણ તેમાં કોઈ હિસ્સો નથી.) એ સૂરતમાં આપની ઉપર કેટલા બધા ગુનાહ આવે. આપની પાસે તો વકફની આ મિલ્કત એક અમાનત રૂપે છે, આપ માટે જરૂરી અને વાજીબ છે કે તેનો વહીવટ વકફનામામાં લખેલી રીત મુજબ કરો. એનાથી જરાયે આમ–તેમ થશો તો ખિયાનત કરનાર ઠરશો અને સખ્ત ગુનેગાર બનશો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## ૮. ઓરત મૃત્યુ પામે તો તેના વારસદાર કોણ-કોણ ?

**સવાલ** : મારી પત્નિ સિલાઈનું કામ કરે છે અને તેમાંથી થયેલ

આવકમાંથી પોતાના નામે મકાન ખરીદવા ઈચ્છે છે તો આવી રીતે ખરીદ કરેલ મકાન ઉપર ભવિષ્યમાં વારસદારો તરીકે મારા પૂત્ર પૂત્રીઓ સિવાય મારી પત્નિના સગા–સ્નેહીઓ જેવા કે મારી પત્નિના મા–બાપ, ભાઈ–બહેન વગેરે પણ ગણાશે ખરા કે કેમ તે જણાવશો.

**જવાબ :** આપની પત્નિ પોતાના પૈસાથી મકાન વિ. જે કાંઈ ખરીદશે એ એમની સ્વતંત્ર માલિકીનું ગણાશે અને એમના મરણ પછી એમની માલિકીની તમામ વસ્તુઓ જેમ એમાં પણ શરઈ–વારસદારોને વારસાઈ હક મળશે. હવે એ પ્રશ્ન કે શરઈ વારસદાર કોણ છે ? તો એનો ખરો ઉત્તર તો માણસના મરણ વખતે કોણ કોણ હયાત છે તેની વિગત ઉપર અવલંબિત છે. એટલું ચોક્કસ કે તેના મા–બાપને હર હાલતમાં વારસાઈ હક મળે છે. રહયાં ભાઈ–બહેન તો મરણ પામનારની નર અવલાદ (પૂત્ર–પૌત્ર વિ.) અને બાપ મવજૂદ હોય તો ભાઈ–બહેન વારસદાર ઠરતા નથી. [સિરાજી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. બીજા વારિસનો હક મારવાનો હુકમ.

**સવાલ :** અમે પહેલાં ડાભેલ દારુલ ઈફતામાં અમારા જમીન વારસાઈ ઝગડાનો ફેંસલો કરાવ્યો હતો. એ ફેંસલામાં અમને નાવારિસ ઠેરવ્યા હતા અને એ જમીન અમારા કાકાને સોંપી દેવાની હતી, પરંતુ એ સોંપાયેલ ન હોવાથી અમારી પાસે રહી હતી. એ જમીન અમારી ફેમીલીમાંથી એક ભાઈએ કોઈની પણ રજામંદી વગર બીજી વ્યક્તિને ૫૦૦૦/– રૂપિયામાં વિંઘાના હિસાબે વેચી દીધી. રાખનાર ભાઈને આ વાતની જાણ હતી, પરંતુ કોઈ જાતનો ઉલ્લેખ થયો નથી અને કર્યો નથી. આજે સાત વર્ષ પછી અમને અમારી ભૂલ સમજાતાં એ જમીન મજકૂર ફતવાના આધારે કાકાને પાછી આપવા માંગીએ છીએ. જેને વેચી છે તે અમારી પાસેથી પાંચ હજારના બદલે રૂા.૧૬૦૦૦/– માંગે છે તો પુછવાનું એ કે :

– અમારૂં આગલું વેચાણ સહીહ છે કે નહીં ?

– એ ખરીદનાર ભાઈએ પાછી આપવી જોઈએ કે નહીં ?

– પાછી આપે તો અમારે કેટલી રકમ અદા કરવી ?

– એ ભાઈ પાછી ન આપે તો શરીઅતના હિસાબે શું હુકમ છે ?

એ ભાઈને જમીનની હકીકત વિષે ખરીદારી વખતે પણ જાણ હતી.

**જવાબ :** શરીઅતની રૂએ એ જમીનના એક માત્ર વારસદાર તમારા કાકા હતા, એટલે એ જમીન એમની માલિકીની હતી અને આપ લોકો ઉપર જરૂરી હતું કે એ જમીન કાકાને સોંપી દે. તે છતાં આપે તેના ઉપર પોતાનો બિનઅધિકૃત કબ્જો બાકી રાખ્યો અને આપમાંથી એક ભાઈએ એને વેચી આપી અને ખરીદનારે આ તમામ બાબતની જાણ હોવા છતાં એને ખરીદી લીધી. હાલાંકે કાકા તરફથી એને વેચવાની ઈજાઝત ન હતી. માટે વેચનાર તથા ખરીદનાર બંને ગુનેગાર થયા અને એ સોદો શરઈ રૂએ રદ બાતલ ઠર્યો. જેનો મતલબ એ થયો કે કિંમતના નામે જે રકમ તમારા ભાઈએ વસૂલ કરી એ ખોટું હતું અને ખરીદનારે જમીન ઉપર કબ્જો કર્યો એ પણ ખોટો હતો. હવે જરૂરી છે કે આપ કિંમતના નામે લીધેલી રકમ ખરીદનારને પાછી આપો અને ખરીદનાર તે જમીનનો કબ્જો આપને પાછો આપે. ત્યાર પછી આપ એ જમીન તમારા કાકાને સોંપી દેવાની સાથે અત્યાર સુધી એ બાબત આપના તરફથી જે હક મરાયો તે માફ કરાવો.

ખરીદનાર ભાઈએ જમીન પાછી કરવી શરઈ રૂએ વાજીબ છે. જો તે પાછી નહીં કરે તો ગાસિબ ગણાશે.

તે ભાઈ તરફથી પાંચ હજારની જગાએ સોળ હજારની માંગણી પણ ખોટી અને ગેર વ્યાજબી છે. જેટલી રકમ એમણે આપી હતી, એનાથી વધુ માંગવાનો એમને અધિકાર નથી. અગર વધુ લેશે તો તે વધારો નાજાઈઝ અને હરામ કહેવાશે.

તે ભાઈએ જાણ હોવા છતાં ખરીદ કરી અત્યાર સુધી પોતાની પાસે રાખી એ પણ ગસબના હુકમમાં હોવાને લઈ ગુનાહિત કૃત્ય છે. તેમના માટે પણ જરૂરી છે કે અત્યાર સુધી આપના કાકાનો જે હક તેમણે માર્યો તે એમનાથી માફ કરાવે. [શામી : ભાગ–૫ પેજ નં. ૧૩૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૧૦. અવ્લાદને મીરાસ બક્ષીસમાં વધુ આપવું.

**સવાલ :** એક ખાતૂનને તેના ગુજરનાર પતિએ એક મિલ્કત બક્ષીસ તરીકે આપેલ, જોકે તેની અવલાદ બાલિગ હતી. હવે તે ઓરત પોતાને મળેલ મિલ્કત પોતાના ચાર છોકરામાંથી એકને સેવાની અવેજમાં બક્ષીસ આપશે તો અન્યાય કે ખિયાનત ગણાશે ?

**જવાબ :** તે પૂત્રની નેકી તેમજ ફરમાંબરદારી તથા ખિદમતને લઈ આમ કર્યું છે તો ગુનેગાર ઠરશે નહીં. જો બીજા પૂત્રો પણ ઉપરોકત ખૂબીઓમાં એનાથી બરોબર છે તો એવું કરવાથી ગુનેગાર ઠરશે, તે છતાં બક્ષીસ મોતબર ગણાશે. [ફતાવા મહમૂદિયહ : ભાગ–૫ પેજ નં. ૬૬]

# (૪૬) વિવિધ મસાઈલ

### ૧. પત્નીના નામે ચઢાવેલ મિલકતો પોતાના નામે ચઢાવવી.

**સવાલ :** એક ધણી (મર્દ) પોતાની સ્વકમાણીમાંથી મિલકતો ખરીદે છે ને વિશ્વાસથી પોતાની ધણીયાણીના નામે કરે છે. તો ધણી જ્યારે પોતાના નામે તે મિલકતો ચઢાવવા માંગે તો પત્નિ માટે શું હુકમ છે ?

**જવાબ :** અગર ધણીએ પોતે ખરીદેલ એ મિલકતો પોતાની ધણીયાણીને બખ્શીશ કરી નથી, બલકે કાયદાકીય કાર્યવાહી ખાતર દેખાવ પુરતી એના નામે કરી છે. તો જ્યારે ધણી એ મિલકતો પોતાના નામે ચઢાવવા ઈચ્છે ત્યારે પત્નિએ રૂકાવટ ઉભી કરવી અથવા ના પાડવી જાઈઝ નથી અને જો ધણી એ મિલકતો બખ્શીશ કરી ચૂકયો હોય તો હવે એ પાછી લેવી એના માટે જાઈઝ નથી.

[તકમીલએ શામી : ભાગ–૨ પેજ નં. ૩૭૨–૩૭૩]

### ૨. વિજ્ઞાન અને ઈસ્લામ વચ્ચે કોઈ તઅલ્લુક ખરો ?

**સવાલ :** વિજ્ઞાન (સાયન્સ) અને ઈસ્લામને કોઈ લાગે વળગે છે ખરૂં ? મતલબ કે એક અંગ્રેજ લેખકે લખેલ છે કે ધર્મ વિનાનું વિજ્ઞાન લૂલું (અપંગ) છે અને વિજ્ઞાન વિનાનો ધર્મ આંધળો છે. (આલ્બર્ટ આઈન્સ્ટાઈન) તો વિજ્ઞાન અને ઈસ્લામને કોઈ તઅલ્લુક ખરો ?

**જવાબ :** વિજ્ઞાનથી શું મુરાદ છે ? વિજ્ઞાનથી મુરાદ સૃષ્ટિ અને તેમાં આવેલ કુદરતના વિવિધ સર્જનોમાં શોધખોળ કરી તેની ખાસિયતો અને ફાયદાઓની જાણકારી મેળવવી, તો આ બધી શોધખોળ અને તેમાં વિચાર, ચિંતન–મનન વડે અલ્લાહ તઆલાની મહાન કુદરત ઉપર ઈમાન વધુ મજબુત બનાવવાનો ધ્યેય છે તો એવું વિજ્ઞાન ઈસ્લામમાં આવકાર્ય છે. અલ્લાહ તઆલાએ એવા ચિંતન–મનન અને શોધખોળની દઅવત આપી છે.

અને સૃષ્ટિ અને તેની ચીજોની શોધખોળના અંતે તેમાં જ અટવાઈને અલ્લાહ તઆલાને ભુલી જાય તો એવું વિજ્ઞાન આફત છે.

## ૩. ઈસ્લામ શબ્દનો વપરાશ જાહેરી અરકાન માટે થાય છે.

**સવાલ :** ઈસ્લામના જાહેરી અરકાન ઈમાન, નમાઝ, રોઝહ, ઝકાત અને હજ છે. પરંતુ ઈસ્લામના બાતીની અરકાનમાં કયા કયા અરકાનોનો શુમાર થાય છે ?

**જવાબ :** ઈસ્લામ શબ્દનો વપરાશ જાહેરી અરકાન માટે જ થાય છે.

## ૪. મુસ્લિમ આબાદીથી અલગ રહેવાનું ચાલુ રાખવું જાઈઝ છે ?

**સવાલ :** શું એ જાઈઝ છે કે મોટી મુસ્લિમ આબાદીથી અલગ અલગ રહેવાનું ચાલુ રાખવામાં આવે ? શું એ જરૂરી નથી કે લોકો માલની સરખામણીમાં જાન અને આબરૂને પ્રાધન્ય આપીને વધુ સલામત જગ્યાએ શિફટ થવા સારૂં મોટા મકાનોને ગમે તેટલી ખોટ ખાઈને વેચી નાંખે અને

જરૂર પડતાં ઝૂપડામાં રહેવાને પણ મંજૂર રાખે ?

**જવાબ** : ભૂતકાળમાં જ્યારે ગેરમુસ્લિમોમાં મુસ્લિમો વિષે નફરત અને ધિક્કારની લાગણીઓ ઉત્પન્ન કરવામાં આવી ન હતી અને તેઓમાં કોમવાદી માનસને ઉત્તેજિત કરવામાં ન આવ્યું હતું અને બન્ને કોમો હળીમળીને સાથ સહકારથી રહેતી હતી તે યુગમાં આપણાં કેટલાક મુસ્લિમ ભાઈઓ ગેરમુસ્લિમોની વસ્તીઓમાં ધંધા વેપાર તેમજ રોજગાર ખાતર વસી ગયા હતા. તે એવી વસ્તીઓ હતી જ્યાંનું પૂરૂં વાતાવરણ બિન–ઈસ્લામી સંસ્કૃતિવાળું હતું અને પૂરી વસ્તીમાં ગેરમુસ્લિમોના વર્ચસ્વના લઈ અન્ય કોઈ સંસ્કૃતિને ત્યાં જગ્યા મળવાનો પ્રશ્ન પણ ન હતો. તેવા વાતાવરણમાં આવા એકલ દોકલ મુસ્લિમો માત્ર ધંધા રોજગાર અને વેપાર ખાતર ત્યાં જઈને વસી ગયા હતાં. તે મુસ્લિમોનું ઘડતર બાળપણથી ઈસ્લામી રીત ભાત મુજબ થયું નહીં હોવાને લઈ તેઓમાં ઈસ્લામી સંસ્કૃતિની જળો પણ મજબૂત ન હતી, સાથે જ ઈમાની ગૈરતનો પણ અભાવ હોવાને લઈ તેઓ ગેર ઈસ્લામી માહોલમાં જઈ તેના રંગમાં સંપૂર્ણ રંગાઈ ગયા. અગર આપ એવા લોકોનું સર્વેક્ષણ કરશો તો જણાશે કે તેમની ઔલાદનો લિબાસ, રહેણી કરણી અને રીત ભાત ગેરમુસ્લિમો જેવી જ બની ગઈ. મતલબ કે આ તે લોકો હતા જેઓએ દુન્યા કમાવા ખાતર ગેર ઈસ્લામી માહોલમાં રહેવું ઈખ્તિયાર કર્યું. જેના પરિણામ રૂપ એમની નવી પેઢી ઈસ્લામી સંસ્કૃતિથી તદ્દન કોરી રહી. ભલું થજો એવા દીનના ખાદિમોનું જેઓએ આ લોકોની નવી પેઢીને ઈસ્લામી સંસ્કારથી શણગારવા માટે "બચ્ચોં કા ઘર" ના નામે આગવી સંસ્થાઓ ઉભી કરી અને તેઓ પાસે જઈ તેમના બાળકોની ઉઘરાણી કરી પોતાની પાસે રાખી ઈસ્લામી કેળવણી આપવાની મહેનતો કરી. હાલાંકે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ગેર ઈસ્લામી માહોલમાં મુશ્રિકો સાથે વસનારાઓ માટે સ્પષ્ટ શબ્દોમાં ચેતવણી ઉચ્ચારી કે "જે મુસલમાન મુશ્રિકો સાથે જઈને વસ્યો તે તેઓના જેવો જ કહેવાશે." [અબૂ દાવૂદ શરીફ] નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના આ ઈર્શાદ વડે બતાવી આપ્યું કે જે માણસ

તેઓમાં જઈને વસવાટ કરશે, તે તેમના પાડોશ અને તેમની સાથે રહેવાથી રીત ભાત અને રહેણી કરણી તેમજ અન્ય ટેવોમાં તેઓના જેવો જ બની જશે. [બઝલુલ મજહૂદ : ભાગ-૧૨ પેજ નં. ૪૨૬]

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ઉપરોકત ઈર્શાદથી એ સાબિત થયું કે એક મુસ્લિમે રહેવા માટે એવી જગ્યા અને એવી વસ્તી જ પસંદ કરવી જોઈએ જ્યાં મુસ્લિમોનો બહોળો જનસમૂહ રહેતો હોય અને જ્યાંની સંસ્કૃતિ તેમજ માહોલ ઈસ્લામી હોય. એક મુસ્લિમના દીન અને ઈમાનની હિફાઝત એમાં જ છે. વર્તમાન યુગના કેટલાક મુસ્લિમો એવા દેશોમાં જઈને વસવાટ કરી રહ્યાં છે, જ્યાંની સંસ્કૃતિ અને વાતાવરણ સંપૂર્ણ ગેર ઈસ્લામી છે. તેઓ માટે પણ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઉપરોકત ઈર્શાદ ચેતવણીરૂપ છે. પછી ભલે તે દેશોમાં રોજી રોટી અને જીવનની અન્ય સુવિધાઓ ઉચ્ચ દરજ્જાની કેમ ન મળતી હોય ! અને એ જ્યારે કે દુન્યામાં ચારે કોર મુસ્લિમો વિરૂધ્ધ નફરત અને ધિક્કારનું વાતાવરણ સર્જવામાં આવી રહ્યું છે, પછી ચાહે તે ભારત હોય અથવા દુન્યાનો અન્ય કોઈ દેશ, ત્યારે તો એક મુસલમાન માટે જાન અને માલની હિફાઝત ખાતર પણ જરૂરી થઈ જાય છે કે તે પોતાના રહેઠાણ માટે મુસ્લિમ જનસમૂહવાળી આબાદી અને જગ્યાને પ્રાધન્ય આપે, કારણ કે હવે તો માલની હિફાઝત પણ રહી નથી. અગર મુસ્લિમોએ પહેલાં દિવસથી જ ઈમાન-દીન અને ઈસ્લામી સંસ્કૃતિની હિફાઝતના પાસાને પ્રાધન્ય આપી મુસ્લિમ જનસમૂહ અને ઈસ્લામી સંસ્કૃતિવાળા માહોલમાં રહેવાનું પસંદ કર્યું હોત તો આજે જે ઘણાં બધા પ્રશ્નો ઉપસ્થિત થયા છે તેની નૌબત જ ન આવત. બહરહાલ આપે પોતાના સવાલમાં જે મુદ્દો ઉઠાવ્યો છે તે ઘણો જ મહત્ત્વનો છે. આપ તો લખો છો કે શું એ જરૂરી નથી કે લોકો માલની સરખામણીમાં જાન અને આબરૂને પ્રાધન્ય આપીને વધુ સલામત જગ્યાએ સ્થળાંતર કરે, પરંતુ હું કહીશ કે જાન અને આબરૂની સરખામણીમાં પણ ઈમાન અને દીનને પ્રાધન્ય આપી આ મુજબનું સ્થળાંતર વર્તમાન યુગમાં આવશ્યક થઈ પડયું છે. જેથી વધારે કિંમતી ચીઝને બચાવવા માટે ઓછી કિંમતની ચીઝની કુર્બાની તો

આપવી જ પડશે.

## ૫. મઝદૂર ગરીબને મદદ કરવું વધારે સવાબનું કામ છે કે મસ્જિદ મદ્રેસાની ઈમારતમાં ખર્ચ કરવું ?

**સવાલ** : મઝદૂર માટે નકલે મકાની કાજે ગરીબ દીની ભાઈઓને માલી મદદ કરવું વધુ સવાબનું કામ છે કે જરૂર કરતાં ઘણી મોટી મસ્જિદ મદ્રેસાની આલીશાન ઈમારતો ઉભી કરવું ?

**જવાબ** : સ્પષ્ટ છે કે જરૂરત કરતાં ઘણી મોટી મસ્જિદ મદ્રેસાની આલીશાન ઈમારતો ઉભી કરવાની તુલનામાં આવા ગરીબ દીની ભાઈઓને મુસ્લિમ જનસમૂહ અને ઈસ્લામી માહોલમાં વસાવવા માટે માલી મદદ કરવું વધારે સવાબનું કામ છે, પરંતુ એટલું યાદ રહે કે એના માટે આપણે તેઓને પ્રોત્સાહન આપી શકીએ છીએ, તેઓ ઉપર જોર જબરાઈ કરવી અથવા સમાજમાં તેઓને હલ્કા પાડવું દુરૂસ્ત નથી, જે અવસરે ફુઝૂલ ખર્ચી કરે છે, બલકે શરીઅત વિરૂધ્ધ કામો કરી માલ જેવી નેઅમતને વેડફી અલ્લાહની નારાજગી વહોરે છે તેઓને જરૂર ટિકાપાત્ર બનાવી શકાય છે, પરંતુ આજે એ વાતનું દુઃખ છે કે જે લોકો એ રીતના ખોટા ખર્ચાઓ કરી મહામુલી દૌલત વેડફી રહ્યા છે તેઓને તો નસીહત અથવા ટિકારૂપે એક શબ્દ પણ કહેવાની કોઈ હિંમત કરતું નથી અને જે લોકો પોતાની વિચાર શકિત મુજબ નેકીના કામોમાં થોડો ઘણો ખર્ચ કરે છે તેઓને જ નિશાન બનાવવામાં આવે છે.

## ૬. કયામતના દિવસે અઝાબથી નજાત માટે અબૂ હનીફા (રહ.)ની દુઆ

**સવાલ** : મારી જાણમાં એક પરચો આવ્યો છે, જેમાં અલ્લાહના નવ નામો છે. "શામી જિલ્દ"માં હઝરત ઈમામ અબૂહનીફા (રહ.)થી નકલ છે. જેમાં (૪) નંબર પર **"સુબ્હાન રાફિઈસ્સમાઈ બિગયરી અમદ"** છે. જ્યારે દરૂદ શરીફ નામની હુસૈનિયા અશરફીયહ મદ્રેસાની રાંદેરની કિતાબ

છે, તેમાં પણ ઉપર મુજબ જ છે. જ્યારે હમણાં અમને એક જૂની કિતાબમાંથી આ જ મુબારક નામોની એક નકલ મળી, જેમાં **રાફિઈસ્સમાઈ** નાં સ્થાને **રાફઅસ્સમાઈ** છે, તો સાચું કયું બે માંથી ? જરૂરથી જવાબ આપશો. શકય હોય તો આખી હદીસ પણ નકલ કરશો.

**જવાબ** : આપે પુછેલ સવાલના જવાબમાં હઝરત મૌલાના મુફતી સય્યીદ અ.રહીમ આ.લાજપુરી (રહ.)ના પ્રખ્યાત ફતાવા રહીમિય્યહમાંથી સવાલ જવાબ નકલ કરૂં છું. હઝરત મુફતી સાહબ (રહ.)થી પુછવામાં આવ્યું કે હઝરત ઈમામ અબૂહનીફા (રહ.)એ પોતાના પરવરદિગારને ૧૦૦ વાર ખ્વાબોમાં જોયા અને આપે અલ્લાહ તઆલાથી અરજ કરી કે કયામતના દિવસે મખ્લૂક આપના અઝાબથી કેવી રીતે નજાત પ્રાપ્ત કરશે ? ફરમાવ્યું "જે માણસ સવાર સાંજ આ કલિમાત પઢતો રહેશે તે મારા અઝાબથી નજાત પ્રાપ્ત કરશે. સવાર સાંજ પઢવાના કલિમાત આ છે. **"સુબ્હાન અબદિય્યીલ અબદ"** શું આ કિસ્સો મોઅતબર છે ? આને કંઈ કિતાબમાં લખેલો છે ? હવાલા સાથે જણાવવા વિનંતી. એના જવાબમાં હઝરત મુફતી સાહબ (રહ.) લખે છે કે" ફિકહે હનફીની મુસ્તનદ કિતાબ "તહતાવી અલા દુર્રિલ્મુખ્તાર : ભાગ–૧, ફતાવા શામી : ભાગ–૧ પેજ નં. ૪૮ અને ગાયતુલ્અવતારમાં પુછેલ કિસ્સો વર્ણન કરવામાં આવેલો છે "શામી"માં છે : ઈમામ અબુહનીફા (રહ.)એ અલ્લાહ રબ્બુલ્ ઈઝ્ઝતને "૯૯" વાર ખ્વાબમાં જોયા ત્યાર બાદ પોતાના દિલમાં કહ્યું "અગર ૧૦૦ મી વાર જોઈશ તો પુછીશ કે કયામતના દિવસે મખ્લૂક આપના અઝાબથી કેવી રીતે નજાત હાસિલ કરશે ? ઈમામ સાહબ ફરમાવે છે કે ત્યાર બાદ મેં ૧૦૦ મી વાર હકતઆલાને ખ્વાબમાં જોયા તો અરજ કરી કે" "હે પરવરદિગાર ! કયામતના દિવસે મખ્લૂક આપના અઝાબથી કેવી રીતે નજાત પ્રાપ્ત કરશે ?" તો ફરમાવ્યું "જે માણસ સવાર સાંજ આ કલિમાત કહ્યા કરશે :

سُبْحَانَ الْاَبَدِیِّ الْاَبَدِ. سُبْحَانَ الْوَاحِدِ الْاَحَدِ. سُبْحَانَ الْفَرْدِ الصَّمَدِ.

سُبْحَانَ رَافِعِ السَّمَآءِ بِغَيْرِ عَمَدٍ. سُبْحَانَ مَنْ بَسَطَ الْاَرْضَ عَلٰى مَآءٍ جَمَدٍ.

سُبْحَانَ مَنْ خَلَقَ الْخَلْقَ فَاَحْصَاهُمْ عَدَدًا. سُبْحَانَ مَنْ قَسَّمَ الرِّزْقَ وَلَمْ يَنْسَ اَحَدًا. سُبْحَانَ الَّذِىْ لَمْ يَتَّخِذْ صَاحِبَةً وَّلَا وَلَدًا. سُبْحَانَ الَّذِىْ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ.

"સુબ્હાનલ્ અબદિય્યિલ્ અબદ્, સુબ્હાનલ્ વાહિદિલ્ અહદ્, સુબ્હાનલ્ ફર્દિસ્સમદ્, સુબ્હાન રાફિઈસ્સમાઈ બિ ગય્રિ અમદ્, સુબ્હાન મમ્બસતલ્ અર્ઝ અલા માઈન્ જમદ્, સુબ્હાન મન ખલકલ્ ખલ્ક ફઅહ્સાહુમ્ અદદા, સુબ્હાન મન્ કસ્સમ રિઝ્ક વલમ યન્સ અહદા, સુબ્હાનલ્લઝી લમ યત્તખિઝ્ સાહિબતંવ વલા વલદા, સુબ્હાનલ્લઝી લમ યલિદ્ વલમ યૂલદ્ વ લમ યકુલ્લહૂ કુફુવન અહદ."

તો તે મારા અઝાબથી નજાત પ્રાપ્ત કરશે.

[શામી ભાગ–૧ પેજ નં. ૧૮, ગાયતુલ્અવતાર ભાગ–૧ પેજ નં. ૧૧]

દરેક મુસલમાન ઉપરોકત દુઆને પોતાનો વઝીફો બનાવે અને સવાર સાંજ એને પઢતો રહે તો એના માટે ઘણી જ સઆદતમન્દીની વાત છે.

[ફતાવા રહીમિય્યહ : ભાગ–૭ પેજ નં. ૧૦૫ થી ૧૦૭]

ઉપરોકત જવાબથી આપ સમજી ગયા હશો કે "રાફિઈસ્સમાઈ" જ સહીહ અને ખરૂં છે. આપને મળેલી જૂની કિતાબમાં આપે જે વાંચ્યું તે સહીહ નથી. અરબી ગ્રામરની રૂએ પણ એ સહીહ ઠરતું નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. પાણીના કનેકશન વેરા અને ઉપયોગ બાબત શરઈ હુકમ.

**સવાલ** : ગ્રામ પંચાયતના ધારા ધોરણ મુજબ ગામમાં જે વ્યકિતને પાણીનું કનેકશન જોઈતું હોય તેમણે પ્રથમ પંચાયતની પરવાનગી લેવાની રહે છે. એ પછી પંચાયતનો માસણ ૦।। (અર્ધા)નું કનેકશન ફીટ કરી આપે છે અને સદર કનેકશન મોટર મુકયા વગર ચલાવવાનું હોય છે. જે વ્યકિત પરવાનગી લઈ કનેકશન મેળવે છે તેણે વાર્ષિક વેરો ભરવાનો હોય છે. આટલી

વિગત જાણ્યા પછી આપ સાહબથી પુછવાનું કે,

(૧) પંચાયતની પરવાનગી વગર જાતે પોતે કનેકશન લઈ લેવું શરઈ દ્રષ્ટિએ કેવું છે? ગેર કાયદેસર છે?

(૨) કનેકશન લીધા પછી વેરો ન ભરવું કેવું છે?

(૩) કાયદેસર કનેકશન લીધા પછી વેરો ન ભરવું કેવું છે?

(૪) કાયદેસર કનેકશન લીધા બાદ માલદાર વર્ગના માણસો ખાસ કરીને નમાઝના તથા તબ્લીગના પાબંદ લોકો, સમાજમાં પોતે સુધારક અને સલાહકારક છે એવા પાબંદ માણસો ૦॥ (અર્ધા)ની કે એકની મોટર મુકી પાણી ખેંચી લે છે. જ્યારે ગરીબ અને પછાત માણસો તેમજ પાડોશીઓ મોટર મુકી શકતા નથી, જેથી એમને પાણી મળતું નથી તો શરઈ દ્રષ્ટિએ આવું કરવું અને કરનાર કેવો છે?

(૫) પંચાયતના નિયમ મુજબ ૦॥ (અર્ધા)ના બદલે એકનું કનેકશન લેવું કેવું છે? ઉપરના સવાલોનો હુકૂકુલ-ઈબાદ સાથે સંબંધ ખરો?

**જવાબ** : લોકોને લાભ પહોંચાડવા માટે સામૂહિક લોક હીતની જે સ્કીમો સરકાર અથવા સંસ્થા અથવા વ્યકિતઓ તરફથી ચાલુ કરવામાં આવે છે. તેમાં તે સ્કીમથી ફાયદો ઉઠાવવા માટે જે શર્તો નક્કી કરવામાં આવી હોય તે શર્તોને આધીન રહી જ તે સ્કીમથી ફાયદો ઉઠાવવું શરઈ રૂએ દુરૂસ્ત લેખાશે અને તે શર્તોનું ઉલ્લંઘન કરી તે સ્કીમથી ફાયદો ઉઠાવવાની શરઈ રૂએ ઈજાઝત નથી.

"શર્તુલ વાકિફી કન સ્સીશશારિઈ" ફિકહનો સર્વમાન્ય કાયદો છે. હવે આપના સવાલોના ઉત્તર ક્રમવાર નીચે મુજબ છે.

(૧) જાઈઝ નથી.

(૨) એ પણ દુરૂસ્ત નથી. એવી વ્યકિત પાસેથી જબરદસ્તી વસૂલાત કરી શકાય છે.

(૩) ઉપર મુજબ

(૪) શરઈ રૂએ આ કૃત્ય ખોટું અને વખોડવા પાત્ર હોવાની સાથે અન્ય હકદારોના હકો ઉપર તરાપ મારવા સમાન છે. ખોટું કામ કોઈ પણ

વ્યકિત માટે આચરવું દુરૂસ્ત નથી અને તે વ્યકિત દીનથી લગાવ રાખનાર તેમજ સમાજ સુધારક કક્ષાની હોય તેના માટે તો વધારે ભૂંડું અને નાલેશી ભર્યું છે.

(૫) એ પણ જાઈઝ નથી.

જી હાં! એમાંથી કેટલીક વાતોનો સંબંધ હુકૂકુલ—ઈબાદથી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. શું ખિઝાબ લગાડવાથી સફેદ વાળની ફઝીલત નષ્ટ થાય છે ?

**સવાલ :** તકવીયતુલ ઈમાન (મૌલાના ઈસ્માઈલ શહીદ રહ.)ની તસ્નીફમાં આખરી પેજ ઉપર સફેદ વાળના ફઝાઈલ બાબત એક હદીસ છે જેનો મફહૂમ છે કે મોમીનના બદન ઉપર સફેદ એક વાળની ઈવઝ (બદલા)માં એક નેકી લખવામાં આવે છે. તો પુછવાનું એ કે જે શખ્સ માથા તેમજ દાઢીના વાળ ઉપર મહેંદી લગાડી લાલ કરે છે. (જો કે તે જાઈઝ છે) તો મહેંદીથી રંગાયા બાદ સફેદ વાળની નેકીનો સવાબ ખતમ થઈ જશે કે મળશે ?

**જવાબ :** સફેદ વાળની એ ફઝીલતની બુનિયાદ એ છે કે તે માણસે પોતાના જીવનને ઈમાન તથા ઈસ્લામની હાલતમાં વિતાવ્યું ત્યાં સુધી કે બદનના વાળ સફેદ થઈ ગયા. ઝાહિર છે કે મહેંદી વગેરેનો ખિઝાબ ઈસ્તિમાલ કરવાથી આ બુનિયાદ ખતમ થતી નથી, ખાસ કરી ત્યારે કે ખિઝાબ ઈસ્તિમાલ કરવામાં પણ એની નિય્યત શરીઅતના હુકમની આદર કરવાની જ હોય છે.

## ૯. કુર્અહ અંદાઝી જાઈઝ છે ?

**સવાલ :** "કુર્રહ" સીસ્ટમ ઈસ્લામી દ્રષ્ટિએ જાઈઝ છે ? એટલે કે ત્રણ માણસોમાંથી એક પસંદ કરવો હોય તો જે ચિઠ્ઠીઓ (કુર્અહ) નાંખેલ છે મઝહબી લાઈનથી તે રીત જાઈઝ છે ?

**જવાબ :** પસંદ કરનારને ત્રણમાંથી કોઈ પણ એકને પોતાની મરઝીથી પસંદ કરવાની સત્તા હોય, પરંતુ તેઓનું દિલ રાખવા માટે "કુર્અહ" વડે પસંદગી કરે છે તો એ જાઈઝ છે.

## ૧૦. અલ્લાહની તૌફીક ન થવાનું બહાનું.

**સવાલ :** આપણે કોઈ શખ્સને નમાઝ–દાઢી માટે તશ્કીલ કરીએ છીએ તો કહે છે કે અલ્લાહની તૌફીક થશે તો પઢીશું કે દાઢી રાખીશું. તો શું આ ફેલ (કાર્ય) તૌફીક ઉપર આધારીત છે? માણસ જો એમ કહે કે અમને તૌફીક થશે તો પઢીશું, તો ત્યાં આપણે ચુપ રહી જવું જોઈએ કે તેને અમ્ર બિલ્ મઅરૂફ માટે બીજી કોઈ દલીલ પેશ કરી શકાય?

**જવાબ :** તેનો આ જવાબ વાસ્તવિકતાથી વાકિફ હોવા છતાં માત્ર આડોડાઈ ખાતર છે, તો બીજી દલીલ કરવાની જરૂરત નથી. અને જો કમ–સમજીના લઈ હોય તો તેને સમજાવવા માટે યોગ્ય રીત ઈખ્તિયાર કરી શકાય છે.

## ૧૧. નવ મુસ્લિમહ ઓરતો અને તેણીની અવલાદો ઈસ્લામ ઉપર ન રહે તો તેઓની સાથે સંબંધ જાળવવો કે નહિ ?

**સવાલ :** ઈંગ્લેન્ડ તથા બાર્બાડોઝમાં રહેતા કેટલાક મુસલમાનોએ ઈસાઈ કે યહૂદી ઓરતોને મુસલમાન બનાવી શાદી કરી છે. તેમનાથી અવલાદો પણ થઈ છે. ઘણી વખતે તે ઓરતો અને છોકરાઓ મર્દના ગુજરી જવા બાદ ઈસ્લામ છોડી ઈસાઈ કે યહૂદી ધર્મ અપનાવી લે છે. તો એ મુર્તદ થઈ ગયેલાઓ સાથે તેના મુસલમાન ભાઈકે બહેનોએ સંબંધ રાખવા કે નહિ ? તે લોકોના પ્રસંગોમાં જવું કે નહિ ? એવી મુર્તદ સાવકી માં સાથે સાવકા મુસલમાન છોકરા–છોકરીઓએ કેવા સંબંધ રાખવા ? કેટલીકવાર આવા લોકો પોતાને લામઝહબ કહેતા નથી, પણ જાહેરી રીતે મુસલમાન જેવા કોઈ કામો કરતા પણ દેખાતા નથી, શાદી પણ ગેરમુસ્લિમો સાથે કરે

છે, છોકરાઓ પણ નામે-તહઝીબે મુસલમાન દેખાતા નથી. ચર્ચોમાં પણ જાય છે, બાઈબલ પણ નિયમિત વાંચે છે. આપથી ગુજારીશકે મુસલમાનથી મુર્તદ થઈ જનારાઓ સાથે કેવા સંબંધો રાખવા, એ વિશે ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ** : મુર્તદનો અસલ હુકમ તો એ છે કે મુસલમાન હાકિમ તેઓ સમક્ષ ફરીવાર ઈસ્લામ રજુ કરે.અને તેને ઈસ્લામમાં કોઈ શંકા ઉપસ્થિત થઈ હતી (જેના લઈ તેણે દીને ઈસ્લામ છોડયો હતો) તો આલિમો વડે તની શંકાનું નિવારણ કરે, તે છતાં તે માણસ ઈસ્લામ ન સ્વીકારે તો તેને કત્લ કરી દેવામાં આવે. [દુર્રે મુખ્તાર, શામી, ૩/૩૧૨] અલબત્ત, તે બાળક જેને તેના મા-બાપ મુસલમાન હોવાને લઈ મુસલમાન ગણવામાં આવ્યો અને બાલિગ થયા પછી તેના તરફથી ઈસ્લામ સ્વીકાર બાબત કોઈ ઈકરાર થયો નથી, તેને કત્લ કરવામાં આવશે નહિ. [દુર્રે મુખ્તાર, શામી-૩/૩૨૭] પરંતુ આ હુકમ ત્યાં લાગુ કરી શકાય છે, જયાં ઈસ્લામી રાજય હોય, આપના બાર્બાડોઝમાં ઈસ્લામી સત્તા ન હોવાને લઈ ત્યાં આ હુકમ લાગુ કરી શકતા નથી.

હવે રહયો તેઓ સાથે સંબંધ રાખવાનો પ્રશ્ન, તો અગર તેઓ સાથે એટલા માટે રાખતા હોય કે એ રીતે તેઓને ફરીથી ઈસ્લામ તરફ વાળી શકાય, અને એમના ઈસ્લામ તરફ વળવાની આશા પણ હોય તો જાઈઝ છે. અને જો સંબંધ માત્ર સારા-નબળા પ્રસંગો પુરતો જ મર્યાદિત હોય અને તેઓને ઈસ્લામ તરફ પાછા વાળવાની નેમ ન હોય, તો એમની સાથે સંબંધ રાખવો જાઈઝ નથી. ખરેખર તો ત્યાં વસતા તમામ મુસલમાનોની જવાબદારી છે કે એવા બાળકોની તઅલીમ તેમજ તરબિયતની વ્યવસ્થીત તદબીર કરે. જેથી મુર્તદ થવાનો આ સિલસિલો બંધ થાય. મુસલમાનોનું આ સૂરતે હાલ ઉપર ખામોશ તમાશાઈ બની રહેવું અને એ બાળકોની તઅલીમ-તરબિયત તરફથી દુર્લક્ષ્ય સેવવું સખત ગુનાહિત કૃત્ય છે.

**૧૨. નવ મુસ્લિમહ ઓરતો અને તેણીઓની અવલાદના**

## ઈસ્લામ બાબત ચોખવટ.

**સવાલ** : અહીં બાર્બાડોઝમાં કેટલાક મુસલમાનોએ ઈસાઈ ઓરતોને મુસલમાન બનાવી નિકાહ કર્યા હતા, શોહરોના ગુજરી જવા બાદ એ ઓરતો ઈસ્લામ પાળતી નથી. મુસલમાન થવા પછી પણ ઘણી ખરી ઓરતો નમાઝ–રોઝા પાળતી નથી. અને પોતાના અગાઉના મઝહબનું બાઈબલ વાંચે છે. વધુ ભાગે નામ પણ ઈસાઈ હોય છે. અને શોહરના ઈન્તિકાલ થવાથી આવી વધુ પડતી ઓરતો અને તેના સગીર વયના છોકરાઓ ફકત નામ પૂરતા ઈસ્લામથી ઓળખાય છે. જાહેરી રીતે બધા જ કામો ઈસાઈ રીત–રિવાજથી કરે છે. આવા લોકોને મુસલમાન ગણવામાં આવેકે નહિ ? તેમને મરનારની મિલ્કતમાંથી ભાગ આપવો કે નહિ ? બીજા મુસલમાનોએ તેમની જોડે કેવા સંબંધ રાખવા ? તેમને મુસલમાનોની કબરોમાં દફન કરવાકે નહિ ? તેમની જનાઝાની નમાઝ પઢવીકે નહિ ?

**જવાબ** : જયાં સુધી તેઓ તરફથી કોઈ એવું કામ વજૂદમાં નથી આવતું, જે ઈસ્લામ વિરૂદ્ધ હોય, ત્યાં સુધી તેઓને મુસલમાન સમજવામાં આવશે. અને મુસલમાનોને લાગુ પડતા હુકમો તેઓને પણ લાગશે.

## ૧૩. ઈસ્લામમાં ભાઈઓ વગેરે વચ્ચે હિસાબનું મહત્વ.

**સવાલ** : શું ઈસ્લામ ધર્મ પૈસાની લેવડ–દેવડના હિસાબમાં માન્ય રાખે છે કે નહીં ? ઈસ્લામ ધર્મમાં ભાઈઓ વચ્ચે પૈસાનો હિસાબ થાય કે નહીં ?કે પછી જેના હાથમાં જે આવ્યું તે પચાવીને ખાઈ જાય ? હિસાબ માંગવાથી ઝઘડાનું મૂળ ઉભું થાય અને જે હિસાબ માંગે તેને બદનામ કરે કે તારે પૈસા ખાવાની દાનત છે, માટે હિસાબ માંગે છે.

(૧) અમારી વાલિદહ વિધવા છે. વાલિદહનું રેલ્વે પેન્શન દર મહીને રૂા. ૨,૦૦૦ આવે છે. વાલિદહની સેવા અમે ભાઈઓ કરીએ છીએ. વાલિદહ ઝઈફ છે, તેમને કોઈ જાતની વાતમાં સમજ નથી, જે કાંઈ જે પણ કહે તે હા–હા કરે છે. વાલિદહ પાસે જે હાજર હોય તે જાજરૂ–બાથરૂમનું કામ કરે છે. વાલિદહના કપડાં ધોવા, ખાવાનો ભાગ પડયો છે.

(૨) વાલિદહ બીમાર થાય તો દવાખાનાનો ખર્ચ અમે ભેગા મળીને કરીએ છીએ. અમારી વાલિદહનું આંખનું ઓપરેશન કરાવ્યું તે વખત ભાઈઓએ પૈસા ભેગા કરી એક ભાઈના હાથમાં પૈસા જમા કર્યા. દવાખાનાનું કામ પુરૂં થઈ ગયા પછી આજે લગભગ ૩ થી ૪ વર્ષ થયા, હજુ સુધી તેનો કોઈ જાતનો હિસાબ નથી કે ચર્ચા નથી. પૈસા વધ્યા, ઓછા થયા કે બરાબર થઈ રહયા, કોઈ હિસાબ નથી. દવાખાનાનોકે પેન્શનનો હિસાબ માંગે તો ઝઘડો થાય છે, જેની પાસે હિસાબ છે તે કહે છે 'તે હું ઈમાનદાર માણસ છું, મારી પાસે હિસાબ છે.' તે આપવા તૈયાર નથી અને કહે છે કે તું હિસાબ એટલા માટે માંગે છે કે તારી દાનત ખરાબ છે, તું વાલિદહના પૈસા ખાઈ જવા માંગે છે. તો આ પ્રમાણે હિસાબ ન આપવું અને હિસાબ માંગે તો તોહમત લગાવવું કેવું છે?

(૩) અમારી વાલિદહને અમોએ ૧૯૯૯ માં હજજ માટે અમારા ઉપરવાલા ભાઈ સાથે મોકલ્યા હતા. હજજ સફરનો પૂરો ખર્ચ તથા વધારાના પૈસા અમો ભાઈઓએ મળીને ભેગા કર્યા હતા. હજજનો સફર અમારા વતનથી શરૂ કરી ખુલાસાથી ખર્ચ કરવા પછી પોતાના વતન પાછા ફરવા સુધી કેટલો ખર્ચ થયો, પૈસા વધ્યા કે ઓછા ગયા કે બરાબર થઈને રહ્યા તેનો આજ સુધી કોઈ હિસાબ નથી થયો. આ ઈમાનદારભાઈ પાસેથી બદગુમાની કરી હિસાબ લેવાયકે નહીં ? એમનું કહેવું છે કે બદગુમાની સૌથી મોટો ગુનો છે.

તો મોહતરમ મુફતી સા. ઈસ્લામમાં હિસાબ કરવાનું મહત્ત્વ છે કે નહીં? સામેવાળાભાઈ પાસે હિસાબ માંગવોકે નહીં? હિસાબ માંગવા પછી હિસાબ તૈયાર છે, આપું છું એમ કહેવા પછી પણ હિસાબ ન આપે અને તોહમત લગાવે છે, તો શું કરવું? વિગતવાર જણાવશો.

**જવાબ :** હૂઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની તઅ્લીમ છે કે મુઆમલાત ચાહે આપસમાં ભાઈઓના દરમિયાનમાં હોય, બાપ-દિકરાના દરમિયાનમાં હોય, પતિ-પત્નીના દરમિયાનમાં હોય, તે સૌ બિલ્કુલ સાફ અને ચોખ્ખા હોવા જોઈએ. નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલય્હિ વ સલ્લમની તઅલીમ એ જ છે. એક હદીસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યુંકે ભાઈઓની જેમ રહો, પરંતુ આપસના મુઆમલાત પારકાઓની જેમ કરો. દા.ત. અગર કરજની લેવડ-દેવડ થઈ રહી હોય તો એને લખી લેવામાં આવે કે આ કરજનો મામલો છે આટલા દિવસ પછી તેની અદાયગી કરવામાં આવશે. (કુર્આનેપાકમાં સૂરએ બકરહમાં એ બાબત સ્પષ્ટ આદેશ મવજૂદ છે.)

આજે આપણા સમાજમાં વાત સામાન્ય થઈ પડી છે કે મુઆમલાતમાં સફાઈ રહી નથી. દા.ત. અગર બાપ-દિકરાઓના દરમિયાન કારોબાર છે તો તે એમ જ ચાલી રહ્યો છે. એ વાતનો કોઈ ખુલાસો નથી હોતો કે દિકરાઓ બાપની સાથે જે કામ કરી રહયા છે તે ભાગીદારની રૂએ છે અથવા નોકરી રૂપે છે અથવા બાપના સહાયક તરીકે છે. કોઈ ચોખવટ હોતી નથી, પરંતુ વેપાર ચાલી રહયો છે, દુકાનો વધતી જઈ રહી છે, માલ-મિલકતમાં વધારો થઈ રહયો છે, પરંતુ કોઈને ખબર જ નથીકે કોનો કેટલો હિસ્સો છે. અગર તેઓથી કહેવામાં આવે છે કે મુઆમલાતને સાફ રાખો, તો જવાબમાં કહે છે કે આ તો પારકાપણું કહેવાય, ભાઈ-ભાઈમાં સફાઈની શું જરૂરત છે ? બાપ-દિકરાઓમાં સફાઈની શું જરૂરત છે ? એનું પરિણામ એ આવે છે કે જયારે શાદીઓ થઈ જાય છે, બચ્ચાંઓ પૈદા થઈ જાય છે અને શાદીમાં કોઈએ વધારે ખર્ચ કર્યા અને કોઈએ ઓછા ખર્ચ કર્યા અથવા એક ભાઈએ મકાન બનાવ્યું અને બીજાએ નહિ બનાવ્યું, પરિણામ રૂપ દીલોમાં શિકાયતો પૈદા થાય છે. એક-બીજાના માટે કીનો પૈદા થાય છે અને આપસમાં લડાઈઓ શરૂ થાય છે, કે પેલો વધારે ખાઈ ગયો, મને ઓછું મળ્યું, અને એ દરમિયાન અગર વાલિદ સા. નું મૂત્યુ થઈ ગયું તો પછી ભાઈઓના દરમિયાન લડાઈ અને ઝઘડાનો ખતમ ન થાય એવો સિલસિલો ચાલુ થઈ જાય છે.

જયારે બાપનો ઈન્તિકાલ થઈ જાય તો શરીઅતનો હુકમ એ છે કે તુરંત જ વારસા-વહેંચણી કરી દેવામાં આવે, તેમાં મોડું કરવું જાઈઝ નથી. પરંતુ આજકાલ એમ થઈ રહયું છે કે બાપના ઈન્તિકાલ પછી વારસા-વહેંચણી

થતી નથી, અને જે દિકરો મોટો છે તે કારોબાર પર કબ્જો જમાવી લે છે અને દિકરીઓ ચૂપકીદી સાંધે છે, એમને કાંઈ ખબર હોતી નથીકે અમારો શું હક્ક છે અને શું નથી ? ત્યાં સુધીકે એ જ હાલતમાં દસ વર્ષ અને વીસ વર્ષ વીતી ગયા અને તે દરમ્યાન કોઈ બીજાનો પણ ઈન્તિકાલ થઈ ગયો અથવા કોઈ ભાઈએ તે કારોબારમાં પોતાનો માલ ભેળવી દીધો. પછી વર્ષો વર્ષ વીતી ગયા બાદ જયારે અવલાદ મોટી થઈ તો હવે ઝઘડા ઉભા થયા અને ઝઘડા એવા સમયે ઉભા થયાકે મામલો ગૂંચવાયેલો છે અને જયારે તે ઝઘડાઓ ચરમપંથે પહોંચ્યા તો હવે મુફતી સા. પાસે આવી રહયા છે કે હવે તમે બતાવો અમે શું કરીએ ? મુફતી સા. બિચારા એવા સમયે શું કરશે ? હવે એવા સમયે એ જાણવું મુશ્કેલ થઈ પડે છે કે જે સમયે કારોબારમાં ભાગીદારી હતી અને દિકરાઓ પોતાના બાપ સાથે મળીને કારોબાર કરતા હતા, તે સમયે દિકરાઓ કઈ હેસિયતથી કામ કરતા હતા ?

એ જ પ્રમાણે બીજાની વસ્તુ વાપરવી હરામ છે. દા.ત. કોઈ દોસ્ત અથવા ભાઈ છે, તેની વસ્તુ તેની રજા વગર વાપરી લેવી જાઈઝ નથી, બલકે હરામ છે, અલબત્ત અગર આપને વિશ્વાસ હોય કે તેની વસ્તુ વાપરવાથી તે ખુશ થશે અને ખુશીથી વાપરવાની રજા આપી દેશે. તે સૂરતમાં જાઈઝ છે, પરંતુ રજા બાબત અગર જરા પણ શંકા હોય તો ચાહે તે સગો ભાઈ અથવા દિકરો કેમ ન હોય, જયાં સુધી એ વાત પાકી ન હોય કે તે ખુશદિલીથી રજા આપી દેશે અથવા મારા વાપરવાથી તે ખુશ થશે, ત્યાં સુધી વાપરવું જાઈઝ નથી. હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યુંકે કોઈ મુસ્લિમનો માલ તમારા માટે હલાલ નથી, જયાં સુધી તે પૂરી ખુશદિલીથી ન આપે. આ હદીસમાં રજાનો શબ્દ વાપરવામાં નથી આવ્યો, બલકે ખુશદિલીનો શબ્દ વાપર્યો છે, મતલબ એ છે કે માત્ર રજા કાફી નથી, બલકે તે એ રીતની રજા આપે કે એનું દિલ ખુશ હોય તો જ એ ચીજ હલાલ છે, અગર આપ બીજાની વસ્તુ વાપરી રહયા છો, પરંતુ આપને એની ખુશદિલીનું યકીન નથી તો આપના માટે તે વાપરવું જાઈઝ નથી.

બહરહાલ આ સિદ્ધાંત યાદ રાખોકે જયાં સુધી બીજાની ખુશદિલીનું

યકીન ન હોય ત્યાં સુધી બીજાની વસ્તુ વાપરવું જાઈઝ નથી. ચાહે તે દિકરો કેમ ન હોય, બાપ કેમ ન હોય, ભાઈ અને બહેન કેમ ન હોય, ચાહે પત્ની અને પતિ કેમ ન હોય, આ સિદ્ધાંતને ભૂલી જવાથી આપણા માલમાં હરામની ભેળસેળ થઈ જાય છે. અગર કોઈ માણસ કહે કે હું તો કોઈ ખોટું કામ નથી કરતો, રિશ્વત હું નથી લેતો, વ્યાજ હું નથી ખાતો, ચોરી હું નથી કરતો, લૂંટ હું નથી કરતો, તેથી મારોમાલ હલાલ છે, પરંતુ એને એ ખબર નથી કે આ સિદ્ધાંતને નજર સમક્ષ ન રાખવાને લઈ હરામ માલની ભેળસેળ થઈ જાય છે અને હરામ માલની ભેળસેળ હલાલ માલને પણ તબાહ કરી દે છે અને એની બરકતો ખતમ થઈ જાય છે, એનો નફો પણ ખતમ થઈ જાય છે, ઉલટું તે હરામ માલના પરિણામ રૂપ ઈન્સાનની તબિયત ગુનાહો તરફ ચાલે છે, રૂહાનિય્યતને નુકસાન થાય છે, જેથી મુઆમલાતને સાફ રાખવાની ફિક્ર કરો કે કોઈ મામલામાં ગૂંચવણ ન રહે. દરેક વસ્તુ સાફ અને ચોખ્ખી હોવી જોઈએ. [ઈસ્લાહી ખૂતબાત-૯/૭૦ થી ૭૭ ઉપરથી]

ઉપરની વિગતથી મુઆમલાતમાં હિસાબ-કિતાબનું મહત્ત્વ કેટલું છે તે સમજાઈ ગયું હશે. હવે આપે સવાલમાં ઉપસ્થિત કરેલા ત્રણ મુદ્દાઓનો શરઈ ઉકેલ રજૂ કરૂં છું.

સૌ પ્રથમ મુદ્દો આપની વાલિદહને મળતા પેન્શનનો છે, એ પેન્શનના માલિક વાલિદહ છે, જે ભાઈ એ પેન્શન વસૂલ કરી વાલિદહ ઉપર ખર્ચ કરી રહ્યા છે તેમની હેસિયત એક અમાનતદારની છે. તેઓ માલિક નથી, તે પેન્શનમાંથી એક પાઈ પોતાના વપરાશમાં લેવું જાઈઝ નથી. અને આપના લખ્યા મુજબ જયારે વાલિદહની માનસિક હાલત સહીહ નથી, અત્યંત ઝઈફીની ઉમ્ર હોવાને લઈ કોઈ વાતમાં તેમને સમજ પડતી નથી. તો એ સૂરતમાં એમના તરફથી એ રકમ અન્ય કોઈને વાપરવાની રજા આપવામાં આવે તો તે મોઅતબર નથી. માટે એ ભાઈને જોઈએ કે પેન્શનની રકમ વાલિદહની જરૂરતો સિવાય અન્ય કોઈ કામમાં વાપરે નહિ. જે રકમ બચે તેને વાલિદહના નામથી જમા રાખે, વાલિદહના ઈલાજ વગેરેમાં જરૂરત પડે તો ભાઈઓ પાસેથી માંગવાના બદલે તે રકમમાંથી જ ખર્ચ કરે. અને

એ રકમ જમા હોય એ હાલતમાં વાલિદહ અગર દુનિયાથી રૂખ્સત થાય તો એ રકમ બધા જ વારસદારોનો હકક ગણાશે.

બીજો મુદ્દો વાલિદહના આંખના ઓપરેશન માટે બધા ભાઈઓએ પૈસા ભેગા કરી એક ભાઈના હાથમાં ઓપરેશન માટે આપ્યા. આ બધી રકમ જે વાલિદહના ઈલાજ માટે ભાઈઓએ ભેગી કરી એક ભાઈના હાથમાં સોંપી હતી, તે પણ તે ભાઈ પાસે અમાનત રૂપે હતી. વાલિદહના ઓપરેશન પછી એ ભાઈની ફરજ હતીકે ઓપરેશનને લગતો પૂરો હિસાબ અન્ય ભાઈઓ સામે રજુ કરી બચેલી રકમ દરેક ભાઈના હિસ્સા મુજબ તે ભાઈને પરત કરતે, પરંતુ તે ભાઈ પાસે જયારે હિસાબ માંગવામાં આવે છે તો આનાકાની કરે છે અને હિસાબ માંગનાર ઉપર દાનત ખોટી હોવાનો આરોપ મુકે છે. એ ભાઈનું આ વલણ સદંતર શરીઅતના વિરૂદ્ધ છે. તેમને જોઈએ કે ઉપર લખ્યા મુજબ પૂરેપૂરો હિસાબ રજૂ કરે. હિસાબ માંગનાર ભાઈના ઉપર દાનત ખોટી હોવાનો આરોપ મુકવું પણ શરરૂએ ગુનાહિત અને વખોડવાપાત્ર કૃત્ય છે.

ત્રીજો મુદ્દો વાલિદહને હજજમાં મોકલવાનો છે. જયારે વાલિદહના હજજ માટે બધા ભાઈઓએ મળીને રકમ જમા કરી હતી, તો એ સૂરતમાં પણ વાલિદહની સાથે હજજમાં જનાર ભાઈ એ રકમના અમાનતદાર હતા. તેમના માટે પણ ઉપર મુજબ જ હુકમ છે.

હિસાબ માંગવું બદગુમાની નથી, બલકે શરઈ હકક છે. એ ભાઈનું હિસાબ માંગવાને બદગુમાની કહેવું સદંતર ખોટી વાત છે. હાં, તે ભાઈનુ હિસાબ આપવામાં આનાકાની કરવું અને આટલા વર્ષો પસાર થઈ ગયા છતાં હિસાબ ન આપવું ગુનાહિત કૃત્ય છે. અગર આજે હિસાબ કરીને તેઓ નહિ પેશ કરે અને ભાઈઓ માફ પણ નહિ કરે તો કાલે કયામતના દિવસે બધો હિસાબ આપવો પડશે, અને બાકી પડતી રકમના બદલામાં નેકીઓ આપવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૪. સુન્નત અદાકરણ માટે કોઈની હાજત રવાઈ કરી**

## પૈસા પરત ન કરે તો ?

**સવાલ** : હદીસમાં આવે છે કે કોઈ મુસલમાન ભાઈને દીની અથવા દુન્યવી હાજત પેશ આવી જાય તો તેની હાજત દૂર કરવાથી ઘણો અજરો–સવાબ મળે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સુન્નતો પૈકી આ પણ એક સુન્નત છે. આજના સમયમાં એક મુસલમાનને પૈસાની સખત જરૂરત પડી ગઈ. તેની આ હાજત આપણે પૂરી તો કરી દીધી. હવે જ્યારે આ પૈસા પરત માંગવામાં આવતાં હવે ગલ્લા તલ્લા અને આજકાલના બહાના–વાયદા બતાવતા રહે, પ્રસંગ એવો પણ ઉપસ્થિત થઈ જાય કે ઝઘડો ઉભો થઈ જાય. કોઈ મુસલમાન ભાઈને હાજત આવી પડે અને એ પૂરી કરવી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સુન્નત છે. ન આપવામાં હાજત ન સંતોષવામાં સુન્નતનો ભંગ છે અને હાજત પૂરી કરવા જતાં પૈસા ન આવવાનો અને સંબંધ બગડવાનો પણ ભય છે તો આવી સૂરતમાં શું કરવું ? જરૂરી માર્ગદર્શન આપશો.

**જવાબ** : કરઝરૂપે નાણાં આપી કોઈ મુસ્લિમ ભાઈને તેની જરૂરત પ્રસંગે સહકાર આપી અજર તથા સવાબ કમાવાનું પ્રોત્સાહન (તરગીબ) આપવામાં આવ્યું છે. ત્યાં જ સામે પક્ષવાળાની જવાબદારી પણ નિયત કરવામાં આવી છે. બે પક્ષોથી સંબંધ ધરાવતી દરેક બાબતોમાં ઈસ્લામે બંને પક્ષોને જે સુચનાઓ આપી છે તે નજર સમક્ષ રાખવામાં આવે તો ઈસ્લામી તાલીમ બાબત કોઈ વાંધો કે શંકા ઉપસ્થિત થતી નથી. આ સંબંધીત કેટલીક અહાદીસ જોઈએ. ૧. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "એક માણસ લોકોને ઉધાર આપતો હતો. તે પોતાના માણસને કહેતો કે જ્યારે તું કોઈ તંગદસ્ત (ગરીબ) પાસે ઉઘરાણી માટે જાય તો એને માફ કરી દે જે. આશા છે કે (આપણી આ વર્તણુંકને લઈને) અલ્લાહ તઆલા આપણને માફ કરી આપે. જ્યારે તે માણસની વફાત થઈ અને અલ્લાહ તઆલા સમક્ષ હાજર થયો તો અલ્લાહ તઆલાએ તેને માફ કરી દીધો !" [મિશ્કાત] ૨. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "જે માણસને આ વાત પસંદ હોય કે અલ્લાહ તઆલા તેને કિયામતના

દિવસની સખ્તીઓથી નજાત આપે તો તેણે જોઈએ કે તંગદસ્તને (કરજની અદાયગી માટે) મહેતલ આપે અથવા માફ કરી આપે." [મિશ્કાત] ૩. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "જેણે કોઈ તંગદસ્તને મહેતલ આપી અથવા માફ કરી આપ્યો તો અલ્લાહ તઆલા તેને (રોઝે કિયામત) પોતાના (અર્શની) છાયામાં જગા આપશે." [મિશ્કાત] ૪. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે : "જેનું અન્ય માણસ ઉપર કોઈ દેણ હોય અને (દેણદારને) તેણે મહેતલ આપી તો (જેટલા દિવસની મહેતલ આપી હશે) તે દરેક દિવસના બદલામાં તેને સદકાનો સવાબ મળશે." [મિશ્કાત] ૫. "આગલી ઉમ્મતો માંહેના એક માણસ પાસે ફરીશ્તા તેની જાન લેવા આવ્યા. (મૃત્યુ પછી) પેલા માણસને પૂછવામાં આવ્યું કે "તેં કોઈ નેકી કરી છે?" તેણે જવાબ આપ્યો કે "મને યાદ નથી." તો કહેવામાં આવ્યું કે "વિચાર કર." વિચાર્યા પછી તેણે કહયું કે "એટલું યાદ આવે છે કે દુનિયામાં હું લોકો સાથે ખરીદ–વેચાણ કરતો હતો અને તેઓ સાથે સદ્‌વર્તન પણ કરતો હતો. (તે એવી રીતે કે) જે સારી હાલતવાળો માણસ હોય તો તેને (કરજ ચૂકવવા માટે) મહેતલ–મુદ્દત આપતો. જો તંગદસ્ત હોય તો તેને તદ્દન માફ કરી દેતો. અલ્લાહ તઆલાએ આ માણસને જન્નતમાં મોકલી આપ્યો." [મિશ્કાત] ૬. હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે : "જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સમક્ષ કોઈ મરનાર (વ્યક્તિ)નો જનાઝો લાવવામાં આવતો હોય અને જો તેના માથે કોઈનું દેવું હોય તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પૂછપરછ કરતા કે "તેણે પોતાના પરના કરજની અદાયગી માટે રકમ છોડી છે?" જો જવાબ આપવામાં આવતો કે "કરજ ચૂકવી શકાય એટલી મિલ્કત છોડી છે." તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તેના જનાઝાની નમાઝ પઢતા, નહીં તો મુસ્લિમ જનસમુદાયને ફરમાવી દેતા કે તમારા સાથીની જનાઝાની નમાઝ તમે લોકો પઢી લો." (મતલબ કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તેના જનાઝાની નમાઝ પઢતા ન હતા.) ૭. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "મુઅમિનની રૂહ પોતાના

કરજના લઈને અટકેલી રહે છે. (જન્નતમાં પ્રવેશવા પામતી નથી) જ્યાં સુધી કે તે (કરજ) અદા કરવામાં ન આવે.'' [મિશ્કાત] ૮. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : ''શહીદના બધા ગુના માફ કરી દેવામાં આવે છે સિવાય કે કરજ.'' [મિશ્કાત] ૯. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે : ''કસમ તે પાક ઝાતની જેના કબ્જામાં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જાન છે, જો કોઈ માણસ અલ્લાહની રાહ માં માર્યો જાય, ફરી જીવંત થાય અને અલ્લાહની રાહ માં માર્યો જાય અને ફરી પાછો જીવંત થઈ અને અલ્લાહની રાહ માં માર્યો જાય આમ ફરી ફરી જીવંત થઈ વારંવાર અલ્લાહની રાહ માં માર્યો જાય તો જ્યાં સુધી તેના ઉપરનું કરજ ચૂકવવામાં નહીં આવે ત્યાં સુધી તે જન્નતમાં પ્રવેશ પામશે નહીં.'' [મિશ્કાત] ૧૦. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : ''જે માણસ દેણ–કરજ અદા કરવા માટે શકિતમાન હોય, છતાં તે અદા કરવામાં ઢીલ કરે તો (તેના આ કૃત્યને લઈને) તેની આબરૂ લેવી અને તેને સજા કરવી જાઈઝ છે.'' હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) ફરમાવે છે કે : ''આબરૂ લેવી જાઈઝ છે.'' એનો મતલબ એ છે કે તેને સખત શબ્દોમાં વખોડવું જાઈઝ છે. (દા.ત. આમ કહેવું કે મારા પૈસા હઝમ કરી જવા માંગે છે વગેરે) અને સજા કરવું જાઈઝ છે તેનો મતલબ એ છે કે (સત્તાધીશ સમક્ષ દાવો કરી) તેને જેલમાં મોકલવો જાઈઝ છે.'' [મિશ્કાત] નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપરોકત મુબારક ઈર્શાદાતને નજર સામે રાખી પોતાના માટે રસ્તો કાઢી શકો છો. જે માણસને આપે કરજ ઘીર્યું છે અને તે તંગદસ્ત હોવાથી વખતસર અદા નથી કરી શકતો તો તેને વધુ મહેતલ–મુદત આપી ફરમાન ૪ મુજબ દરેક દિવસના બદલામાં સદકાનો સવાબ મેળવો, ફરમાન નંબર ર તથા ૩ મુજબ કિયામતની સખ્તીઓથી નજાત મેળવી અર્શના છાયામાં જગા મેળવો, તેને સંપૂર્ણપણે માફ કરી પોતે પણ ખુદાની માફીની ઉમ્મીદ રાખો. જો તે માણસ શકિતમાન હોવા છતાં કરજ અદા નથી કરતો તો ફરમાન નં. ૫ મુજબ તેને મુદત આપો અથવા ફરમાન નં. ૧૦ મુજબ તેની સાથે સખ્તી ભર્યો વર્તાવ કરી શકો છો. જે

માણસથી એકવાર કડવો અનુભવ થઈ ચૂકયો હોય તો ફરીથી તેને કરજ ન આપો. આમ કરવાથી આપ મઅઝૂર શુમાર થશો. આવી વ્યક્તિને કરજના બદલે યથાશકિત મુજબ મદદરૂપ થવું હિતાવહ છે. સારાંશ કે થોડીક રોકડ રકમ મદદ કરી, કરજ આપવાથી મઅઝૂરી દર્શાવવી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. (અ) ફિલ્મમાં હિરો–હિરોઈન અથવા તેમના સેક્રેટરી બનવું અને (બ) તેઓનો પરિચય, ફોટો, ઓટોગ્રાફ લેવા.

**સવાલ (અ)** : આજકાલના જમાનામાં આપણાંવાળા પણ (મુસલમાનો) હિરો બનીને ફિલ્મોમાં પ્રવેશ કરે છે અને એક ફિલ્મના આશરે ૧૫ થી ૩૫ લાખ રૂપિયા લે છે તો એ જાઈઝ છે? અને આ પૈસા વાપરવા હરામ છે કે હલાલ? અને તેના સેક્રેટરી તરીકે રહે તો એ જાઈઝ છે? અથવા રહી શકાય કે નહીં? ફિલ્મોના અંદર પ્રવેશ કરનાર (છોકરો–હિરો, છોકરી–હિરોઈન)ને ગુનો લાગુ પડશે? અને એ વિશે કોઈ હદીસ શરીફ છે કે નહીં? કયામતના દિવસે તેની ધરપકડ થશે કે નહીં?

**જવાબ (અ)** : ફિલ્મમાં હિરો–હિરોઈન રૂપે કામ કરવું હરામ છે અને એ કમાઈ પણ હરામ છે. એના સેક્રેટરી તરીકે રહેવું પણ નાજાઈઝ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો મુબારક ઈરશાદ છે કે : "આ ઉમ્મતમાં જમીન ધસી જવાના, ચહેરાઓ બદલાય જવાના અને પથ્થર વરસવાના બનાવો બનશે". તો હાજર જનોમાંથી એક માણસે પુછયું કે :

"અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ આવું કયારે બનશે? તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જયારે ગાનારીઓ અને ગાવાના સાધનોનો આમ રિવાજ થઈ જશે અને ખૂબ શરાબ પીવામાં આવશે." [તિરમિઝી શરીફ : ભાગ–૨ પેજ નં. ૪૪]

**સવાલ (બ)** : અને આજકાલના મુસલમાનો તેઓની તારીફ કરવા માટે કાગળ લખે છે અને તેમાં તેઓનો પરિચય, ફોટો, ઓટોગ્રાફ મંગાવે છે

તો એ જાઈઝ છે કે નહીં ?

**જવાબ (બ)** : એ તમામ કામો નાજાઈઝ અને ગુનાહિત છે. હદીસે પાકમાં છે કે : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જ્યારે ફાસિક (ગુનેગાર અને અલ્લાહના નાફરમાન)ની તારીફ કરવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા એવા માણસ ઉપર ગુસ્સે થાય છે અને એના લીધે અલ્લાહ તઆલાનો અર્શ ધ્રુજવા લાગે છે."

[મિશ્કાત : પેજ નં. ૪૧૪]

## ૧૬. યાદ શકિત વધારવાનો વઝીફો.

**સવાલ** : મારી યાદ શકિત બહુ ઓછી છે. તે માટે આપના મુબારક હાથોથી એક તાવીઝ મોકલાવી વિગતવાર સમજાવી આભારી બનશો અને અંતમાં દુઆ કરશો કે અલ્લાહ પાક મને હાફિઝ બનાવી દે.(તજવીદ તરતીલ સાથે)

**જવાબ** : ગુનાહોથી બચવાની કોશિશ કરો અને દરેક નમાઝ પછી માથાના આગળના ભાગ ઉપર હાથ મૂકી ૧૧ વાર "યા કવીય્યુ" પઢતા રહેવું.

## ૧૭. ચાર માશાનો આજનો હિસાબ.

**સવાલ** : જે વીંટી ચાર માશા વજનની ચાંદીની પહેરવી જાઈઝ અને સુન્નત છે તો ચાર માશા વજન આજના હિસાબે (ગ્રામના હિસાબે) કેટલું ગણાય ?

**જવાબ** : ચાંદીની વીંટી (મરદો માટે) અગર એક દિરહમથી વધુ વજનની ન હોય તો પહેરવી જાઈઝ છે. બહેતર તો એ જ છે કે જરૂરત વગર ન પહેરે. [શામી : ભાગ-૫ પેજ નં. ૨૨૯] એક દિરહમનું વજન હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)ની ચોખવટ મુજબ ત્રણ માશા અને ૧૧/૫ રતી બરાબર થાય છે. [અવઝાને શરઈય્યહ]. હવે તોલા તથા માશાનું જૂનું કોષ્ટક નજર સમક્ષ રાખી એનું વજન નવા તોલ પ્રમાણે કેટલું થાય છે તે નકકી કરી શકાય છે. જૂનું કોષ્ટક આ છે : ૧ તોલો = ૧૨ માશા અને ૧ માશો

= ૮ રતી. ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી મેટ્રીક પદ્ધતી "તોલ અને માપ"ના નામથી જે માહિતી પ્રગટ કરવામાં આવી છે તે મુજબ ૧ તોલો = ૧૧.૬૬ ગ્રામ થાય છે, એ હિસાબે દિરહમનું વજન ત્રણ ગ્રામથી થોડુંક વધુ થાય છે. ડો. અલ. ખારોફ (રીડર ઉમ્મુલ કુરા યુની. મકકા મુકર્રમહ જેમણે આ વિષય ઉપર ડૉકટરેટની પદવી પ્રાપ્ત કરી છે) ના મત મુજબ એક દિરહમનું વજન ૩ ગ્રામ અને ૧૭૧ મીલીગ્રામ થાય છે.

[તામીરે હયાત પખવાડીક તારીખ ૨૫ ફેબ્રુઆરી ૧૯૮૪ નો અંક]

ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## ૧૮. બગાસું આવે ત્યારે લા હવ્લ વ લા કુવ્વત....... પઢવું મસ્નૂન છે ?

**સવાલ** : ઘણાં ખરા લોકો બગાસું (જમાઈ) આવે છે તો મોઢે ડાબો હાથ ઊલટો રાખી લા હવ્લ વ લા કુવ્વત પઢે છે. તો બગાસા વખતે લા હવ્લ પઢવું મસ્નૂન છે કે રિવાજી વસ્તુ છે ?

**જવાબ** : બગાસા વખતે લા હવ્લ વ લા કુવ્વત.....પઢવા વિષે કોઈ રિવાયત મારી જાણમાં નથી, બલકે બુખારી શરીફની શરહમાં હાફિઝ ઈબ્ને હજર (રહ.) લખે છે કે : નમાઝમાં બગાસું આવે અને તે માણસ કિરાઅત કરતો હોય તો અટકી જાય, જેથી કિરાઅતમાં વિક્ષેપ પડે નહીં. [ફત્હુલબારી : ભાગ–૧૦ પેજ નં. ૧૦૫] એ ઉપરથી તો એવું માલૂમ પડે છે કે બગાસા વેળા કાંઈ બોલવું જોઈએ નહીં. ઈમામ બુખારી (રહ.)એ આ ટાણે શિર્ષક બાંધ્યુ છે : "પ્રકરણ (બાબ) જ્યારે બગાસું આવે ત્યારે પોતાનો ડાબો હાથ મોઢા ઉપર મૂકી દે." જો કાંઈ પઢવાનો હુકમ હોત તો મોઢા ઉપર હાથ રાખવાનો હુકમ કેમ કરત ?

## ૧૯. સીનેમા જોવું શું સગી માંથી ઝિના કરવા બરાબર છે ?

**સવાલ** : આમ લોકોથી સાંભળવામાં આવે છે કે સીનેમા જોવું સગી

માંથી ઝિના કરવા બરાબર ગુનો છે તો સદરહુ હકીકત સહીહ છે કે ફકત કબીરહ ગુનાહ છે?

**જવાબ** : સીનેમા જોવું નિઃશંક મોટા ગુનાહનું કામ છે, પરંતુ એ "સગી માંથી ઝિના કરવા બરાબર ગુનાહ છે" એવી વાત જ્યાં સુધી કોઈ શરઈ દલીલ (કુર્આન શરીફની આયત અથવા હદીસ)થી સાબિત ન થાય ત્યાં સુધી કહી શકાય નહીં અને એવી કોઈ રિવાયત મારી જાણમાં નથી.

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. બીમારીનો ઈલાજ સદકાથી કરવો કે દવાથી ?

**સવાલ** : બીમારીનો ઈલાજ સદકાથી કરવો કે દવાથી ?

**જવાબ** : ઈલાજ તો દવાથી થશે, અલબત્ત સદકાથી આફતો અને બલાઓ દૂર થાય છે, એટલે તે પણ ફાયદાકારક છે અને બીમારી દૂર કરવા માટેનો એક સબબ છે. દરેક બીમારી માટે અલ્લાહે એક દવા પૈદા ફરમાવી છે, જયારે તે દવા બીમારીમાં લાગે છે ત્યારે અલ્લાહના હુકમથી તંદુરસ્તી આવે છે. [મુસ્લિમ શરીફ] અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) એ મુસ્નદે અહમદના હવાલાથી હદીસ ટાંકી છે કે હઝરત ઉસામહ બિન શરીક (રદિ.) ફરમાવે છે કે : "હું હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ પાસે બેઠેલો હતો કે ગામડાના રહેવાસીઓ આવ્યા અને અરજ કરી, "અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ! શું અમો દવા ઈલાજ કરાવીએ ?" આપ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે ફરમાવ્યું : "હા, અય અલ્લાહના બંદાઓ ! દવા-ઈલાજ કરાવો, એટલા માટે કે અલ્લાહ તઆલાએ દરેક બીમારીથી શીફા રાખેલી છે એક બીમારી સિવાય." તેઓએ અરજ કરી, "તે બીમારી કઈ ?" આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમે ફરમાવ્યું : "ઘડપણ." [ઝાદુલ મઆદ : ભાગ-૩ પેજ નં. ૧૪૦] એક ઈસરાઈલી રિવાયત છે કે : "હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ અલય્હિસ્સલામએ અરજ કરી : "અય અલ્લાહ ! બીમારી કોના તરફથી ?" અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "મારા તરફથી." પુછ્યું : "દવા કોના તરફથી ?" ઉત્તર મળ્યો "મારા

તરફથી.'' પુછયું : ''તો પછી તબીબ (દવા કરનાર)નું શું સ્થાન છે ?'' ફરમાવ્યું : ''એવો માણસ જેની સાથે દવા મોકલવામાં આવી.''

[ઝાદુલ મઆદ : ભાગ-૩ પેજ નં. ૧૪૩]

## ૨૧. ઊંઘવા-બેસવાની ત્રણ રીતો.

**સવાલ :** ૧. ખુરશી ઉપર બેઠા હોઈએ તો એક પગ ઉપર બીજો પગ ચડાવી બેસવું કેવું છે ? આંટી મારીને નહીં પણ ચડાવીને. ૨. સૂતી વેળા બન્ને પગ લાંબા કરી દીધા બાદ એક પગ ઉપર બીજા પગની ચોકડી મારી સૂવું કેવું છે? ૩. સૂતી વેળા એક પગ જાંઘ (ઘુંટણ)થી વાળી તેના ઉપર બીજો પગ ચડાવી સૂવું અથવા લેટવું કેવું છે ? શું ઉપરોકત ત્રણેય બાબત શરઈ લાઈનથી જાઈઝ છે કે તકબ્બુરની નિશાનીમાંથી છે ?

**જવાબ :** એ પ્રમાણે બેસનારની નિય્યત મોટાઈ અથવા તકબ્બુરની નથી તો વાંધો નથી. અલબત્ત તકબ્બુરના ખયાલથી હોય તો મકરૂહ છે. [નફઉલ મુફતી વસ્સાઈલ પેજ નં. ૧૩૮] ૨. જાઈઝ છે. [બઝલુલ મજહૂદ : ભાગ-૧૯ પેજ નં. ૧૧૧] ૩. અગર એ રીતે સૂવામાં સતર ખૂલી જવાનો ભય હોય (દા.ત. ટૂંકી લુંગી પહેરી છે.) તો મના છે.અને જો સતર ખૂલવાનો ભય નથી (દા.ત. ઈજાર પહેરેલી છે.) તો જાઈઝ છે.

[બઝલુલ મજહૂદ : ભાગ-૧૯ પેજ નં. ૧૧૧]

## ૨૨. જે બેલમાં 'અલ્લાહુ અકબર'ની અવાઝ હોય તેના વપરાશ વિશે શરઈ હુકમ.

**સવાલ :** અત્યારે બજારમાં એક ડોરબેલ (બારણાં પરનો બેલ) વેચાઈ રહ્યો છે. સ્વીચ દબાવવાથી બેલમાંથી ''અલ્લાહુ અકબર''ની આવાઝ નીકળે છે, જેથી ઘરવાળાઓ જાણી લે છે કે દરવાઝા પર કોઈ આવ્યું છે અથવા તો ઓફીસમાં લગાડવામાં આવે છે. કોઈ નોકર કે ખાદિમને બોલાવવા માટે એનો ઉપયોગ થાય છે, તો આવો બેલ ઉપયોગમાં લેવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં આ પ્રમાણેનો બેલ વાપરવું જાઈઝ નથી. એમાં અલ્લાહ તઆલાના મુબારક અને સૌથી મહાનતાવાળા નામને પોતાના આગમનની ખબર આપવા કે કોઈને બોલાવવા માટે વાપરવું લાઝિમ આવે છે. આ બેલને આ પ્રમાણે વાપરવામાં અલ્લાહ તઆલાના પાક અને મુબારક નામની તૌહીન છે, જેથી ઘર અને ઓફીસમાં એને વાપરવામાં ન આવે. અલ્લાહ તઆલાનું નામ માત્ર ઝિક્રે ઈલાહીની નિય્યત અને ઈરાદાથી લેવું જોઈએ. આપણી કોઈ દુન્યવી ગરજ પૂર્ણ કરવા માટે આ મુબારક નામનો ઉપયોગ કરવું ઘણું જ નામુનાસિબ અને ઈમાની ગયરતની વિરૂદ્ધ છે. ફુકહાએ કિરામ (રહ.) એ લખ્યું છે કે : "જો કોઈ માણસ લોકોને પોતાના આવવાની ખબર આપવા માટે "યા અલ્લાહ" કહે તો એ મકરૂહ છે અને જો કોઈ વ્યક્તિ સબક પૂરો થવાની ખબર આપવા માટે "અલ્લાહુ અઅલમ" કહે તો એ પણ મકરૂહ છે, અથવા કોઈ ચોકીદાર જોરથી "લા ઈલાહ ઈલ્લલ્લાહ" પઢે અને એનાથી એનો હેતુ પોતાના જાગૃત હોવાની ખબર આપવાનો હોય તો એ પણ મકરૂહ છે." [દુર્રે મુખ્તાર પેજ—૩૮૧ જી.—૫]

## ૨૩. જીન્નાત જે સાપની શકલમાં હોય તેને મારવું.

**સવાલ** : જે મૂઝી જાનવર સાપ વગેરેને મારી નાખવાનો હુકમ છે, પરંતુ અમુક હઝરાતનું કહેવું છે કે અગર જીન્નાત સાપની શકલમાં હોય તો તેને મારી નાખવાથી કિસાસ વાજીબ થશે. તો અહીં એક બુઝુર્ગ બેઈલ્મનું કહેવું છે કે અમોએ અસલાફથી સાંભળેલ છે કે અગર અસલ સાપ હશે તો વાંકી ચૂકી ચાલથી ચાલશે અને જીનની શકલમાં હશે તો સીધી લીટીની જેમ ચાલશે. તો આ બાબતની શરીઅતમાં કોઈ ખરી અસલ શું છે ?

**જવાબ** : કેટલીય હદીસોમાં સાપને મારી નાંખવાનો હુકમ મવજૂદ છે. અબુદાવૂદ શરીફમાં હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "બધા જ સર્પોને મારી નાંખો, જે માણસે એના બદલાની બીક રાખી (એને ન માર્યો) તે અમારામાંથી નથી." [અબૂદાવૂદ શરીફ : પેજ નં. ૭૧૨] જાહિલીય્યતના

યુગમાં એવી માન્યતા હતી કે જો કોઈ સાપને મારી નાંખશે તો તેનું જોડું આવીને બદલો લેશે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ માન્યતાથી મનાઈ ફરમાવી. [બઝલુલ મજહૂદ : ભાગ–૨૦ પેજ નં. ૧૯૧] ઈમામ તહાવી (રહ.) ફરમાવે છે કે : "કોઈ પણ સાપને મારવામાં વાંધો નથી. અલબત્ત (અગર ઘરમાં રહેતો સાપ હોય તો તેને) ચેતવણી આપી દેવી સારી (મતલબ એ કે પહેલાં ત્રણ દિવસ અથવા ત્રણ વખત એને ચેતવણી આપી દીએ કે તું ચાલ્યો જા તે છતાં ન જાય તો મારી નાંખે.)" [બઝલનો હાશીયો : ભાગ–૨૦ પેજ નં. ૧૯૧] કેટલાક ઉલમા ફરમાવે છે કે : "સફેદ સાપને છોડી દેવું બેહતર છે. જે સીધો જ ચાલતો હોય એટલા માટે કે તે જીન છે." [શામી : ભાગ–૧ પેજ નં. ૪૩૮] તિરમીઝી શરીફમાં ઈબ્ને મુબારકનું કથન છે કે : "તે સાપને મારવું મકરૂહ છે, જે પાતળો સફેદ હોય અને ચાલવામાં વાંકો–ચૂકો ન થતો હોય."

[તિરમીઝી શરીફ ભાગ–૧ પેજ નં. ૧૭૯]

### ૨૪. નાના બચ્ચાનો (૯ વર્ષનો) બીસ્તર અલગ કરવાની હીકમત શું ?

**સવાલ** : એક હદીસમેં હે કે : "બચ્ચેકા સાતવેં દિન અકીકા કીયા જાએ ઔર ઉસ્કા નામ રખ્ખા જાએ ઔર છે બરસકા હો તો આદાબ શીખાયે જાએ ઔર જબ નૌ બરસકા હો તો ઉસ્કા બીસ્તર અલાહિદા કર દિયા જાએ." [સદકાત પેજ નં. ૧૦૧] તો અહીં બીસ્તર અલાહિદા કરવા બાબત શું હિકમત તેમ રાઝ છે ? શું બચ્ચાને શેહવતના ગલબાનો શક છે કે કેમ ?

**જવાબ** : દસ વરસની વયે એ બાલિગ થવાની નજીક પહોંચી જાય છે, માટે ભય હોય છે કે ઊંઘમાં અથવા જાગતા એક બીજાના સતર ઉપર નજર પડી જાય અને આ વાત એમની શહવત ઉભારવાનું અથવા અખ્લાકી ખરાબીમાં સપડાવવાનું કારણ બને. માટે, સાવચેતીના પગલારૂપે આ હુકમ આપવામાં આવ્યો છે.

[તર્બિયતુલ અવલાદ–ફિલ–ઈસ્લામ : ભાગ–૧ પેજ નં. પ૨૪]

**૨૫. ડાબા હાથની મદદ અને જમણા હાથના તળિયા વડે ગ્લાસને પકડવો કેવો ?**

**સવાલ** : ખાતી વેળા કે ખાવાનું પુરૂં કરી લીધા બાદ અગર પાણી જમણા હાથથી પીએ છીએ તો ગ્લાસ સાલનવાળો (ખરાબ) થાય છે માટે ડાબા હાથથી ગ્લાસ લઈ જમણો હાથ ગ્લાસના તળિયે રાખવાનો આમ તરીકો જોવા મળે છે તો આ તરીકો સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પણ હતો કે મસ્લિહતની લાઈનથી ઉલમાના ઈત્તિફાકથી આ તરીકો જાઈઝ છે કે કેમ ?

**જવાબ** : પાણી માટે ગ્લાસ જમણા હાથમાં પકડે, અગર ગ્લાસ ખરડાઈ પણ ગયો તો તે ધોવાઈ જશે, તે છતાં અગર જમણા હાથમાં ગ્લાસનું તળિયું રાખી ડાબા હાથથી સહારો લઈ પાણી પીએ તો કેટલાક ઉલમા એવી ગુંજાઈશ (છૂટ) આપે છે. હદીસમાં એ માટે કોઈ ચોખવટ જોવામાં નથી આવી.

**૨૬. છોકરીની કમાઈનો પૈસો તેના વાલીદૈન પરવાનગી લઈ ખર્ચ કરી શકે છે.**

**સવાલ** : એક બાલિગ છોકરી વાલીદૈનની પરવરીશમાં છે. તે છોકરી હુન્નર જાણે છે. હવે એ છોકરી એ હુન્નરથી જે કમાણી કરે (દા.ત. સીલાઈ કામ કરે છે) એમાંથી એના વાલીદૈન ખર્ચ કરી શકે કે નહીં ? કોઈ સૂરત હોય તો તે પણ જણાવશો.

**જવાબ** : તે છોકરીની ઈજાઝતથી વાલીદૈન તે રકમ ખર્ચ કરી શકે છે અને તે છોકરીની માલિકીમાં રકમ હોવાની સૂરતમાં તેનો જરૂરી ખર્ચ તે રકમમાંથી જ પૂરો કરવામાં આવશે. વાલીદ ઉપર વાજીબ નથી.

[શામી : ભાગ–૨ પેજ નં. ૭૨૮]

**૨૭. જાનવરને પાક પાસે ન આવે તે માટે મારવું અથવા તેનું મરી જવું.**

**સવાલ** : મારી એક દુકાન છે, જે માર્કેટ યાર્ડ (બજાર)માં છે. જ્યારે ઘઉંનો ઢગલો યા કોઈ પણ અનાજ બહાર એટલે કે દુકાનની બહાર કરીએ છીએ ત્યારે (જ્યારે લારીમાં માલ આવે છે ત્યારે બકરા કોથળાને ફાડી) ઘઉં વગેરે ખાઈ જાય છે. બકરાના ધણીઓ જાણતા હોવા છતાં બાંધતા નથી, એ લોકો ગેર કૌમના છે, જ્યારે બકરું મરી જાય ત્યારે જ તેઓ માલિક થાય છે તો આવા બકરાને મારવું ગુનો છે કે નહીં ?

**જવાબ** : જ્યારે તે બકરા કોથળા ફાડી ઘઉં ખાય જાય છે તે ટાણે એના માલિક સાથે હોવા છતાં રોકતા નથી તો એ સૂરતમાં માલિક પાસેથી નુકસાન વસૂલ કરી શકાય છે. [શામી : ભાગ-૫ પેજ નં. ૪૩૩] અને જો બકરા ખુલ્લા ફરે છે, માલિક સાથે મવજૂદ નથી એ સૂરતમાં માલિક પાસેથી નુકસાની લઈ શકાય નહીં. [દુર્રે મુખ્તાર શામી : ભાગ-૫ પેજ નં. ૪૩૦]

બકરાઓને ત્યાંથી હટાવવા માટે જરૂરત પુરતું મારી શકાય, મરી જાય અથવા ઝખ્મી થાય એવી રીતે મારવું જાઈઝ નથી. એ સૂરતમાં તમો ગુનેગાર ઠરશો અને બકરાને થયેલી નુકસાનીના જવાબદાર પણ ઠરશો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૮. ડોરબેલમાં પક્ષીઓનો અવાજ મુકવો.

**સવાલ** : ઘરમાં વિવિધ પક્ષીઓના અવાજમાં ડોરબેલનો ઉપયોગ થાય છે. શું ઉપયોગ કરવો જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : ડોરબેલમાં વિવિધ પક્ષીઓના અવાજનો ઉપયોગ કરવાની ગુંજાઈશ છે. પરંતુ નવો માણસ જે આ હકીકતથી અજાણ છે કે ડોરબેલમાં પક્ષીની અવાજ મુકવામાં આવી છે તે જ્યારે અચાનક એવી અવાજ સાંભળશે તો હેબતાઈ જવાનો ભય છે, ખાસ કરીને નાનું બાળક. માટે એવા ડોરબેલનો ઉપયોગ નહીં કરવું જ બેહતર છે.

## ૨૯. બોર, ગોળ, કોથમીર અને મરચાંની ખેતી.

**સવાલ** : અમારા ગામમાં બોરમાંથી બનાવવામાં આવતી ચાનકી જેને

બોર, ગોળ, કોથમીર, મરચાંને પીસીને બનાવવામાં આવે છે. આજકાલ એ વધુ પ્રચલિત છે. મુફ્તી લોકોએ આટલા વર્ષ પછી આ વર્ષે બહાર પાડયું કે તે ખાવી હરામ છે. તો તેમાં આપના મંતવ્ય પ્રમાણે શું કેવું છે જેનો જવાબ લખવા વિનંતી. લોકો ઉશ્કેરાયા તો પોતાની બધી ચાનકી કુવામાં ફેંકી દીધી. આપની નજરમાં આ કેવું છે ?

**જવાબ :** આપે સવાલમાં જે ચાનકીનો ઉલ્લેખ કર્યો છે તે અમારા ઈલાકામાં બનાવવામાં આવતી નથી, જેથી એની પૂરી હકીકતથી અમો વાકેફ નથી. તે છતાં જો આપના લખ્યા મુજબ એમાં બોર, ગોળ, કોથમીર અને મરચાંની જ ભેળસેળ કરવામાં આવતી હોય, અન્ય કોઈ નાજાઈઝ/હરામની ભેળસેળ કરવામાં આવતી નથી, તો આ ચારેય વસ્તુઓ હલાલ હોવાને લઈ એને ખાવું શરઈ રૂએ હલાલ હોવું જોઈએ. અલબત્ત સ્થાનિક આલિમ/મુફ્તીના મત મુજબ એમાં કોઈ કારણ મનાઈનું હોય દા.ત. બોરમાં જીવડા હોવા છતાં તેને એમાં વાપરતા હોય તો તેનો વપરાશ નાજાઈઝ ઠરશે. જો એ કારણ દૂર કરી દેવામાં આવે કિંવા બોરમાંથી જીવડા કાઢી નાખવામાં આવે તો પછી એનો ઉપયોગ જાઈઝ કહેવાશે.

## ૩૦. ડાબા હાથથી લખવું પણ જાઈઝ છે.

**સવાલ :** હું હમણાં પડોશની મસ્જિદમાં બોર્ડ ઉપર હદીસો દર ગુરૂવારે લખું છું. મને નાનપણથી જ ડાબા હાથે લખવાની આદત છે. જમણાં હાથે ફાવતું નથી. તો ડાબા હાથે લખવું સહીહ છે ?

**જવાબ :** મોટા ભાગે લખવાનું કાર્ય જમણા હાથે જ કરવામાં આવે છે. એટલે જ કુર્આને પાકની સૂ. અનકબૂતની આયત નં. ૪૭ માં એનો ઉલ્લેખ એ મુજબ કરવામાં આવ્યો છે, સાથે જ લખવું એક ઈલ્મી તેમજ સારૂં કાર્ય હોઈ દરેક સારૂં કામ જમણા હાથે કરવાને બેહતર લેખવ્યું હોઈ, આ કામ પણ જમણા હાથે કરવું બેહતર છે. તે છતાં જ્યારે બાળપણથી જ આપ ડાબે હાથે લખવાને ટેવાયેલા હોવાને લઈ ડાબા હાથે લખો છો તો એ પણ જાઈઝ છે.

## ૩૧. દીનદાર-મુત્તકી આદમી પર પરેશાનીઓ, ગુનાહો મસળી દેવા હોય છે.

**સવાલ :** એક શખ્સ દીનદાર (ફરાઈઝ અને સુન્નતનો પાબંદ) તેમ મખ્લૂકે ખુદાની હમદર્દી તેમ ગમખ્વારી કરનાર અને અલ્લાહનો ખૌફ રાખનારો હોવા છતાં તેના ઉપર તંગદસ્તી, કરજ અને બીમારીઓ તેમ દવાઓ વગેરે ખૂબ રહે છે. તો આનું કારણ શું ? આવા હાલાત આવે તો તેનો શરઈ દ્રષ્ટિએ શું હલ તેમ અમલ છે ? અને કયો ઝિક્ર કરે કે જેનાથી મામલો આસાન થાય, બરાયે મહેરબાની આપનો નેક મશ્વરો લખશો.

**જવાબ :** હદીસમાં છે કે "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી પુછવામાં આવ્યું કે લોકોમાં સૌથી વધુ આઝમાઈશ કોની થાય છે ? તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "નબીઓ (અલય્હિમુસ્સલામ)ની. ત્યાર પછી જે માણસ જેટલો અફઝલ હશે તે મુજબ તેની આઝમાઈશ થશે. માણસની આઝમાઈશ એની દીનદારી મુજબ થાય છે. અગર તે પોતાની દીનદારીમાં પાકો છે તો તેની આઝમાઈશ પણ કડક થાય છે અને જો તે દીનદારીમાં કાચો હોય તો તેની (આઝમાઈશમાં) તેના ઉપર નરમી રહે છે અને માણસની આઝમાઈશ ઉપર મુજબ ચાલુ જ રહે છે. ત્યાં સુધી કે તે જમીન ઉપર એવી હાલતમાં હરે ફરે છે કે તેના ઉપર એક પણ ગુનો રહેતો નથી. [મિશ્કાત પેજ નં. ૧૩૬] માટે મુસીબતો આવવાથી ગભરાવાની જરૂરત નથી. એ ટાણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના હાલાત વાંચી તે મુજબ ચાલવાની કોશીશ કરે. સબ્રથી કામ લે અલ્લાહથી આફિયતની દુઆ કરતો રહે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૨. નેઅમતોનો શુક્રિયા અદા કરવાનો મતલબ.

**સવાલ :** જે અકસર બયાન-તકરીર તેમજ હદીસ શરીફમાં અલ્લાહની નેઅમતોનો શુક્ર અદા કરતા રહેવાનું આવે છે. તો અલ્લાહની શુક્ર અદા કરવાના મસ્નૂન અલ્ફાઝ (અરબીમાં દુઆ) કયા આવેલ છે. શું જે

ખાવા–પીવાની મસ્નૂન દુઆઓ છે તેનો સમાવેશ શુક્રમાં થાય છે કે કેમ ?

**જવાબ** : શુક્રની હકીકત એ છે કે એ વાતનો દિલથી સ્વીકાર કરે કે આ નિઅમત ફલાણા મુન્ઈમ કિંવા અલ્લાહ તઆલાએ આપી છે અને પછી તે નિઅમતને એની મરજી પ્રમાણે તેની ફરમાંબરદારીમાં વાપરે.

[મઆરિફુલ કુર્આન : ભાગ–૭ પેજ નં. ૨૭૨]

હઝરત અબ્દુલ્લાહ બિન ગન્નામ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "જે માણસે સવારના ટાણે આ દુઆ પઢી :

اَللّٰهُمَّ مَآ اَصْبَحَ بِىْ مِنْ نِّعْمَةٍ اَوْ بِاَحَدٍ مِّنْ خَلْقِكَ فَمِنْكَ وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ فَلَكَ الْحَمْدُ وَلَكَ الشُّكْرُ.

**"અલ્લાહુમ્મ મા–અસ્બહ–બી મિન નિઅમતિન અવ બિ–અ–હદિમ–મિન ખલ્કિક ફ–મિન–ક વહ–દ–ક લા–શરીક લક ફ–લકલ્હમ્દુ વ લ–કશ્શુક્ર"** તો તેણે તે દિવસનો શુક્ર અદા કરી આપ્યો. અને જેણે એ જ પ્રમાણેની દુઆ સાંજના ટાણે પઢી તો તેણે રાતનો શુક્ર અદા કરી આપ્યો." [મિશ્કાત પેજ નં. ૨૧૧] સાંજની દુઆમાં **"મા–અસ્બહ–બી"**ની જગ્યાએ **"મા–અમ્સા– બી"** પઢે. ખાવા–પીવાની મસ્નૂન દુઆઓનો પણ એમાં સમાવેશ થઈ જાય છે.

## ૩૩. 786 (૭૮૬) શું છે ? અને ગાડી પર લગાવવું કેવું છે ?

**સવાલ** : હાલ અમારે ત્યાં સ્કુટર, યામાહા, મોટી ગાડી ઉપર 786 નંબર લેવા માટે વધારે પડાપડી હોય છે. ૧૫૦૦ થી ૨૦૦૦ ઓન આપીને આ 786 નંબર લોકો લે છે. તો 786 વિષે તફસીર જણાવવા વિનંતી તેમજ સ્કુટરવાળાઓને ગુનો લાગુ પડશે કે નહીં ?

**જવાબ** : શરઈ રૂઈએ 786 ના આંકનું કોઈ મહત્ત્વ નથી, અરબી ભાષામાં દરેક અક્ષરને એક આંક આપવામાં આવ્યો છે, જેમ કે અલિફને

એક, દાલને ચાર વિ. કેટલાક લોકોએ "બિસ્મીલ્લા હિર્રહમાં નિર્રહીમ"માં આવેલ અક્ષરોનો આંક કાઢયો તો તે 786 થયો, એનેજ કેટલાક લોકો "બિસ્મીલ્લા હિર્રહમાં નિર્રહીમ" ની જગ્યાએ એવી નિય્યતે વાપરવા લાગ્યા કે કાગળ/પત્ર વિ.માં અસલ બિસ્મીલ્લાહ લખવામાં આગળ જતાં તે કાગળ ખોટી જગ્યાએ પહોંચી જવાથી બેઅદબી થશે, પરંતુ મસ્અલાની રૂએ જયાં બિસ્મીલ્લાહનો હુકમ છે ત્યાં આ આંક લખવાથી સુન્નત અદા થતી નથી, બેઅદબીનો ભય દૂર કરવા માટે લખવાના બદલે જબાનથી કહી લેવું પણ કાફી છે.

ઉપરની વિગતથી 786 ના આંકની હકીકત સમજમાં આવી ગઈ તો સ્પષ્ટ થઈ ગયું કે સ્કુટર, મોટરબાઈક, કાર વગેરે માટે સરકાર તરફથી જે નંબર આપવામાં આવે છે તે માત્ર સરકારે ટ્રાફીકને કન્ટ્રોલ કરવા માટે જે નિતી ઘડી છે તેને આધીન હોય છે અને એ નંબરોની ઉપર "બિસ્મીલ્લાહ" લખવા માટે કોઈ શરઈ હુકમ (સુન્નત, મુસ્તહબ હોવાનો) પણ નથી, બલકે ગાડીમાં જે જગ્યાએ નંબર પ્લેટ મુકવામાં આવે છે ત્યાં "બિસ્મીલ્લાહ" લખવામાં ત્યાં કાદવ, કીચડ, ધુળ વગેરે લાગવું સ્વાભાવિક છે, તો પછી એ નંબરમાં 786 નો આંક મેળવવા માટે પડાપડી કરવાનો શું મતલબ ?! અને તે મેળવવા માટે લાંચ રૂશ્વત રૂપે ટ્રાફિક ઓફિસરને રકમ આપવી કયાંથી દુરૂસ્ત લેખાશે ? હદીસે પાકમાં લાંચ આપનાર અને લેનાર તેમજ બન્નેના દરમિયાન દલાલ બનનાર સૌ ઉપર લઅનત આવી છે અને લાંચ દેવું તેમજ લેવું હરામ છે. હવે આપજ વિચારો કે જે આંક મેળવવા માટે હરામ કૃત્ય આચરવું પડે તે પોતાની સાથે બરકત લઈને આવશે ? જે લોકો એ આંક મેળવવા માટે લાંચ આપતા હોય તેઓ નિઃશંક ગુનેગાર છે. તવબહ, ઈસ્તિગફાર કરી આઈન્દહ એવા કૃત્યથી દૂર રહે.

## ૩૪. શું વધારે જ્ઞાનવાળા માણસ પર આફતો વધુ આવે છે ?

**સવાલ** : એક જગ્યાએ વાંચવામાં આવેલ કે ઈન્સાનમાં જેટલું ઈલ્મ

હોય છે તેટલી અલ્લાહ તરફથી તકલીફ આવે છે (હોય છે). તો આ હદીસ કે ઈબારત કયાંક પઢવામાં આવેલ, તો પૂછવાનું એ કે સાહિબે ઈલ્મ ઉપર તકલીફ શી બાબત નાંખવામાં આવી ? તેના પાછળનો અલ્લાહ તઆલાનો શું મન્શો હશે ?

**જવાબ :** આપે જે શબ્દો લખ્યા છે, એવી તો કોઈ હદીસ જોવામાં નથી આવી. અલબત્ત એક હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે "લોકોમાં સૌથી વધુ કડક આઝમાઈશ (મુસીબતો અને તકલીફો વડે) કોની કરવામાં આવે છે ?" તો જવાબમાં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "નબીઓની, ત્યાર પછી જે એમનાથી વધુ મળતો હોય (એમના તરીકા ઉપર જેટલો વધુ કાયમ હોય) તેની, ત્યાર પછી તેની જે એમનાથી વધુ મળતાવડો હોય. માણસ પોતાની દીનદારી પ્રમાણે અઝમાવવામાં આવે છે. જો તે પોતાની દીનદારીમાં મજબૂત હશે તો એની આઝમાઈશ પણ સખ્ત હશે અને જો તેની દીનદારીમાં કમઝોરી હશે તો તેની આઝમાઈશ પણ હલકી હશે. (મજબૂત દીનદારીવાળો) આજમાઈશમાં હંમેશ રહે છે (અને તેને લઈ એની મગ્ફિરત બરાબર થતી રહે છે ) ત્યાં સુધી કે તે જમીન ઉપર એ પ્રમાણે હરે ફરે છે કે તેનાં ઉપર કોઈ ગુનાહ હોતા નથી." [મિશ્કાત પેજ-૧૩૬]

એનું કારણ એ હોય છે કે જેનું યકીન જેટલું મજબૂત હોય છે તે મુજબ તે સબર કરે છે અને એવું સમજે કે હું મારા ગુનાહોને લઈ આનો જ હકદાર છું. છેવટ એનું ઈમાન સંપૂર્ણ બને છે. ખુદાથી એની મહોબ્બત મજબૂત બને છે. એના ગુનાહ નષ્ટ થાય છે અને દરજ્જાઓ બુલંદ થાય છે અને જેનું યકીન કમજોર હોય છે તેની આઝમાઈશ હલકી એટલા માટે રહે છે કે તે પોતાના કમજોર ઈમાનને લઈ બે- સબરી ન કરી બેસે અને દીનથી નીકળી ન જાય (એની સલામતી એમાં જ છે).

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૫. પતંગ ઉડાવવું ગુનાહનું કામ છે.

**સવાલ** : આજકાલ આમ તૌર પર દીનદાર તેમજ વગર દીનદાર લોકો પતંગો ઉડાવી–દોરા તેમજ પતંગ પાછળ ફુઝૂલખર્ચી કરે છે. તો પતંગ ઉડાડવી શરીઅતે મુતહ્હરહની નજરે કેવું છે?

**જવાબ** : ગુનાહનું કામ છે. [અહકામુલ કુર્આન, મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) ભાગ–૫ પેજ નં. ૧૨૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૬. એવી શાદી જેમાં ઢોલ-શરણાઈ વગાડાય તેમાં જવું.

**સવાલ** : અમારે ત્યાં શાદીમાં ઢોલ–શરણાઈ, ગાવા–વગાડવાનો રિવાજ છે. હવે સવાલ એ પેદા થયો કે મારા સાળાની શાદી છે અને મારી અહલિયા એના ભાઈની શાદીમાં જવાની ઈજાઝત માંગે છે. જો હું મારી અહલિયાને એના ભાઈની શાદીમાં ન જવા દઉં તો રીશ્તેદારી તુટે છે અને જો જવા દઉં તો હું ખુદ ગુનેગાર બનું છું. તો શરઈ રૂએ કોઈ રસ્તો બતાવશો.

**જવાબ** : તેઓને આપ એવું જણાવી દો કે શાદીમાં ઢોલ–શરણાઈ, ગાવું–વગાડવું શરઈ રૂએ જાઈઝ નથી. માટે, જો તમો એ રીત અપનાવશો તો હું આપને ત્યાં શાદીમાં નહીં આવું. રહી આપની ઓરત, તો તેણીને તાકીદ કરી દો કે શાદીમાં જયાં આ કૃત્ય થતું હોય ત્યાંથી એ હટી જાય અને તેમાં ભાગ ન લે, બલકે આ ટાણે ઘરના ખૂણામાં બેસી નમાઝ, દુઆ વગેરેમાં પરોવાયેલી રહે.

## ૩૭. ગૈર મુસ્લિમ કલિમહકા વિર્દ કરના ચાહે તો ?

**સવાલ** : અગર કોઈ ગૈર મુસ્લિમ કલિમએ તય્યિબાકા વિર્દ કરના ચાહે તો કયા ઉસ્કો કલિમએ તય્યિબા સીખા સકતે હૈં ? અગર કોઈ ગૈર મુસ્લિમ કરજકી અદાયગી કે લીએ

"અલ્લાહુમ્મ ક્ફિની બિહલાલિક અન હરામિક વ અગ્નિની બિફઝલિક અમ્મન સિવાક"કા વિર્દ કરના ચાહે તો ઉસ્કો યહ દુઆ લિખ કર દે સકતે હૈં? અગર કોઈ ગૈર મુસ્લિમ "યા મુગ્ની"કા વિર્દ કરના ચાહે તો કયા ઉસ્કો ઈજાઝત દેં સકતે હૈ?

**જવાબ :** કોઈ ગૈર મુસ્લિમને કલિમએ તય્યિબહ શીખવાડવામાં તેમજ "યા મુગ્ની" ના વિર્દ કરવાની ઈજાઝત આપવામાં કોઈ વાંધો નથી, બની શકે છે કે એની બરકતથી ઈસ્લામની તવફીક થાય, અલ્લાહુમ્મકફિની........... આ શબ્દો એક દુઆ છે અને ગૈર મુસ્લિમની પણ દુઆ કેટલાક વખત કબૂલ થાય છે.

## ૩૮. બયાને મુસ્તફા હિન્દુને પઢવા આપી શકાય.

**સવાલ :** "બયાને મુસ્તફા" સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને એક હિન્દુ યુવાન પણ પઢે છે તો શું એને પઢવા દેવું જાઈઝ છે? તે એને ખૂબ રસપૂર્વક પઢે છે.

**જવાબ :** જો કોઈ ગૈર-મુસ્લિમ બયાને મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પઢવા ચાહે છે તો જો એના તરફથી આ દીની લખાણોના અપમાનનો કોઈ ભય ન હોય તો પઢવા માટે આપી શકાય છે, બલકે પસંદનીય છે.

## ૩૯. મરનાર ગાયક કલાકારના ગાયનો ટેપ વગેરે હોય તો મર્હુમને તેનો ગુનો લાગુ પડે ?

**સવાલ :** મુહમ્મદ રફીક (મર્હૂમ) જે ગાયક કલાકાર હતા. અત્યારે તો એ નથી, પણ એમણે જે ગાયનો ગાયા હતા તે ટેપ, રેડીયો પર એમના અવાજમાં પ્રસારિત થાય છે, તો શું મર્હૂમને આનો ગુનો લાગુ પડે?

**જવાબ :** અગર પોતાના આ કૃત્યથી તવબહ નહીં કરી હશે તો ગુનો લાગુ પડશે. [તકમીલએ ફત્હુલ મુલ્હિમ : ભાગ-૨ પેજ નં. ૩૫૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪૦. ઘડીયાળ, પેન્ટનું બેલ્ટ ચામડાનું હોય તો તે વાપરી શકાય.**

**સવાલ :** ઘડીયાળ અથવા પેન્ટનું બેલ્ટ ચામડાનું બનેલું હોય છે અને એ ચામડું કયા જાનવરનું છે તે આપણે જાણી શકતા નથી. તો એવી ચામડાની બનેલી વસ્તુઓનો ઈસ્તિમાલ જાઈઝ છે કે નહીં ? અને એવી વસ્તુ પહેરી નમાઝ પઢવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** સુવ્વર સિવાય અન્ય કોઈ પણ જાનવરનું ચામડું અગર પકાવેલું હોય તો એનો વપરાશ શરઈ રૂએ જાઈઝ છે. માટે ઘડીયાળ અથવા પેન્ટનો બેલ્ટ જે ચામડાનો બનેલો છે તે બાબત ગાલીબ ગુમાન અથવા યકીન સુવ્વરનું ચામડું હોવાનો નથી, તો એને પહેરી નમાઝ પઢવું જાઈઝ છે.

**૪૧. જે ટીકીટ પર સ્ટેમ્પની છાપ ન લાગી હોય તેને ફરીથી વાપરવું.**

**સવાલ :** ટપાલ ખાતાની ટીકીટમાં ભૂલથી સ્ટેમ્પ (મહોર કે મુદ્રા) ની છાપ લાગી નહીં હોય તો શું ફરીથી એને ઉપયોગમાં લઈ શકાય ? જ્યારે કે એક વખત તેનો ઉપયોગ થઈ ચૂકયો હોય. શું ઈસ્લામિક દ્રષ્ટિએ એવી ટીકીટનો ઉપયોગ જાઈઝ છે ?

**જવાબ :** ટપાલ ખાતાની જે ટીકીટ વપરાશમાં આવી ચૂકી છે તો ભલે તેના ઉપર સ્ટેમ્પની છાપ ન લાગી હોય, ફરીવાર ઉપયોગમાં લેવું હરામ છે. એ પણ એક પ્રકારની ચોરી જ છે.

**૪૨. પુડા (ખાવાની એક વાનગી) નો ઉપયોગ જાઈઝ નથી.**

**સવાલ :** અમારે ત્યાં એક ખાવાની વાનગી બનાવવામાં આવે છે. તેનું નામ (પુડા) છે, અને તે જેવી રીતે કાણી રોટી બનાવવામાં આવે છે એવી જ હોય છે, પરંતુ તેમાં તાડીનો ઉપયોગ કરવામાં આવે છે અને તે બની જવા પછી તેમાં નશો રહેતો નથી અને તાડીની હાલત પણ બદલાય જાય છે તો તે

આપણે વાપરી શકીએ કે નહીં ?

**જવાબ** : એનો ઉપયોગ જાઈઝ નથી.

[કિફાયતુલ મુફતી : ભાગ–૨ પેજ નં. ૨૮૪]

## ૪૩. દીવાળીની મિઠાઈ વગેરે સ્વીકારવું.

**સવાલ** : હું લાઈટ ખાતામાં જુનિ. ઈજનેર તરીકે કામ કરૂં છું. દીવાળીના દિવસોમાં ગેરમુસ્લિમો પોતાના રીવાજ પ્રમાણે મીઠાઈ તેમજ સાથે બીજી કંઈક વસ્તુ (પેન્ટ પીસ, શર્ટ પીસ, સ્ટીલના વાસણો વગેરે) આપે છે, તો આ વસ્તુ મારાથી લઈ શકાય કે નહીં ? જો ન લઈ શકાય તો મારા ગરીબ સગા–વ્હાલાઓને આપી શકાય કે નહીં ?

**જવાબ** : અગર તેઓ પોતાના તરફથી એહસાન સમજીને આપે છે અથવા એવું સમજીને આપતા હોય કે મુસ્લિમો અમારા તહેવારમાં શામિલ થઈ ગયાં તો ન લેવું જોઈએ અને જો એવું ન હોય તો લેવાની ગુંજાઈશ છે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૫ પેજ નં. ૧૮૮]

## ૪૪. મજલીસ અલ્લાહ તઆલાની હમ્દો-ષનાથી શરૂ કરવામાં આવે.

**સવાલ** : કોઈ બિરાદરીની જનરલ જમાઅત કે કારોબારી કે કાઉન્સીલની મીટીંગ મળે તો તેની શરૂઆત હમ્દ–સના, તિલાવતથી કરવી જરૂરી છે કે ફકત મશ્વેરાની દુઆ (**અલ્લાહુમ્મ અલ્હિમના મરાશિદ ઉમૂરીના...**) પઢી લેવાથી પણ ચાલી જશે ? એટલે કે કિયામતના દિવસે આ મજલીસ હસરત અને અફસોસનો સબબ નહીં બને કે કેમ ? ફકત દુઆ પઢવી સાબિત છે કે કુર્આનની તિલાવતથી શરૂ કરવું સાબિત છે, તો મીટીંગની શરૂઆત કેવી રીતે કરવી ?

**જવાબ** : બેહતર તો એજ છે કે અલ્લાહ તઆલાની હમ્દો–સનાથી શરૂ કરવામાં આવે. દરેક મેમ્બર વ્યક્તિગત રીતે પઢી લેશે તો પણ ચાલશે. મશ્વરા માટે પઢવાની કોઈ મખ્સૂસ દુઆ મારી નજરથી નથી

ગુજરી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪૫. ડોનેશન ટ્રસ્ટ બોર્ડના ટ્રસ્ટીઓથી લેવાય કે નહી ?

**સવાલ** :– હું એક ટ્રસ્ટનો ટ્રસ્ટી છું અને એ ટ્રસ્ટની બહુ જ મિલ્કતો છે જે ભાડૂતોને ભાડે આપવામાં આવી છે. હવે ભાડૂતો સંજોગ અનુસાર ભાડે આપેલ મિલ્કતનો કબજો ટ્રસ્ટ બોર્ડને આપતા નથી. તે ટ્રસ્ટની મિલ્કત અને તે દુકાનો બારોબાર બીજી પાર્ટીઓને વેચી તે દુકાનના ભાડા રસીદ વચલા માલિકને નામે કરવા માટે જુનો ભાડૂત ટ્રસ્ટ બોર્ડના ટ્રસ્ટીઓને રસીદ ટ્રાન્સફર કરવા બદલ ટ્રસ્ટ બોર્ડના ટ્રસ્ટી ડોનેશન તરીકે રૂપિયા તેના પાસેથી વસૂલ કરવા તેમજ ભાડૂં વધારીને રસીદ ટ્રાન્સફર કરવા અર્થે ટ્રસ્ટી બોર્ડ આ જાતની પ્રવૃતિઓ કરે છે, તે પાઘડી ગણાય કે ડોનેશન તરીકે ગણાય ? આવી રીતે ટ્રસ્ટ બોર્ડના ટ્રસ્ટીઓથી આ પૈસા લેવાય કે નહીં ? એમાં ટ્રસ્ટીઓ પોતાની નક્કી કરેલ કિંમત ડોનેશન તરીકે વસૂલ કરવા ભાડૂત તૈયાર થાય તો જ ભાડાચીટ્ઠી ટ્રસ્ટીઓ ટ્રાન્સફર કરવા તૈયાર થાય છે. આવા સંજોગોમાં આ વાત પહેલેથી ડીલીવર થાય છે કે તમારે આટલું ડોનેશન તેમજ આટલું ભાડૂં આપવું પડશે. જો આમ કરવા તૈયાર થાય તો જ તેને રસીદ ટ્રાન્સફર કરી આપે છે. તો આવી જાતનું ડોનેશન ટ્રસ્ટ બોર્ડના ટ્રસ્ટીઓથી લેવાય કે નહીં ? તેમજ જે ડોનેશન આપે છે તેની રસીદ તેના નામની ફાટતી નથી તો શું કરવું ?

**જવાબ** : પૂછેલી સૂરતમાં જૂના ભાડૂત પાસેથી ડોનેશનના નામે જે રકમ વસૂલ કરવામાં આવે છે તે ટ્રસ્ટની ગણાશે. ટ્રસ્ટીઓ તેને પોતાના જાત વપરાશમાં લઈ શકતા નથી, બલકે ટ્રસ્ટની આવક જ્યાં વપરાતી હોય ત્યાં એને વાપરવું જરૂરી છે. નવા ભાડૂત પાસેથી જૂના ભાડૂતની તુલનામાં ભાડૂં વધારે લેવામાં આવે છે તે છતાં તે ભાડૂં તે સમયે ચાલી રહેલા ભાડાના રેટ મુજબનું હોતું નથી, બલકે ઓછું હોય છે અને તે કારણે જ જુનો અથવા નવો ભાડૂત ટ્રસ્ટીઓને ડોનેશનના નામે રકમ આપવા તૈયાર થાય છે. એટલે ખરેખર તે રકમ ભાડાના ચાલી રહેલા રેટથી ઓછા ભાડાના લઈ ટ્રસ્ટને

પડી રહેલ ખોટની અવેજી હોય છે, જેનો હકદાર ટ્રસ્ટ જ છે, ટ્રસ્ટીઓ નહીં. માટે જો તે રકમ ટ્રસ્ટ માટે લેવામાં આવે તો જાઈઝ છે, નહીં તો જાઈઝ નથી.

[શામી : ભાગ–૩ પેજ નં. ૪૬૭–૪૬૮, કિતાબુલ્વકફ,

શામી : ભાગ–૪ પેજ નં. ૧૯, કિતાબુલબુયૂઅ]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૬. શિક્ષકોની નિમણૂંક વખતે લેવાતા પૈસા તથા તેમાં મદદ કરવું.

**સવાલ** : લઘુમતિ (મુસ્લિમ) મંડળો સંચાલિત માધ્યમિક શાળાઓ પૈકી કેટલીક શાળાના સંચાલકો પોતાની શાળામાં શિક્ષકોની નિમણૂંક સરકારી શિક્ષણના નિયમ અનુસાર કરતી વખતે જે તે ઉમેદવાર પાસેથી લાખ, દોઢ લાખ, બે લાખ કે તેથી વધુ રકમ પણ બે નંબરમાં લે છે. ઘણી વાર તો લાયક ઉમેદવાર હોવા છતાં પણ આ રકમ આપવાની તૈયારી ન બતાવે તો તેને લેવામાં આવતા નથી. ગરીબ મુસ્લિમ લાયક ઉમેદવાર પોતાની ગરીબીને કારણે નોકરીથી વંચિત રહી જાય છે. શરીઅત અને ઈસ્લામની રોશનીમાં આવી સંસ્થા અને સંચાલકો માટે તમે કોઈ રોશની ફેંકી શકશો ?

કેટલીક શાળાઓમાં તાલુકા બહારના આચાર્ય તરીકે અમારે પણ આ ઈન્ટરવ્યુમાં જવાનું હોય છે અને આ નિમણૂંકમાં ગુણ (માર્કસ) મુકવાના હોય છે અને સહી કરવાની હોય છે. મારા જેવા આ બાબતે વિરોધ કરે છતાં તેનો અમલ ન થાય અને ઉપર જણાવ્યું તેમ કરતાં હોય તો અમારે શું કરવું? અમોને આ ગુનાહિત કામના હિસ્સેદાર ગણી શકાય ?

**જવાબ** : સવાલમાં દર્શાવેલ શાળાઓમાં શિક્ષકોની નિમણૂંક કરતી વખતે સરકાર તરફથી એ માટે નક્કી કરવામાં આવેલ નિયમોનું પાલન કરવું જરૂરી છે. જે વ્યક્તિ એ મુજબની લાયકાત ધરાવતી ન હોય તે છતાં તેની પાસેથી લાખ–બે લાખ વધારાની રકમ બે નંબરમાં લઈ તેની નિમણૂંક કરવી શરઈ રૂએ ભયંકર ખિયાનત છે અને તેની પાસેથી લેવામાં આવેલ રકમ લાંચ–રૂશ્વત હોવાને લઈ તેને પરત કરવું જરૂરી છે અને જે વ્યક્તિ

લાયકાત ધરાવે છે તેની પાસેથી બે નંબરની રકમ લેવી લાંચ–રૂશ્વત હોવાને લઈ નાજાઈઝ છે. એ રકમ માલિકને પરત કરવી જરૂરી છે. બન્ને સૂરતોમાં શાળાના સંચાલકો ગુનાહિત કૃત્ય કિંવા લાંચ–રૂશ્વત આચરનારા હોવાને લઈ શરઈ રૂએ વખોડવા પાત્ર ઠરે છે અને પહેલી સૂરતમાં ખિયાનત આચરનારા પણ ઠરે છે. એવી નિમણૂંક વેળા તાલુકા બહારની શાળાના આચાર્ય તરીકે આપે જવાનો વારો આવે તો આપની ફરજ ઠરે છે કે ઉમેદવાર જેટલા ગુણનો હકદાર હોય એટલા ગુણ આપવા અને શાળાના સંચાલકો તરફથી કરવામાં આવતી ખોટી નિમણૂંક ઉપર વિરોધ નોંધાવવો, તે છતાં અગર તે ઉપર અમલ ન થાય તો આપ પોતાની જવાબદારીમાંથી મુકત થઈ ગુનેગાર ઠરશો નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૭. સરકારી કે ખાનગી માલ આપતી વખતે કલાર્કને બીલ પાસ કરવા પૈસા આપવું રિશ્વત છે.

**સવાલ** : સરકારી કે ખાનગી સંસ્થામાં માલ સામાન આપવા માટે ટેન્ડર માંગવામાં આવે છે. જે ભરીને સંસ્થામાં આપવામાં આવે છે. આપણું ટેન્ડર પાસ થાય તો તે પ્રમાણે માલ આપવાનો હોય છે. માલ પહોંચાડીને બીલ મોકલાવીએ છીએ. ત્યાર પછી બીલની રકમ લેવા માટે જઈએ છીએ. આ વેળા બીલ પાસ કરનાર કલાર્ક આપણી પાસે સેકંડે બે રૂપિયા કમીશન માંગે છે. તે આપવું જાઈઝ છે કે કેમ ? આ કમીશનની રકમ વ્યાજના નાણામાંથી આપવામાં આવે તો શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ** : માલની કિંમત આપનો હક છે. જે સંસ્થા પાસેથી વસૂલ કરવાનો હોય છે. એ બિલ પાસ કરવા ઉપર કલાર્ક અથવા અધિકારી કમીશનનાં નામે જે કાંઈ માંગે છે તે રૂશ્વત છે. જેનું લેવું અને દેવું બન્ને હરામ છે, પરંતુ જો કમીશન આપ્યા વગર આપને આપનો હક મળતો ન હોય તો એ સૂરતમાં આપવાની ગુંજાઈશ છે. આપ ગુનેગાર નહીં ઠરો. અલબત્ત લેનાર હર હાલતમાં ગુનેગાર ઠરશે. [શામી : ભાગ–૫] વ્યાજના નાણામાંથી કમીશન આપી શકાય નહીં.

**૪૮. ટેન્ડરમાં લખેલ કંપની વગર બીજી કંપનીનો માલ અપાય ?**

**સવાલ :** ટેન્ડરમાં માલની કંપની લખીને માંગવામાં આવે છે પણ જે માણસ માલ લેવા આવે ત્યારે તે માણસ કહે છે કે બીજી કંપનીનો આપશો તો પણ અમે ચલાવી લઈશું. આ પ્રમાણે કરવામાં શરીઅતનો શું હુકમ છે?

**જવાબ :** ટેન્ડરમાં માલની જે કંપની આપે લખી છે તેજ કંપનીનો માલ પહોંચાડવો જરૂરી છે. બીજી કંપનીનો માલ આપવો એક પ્રકારની ધોકાબાજી છે, જે હરામ છે. માલ લેવા આવનાર વ્યક્તિને અગર સંસ્થા તરફથી બીજી કંપનીનો માલ હોય તો પણ વગર વાંધે સ્વીકારવાની સત્તા આપવામાં આવી હોય અને તે બુનિયાદ ઉપર આપને તે છૂટ આપી રહયો છે તો જાઈઝ છે. અને જો તે વ્યક્તિને એ પ્રકારની કોઈ સત્તા સંસ્થા તરફથી આપવામાં આવી નથી અથવા કેટલીક અપવાદ રૂપ સૂરતોમાં જ એવી સત્તા મળી છે, પરંતુ તે વ્યક્તિ ગેર લાભ ઉઠાવી આપની પાસેથી પૈસા ખાવા માટે આપને છૂટ આપી રહી છે તો આપ અને એ વ્યક્તિ બન્ને ગુનેગાર ઠરશો.

**૪૯. જુગારની એક નવી સૂરત.**

**સવાલ :** અમારે ત્યાં એક સોસાયટી સત્તર માણસોની છે. તે ૧૭ માણસો દર મહિનાની ત્રીસ તારીખે યા વીસ તારીખે યા મહિનામાં કોઈ એક દિવસ નક્કી કરી રૂા.૩૦૦૦/– (ત્રણ હજાર) કાઢે છે. આમ કુલ રૂા.૫૧૦૦૦/– (એકાવન હજાર) રૂપિયા થાય છે. પછી આ ૧૭ મેમ્બરો બોલી બોલે છે. એક પચાસ હજાર, બીજો અડતાલીસ હજાર, ત્રીજો પિસ્તાલીસ હજાર, ચોથો ચાલીસ હજાર એવી રીતે જેને જેટલા પૈસાની જરૂરત હોય એટલી બોલી બોલે છે. આખિરમાં જે બોલી ઓછી રકમની હોય દા.ત. ચાલીસ હજાર કોઈ બોલ્યું તો તે ૪૦ હજાર લઈ લે. બાકી જે ૧૧ હજાર વધે તે ૧૭ માણસો સરખા ભાગે વહેંચી લે, આમ સત્તર મહિના સુધી ચાલે છે. દર મહિને આઠ, સાત, પાંચ કે ઓછી–વધુ રકમ વધે છે અને બધા

સરખા ભાગે વહેંચી લે છે. શું આ રીતે સોસાયટી બનાવવી જાઈઝ છે કે નાજાઈઝ? જાઈઝ છે તો શું કારણ? નાજાઈઝ છે તો શું કારણ? અમારે ત્યાં આવી નાની મોટી ખૂબ સોસાયટીઓ ચાલે છે અને લોકો તેને સારૂં સમજે છે.

**જવાબ** : દરેક તે મામલો જે નફો અને નુકસાનમાં ફરતો હોવાની સાથે તે અચોક્કસ છે, એવા મામલાને શરીઅતની પરિભાષામાં જુગાર કહેવામાં આવે છે. [જવાહિરૂલ ફિકહ : ભાગ-૨ પેજ નં. ૩૩૬]

પૂછેલી સૂરતમાં સોસાયટી બનાવી જે રકમ દરેક સભ્ય કાઢે છે તેના હિસ્સામાં કોઈ વખત વધુ રકમ આવે છે તો કોઈ વખત ઓછી રકમ આવે છે. માટે આ રીત શરઈ હુકમ મુજબ જુગારમાં ગણાશે. એનાથી બચવું જરૂરી છે.

## ૫૦. જુગારની બીજી એક સૂરત.

**સવાલ** : અભી અભી હિન્દુઓંકા એક ત્યોહાર દીવાસા ગયા. જિસમેં હમારે યહાં નારયલકી રસમ ચલતી હે. દો આદમી નારયલ ખરીદતે હૈં, એક આદમી અપને હાથમેં અપના નારયલ પકડતા હે ઔર દૂસરા અપના નારયલ ઉસકે નારયલ પર મારતા હે. જીસકા નારયલ ફૂટ જાવે ઉસકી હાર હુઈ ઔર જીસકા ન તૂટે વો જીત જાતા હે. ઔર ફૂટા હુવા નારયલ જીતનેવાલા લે જાતા હે. જો ફીર સસ્તેમેં બેચ દેતા હે. યહ જીતમેં આનેવાલા-સસ્તેમેં બીકનેવાલા નારયલ ખા સકતે હૈં યા નહીં ?

**જવાબ** : યહ એક કિસમકા જુવા (જુગાર) હે. જીત હોને પર ઉસને જો નારયલ લે લિયા, વો ઉસકી મિલ્કીયતમેં નહીં આયા, ઈસ લિયે યે નારયલ ઉસસે ખરીદના ઔર ફિર ખાના દુરૂસ્ત ઔર જાઈઝ નહીં હે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫૧. ડ્રો અથવા લોટરીની ટીકીટ લેવી ગુનાહીત કૃત્ય છે.

**સવાલ** : ડ્રોની ટીકીટ લેવી અથવા લોટરીની ટીકીટ મેળવવી શું એપણ ગુનાહનું કામ છે?

**જવાબ** : એ પણ એક પ્રકારનો જુગાર છે અને હરામ છે.

## પર. કોંડમ તથા કોપર-ટી નો વપરાશ.

**સવાલ** : શું પોતાની ઓરત સાથે હમબિસ્તર થવા માટે કોંડમનો ઉપયોગ કરી શકાય કે નહીં ? જો કોંડમનો ઉપયોગ જાઈઝ ન હોય તો હમલ ટાળવા માટે હૈઝ પછીના કેટલા દિવસ ટાળવા ? કોંડમ સિવાય કોપર-ટી, આંકડી, પુરૂષ નસબંદી આ બધા પ્રકારની સરકારી સ્કીમો ઉપયોગમાં લઈ શકાય કે નહીં ?

**જવાબ** : ઓરત છોકરાને દૂધ પીવડાવી રહી હોવાને લઈ હમલ રહી જવાની સૂરતમાં દૂધ પીતા તે છોકરાને નુકશાન પહોંચવાનો ભય હોય અથવા હમલના લઈ ઓરતને જાનનો ભય હોય તો હંગામી રૂપે કોઈ એવી રીત અપનાવવી જેનાથી હમલ ન રહે ; જેમ કે કોંડમનો ઉપયોગ કરવો, જાઈઝ છે. કોપર-ટી તેમજ આંકડી મુકાવામાં અન્ય વ્યક્તિ કિંવા પુરૂષ ડૉકટર અથવા લેડી ડૉકટર સમક્ષ સતર ખોલવું પડતું હોવાને લઈ જાઈઝ નથી તેમજ કોઈ એવી રીત અપનાવવી જેના લઈ હંમેશના માટે હમલ ન રહે અથવા પુરૂષે નસબંધી કરાવવી જાઈઝ નથી. અલબત્ત જે દિવસોમાં હમલ રહેવાની વધુ પડતી શક્યતા હોય (કિંવા હૈઝથી પાકી પછીના દિવસો) તેમાં સંભોગ કરવાથી બચવું વિના વાંધે જાઈઝ છે.

[મવજૂદહ ઝમાને કે મસાઈલકા શરઈ હલ]

## પ૩. પિત્તળના વાસણનો વપરાશ જાઈઝ છે કે નાજાઈઝ ?

**સવાલ** : શું પિત્તળના વાસણમાં પાણી વગેરે પીવું હરામ છે? એક માણસ હરામ કહે છે, તેનું કહેવું કેવું છે?

**જવાબ** : પિત્તળના વાસણમાં ખાવું-પીવું જાઈઝ છે. અલબત્ત, બેહતર

એ છે કે તેની કલઈ કરાવી લેવામાં આવે. [શામી : ભાગ-૫ પેજ નં. ૨૪૧] હરામ કહેનારનું એ કથન સહીહ નથી.

**૫૪. દીનદાર માણસથી પણ ઘરનો પાયો નંખાવી શકાય.**

**સવાલ** : મસ્જિદનો પાયો નાખતી વેળા કોઈ આપના જેવા મોટા આલિમને બોલાવી એમના હાથે પાયો નંખાવવો કેવો છે ?

**જવાબ** : કોઈ મોટા આલિમને બોલાવવું જરૂરી નથી. સ્થાનિક રીતે જે નેક માણસ હોય, તેના હાથે પાયો નંખાવી દઈ શકાય છે.

**૫૫. પૂરા એક જૂથમાં સલામનો જવાબ આપનાર જ સવાબનો મુસ્તહીક.**

**સવાલ** : મસ્જિદમાં મજલીસના ફરાગત બાદ એક શખ્સ સલામ કરી ચાલતો થાય અને મજલીસમાંથી ફકત એક માણસના સલામનો જવાબ આપવાથી બધા ઉપરથી સલામ સાકીત થઈ જશે, પરંતુ સવાબ ફકત એક જણ જેણે જવાબ આપ્યો તેને જ મળશે કે જે મજલીસમાં બીજા અફરાદ કે જેણે જવાબ નથી આપેલ તેને પણ સવાબ મળશે ?

**જવાબ** : સવાબ માત્ર જવાબ આપનારને જ મળશે.

**૫૬. મુઆનકહમાં જમણી બાજુ ભેટવું જોઈએ.**

**સવાલ** : કોઈ મુસલમાન મળતી વખતે ગળે લાગવા (ભેટવા) આવે છે તો ગળે લાગવું એક બાજુ જાઈઝ છે અથવા બંને બાજુ ગળે લાગી શકાય ? એક બાજુ હોય તો કઈ બાજુ ? જમણી અથવા ડાબી ? અને પોતાની બાજુ અથવા સામી વ્યક્તિની જમણી કે ડાબી બાજુ ?

**જવાબ** : ફતાવા મહમૂદિય્યહમાં મુઆનકહ બાબત પૂછવામાં આવેલા એક સવાલના જવાબમાં લખ્યું છે કે : "માત્ર એક બાજુ ભેટવું કાફી છે."

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ-૫ પેજ નં. ૧૭૨]

મુઆનકહમાં જમણી બાજુ ભેટવું જોઈએ અથવા ડાબી બાજુ ? એ

બાબત ચર્ચા કરતાં અહસનુલ ફતાવામાં લખ્યું છે કે : "એ વિશે કોઈક સ્પષ્ટ હુકમ જોવામાં આવ્યો નથી. આમ, કાયદાને જોતા જમણી બાજુને પ્રાધન્ય આપવું મુનાસિબ છે, પરંતુ મુઆનકહનો આશય મુહબ્બતની લાગણીઓને ઉભારવાનો છે, જેનું સ્થાન દિલ છે અને ડાબી બાજુ ભેટવામાં બન્નેનાં દિલો એક બીજાથી વધુ નજીક થાય છે, એ કારણને લઈ ડાબી બાજુ બેહતર છે અને એટલે જ આમ રિવાજ ડાબી બાજુનો છે."

[અહસનુલ ફતાવા : ભાગ–૮ પેજ નં. ૪૧૧]

**પ૭. સ્કુલના હેડ માસ્તર સરકારી કાનૂન વગર પોતાના તરફથી કોઈ ગેર શરઈ વસ્તુઓ ફરજીયાત પાડે તો તે એનો ગુનેગાર છે ?**

**સવાલ :** અમારા ગામની જૂની હાઈસ્કુલમાં હેડ માસ્તર મુસ્લિમ છે, સંસ્થા લઘુમતિ મુસ્લિમ છે, છતાં હેડ માસ્તર સવારે શાળા શરૂ કરતા પહેલાં પ્રાર્થના કરાવે છે ત્યારે મ્યુઝિક સાથેની કેસેટ વગાડવામાં આવે છે. જે પિકચરના ગાયન જ હોય છે. જેમાં અમુક શબ્દો તો બિલકુલ દીનનાં ખિલાફ હોય છે, તો.......

૧. આ રીતે પ્રાર્થના કરવી જાઈઝ છે? કરાવનાર કેવો ગુનેગાર ગણાશે?

ર. હેડ માસ્તર આઈડૅન્ટીટી કાર્ડ જેમાં ફોટો અને સરનામું હોય છે, તે પણ ફરજીયાત દરેક છોકરાએ લટકાવીને લાવવાની ફરજ પાડે છે. તે શું જાઈઝ છે ? આ રીતે ફરજ પાડનાર હેડ માસ્તર કેવો ગુનેગાર ગણાશે ? સરકાર તરફથી કોઈ ફરજીયાત નથી, બીજી કોઈ હાઈસ્કુલમાં પણ નથી. હેડ માસ્તર તરફથીજ ફરજીયાત છે. તો શું આ ગુનાહે કબીરહનો મુરતકિબ નથી ?

૩. દર શનિવારે સવારે કસરત કરાવે છે. તે પણ ફરજીયાત બેન્ડ મ્યુઝિક સાથે કરાવવાની ફરજ પાડે છે. તો શું તે જાઈઝ છે ? ફરજ પાડનાર હેડ માસ્તર કેવા ગુનાહમાં મુલવ્વસ થશે તે વિગતે જણાવશો. જો કે મોટે ભાગે હિન્દુ છોકરા વધારે છે. મુસ્લિમ છોકરા બહુ જ ઓછા છે અને સરકાર તરફથી

કોઈ કાયદો કાનૂન નથી. આજ સુધી બીજા હેડ માસ્તર હતા ત્યારે વગર મ્યુઝિકે અને આઈકાર્ડ વગર ચાલતું હતું.

**જવાબ** : ૧. બુખારી શરીફમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું મુબારક કથન છે, આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે : "મારી ઉમ્મતમાં એવા લોકો પૈદા થશે, જે ઝિનાકારી, રેશમ, શરાબ અને વાજિંત્રોને હલાલ સમજશે." [ઈસ્લામ ઔર મૂસીકી પેજ નં. ૧૦૩] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો અન્ય એક ઈર્શાદ છે કે : "ગાવું અને વાજિંત્રો સાંભળવું ગુનાહિત કૃત્ય છે અને તે માટે બેસવું ફિસ્ક છે."

અન્ય એક ઈર્શાદ છે કે : "હું વાજિંત્રોને તોડવા માટે મોકલવામાં આવ્યો છું." [પેજ નં. ૧૪૧] અન્ય એક ઈર્શાદ છે કે : "મ્યુઝિક દિલમાં એવી રીતે નિફાક પૈદા કરે છે જેવી રીતે પાણી ઘાસ ઉગાડે છે." [પેજ નં. ૧૪૭]

ગાવા વગાડવાના સાધનોને વાપરવું સહાબા, તાબિઈન અને ચારે ઈમામો તેમજ પૂરી ઉમ્મતના નઝદીક હરામ છે. ચાહે તેનો વપરાશ ગમે તે નિય્યતે કરવામાં આવે. [પેજ નં. ૨૯૦]

માટે, સ્કુલમાં પ્રાર્થના કરાવતી વખતે મ્યુઝિકની કેસેટ વગાડવું શરઈ રૂએ ગુનાહિત કૃત્ય અને હરામ છે.

૨. શરીઅતે ઈસ્લામીમાં ફોટો પાડવો અને પડાવવો હરામ અને ગુનાહિત તેમજ લઅનતી કૃત્ય છે. હદીસે પાકમાં આ કૃત્ય ઉપર ઘણી જ સખ્ત વઈદો આવી છે. જે મુસ્લિમ હેડ માસ્તર આઈડેન્ટી કાર્ડ માટે ફોટો લાવવો ફરજીયાત ઠેરવે છે, હાંલાકે સરકારી રાહે એમ કરવું જરૂરી ઠેરવવામાં આવ્યું નથી, તે મુસ્લિમ ગુનેગાર અને ફાસિક છે.

૩. સવાલમાં જણાવ્યા મુજબ બેન્ડ—મ્યુઝિક સાથે કસરત કરાવવાની ફરજ પાડવી શરઈ રૂએ સખ્ત ગુનાહિત કૃત્ય છે, એવા મુસ્લિમ હેડ માસ્તર જે આ રીતે ફરજીયાત કસરત કરાવડાવે છે, શરઈ રૂએ સખ્ત ગુનેગાર અને ફાસિક છે.

**૫૮. વર્તમાનપત્રો પર સ્કીમ પ્રમાણે મળનાર ઈનામોનો**

હુકમ.

**સવાલ** : થોડાક મહિનાથી ભરૂચ જીલ્લામાં કેટલાક વર્તમાનપત્રો (દૈનિક સમાચારો) માં અખબાર ખરીદનારને સ્કીમ પ્રમાણે ઈનામો મળે છે. દરેક ગ્રાહકને ઓછા વત્તા ઈનામો અપાય છે. જેમ કે કપ–રકાબી, ચા–પત્તી, નહાવાનો સાબુ, અચાર, હિરો–હોન્ડા, ટી–વી, ફ્રીજ વગેરે. નાનાં ઈનામો તો દરેકને મળે છે, જ્યારે મોટા ઈનામો ડ્રો કરવામાં આવે છે.

જાણવા મુજબ ઈનામોની રકમ વ્યાજના પૈસાથી ચૂકવવામાં આવે છે. તો આવા પેપરને ખરીદવું, તેના ઈનામો લેવા શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે? વિસ્તારપૂર્વક જણાવવા નમ્ર અપીલ.

**જવાબ** : અગર ખરેખર તે ઈનામો વ્યાજની રકમથી જ આપવામાં આવતા હોય તો આવાં ઈનામ લેવા જાઈઝ નથી. માત્ર સમાચાર જાણવાની નિય્યતે (ઉપર જણાવેલ વિગતવાળા ઈનામો લીધા વગર) પેપર ખરીદની ઈજાઝત છે.

## ૫૯. વગર નુકસાનીવાળો માણસ સરકારી મદદ લઈ શકે ?

**સવાલ** : કેશડોલ–સરકારી મદદ નુકસાન ન થયું હોય એવા લોકો લઈ શકે છે? એક બાજુ મુસ્તહિક રહી જાય છે અને વગર નુકસાનીવાળો માણસ એનો લાભ ઉઠાવે છે તે જાઈઝ છે?

**જવાબ** : કુદરતી આફત ટાંણે સરકાર તરફથી કેશડોલના નામે જે તાત્કાલીક મદદ આપવામાં આવે છે, તેનું લેવું તે લોકો માટે જ જાઈઝ અને દુરૂસ્ત છે જેઓ સરકારે નક્કી કરેલ શરતો મુજબ એના હકદાર હોય. એવા લોકો જેઓને કોઈ નુકસાન થયું નથી અથવા થયું પણ હોય, પરંતુ ઉપરોક્ત મદદ માટે સરકાર તરફથી નક્કી કરવામાં આવેલ શરતો મુજબ તેના હકદાર ઠરતા નથી, તેઓ માટે કેશડોલ લેવી જાઈઝ નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૯૦. દાઢી નહી રાખનાર હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તકલીફ પહોંચાડે છે.**

**સવાલ** : દાઢી નહીં રાખનારની સામે આકાએ નામદાર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જોશે પણ નહીં અને બખ્શિશ માટે સિફારિશ પણ કરશે નહીં. તો આવું શું આકાએ કયારે પણ કહેલ છે ?

**જવાબ** : દાઢી માત્ર હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જ સુન્નત નથી, બલકે બધાજ પયગમ્બરોની સુન્નત છે. જેમ કે હદીસમાં એને નબીઓ અને રસૂલોની સુન્નત બતાવવામાં આવી છે. ઈસ્લામનો શિઆર (પ્રતિક) છે. દાઢી ન રાખવું ગુનાહે કબીરહ છે અને ઈસ્લામી શિઆરની ખુલ્લમ ખુલ્લી બેહુર્મતી છે.

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.) "દાઢીકા વુજૂબ" નામી રિસાલામાં લખે છે : "ઝયદ બિન હબીબથી નકલ કરવામાં આવ્યું છે કે : "બે વ્યક્તિઓ જે ઈરાનના બાદશાહ કિસરા તરફથી કાસિદ બનીને આવ્યા હતા અને તેઓની દાઢી મુંડાવેલી હતી. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેઓ તરફ નિગાહ કરવાને પણ પસંદ ન ફરમાવ્યું, અને ઈર્શાદ ફરમાવ્યો કે : "તમે બરબાદ થાઓ, આવી શકલ બનાવવાનું તમને કોણે કહ્યું?" તેઓએ ઉત્તર આપ્યો કે "અમારા રબ (કિંવા કિસરા બાદશાહે) હુકમ આપ્યો છે."

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "પરંતુ મારા પરવરદિગારે મને દાઢી વધારવા અને મૂછો કતરાવવાનો હુકમ આપ્યો છે, મૃત્યુ પછી કબરમાં સૌ પ્રથમ સય્યિદુલ કવનૈન સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની ઝિયારત થશે, કેટલી હસરત અને માયૂસીનો વખત હશે, અગર ખુદા ન કરે તે મુકદસ ઝાતે જેઓથી સિફારીશોની ઉમ્મીદ રાખવામાં આવી છે શરૂથી જ આવા ખિલાફે સુન્નત ચહેરાને જોઈ મોઢું ફેરવી લીધું."

["દાઢીકા વુજૂબ" પેજ નં. ૮–૯]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ અલ્લાહ તઆલાના મહબૂબ છે. એટલે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તકલીફ

પહોંચાડવી અલ્લાહ તઆલાને તકલીફ પહોંચાડવા સમાન છે. એટલાજ માટે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે : "જેણે મને તકલીફ પહોંચાડી તેણે અલ્લાહને તકલીફ પહોંચાડી. જ્યારે ગેર મુસ્લિમોના દાઢી મૂંડાવવા અને મૂછો વધારવાથી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તકલીફ પહોંચી તો જે લોકો ઉમ્મતી કહેવાય છે તેઓના આ નાપાક કૃત્યથી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કેટલી તકલીફ પહોંચતી હશે."

["દાઢીકા વુજૂબ" પેજ નં. ૨૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬૧. ઈન્કમટેક્ષમાંથી ટી.ડી.એસ.નું રીફંડ લેવું, કેવી રીતે ?

**સવાલ :** હું એક પ્રાઈવેટ કંપનીમાં એકાઉન્ટનું કામ કરતો હતો. અમારે વારે ઘડીએ ઈન્કમટેક્ષમાંથી ટી.ડી.એસ.નું રીફંડ લેવાનું થાય છે. ઈન્કમટેક્ષ ઓફીસર રીફંડ રકમમાં ૧૦ ટકા માંગે છે. જો એ ન આપવામાં આવે તો રીફંડ પણ જલ્દી આપતો નથી. તેથી દરેક વખતે ૧૦ ટકા અમે આપતા હતા, પરંતુ હાલમાં ઈન્કમટેક્ષ ઓફીસર મારા દોસ્તનો દોસ્ત છે જે ૧૦ ટકાની જગ્યાએ ૫ ટકામાં કામ કરી આપે છે અને બાકીના ૫ ટકામાં મારો દોસ્ત મને અડધો ભાગ આપે છે. દા.ત. ૧,૦૦,૦૦૦/- રૂા. રીફંડ લેવાનું થાય તો ૧૦,૦૦૦/- રૂા. આપવાના થાય. પરંતુ હાલનો ઓફીસર રૂા.૫,૦૦૦/- માં કામ કરે છે અને બાકીના રૂા.૫,૦૦૦/- માં મારો દોસ્ત રૂા.૨૫૦૦/- લે છે અને બાકીના રૂા.૨૫૦૦/- મને આપે છે. તો આ રકમ રૂા.૨૫૦૦/- હું લઈ શકું કે નહીં ? અમારી ઓફિસ કે કંપનીને કોઈ વાંધો નથી. એમણે ૧૦ ટકા રકમ મને આપી દીધી હતી. એમનો વર્ષોથી ૧૦ ટકા આપવાનો રિવાજ છે.

**જવાબ :** કંપની તરફથી રીફંડ વસૂલ કરવા આપને વકીલ બનાવવામાં આવ્યા છે, એ કામ માટે મજબૂરીના દરજ્જામાં ૧૦ ટકાનું કમિશન માથે પડયું હોય તે પણ ચૂકવવાની આપને રજા આપવામાં આવી છે. હવે જ્યારે

પાંચ ટકામાં કામ બની ગયું તો બીજા પાંચ ટકામાંથી અડધો ભાગ આપના દોસ્તને અપાવવું કરવું પણ રિશ્વત જ ગણાશે અને બાકી અડધો ભાગ કંપનીમાં પરત કરવો જોઈએ. કંપનીની ઓફીસમાં કામ કરતો સ્ટાફ ખરેખર માલિક નથી. જેઓ માલિક છે તેઓ ઓફીસમાં બેઠા નથી, જેથી ઓફીસ વાળાઓનું બચેલી રકમમાંથી અડધી રકમ આપને લેવાની રજા આપવી મોઅતબર નથી.

## ૬૨. સેન્ટ (સ્પ્રે) ના વિસ્તૃત મસાઈલ.

**સવાલ** : સેન્ટ (સ્પ્રે) જેમાં આલકોહોલની મિલાવટ થાય છે એનું વાપરવું જાઈઝ છે કે નથી ? તેમજ સેન્ટ લગાવીને નમાઝ પઢી શકાય ? તેમજ સેન્ટને વેચવું અથવા ખરીદવું જાઈઝ છે કે નથી ? તેમજ બહાર દેશોમાંથી આવતા સગાં–વ્હાલાં અથવા તો ઘરના માણસો જે બહાર દેશોમાં વેપાર ધંધા માટે ગયેલા હોય, તો તે લોકો સેન્ટ (સ્પ્રે)ની બોટલ ઘરે મોકલાવે અથવા સાથે લાવ્યાં હોય તો હવે તેને શું કરવું ?

**જવાબ** : આજકાલ વિદેશમાં બનેલ વિવિધ પ્રકારનાં પરફયુમ્સ–સેન્ટ તેમજ અત્તરો આવે છે અને તેમાં આલકોહોલ કિંવા સ્પ્રિટ પણ ભળેલ હોય છે, એનો વપરાશ જાઈઝ હોવા કે ન હોવા બાબત શરઈ હુકમમાં થોડીક વિગત છે અને તે એ કે આલ્કોહોલ અગર ખજૂર અથવા અંગૂરની શરાબથી બન્યું હોય તો તે ના–પાક છે માટે તેનો વપરાશ જાઈઝ નથી અગર તે ખજૂર અથવા અંગૂર સિવાય અન્ય કોઈ પાક ચીઝની શરાબથી બન્યું હોય તો તે પાક છે અને તેનો બાહ્ય વપરાશ જાઈઝ છે. આજકાલ પરફયુમ્સમાં જે આલકોહોલ વપરાય છે, તે મોટા ભાગે ખજૂર અથવા અંગુરની શરાબમાંથી બનેલ હોતું નથી, બલકે અન્ય વિવિધ વસ્તુઓ જેમ કે મકાઈ, જુવાર, ઘઉં, બોર, આદુ, ચાવલ અથવા પેટ્રોલ વગેરેથી બન્યું હોય છે, માટે એવું પરફયુમ્સ શરઈ રૂએ નાપાક નથી અને એના લગાડવાથી કપડું નાપાક થશે નહીં, જેથી તેને વાપરવું જાઈઝ છે અને અગર કોઈએ એવું પરફયુમ્સ કપડા ઉપર લગાડી નમાઝ પઢી લીધી તો તેની નમાઝ દુરૂસ્ત થઈ ગઈ, લોટાવવાની

જરૂરત નથી. [તકમિલએ ફત્હુલ મુલહિમ : ભાગ-૩ પેજ નં. ૨૦૮, લિબાસ ઔર બાલોં કે શરઈ અહકામ, પેજ નં. ૮૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬૩. ડૉક્ટર પોતાના વિષયથી હટી શરઈ હુકમ બતાવવામાં માથું મારી શકે નહી.

**સવાલ** : ઘણાં જ દુઃખ સાથે અત્રે આ સાથે એક દૈનિકના તા.૭-૫-'૦૬ ના અંક સાથે સામેલ પૂર્તિમાં પ્રકાશિત એક મુસ્લિમભાઈની જાતીય સમસ્યા અને તે માટે જાતીય વિજ્ઞાનના માહિર ડૉકટરે જે જવાબ આપ્યો છે તેનું કટિંગ મોકલું છું.

પ્રશ્નકર્તા મુસ્લિમ છે અને તેની જાતીય સમસ્યા માટે માન્યવર મુફ્તી સાહેબો -ઉલમાનો અભિપ્રાય લઈ તેની 'નમાઝ' 'વુઝૂ' જેવી સમસ્યાઓનો ઉકેલ મેળવી શકાયો હોત, પણ તેણે તેની જાતીય સમસ્યાનો પ્રશ્ન કર્યો છે, જ્યારે ડૉકટરે ઈસ્લામી શરીઅતને આંચ આવે એવો ખોટો જવાબ આપ્યો છે. આ અંગે મારે આપ માન્યવર સામે કેટલાક પ્રશ્નોના ઉત્તર મેળવવા છે.

**પ્રશ્ન-૧** શું આવા પ્રશ્નને જાહેર ચર્ચાનો વિષય બનાવી શકાય ? કઈ રીતે ?

**પ્રશ્ન-૨** પ્રશ્નકર્તાએ તેની શારીરિક ખામી વિશે માર્ગદર્શન પૂછયું છે ત્યારે ડૉકટરે જે જવાબના છેલ્લા ફકરામાં નમાઝ પઢતા રહેવા, નાપાક થતાં જ નથી તથા વુઝૂની જરૂરિયાત નથી જેવા ઈસ્લામી શરીઅતને લગતા ખોટા જવાબો આપ્યા છે, તે યોગ્ય છે ?

**પ્રશ્ન-૩** હમણાં કંથારીઆ દારુલ ઉલૂમના પ્રકાશન વિભાગ દ્વારા એક કિતાબ 'વિવાહિત જીવન' પ્રકાશિત થયેલ છે. તેમાં ઊંડાણ પૂર્વક બધી જ હકીકતો જણાવી છે, ત્યારે શું આવા અંગત પ્રશ્નો અંગે જેની શરીઅત અંગે કોઈ જાણકારી નથી એવા પ્રશ્નકર્તા અને જવાબ આપનારાઓને સાચી હકીકતોથી વાકિફ કરવા સાચી હકીકતો સાથેનો જવાબ મસ્જિદોમાં લટકાવી શકાય ખરો ?

**પ્રશ્ન-૪** ઈસ્લામી શરીઅત મુજબ પ્રશ્નકર્તાના પ્રશ્નનો જવાબ આપશો.

**(દૈનિક પેપરનો સવાલ-જવાબ નીચેથી ચાલુ થાય છે.)**

**પેપરનો સવાલ :** મારી ઉંમર ૨૯ વર્ષની છે અને શીઘ્ર સ્ખલન (પ્રીમેચ્યોર-ઈજેકયુલેશન) ની તકલીફથી પીડાઉં છું. મેં આ સમસ્યા માટે ઘણાં ઉપચાર કર્યા, દવાઓ લીધી, માસ્ટર્સ અને જહોન્સનની 'સ્ક્વીઝ પદ્ધતિ' પણ અજમાવી જોઈ, પણ કોઈ ફરક નથી. હું જ્યારે નમાઝ પઢવા બેસું છું ત્યારે પણ વીર્યસ્ત્રાવના થોડા ટીપા પડી જાય છે અને હું નાપાક થઈ જાઉં છું. ઘણી વાર તો હું માત્ર મારી પત્નીના વિચાર કરૂં છું અને થોડો વીર્યસ્ત્રાવ થઈ જાય છે. મને આ તકલીફનો કોઈ યોગ્ય ઉપચાર બતાવશો.

**ડૉક્ટરનો જવાબ :** તમારી સમસ્યા ટૂકમાં વર્ણવું તો આપને ઈચ્છા થાય છે, ઈન્દ્રિયમાં યોગ્ય સખતપણું આવે છે, સાથે સાથે થોડી ઉત્તેજના વધવાની સાથે જે ઈન્દ્રિયમાંથી થોડો સ્ત્રાવ (જેને તમે 'વીર્ય' કહો છો) બહાર આવી જાય છે અને ઈન્દ્રિયનું ઉત્થાન ઓછું થઈ જાય છે અને ઈન્દ્રિય ઓરિજનલ-નોર્મલ સ્થિતિ પર આવી જાય છે. આ સ્ત્રાવ વીર્ય નથી ! આ સ્ત્રાવ જે બે-ચાર ટીપાં હોય છે, પારદર્શક હોય છે, ગુંદર જેવો ચીકણો હોય છે અને ઝટકા વગર બહાર આવે છે. એ લાળ છે, વીર્ય નથી. વીર્ય બે-ચાર સી. સી. (મિ.લી.) હોય છે, સફેદ હોય છે અને ઝટકા સાથે બહાર આવે છે. તમને સાધારણ હકીકત ખબર છે કે વીર્ય નીકળ્યા પછી ઈન્દ્રિય બેસી જતી હોય છે અને એટલે ઈન્દ્રિય બેસી જાય છે. તમે આ કાઉપર્સ ગ્લાન્ડ્સ ગ્રંથિના પ્રવાહીને વીર્ય સમજી બેઠા છો ! મીઠાઈ જોઈને મોઢામાં લાળ આવે, એ જ રીતે મનગમતી વ્યક્તિનો વિચાર કરીએ તો ઈન્દ્રિયના અગ્ર ભાગમાંથી ચીકણું, પારદર્શક લાળ જેવું પ્રવાહી ઝરે છે. તમારા માનસમાં આ પ્રવાહી વીર્ય છે એવી ગ્રંથિ બંધાઈ ગઈ છે. જે માત્ર સમજણથી જ દૂર થઈ શકે અને આ ખ્યાલ મગજમાં દૃઢ કરીને રાખશો કે આ વીર્ય નથી પણ લાળ છે, તો આ સમસ્યામાંથી તરત જ મુકત થઈ જશો.

આ કહેવાતા વીર્યસ્ત્રાવ માટે તમારે નમાઝથી દૂર રહેવાની જરૂરત

નથી. કારણ કે આ વીર્ય છે જ નહીં, એટલે કે તમે નાપાક થતાં જ નથી ! એટલું જ નહીં તમારે નમાઝ પઢતાં પહેલાં વુઝૂ કરવાની પણ જરૂરત નથી !

જવાબ : હામિદંવ વમુસલ્લિયા. આપના પ્રશ્નોના જવાબ પહેલાં પ્રસ્તાવના રૂપે એક હકીકત જાણી લો.

સવાલ કરનારના સવાલનો જવાબ બે રીતે હોઈ શકે છે. એક તો જ્યારે આવી સૂરત પેશ આવે ત્યારે શરઈ રૂએ તેના માટે શું હુકમ છે ? અને બીજું એ કે આ એક પ્રકારની શારીરિક ખામી અને બીમારી હોય, તબીબી રૂએ એનો શું ઉપચાર હોઈ શકે છે ? અગર આ પ્રશ્નને પહેલી રીતે જોવામાં આવે તો એનો જવાબ શરીઅતના અહકામથી વાકિફ કોઈ આલિમ અથવા મુફ્તી આપી શકે છે અને બીજી રીતે જોવા જાય તો ઈલાજને લગતી સમસ્યા હોય તો એનો જવાબ કોઈ તબીબ ચાહે તે યુનાની પદ્ધતિ શીખેલ હોય અથવા આયુર્વેદિક પદ્ધતિ શીખેલ હોય અથવા એલોપેથી ડૉકટર હોય અથવા હોમિયોપેથીક ડૉકટર હોય, જેઓ પોતાના જ્ઞાન અને કળાકૌશલથી આ બીમારી બાબત વિચાર–વિમર્શ કરી તેનો ઉપાય નક્કી કરે. એવો તબીબ મુસ્લિમ પણ હોઈ શકે છે અને ગેર મુસ્લિમ પણ હોઈ શકે છે. પોતાની શારીરિક બીમારીના ઈલાજ માટે એક મુસ્લિમ વ્યક્તિએ મુસ્લિમ તબીબ પાસે જવું મુનાસિબ અને બહેતર તો કહી શકાય છે ; પરંતુ તેને જરૂરી અને વાજિબ ઠેરવી શકાય નહીં.

આપે જે કટિંગ મોકલ્યું છે તેમાં પ્રશ્ન કરનારે જવાબ આપનાર ડૉકટરને જે જાતિય વિજ્ઞાનના માહિતગાર છે, પોતાની જાતીય સમસ્યાનો ઉપાય પૂછયો છે. અલબત્ત, પોતાના સવાલના દરમિયાન તેણે પોતાની એ બીમારીની વિગતને લગતી એક હકીકત એ પણ જણાવી છે કે હું જ્યારે નમાઝ પઢવા બેસું છું ત્યારે પણ વીર્યસ્ત્રાવ થઈ જાય છે, એટલે કે વીર્યના થોડાંક ટીપાં પડી જાય છે. પ્રશ્ન વાંચનાર દરેક વ્યક્તિ સમજી શકે છે કે પ્રશ્ન કરનારે એ ડૉકટરને પોતાની આ સમસ્યાનો કોઈ શરઈ જવાબ પૂછયો નથી અને એ કારણને લીધે જ ડૉકટરને પણ જોઈતું હતું કે પોતાના જવાબમાં આ બાબતને લગતા કોઈ શરઈ હુકમ બાબત પોતાનું મંતવ્ય અને વિચાર

રજૂ ન કરત, કારણ કે એ એનું મેદાન નથી. તે છતાં તેણે અગર એવું કર્યું છે તો એ એની મૂર્ખાઈ છે, કારણ કે કોઈ પણ વિષયનો માહિર અને તજજ્ઞ બીજા વિષયમાં જેનું એને જ્ઞાન ન હોય, માથું મારતો નથી અને જો કોઈ એવું કરે તો કોઈ પણ સમજદાર વ્યક્તિ તેના એ પગલાંને સારૂં સમજતી નથી અને સાથે જ તેણે રજૂ કરેલ એ વિચારને કચરાના ટોપલામાં ફેંકી દે છે. બહર હાલ, આપે આ સવાલ-જવાબ ઉપર જે લાગણીઓ રજૂ કરી છે તે બધી જ લાગણીઓને દુરૂસ્ત કહેવું શકય નથી. બીજું કોઈ ગુનાહનું કામ કર્યું નથી. દરેક બીમાર વ્યક્તિ પોતાની શારીરિક બીમારીના ઈલાજ માટે મુસ્લિમ-ગેર મુસ્લિમ તબીબો પાસે જાય છે અને એના આ કૃત્યને કોઈ પણ નાજાઈઝ કે હરામ કહેતું નથી. હવે આપના પ્રશ્નનો જવાબ ક્રમવાર આપવામાં આવે છે.

**જવાબ-(૧)** આવા પ્રશ્નને વ્યક્તિગત નામ સાથે ચર્ચાનો વિષય તો બનાવી ન શકાય; પરંતુ જે બીમારી આ વ્યક્તિને લાગેલી છે એવી જ બીમારી અન્ય વ્યક્તિઓને પણ હોઈ શકે છે અને જે ઉપચાર પ્રશ્ન કરનાર વ્યક્તિને બતાવવામાં આવી રહ્યો છે તે કોઈ તેની વ્યક્તિગત ખુસૂસિયત નથી; બલકે તેને લાગેલ બીમારીનો એક ઈલાજ છે. એ હેસિયતથી જે લોકો પણ એવી બીમારીમાં સપડાયેલા હોય તેમના માટે પણ આ ઈલાજ ફાયદાકારક હોઈ શકે છે. એ કારણે કોઈ પણ અખબારની એવી કોલમ જેમાં એવી બીમારીઓને લગતા ઈલાજની ચર્ચા કરવામાં આવતી હોય તેમાં આવા પ્રશ્ન અને તેના જવાબને જગા આપવામાં આવે તો શરઈ રૂએ તેમાં કોઈ વાંધો નથી. આપે મોકલાવેલ કટિંગમાં પણ પ્રશ્ન કરનાર વ્યક્તિનું નામ જાહેર કરવામાં આવ્યું નથી, જેથી આવા પ્રશ્નને કોઈ ડૉકટર તેના ઈલાજ અને ઉપાય ખાતર ચર્ચાનો વિષય બનાવે તો એમાં કોઈ બાધ નથી. હવે હું આપને એક સવાલ કરૂં છું કે અગર ઉપરોકત હેસિયતથી પણ આવા પ્રશ્નને જાહેર ચર્ચાનો વિષય બનાવવું અગર ખોટું છે તો પછી આપે એ કોલમનું વાંચન કેમ કર્યું ? આપ પણ આમ કરવાથી ટીકા પાત્ર બન્યા.

**જવાબ-(૨)** એનો જવાબ આગળ ઉપર પ્રસ્તાવનામાં આવી ગયો છે.

ઈસ્લામી શરીઅતને લગતા આવા ખોટા જવાબો આપનાર વ્યક્તિ ગેર મુસ્લિમ છે; પરંતુ ઘણાં પ્રસંગો એવા છે જેમાં આ રીતના જ ખોટા જવાબો આપનાર વ્યક્તિ મુસ્લિમ હોય છે. એવી વ્યક્તિ ઉપર આજ સુધી મુસ્લિમ સમાજે શું નોંધ લીધી ?

**જવાબ–(૩)** જરૂર એવું કરી શકાય છે; બલકે એવું કરવું જોઈએ.

**જવાબ–(૪)** પ્રશ્નકર્તાના પ્રશ્નનો જવાબ જેમ કે આગળ ઉપર પ્રસ્તાવનામાં આવી ચૂકયું છે, તબીબી દ્રષ્ટિએ તો હું આપી શકતો નથી, કારણ કે એ મારો વિષય નથી અને પૂછનાર વ્યક્તિએ પણ એ સવાલ એ હેસિયતથી જ કરેલો છે જેમ કે આગળ ઉપર વિગત આવી ચૂકી છે. પૂછનારે મસ્અલાની જાણકારી માંગી નથી; બલકે પૂછનારના શબ્દો ''અને હું નાપાક થઈ જાઉં છું'' એ વાતની દલીલ છે કે પૂછનારને એનો શરઈ હુકમ માલૂમ છે.

ડૉકટરે પોતાના જવાબમાં એ સ્ત્રાવ બાબત જે ચર્ચા કરી છે અને એના વીર્ય હોવાનો ઈન્કાર કરી એને લાળનું ઉપનામ આપ્યું છે તો યાદ રહે કે ઈસ્લામી મસ્અલા–મસાઈલની કિતાબોમાં વુઝૂ અને ગુસલને લગતા મસ્અલાઓની જયાં ચર્ચા કરવામાં આવે છે ત્યાં એ પ્રકારે નીકળતા પદાર્થોની વિગત દર્શાવી છે. તેમાં ત્રણ વસ્તુઓનો ઉલ્લેખ કર્યો છે. મની, મઝી અને વદી.

મની બાબત લખ્યું છે કે પુરૂષની મની જાડી અને સફેદ રંગની હોય છે અને શહવતની સાથે પૂરી લઝ્ઝતથી ઝટકાભેર નીકળે છે અને લંબાઈમાં ફેલાય છે. તેની ગંધ ખજૂરના શિગુફા જેવી હોય છે અને તેમાં ચોંટવાની ખાસિયત હોય છે અને સૂકાઈ ગયા પછી તેની ગંધ ઈંડાની જેમ હોય છે. તેના નીકળવા પછી ઈન્દ્રિય ઢીલી પડી જાય છે, કિંવા શહવત અને જોશ ખતમ થઈ જાય છે. સ્ત્રીની મની પાતળી અને પીળા રંગની ગોલાઈમાં નીકળે છે.

મઝી પાતળી અને સફેદ જેવી હોય છે. શહવતના સાથે ચુંબન અને આલિંગન કરવાથી ઝટકા વગર અને શહવત વગર નીકળે છે. એના

નીકળવાનો એહસાસ પણ થતો નથી અને નીકળવા પછી પણ શહવત કાયમ રહે છે અને જોશમાં કમી નથી આવતી, બલકે વધી જાય છે. આ વસ્તુ પુરૂષોની તુલનામાં સ્ત્રીઓમાં વધારે હોય છે.

અને વદી મનીના જેમ જાડી હોય છે; પરંતુ તેમાં મની જેવી ગંધ હોતી નથી અને તે પેશાબના પછી વગર શહવતે નીકળે છે અથવા કોઈ વજની વસ્તુ ઉઠાવતી વખતે નીકળે છે.

[ઉમદતુલ ફિકહ : ભાગ–૧ પેજ નં. ૧૬૫–૧૬૬ ઉપરથી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬૪. સંસ્કૃત વિષય શીખવું કેવું છે ?

**સવાલ** : આપણાં ગુજરાત રાજ્યની શાળાઓમાં ધોરણ ૮ થી ૧૨ સુધી સંસ્કૃત વિષય શીખવવામાં આવે છે, જ્યારે મુસ્લિમ વિદ્યાર્થીઓ માટે સરકાર તરફથી તેના વિકલ્પે અરબી અથવા ફારસી શીખવવાની છૂટ આપી છે, પરંતુ છેલ્લા કેટલાક વર્ષોથી સરકારે ધો. ૬ અને ૭ માં પણ સંસ્કૃત વિષયનું શિક્ષણ દાખલ કર્યું છે; પરંતુ તેના વિકલ્પે અરબી, ફારસી જેવા કોઈ વિષયની છૂટ આપી નથી, માટે મુસ્લિમ વિદ્યાર્થીઓએ ધો. ૬ અને ૭ માં સંસ્કૃત શીખવું પડે છે. કેટલીક શાળાઓમાં ધો. ૧૦ પછી ધો. ૧૧ અને ૧૨ તેમજ કોલેજમાં અરબી કે ફારસી વિષયો શીખવવામાં આવતા નથી. (મુસ્લિમ શાળાઓમાં પણ) આવા સંજોગોમાં મુસ્લિમ વિદ્યાર્થીઓ ધો. ૮ માં પણ સંસ્કૃત વિષય રાખવાનું પસંદ કરે છે. આમ, આગળ અભ્યાસ માટે અરબી અને ફારસી વિષયનું મહત્ત્વ ન રહેતું હોવાથી મુસ્લિમ વિદ્યાર્થીઓ પણ શાળાઓમાં સંસ્કૃત વિષયને મહત્ત્વ આપે છે, આવા સંજોગોમાં સંસ્કૃત વિષય શીખવું શરીઅતની દ્રષ્ટિએ જાઈઝ છે કે કેમ ? શાળાના સંચાલકો આ બાબતે ગુનેગાર થઈ શકે કે કેમ ? સાથે સાથે મુસ્લિમ બાળકોનું ઈમાન જોખમાય શકે કે કેમ ?

**જવાબ** : અન્ય ભાષાઓની જેમ સંસ્કૃત પણ એક ભાષા હોવાની હેસિયતથી એના શીખવા–શીખવવામાં શરઈ રૂએ કોઈ બાધ નથી. અલબત્ત,

અગર એના શીખવાડનાર તરફથી ભાષાના જ્ઞાનની સાથે-સાથે હિંદુ ધર્મને લગતી માન્યતાઓ અને ઈસ્લામી તઅલીમની વિરૂદ્ધ વાતો વિદ્યાર્થીઓના માનસમાં બેસાડવાનો ભય હોય અથવા અન્ય કોઈ એવી શકલ પૈદા થતી હોય જેના લઈ મુસ્લિમ બાળકોના માનસ પર એની ખોટી અસર પડતી હોય તો એનાથી બચવું જરૂરી ઠરશે. માટે સાવચેતીના પગલાં લઈ અગર એને શીખવાડવાનો પ્રબંધ કરવામાં આવે તો ઈજાઝત રહેશે.

[ઈમ્દાદુલ ફતાવા : ભાગ-૪ પેજ નં. ૭૨-૭૩ ઉપરથી]

**૬૫. ડયુસોફ્ટ (DEWSOFT) કંપનીમાં ભાગ લઈ કોમ્પ્યુટર દ્વારા ભણવા અને કમાઈ કરવાનો હુકમ.**

**સવાલ** : આજે કોમ્પ્યુટરનો જમાનો છે. જેને કોમ્પ્યુટરનું જ્ઞાન નહીં હોય તેને કદાચ આવનારા પાંચ વર્ષમાં નોકરી પણ મળશે નહીં. આ કોમ્પ્યુટરે દરેક જગ્યાએ જોર જમાવ્યું છે. જેમ કે સ્કૂલમાં, કંપનીમાં, શેર બજારમાં, રેલ્વેની ટીકીટ બારી પર, નાની દુકાનમાં હિસાબ માટે, દવાખાનામાં, ગવર્મેન્ટ અને પ્રાઈવેટની દરેક ઓફિસમાં આજે કોમ્પ્યુટર દરેક ક્ષેત્રમાં પ્રવેશી ચૂકયું છે.

કોમ્પ્યુટરની આટલી બધી માંગ હોવા છતાં પણ I.B.M. નો રીપોર્ટ છે કે ભારતની ૧૦૦ કરોડની વસ્તીમાંથી આજે ૯૦ ટકા કોમ્પ્યુટર વિષે જ્ઞાન ધરાવતા નથી. જ્યારે ૧૦ ટકા લોકોને કોમ્પ્યુટરનું જ્ઞાન છે.

દિલ્હીના પૂર્વ શિક્ષણમંત્રી ડો. નરેન્દ્ર પ્રસાદે ભારતની બે મોટી સમસ્યા (૧) કોમ્પ્યુટરની અજ્ઞાનતા (૨) વધતી જતી બેરોજગારી દૂર થાય તે હેતુથી એક પ્રોગ્રામનું લોન્ચીંગ કર્યું . તેમણે સૌથી વધુ ઈન્કમટેક્ષ ભરતી ૧૦ કંપનીના નામનું લીસ્ટ મંગાવી, તેમાંથી એક કંપની પસંદ કરી, તેનું નામ છે ડયુસોફટ (DEWSOFT). જેનું આખું નામ "ડિઝાઈનીંગ એજ્યુકેશન વર્લ્ડ વાઈડ સોફટવેર" છે. આ કંપની સાથે ટાઈ-અપ થઈ ૨૪ ઓકટોબર, ૨૦૦૦ ના રોજ દિલ્હીના પી.એચ.ડી. હાઉસમાં એક પ્રોગ્રામ લોન્ચ કરી આ પ્રોગ્રામનું નામ આપવામાં આવ્યું "EARN WHILE

YOU LEARN" (અર્ન વ્હાઈલ યુ લર્ન) ભણતા ભણતા કમાઓ.

કોમ્પ્યુટર એજ્યુકેશન એટલું સસ્તું પણ નથી કે દરેક માણસ લઈ શકે. ભારતની ૧૦૦ કરોડની વસ્તીમાં ૮૦ ટકા લોકો ગરીબ અને મધ્યમ વર્ગના છે. જ્યારે ૨૦ ટકા લોકો અમીર છે, જે પોતાના બાળકોને કોમ્પ્યુટર શિક્ષણ અપાવી શકે છે. જ્યારે ૮૦ ટકા લોકો કોમ્પ્યુટર શિક્ષણ અપાવી શકતા નથી. તો આ ૮૦ ટકા વસ્તીને ધ્યાનમાં રાખી ડયુસોફટ કંપનીના એમ.ડી. રીષી સહદેવ અને દિલ્હીના શિક્ષણમંત્રીએ આ કંપનીમાં કોમ્પ્યુટર શિક્ષણની ફી ફકતને ફકત ૭,૦૦૦/- (સાત હજાર રૂપિયા) રાખેલ છે. જેમાં કોમ્પ્યુટરને લગતા બધા જ અભ્યાસ ક્રમો શીખવાડાય છે અને સાથે સાથે કમાવાની તક અપાય છે.

નાણાં કમાવાની રીત આ મુજબ છે.

(૧) કોઈ પણ વ્યક્તિ રૂા.૭,૦૦૦/- ભરી આ કંપનીમાં દાખલ થઈ શકે છે.

(૨) દાખલ થનાર વ્યક્તિ બીજા ત્રણ માણસોને આ કંપનીમાં શિક્ષણ લેવા મોકલે તો આ કંપની દાખલ થનાર વ્યક્તિને રૂા.૨,૦૦૦/- (બે હજાર રૂપિયા) આપે છે.

(૩) એ જ રીતે આ ત્રણ વ્યક્તિ બીજા છ (૬) માણસોને મોકલે છે તો તેને રૂા.૪,૦૦૦/- (ચાર હજાર રૂપિયા)નો ચેક આપે છે. એ જ રીતે આ છ અને ત્રણ કુલ નવ થયા.

(૪) એ જ રીતે આ નવ વ્યક્તિ સાથે મળીને બીજા નવ માણસોને શિક્ષણ લેવા મોકલે છે તો ફરીથી કંપની રૂા.૩,૦૦૦/- (ત્રણ હજાર રૂપિયા)નો ચેક આપે છે.

આ રીતે કોમ્પ્યુટર શિક્ષણ લેવું અને નાણાં કમાવવા જાઈઝ છે કે નથી ? તે લખી જણાવવા મહેરબાન થશો.

આ પ્રોગ્રામ સરકાર માન્ય છે અને ભારત સરકાર દ્વારા ચલાવવામાં આવે છે.

**જવાબ :** આપે સવાલમાં દર્શાવેલ પ્રોગ્રામમાં ભણવા માટે શામેલ

થવું શરઈ રૂએ દુરૂસ્ત છે અને કમાઈવાળા ભાગ માટે જે રીતો બતાવવામાં આવી છે, શરઈ રૂએ ફાસિદ શર્તોને લઈ તેમાં હિસ્સો લેવો દુરૂસ્ત નથી.

**૯૬. મચ્છરનો નાશ કરવા માટે ઈલેકટ્રીક સાધનનો ઉપયોગ.**

**સવાલ :** મચ્છરનો નાશ કરવા માટે અને મચ્છરના ત્રાસથી બચવા માટે ઈલેકટ્રીક સાધન આવેલ છે જે રેકેટ ટાઈપ હોય છે. જે ઈલેકટ્રીક વડે ચાર્જ થાય છે, જેમાં પાવર અને લોખંડના તાર હોય છે. જે ચાર્જ થયા બાદ મચ્છર તેના ઉપર પડતાં તે ફુટે છે અને ઘણી વાર બળે છે અને વાસ આવે છે. આ વસ્તુ ઘણા મોટા ઘરોમાં પણ જોવા મળે છે, તો આગ વડે મચ્છરોને બાળવાનો શું હુકમ છે ?

**જવાબ :** મચ્છરનો નાશ કરવા માટે સવાલમાં દર્શાવેલ ઈલેકટ્રીક સાધનનો ઉપયોગ જાઈઝ અને દુરૂસ્ત નથી.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૫ પેજ નં. ૫૩૦]

**૯૭. અન્યની ઔલાદને દત્તક લેવા બાબત શરઈ અહકામ.**

**સવાલ :** અમારે પોતાને ઔલાદ ન હોવાથી અમે અમારા નાના ભાઈનો બાબો દત્તક લીધેલ છે. તો તેનું નામ એફીડેવિટ કરાવી, તેના અબ્બાનું નામ બદલીને તેનું નામ અમારા નામે લખાવવું છે, તો આપ અમને સાચો જવાબ આપશો. બીજું, લીધેલી ઔલાદ પાછળ અબ્બાનું નામ બદલાય કે નહીં ? તેની અમને પૂરી ખબર નથી, તો આપ અમને ઈસ્લામી તરીકાથી બાળકના અબ્બાનું નામ બદલાય કે નહીં ? અને કેવી રીતે બદલી શકાય ? તે અમને જરૂરથી લખશો. બીજું, આ બાળક છ મહિનાનું હતું ત્યારથી અમારી પાસે છે. અત્યારે છટ્ઠું વર્ષ બેઠું છે, તો તેને અમે કઈ રીતના રાખી શકીએ ?

**જવાબ :** જાહિલિય્યત કાળમાં લોકો અન્યની ઔલાદને દત્તક લઈ તેની સાથે સગી ઔલાદ જેવો વ્યવહાર કરતા હતા, કિંવા જેવી રીતે સગી ઔલાદ બાપના માલમાં વારસદાર બને છે તેવી જ રીતે દત્તક લેવામાં આવેલ

બાળકને પણ દત્તક લેનારના માલમાં વારસદાર ઠેરવવામાં આવતો હતો અને જેવી રીતે સગી ઔલાદની સાથે તેના બાપનું નામ જોડવામાં આવે છે, એવી જ રીતે દત્તક લેવામાં આવેલ બાળક સાથે બાપ રૂપે દત્તક લેનાર વ્યક્તિનું નામ જોડવામાં આવતું હતું. પરંતુ કુર્આને પાકની સૂરએ અહઝાબની આયત નં. ૪ અને ૫ ઉતારી, અલ્લાહ તઆલાએ જાહિલિય્યત કાળના આ રીવાજને ખત્મ કરી અને દત્તક લેવામાં આવેલ બાળક સાથે બાપ રૂપે દત્તક લેનાર વ્યક્તિનું નામ જોડવાની મનાઈ ફરમાવી.

અન્યની ઔલાદને દત્તકનું નામ આપીને પોતાની સાથે રાખી, તેનું પાલન પોષણ કરવું, તેમને ભણાવવા ગણાવવા, તેમની સાથે પોતાની સગી ઔલાદ જેમ પ્યાર અને હેત કરવું તો જાઈઝ અને દુરૂસ્ત છે, પરંતુ આગળ ઉપર જણાવ્યા મુજબ તેના સગા બાપના નામની જગ્યાએ દત્તક લેનારનું નામ જોડવું અને સગા દિકરાની જેમ દત્તક પુત્રને પણ વારસદાર ગણવું સહીહ અને જાઈઝ નથી.

## ૯૮. "બાજારે મુસ્તફા ખરીદારે ખુદા" વાકયનો શું મતલબ ?

**સવાલ :** અકસર વેપારી તિજારત બાબત "બાજારે મુસ્તફા ખરીદારે ખુદા" તેવા ડાયલોગ (જુમ્લા) બોલે છે તો આ જુમ્લાનો અર્થ શું થાય છે અને તેનો સહીહ ઈસ્તિમાલ અને વજૂદ કયાંથી થયેલ છે ? અને આવું બોલવું કેવું છે ?

**જવાબ :** ઉપરોકત વાકય આજે જ જાણવામાં આવ્યું, સહીહ ઉચ્ચાર આ હોઈ શકે છે : "બાઝારે મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ખરીદારે ખુદા" જેનો મતલબ એ થઈ શકે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ શરીઅતના જે હુકમો અને આદેશો બતાવ્યા છે અને તેના ઉપર અમલ કરવાની અને જીવનમાં ઉતારવાની લોકોને દઅવત આપી છે તે ઉપર અમલ કરો. એની કિંમત અલ્લાહ તઆલા ચુકવશે, કિંવા આખિરતમાં જન્નતની નેઅમતોના રૂપમાં તમને બદલો મળશે. કોઈ માણસ લોકોને

શરીઅત ઉપર ચાલવાની દઅવત આપતો હોય તેને માટે આ વાકય વાપરવાની ગુંજાઈશ છે. બાકી દુન્યાના વેપાર વેળા આ વાકય બોલવું નાદાની અને જહાલત જ કહેવાશે.

## ૬૯. ઈમામ કોને કહેવાય ?

**સવાલ :** ઈસ્લામમાં કેટલા ઈમામો છે ? કયા કયા ? દરેકના હુકમો અલગ છે ? હદીષ તો દરેક માટે એક જ લાગુ પડે ને ?

**જવાબ :** ઈમામ અરબી ભાષાનો શબ્દ છે. જેનો શાબ્દિક અર્થ રસ્તો બતાવનાર, રસ્તા ઉપર ચલાવનાર, પેશવા, એવી વ્યક્તિ જેનું અનુકરણ કરવામાં આવે, સત્તાધીશ, સેનાપતિ વગેરે થાય છે.

[અલ કામૂસુલ–જદીદ પેજ નં. ૧૩૫,
મિસ્બાહુલ લુગાત પેજ નં. ૪૦ ઉપરથી]

એવી વ્યક્તિ જે ઈલ્મ અને અમલ બન્નેમાં કામિલ અને નિપુણ હોય તેને પણ ઈમામ કહેવામાં આવે છે. વિવિધ ઈસ્લામી ઉલૂમ (વિદ્યાઓ) જેમ કે હદીષ, તફસીર, ફિકહ વગેરેમાં જે વ્યક્તિઓએ નિપુણતા પ્રાપ્ત કરી અને લોકોએ પણ તેમની એ હૈસિયતને માન્ય રાખી, તેઓને પણ તે ઈલ્મ કિંવા વિદ્યામાં ઈમામ કહેવામાં આવે છે, જેમ કે ફિકહમાં ઈમામ અબૂ હનિફા (રહ.), ઈમામ માલિક (રહ.) વગેરે. હદીષમાં ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ, ઈમામ તિરમિઝી (રહ.) વગેરે. નહવમાં સીબવય, કિસાઈ, ખલીલ (રહ.) વગેરે. કિરાઅતમાં ઈમામ આસીમ, ઈમામ હમઝા, ઈમામ ઈબ્ને કસીર (રહ.) વગેરે. બાકી આગળ આપે જે સવાલો ઉઠાવ્યા છે, તેમાં આપનો આશય શું છે ? તે સમજાયું નહીં. ઉપર મુજબ ઈમામનું જે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું તે સમજ્યા પછી આપે ઉઠાવેલા પ્રશ્નો વ્યર્થ છે.

## ૭૦. અગરબત્તીના સ્ટેન્ડ ઉપર અલ્લાહ તઆલાનું નામ હોય તો ?

**સવાલ :** એક મારબલના ટુકડામાં અલ્લાહનું નામ કોતરેલ છે અને તેના ઉપર અગરબત્તી રાખવાના સુરાખ કરેલ છે, જેથી તેની ઉપર અગરબત્તી

રાખી શકાય. (ટૂંકમાં અલ્લાહનું નામ + અગરબત્તી સ્ટેન્ડ) બન્ને સાથે છે. તો આવી રીતે અલ્લાહના નામ અંકીત કરેલ મારબલમાં અગરબત્તી રાખી સળગાવવી કેવી છે? જે અગરબત્તીની રાખ અલ્લાહના નામ ઉપર પડવાની શક્યતા રહે છે તો આ બાબત શરઈ લાઈનથી કેવી છે? આ નામની તઅઝીમ અગરબત્તી સળગાવી કરવી કેવી છે?

**જવાબ** : પૂછેલી સૂરતમાં અસલ મકસદ તો અગરબત્તીનું સ્ટેન્ડ હોય. અલબત્ત શોભા રૂપે તેમાં અલ્લાહનું નામ કોતરેલું હોય તો એ વાત અલ્લાહ તઆલાના પાક નામની તઅઝીમના વિરૂદ્ધ છે. અલબત્ત, અસલ મકસદ જ અલ્લાહ તઆલાનું પાક નામ હોય, પરંતુ તખ્તીનો વાપરનાર અલ્લાહ તઆલાના પાક નામની તઅઝીમ રૂપે તેમાં અગરબત્તીની ધૂપ આપી શકે તે માટે સુરાખ બનાવ્યા હોય તો એ સૂરતમાં વાંધો નથી.

## ૭૧. જે કાગળ ઉપર હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું નામ લખેલ હોય તેનો આદર કરવો જરૂરી છે.

**સવાલ** : આપણાં બયાને મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ માસીક જે આપ મારા પર મોકલો છો એ કવર પર બયાને મુસ્તફા (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ) બે જગ્યા પર લખવામાં આવેલ છે, તો એવા કવર આપણાંથી ફેંકી શકાય કે કેમ ? જો ફેંકી શકાતા હોય તો કોઈ વાંધો નથી અને જો ના ફેંકી શકાતા હોય તો એ બાબતનો શું હુકમ છે?

**જવાબ** : જેવી રીતે બોલવામાં હુઝૂર નબીએ પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું મુબારક નામ આવે ત્યારે દુરૂદ શરીફ પઢવું જોઈએ એ જ પ્રમાણે લખાણમાં પણ નામે મુબારકની સાથે દુરૂદ શરીફ લખવું જોઈએ. ઉલમાએ મુસ્તહબ ઠેરવ્યું છે કે અગર લખાણમાં વારંવાર નામે મુબારક આવે તો વારંવાર દુરૂદ શરીફ લખે અને પુરૂં દુરૂદ શરીફ લખે, સુસ્ત અને નાવાકિફ લોકોની જેમ ટુંકા શબ્દો નહીં વાપરવા જોઈએ.

જે કવર પેજ ઉપર "સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ" છપાયેલું હોય એવા કવર–પેજ ગમે ત્યાં ફેંકી દેવું જાઈઝ નથી, બલકે એવા કવર પેજોને

ભેગા કરી, અન્ય દીની ફાટેલી જર્જરીત કિતાબોની જેમ એક ખાડો ખોદી પાક જગ્યામાં એવી રીતે દફન કરવામાં આવે કે જેવી રીતે મુસ્લિમ મય્યિતને એહતિરામ સહિત દફન કરાય છે. [ફતાવા આલમગીરી : ભાગ–૫ / ૩૨૩]

**૭૨. જન્મનાર બાળક–બાળકી દરેકના કાનમાં અઝાન અને ઈકામત કહેવાનો હુકમ છે.**

**સવાલ** : નાનું બાળક પૈદા થાય છે ત્યારે તે જો છોકરો છે તો તેના જમણાં કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવામાં આવે છે, પરંતુ અહીંયાં સવાલ એ છે કે અમુક વ્યકિતઓનું કહેવું એમ છે કે આ હુકમ ફકત છોકરા માટે જ છે, છોકરીની પૈદાઈશ માટે નથી, કારણ કે તેને કયાં જમાઅત સાથે નમાઝ પઢવાની છે ? તો જરૂરી ખુલાસો જણાવશો.

**જવાબ** : પૈદા થનાર બાળક ચાહે છોકરો હોય અથવા છોકરી તેના જમણાં કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવું સુન્નત કિંવા મુસ્તહબ છે. આ હુકમને છોકરા પૂરતો મર્યાદિત સમજવું ખોટું છે. હઝરત હુસૈન ઈબ્ને અલી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યું કે જેને ત્યાં બાળક જન્મયું અને તેણે તેના જમણાં કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહી તો તે બાળકને સુકતાનની બીમારી નહીં થશે. [એ'અલાઉસ્સુનન : ભાગ–૧૭ પેજ નં. ૧૨૩, આદાબે અઝાન–વ–ઈકામત : પેજ નં. ૧૨૮]

ઉપરોકત રિવાયતથી એ પણ જણાયું કે બાળકના કાનમાં આપવામાં આવતી અઝાન અને ઈકામત એટલા માટે નથી કે તેણે જમાઅતથી નમાઝ પઢવાની છે, એ સિવાય પણ ઘણી હિકમતો એ અઝાન અને ઈકામતમાં સમાયેલી છે.

**:: સમાપ્ત ::**

**નોંધ :– મહમૂદુલ્ફતાવાના ત્રીજા ભાગમાં સાપ્તાહિક 'ઉમ્મીદ' (સુરત) ના ફતવાઓ પ્રગટ થશે, ઈન્શાઅલ્લાહ.**